## જાહેર ખબરની અનુક્રમણીકા. / INDEX.




## " ક્લિડાયન્સ "

ટૉનીક સોલ્યુશનઃ—એના પદાર્થો " ગ્લિસરો ફૉસફેટ " સહેલાઇથી લોહીમાં મળી જાયછે, અને તેથીજ જ્ઞાનતંતુની નબળાઇ તેમજ બીજા રોગો દુર કરવામાં ઘણી સારી છે. રૂ. ૨—૦—૦ અને ૧—૨—૦

દંત મંજનઃ—ક્લોરાઇડ જેવી નુકશાનકારક દવાઓથી નીરાળો અને ફાયદાકારક જલદ પ્રાણવાયુ (ઑક્સિજન) ઉત્પન્ન થવાથી મોનાં સઘળાં જંતુઓ નાશ પામે છે અને દાંત ઉજળા થાયછે. રૂ. ૦—૬—૦ અને ૦—૪—૦.

**ધી આયોનિક ફાર્મસી,**

૨૨–૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, હોંગકોંગ બેંકની પાસે, ફૉર્ટ, મુંબઇ.

---

### (મ. જે. ગજ્જરની)

# ધી કેમીકલ લેબોરેટરી

જુદી જુદી જાતના ઉદ્યોગોમાં વપરાતી કાચી વસ્તુઓનુ તથા વેપારની ચીજોનું પૃથક્કરણ કરવાનુ કામ આ લેબોરેટરી માથે લે છે, જેવાં કે પાણીઓ, તેલો, બળતણો, ખનીજો, રસાયણિક પદાર્થો વિગેરે.

મીલોમાં અને બીજા ધંધાઓમાં વપરાતા જુદા જુદા પદાર્થોની તથા સાધારણ રીતે વેપારના પદાર્થોની જાતો નક્કી કરવાની અગત્યતા ઉપર ખાસ ભાર મુકવો નકામો છે, તે પણ વળી હાલના જમાનામાં તો ખાસ કે જ્યારે હદ વિનાનું અને હીકકમતી ભેળશેળ જે ચાલી રહ્યું છે તે નક્કી આંખને છેતરે એવી ઘણી વકી છે.

આ લેબોરેટરી વળી જુદા જુદા વેપારને લગતી તથા ઉદ્યોગને લગતી શાખાઓને માટે અભિપ્રાય તથા સલાહ આપે છે; અને તપાસ કરો એમ માગણી કરે છે.

કૅટલોગો તથા વધારે વિગતોને માટે નીચેને શિરનામે અરજ કરવી.

**મ. જે. ગજ્જર, કેમીકલ લેબોરેટરી.**

૨૨–૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, હોંગકોંગ બેંકની પાસે ફૉર્ટ, મુંબઇ.

---

નામદાર મુંબઇના ગવરનર સાહેબ તથા નામદાર મહારાજા
ગાયકવાડના આસરા હેઠળ.

# ફીરોઝ એમ. દસ્તુરની કું૦



ગવર્નમેંટ ટેલીગ્રાફ ઓફીસ સામે, નં૦ ૭ હોનબી રોડ, કોટ, મુંબઇ.

મુંબઇમાં ફક્ત અમારૂંજ એક સંપુરણ ખાતું છે, જ્યાં ઇંગલીશ ડીગ્રી ધરાવનારા અને વીલાયતની તથા વીયેનાની આંખની હોસ્પીતાલમાં કામ કરી આવેલા ૨૬ વરસના અનુભવી ડાક્ટરની આંખના દરદો માટે સલાહ મફત મલે છે.

વળી અમારે ત્યાં ૨૬ વરસના રેતીનાસ્કોપથી તથા ઓફ્થેલમોસ્કોપથી આખ તપાસવાનો ચાલુ અનુભવ ધરાવનાર મી૦ ફીરોઝ પોતે આંખ તપાસી ચસમા લાગુ કરી આપે છે કે જે કામ બાહેર મોટી ફી ખરચતા પણ જવલેજ સંતોષકારક રીતે બની શકે છે.

મી૦ ફીરોઝને ગવાલીઅરના મહારાજા સીંધીયા, ઓનરેબલ સર લોરેન્સ જેનકીન્સ, ઓનરેબલ મી૦ જસ્ટીસ બેટી, મીસીસ બેટી, ઓનરેબલ સર એન. ચંદાવરકર, ઓનરેબલ મી૦ જસ્ટીસ બીમન, ઓનરેબલ મી૦ જસ્ટીસ એચલર, કરનલ ફોરમેન, P. M. O, R. A. M. C., કરનલ બુલ્ડ M. D., I M. S., કરનલ પીટરસ, M. B, I. M. S., મુંબઇના પોલીસ કમીશનર મી૦ જેલ M. V. O. અને બીજા કેટલાક નામાંકીત ડાકટરો અને ગ્રહસ્થો તરફથી એમની કાબેલીયતપણાની ઉમદા સરટીફીકેટો મળી છે.

વળી હમો પોતે અમારા વીજળીથી ચાલતાં યંત્રોમાં છેટલામાં છેલ્લી શોધના

## "ક્રીપટોક"

બાઇફોકલ ફ્લેત તથા તોરીક ( દુર તથા નજીક જોવા માટે સાધા વગરનાં ) લેન્સીસ તથા ઉંચી ક્વોલીટીના બ્રેઝીલીઅન પેબલસના તેમજ આખને ઠંડક આપનારા સફેદ તથા રંગીન ક્રાઉન ગ્લાસના સીલીનડરીકલ તથા કમપાઉન્ડ સીલીનડરીકલ પ્રીઝમેટીક વગેરે દરેક જાતના લેનસીસ બનાવી આપીએ છીએ. ઉતમ માલ છતા ભાવ ઘણાજ કીફાયત.

## "વી વી"

### આંખનાં ટીપાં

આંખ દુઃખવા આવવી, પાણી જવું, ખીલ વગેરે દરદો માટે ઠંડો ખાત્રીપુવક ઇલાજ કીંમત આના ૧૨.

આંખની સંભાળને લગતી કીમતી નુસખાઓ સાથની ચોપડી મુફત મળશે.

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધંધાદારીઓને માટે ટુંક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાંત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામા આવશે ૧૬ શબ્દ દીઠ ચાર આના અને તે ઉપરાંત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમા લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવા જોઇએ અદર લખાણ અને પૈસા સાથે પોસ્ટમાં મોકલી આપવાં.

સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો,
ઓલ્ડ ટેલીફોન બિલ્ડીંગસ ૧૯,
હૉર્ન સ્ટ્રીટ—કોટ—મુંબઇ.

---

મણીવીજ્ય ટૉનિક પીલ્સ તાત્કાલિક આહ્લાદ આપી પોતાની અદભૂત શક્તિ આબેહુબ બતાવે છે
કિંમત ૩૨ ગોળીના રૂપીઆ ત્રણ
ડૉકટર એમ. એમ. પારેખ.
વાસાવડ, (કાઠીઆવાડ.)

**જોઇએ છે.** ખેતી વધારવા માટે રૂ. ૧૮૦૦૦). સારૂં વ્યાજ, કમીશન મળશે.
રેવાશંકર નારાયણજી,
નાગરવાડો, વડોદરા.

---

**જોઇએ છે.**—વીમા એજન્ટો તથા જાહેર ખબર કેનવાસરો—ભરપુર કમીશન—
ઠાકોર. એન્ડ, જી એમ.
સગરામપરા, સુરત

---

એમ. લક્ષ્મીદાસ એન્ડ કુાં૦
જનરલ મર્ચન્ટસ એન્ડ કમીશન એજન્ટ.
૩૨૭, નવાબ બીલ્ડીંગ્ઝ,
હોર્નબી રોડ,—મુંબાઇ.

---

M. Laxmidas & Co.
General Merchants & Commisson agents,
327, Nawab Buildings,
Hornby Road,—Bombay.

---

## થોડા ખરચે ઘણો ભપકો.

વીજળીને લગતુ દરેક જાતનું ફીટીંગ અને દુરસ્ત કામ કરનાર તમારી વીજળીક ફીટીંગનો નીભાવ કીફાયતે કરી આપવામાં આવશે.
શા૦ પ્રેમચંદ કૃષ્ણાજી, સુરતવાળા.
ઠે૦ મુળજી જેઠા બીલડીંગ, બ્લોક નં. ૬,
ટેલી. નં. ૩૯૦૪ પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨.

---

ઓરડર મળેથી, તમામ જાતના અનાજ, દીવેલી, ઘી, સીંગચીંગ, વિગેરે શ્રીકાર માલ ખરીદી પુરો પાડવામાં આવશે.
લખો—કે. જી. ભટ્ટ એંડ કુ
મોઢુકા, પોસ્ટ હરમોલ.

---

## ધી ઉમરેઠ હેન્ડ લુમ્સ વીવીંગ વર્કસ ફેકટરી.

અમારા કારખાનામાં સાડી, સુકટા, તાસા સીલ્ક, ચાયના સીલ્ક વિગેરે સ્વદેશી માલ બને છે.

કામ પાડી ખાત્રી કરો.

ઠે—પટેલની ધર્મશાળા, ઉમરેઠ ”







Keshav Perfumery Works
BOMBAY

# Index to the Tenth Volume of the Journal of the Indian Merchant's Chamber.

## ધી દેશી વેપારી ચેમ્બરના માસિકના દશમા પુસ્તકની અનુક્રમણિકા.

## ૬ વેપારી ખબરો

## હિંદુસ્થાનમાં વહાણોનું બાંધકામ.

મેસર્સ બર્ન એંડ કુંપની, હાઉરા, કલકત્તાના ધી કૉમર્સ પત્ર ઉપર એક પત્ર લખી જણાવે છે જેનો સાર નીચે પ્રમાણે છે:—

"મી. ટી ફ્રીશ, લૉયડ, સરવેયર, કલકત્તા, તા. ૧૧ મી એપ્રિલ ૧૯૧૮ ના ધી કૉમર્સના અંકમાં લખે છે કે કલકત્તામાં ફક્ત ખોખુંજ તૈયાર કરવામા આવે છે અને વહાણોને માટેનું સાંચાકામ ઇંગ્લંડથી મગાવવામાં આવે છે. જ્યારે મી. ફ્રીશ કલકત્તામાં હતા ત્યારે આ જાતની હકીકત હશે પણ ખરી; પરંતુ હમણાતો અમે પણ સાંચાકામ બનાવીએ છીએ. ગયે વર્ષે અમારા હાઉરાના કારખાનામાં અમે ૧૪ જોડ 'મરીન એંજીન' બનાવ્યાં હતા અને અમારા શીપયાર્ડમાં બનતા એક વહાણને માટે હમણા અમે ૪૦૦ J. H. P. નું એંજીન બનાવીએ છીએ."

## જપાનની વહાણોના હુન્નરમાં પ્રગતિ.

"ધી કૉમર્સ" પોતાના એક અંકમાં નીચે પ્રમાણે જણાવે છે: જપાનની મોટી વહાણોની કંપનીયોમાની એક ઓસાકા શોસન કૈશા હવેથી મુંબાઇ અને માર્સેલ્સ (સુએઝ થઇને) વચ્ચે ફ્રેટને માટે સ્ટીમરો દોડાવવાની યોજના અમલમા મુકવા માગે છે હમણા આ કંપની પોતાની સ્ટીમરો આસ્ટ્રેલિયા અને જપાન, દક્ષિણ આફ્રિકા અને જપાન અને દક્ષિણ અને ઉત્તર અમેરિકા વચ્ચે દોડાવે છે મુંબઈ અને માર્સેલ્સ વચ્ચે હાલ ૪,૦૦૦ ટનની ત્રણ સ્ટીમરો દોડાવવામાં આવનાર છે પરંતુ જેમ જેમ તેને માલ મળતો જશે તેમ તેમ તે મોટા કદની સ્ટીમરો દોડાવવા માંડશે. હિંદુસ્થાન પાસે આટલા અખુટ સાધનો છે છતાં લડાઇને લીધે જે તે મેળવી શકયું નથી તે લાભ જપાન મેળવી શકયું છે.

## સુખડનું તેલ.

બેંગલોરની સુખડના તેલની મીલે મે ૧૦ મી, ૧૯૧૬ માં કામ શરૂ કર્યું અને બી વર્ષે જૂનમાં ૫૦,૬૯૦ રતલ તેલ બહાર પાડયું. જંગલ ખાતાને લાકડાને માટે ૮,૦૭,૯૪૭ રૂ આપ્યા બાદ ૩૩,૫૪૧ પાઉન્ડનો નફો થયો. લંડન એજંટને તેલ ૩૮,૭૨૭ પાઉંડનું બીજું એક કારખાનું ૨૦,૦૦૦ પાઉંડને ખર્ચે તૈયાર થાય છે. બે વિદ્વાન રસાયણ શાસ્ત્રી નિમવામાં આવ્યા છે અને દરેક કનસાઇના મેન્ટમાંથી નમુનો તપાસવામાં આવશે અને ચોખ્ખાઇનું સરટીફિકેટ આપવામાં આવશે.

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER

# દેશી વેપારી ચેમ્બરનું માસિક

પુસ્તક ૧૧ મુ VOL XI. JULY, 1918. No. 1. જુલાઈ, ૧૯૧૮. અંક ૧લો.

અનુક્રમણિકા.



CONTENTS.



' ના હિંદી સરકારે મુંબાઈના મેસર્સ તાતા એન્ડ સન્સને મહાબળેશ્વરની પાસે કોયાના નદીની સર્વે કરવાનો હક્ક આપ્યો છે આ સર્વે કરવાનો હેતુ આલુમીનીઅમ, નાઇટ્રેટ અને કૃત્રિમ ફરટીલાઇઝર બનાવવા માટે હાઇડ્રોઇલેક્ટ્રીક બળ ઉત્પન્ન કરવાનો છે. આજ જાતની શકયતા હિંદુસ્થાનમા અનેક જગ્યાએ છે પણ સાહસ, વિશાળ દૃષ્ટિ અને ઔદ્યોગિક કૌશલ્ય જોઇએ તેટલા પ્રમાણમા બહાર પડતા નથી

* * * *

## હમે પોતે.

આ માસીકમાં બહારથી આવેલા લેખો માટે હમે જવાબદાર નથી.

આ માસીકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ત્રણ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૩—૬—૦ ત્રણ છ આના પોસ્ટેજ સુદ્ધાં, રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૪ ચાર. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

આ માસીકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦મી તારીખ પહેલાં આપવી જોઇએ. નહિતર ત પ્રમાણે કરવું બની શકશે નહિં.

હમારા જૂના કૉન્ટ્રૅક્ટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં હમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી.

# EDITORIAL STUDY.

# અધિપતિનું અધ્યયન.

વેપાર માટે નવું નાણું રોકી ધંધો અમુક જાતનો શરૂ કરવાના સંબંધમાં નામદાર સરકાર તરફથી અગરજો કે ધારો પસાર કરવામાં આવ્યો છે, છતાં તેને લગતા કાનુનોમાં જણાવ્યા પ્રમાણે ખરી સંગીન રીતે દેશને ઉપયોગી હુન્નર ઉદ્યોગની બાબતમાં જો નાણું રોકવામાં આવે છે તો તેવે વખતે કોઇ જાતનો અવરોધ કર્યા વગર પરવાનગી આપવામાં વાંધો આવતો નથી. ગયા એપ્રીલ માસમાં ૨૬ નવા ધંધાઓ ઉભા થયા. તે માંહે મૈસુર રાજ્યના બે ઉદ્યોગોનો સમાવેશ થઇ જાય છે. બંગાળમાં ૮ નવી કંપનીઓ ઉભી થઇ—અને રૂા. ૪૬૦૦૦૦૦ ના રોકાણથી કામ ચાલે છે, મુંબઇમાં છ કંપનીઓ પાંત્રીસ લાખ વડે કામ કરે છે, અને બર્મામા ચાર કંપનીઓ છવીશ લાખથી કામ કરે છે. તે ઉપરાંત બીજી પણ છે,

કાગળના ચલણી નાણાના સંબંધમાં આનાકાની કરવામાં આવે અગર વટાવ લેવામાં આવે તે કાયદેસર નથી. મુંબઇ ઇલાકામા ટંકશાળ માટે અને આખા હિંદુસ્થાન દેશમાં ચાંદી જથ્થાબંધ અમેરિકામાંથી આવતી જાય છે, હાલના સંયોગોમાં બીજા તરફ જોઇએ તો ચીજોના ભાવો વધતા ચાલ્યા છે અને ઘણાખરા માલની તંગી પણ બજારમાં જોવામાં આવે છે. તેની સાથે રૂપાનાણું અને રૂપું પણ તંગીમાં છે ગઇ તા. ૭ મી જુનને રોજ રૂા. ૩૮૫,૦૦,૦૦૦

નું રૂપું સિક્કા પાડવાના કામને માટે વાપરવામાં આવ્યું હતું જ્યારે તે પહેલાના સરકારી આંકડા મુજબ ફક્ત રૂ. ૭૬૦૦,૦૦૦ નું રૂપું તેવી રીતે કામે લાગ્યું હતું.

"ગોલ્ડસ્ટાન્ડર્ડ રીઝર્વ" ની સીલક અપ્રીલ તા० ૩૧ મી મેને દિવસે હિંદુસ્થાન તથા ઇંગ્લાંડમાં મળીને ૩૪,૫૬૧,૭૦૭ પોંડ જેટલી હતી તેની વિગત નીચે પ્રમાણે છે.—ટુંકી મુદત માટે નામદાર હિંદી પ્રધાને મુકેલી રોકડ–૬૦૦૦,૦૧૧ પોંડની હતી, બ્રીટીશ અને કોલોનીઆલ સરકારની સીકયુરીટીઝ–૨૪,૯૨૦,૧૫૩ પોંડની; અને બ્રીટીશ ગવનમેંટની સીકયુરીટીઝ તે પછી ખરીદેલી–૩૬,૪૧,૫૪૩ પોંડની હતી.

ચાલુ વર્ષના જુન માસની આઠમી તારીખે પુરા થતા અઠવાડીઆમા રેલ્વે રસ્તે તથા દરીઆઇ રસ્તે જે આયાત ઘઉંની મુંબઇ, કરાચી તથા કલકત્તા ખાતે થઇ છે તે ૩૭૧૫૧ ટનની છે, જેવામાં ૧૯૧૭ તથા ૧૯૧૬ ની સાલના તેને બંધબેસ્તા અઠવાડીઆમાં ૧૧૦૯૨૨ ટનની અને ૨૮,૨૫૫ ટનની અનુક્રમે આયાત થઇ હતી.

એવું કહેવામા આવે છે કે હિંદુસ્થાનની આબાદી ઘણી વધી છે તેથી એકસચેન્જની મુશ્કેલીઓ વધવા પામી છે એ સિદ્ધાંત કેટલે દરજે ખરો છે તે તપાસવા પહેલા એટલું કહેવાની જરૂર છે કે જર્મન ઓસ્ટ્રીયન અને બેલજીયન બજારો બંધ હોવા છતાં વેપારને લગતા આંકડા ઘણા વધારે છે, અને આયાત કરતા નિકાસ વધારે છે. નિકાસ ઉપર અંકુશ મુકાયો છે હિંદની પેદાશના ભાવો ઘણા ઉંચા આવ્યા કરે છે. આવાં ઘણા કારણોને લીધે રૂપૈઆની નિયમિત કિંમત (Standard Valne) ૧–શિ–૪–પી. પર ટકાવી રાખવી મુશ્કેલ છે નીચેના આંકડા વેપારની ખરી સ્થિતિનો પુરાવો આપવાને પુરતા થઇ પડશેઃ—

| | પાચ વર્ષની સરેરાસ એટલે કે<br>૧૯૦૯–૧૦ થી ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ | ૧૯૧૫–૧૬ | ૧૯૧૬–૧૭ |
|---|---|---|---|---|
| આયાત | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| માલ | ૧૪૫,૮૪,૭૨,૦૦૦ | ૧૩૭,૯૨,૯૦,૦૦૦ | ૧૩૧,૯૮,૬૨,૦૦૦ | ૧૪૯,૬૨,૨૦૦૦૦ |
| સોનું | ૩૨,૭૮,૪૧,૦૦૦ | ૧૦,૭૦,૩૬,૦૦૦ | ૫,૨૪,૪૨,૦૦૦ | ૧૩,૩૩,૭૯,૦૦૦ |
| ચાંદી | ૧૦,૮૮,૨૯,૦૦૦ | ૧૧,૦૬,૬૮૦૦૦ | ૬,૬૧,૧૦૦૦ | ૧,૫૫,૯૬,૦૦૦ |
| કુલે આયાત | | | | |
| નિકાસ. | ૧૮૯,૫૧,૩૯,૦૦૦ | ૧૫૯,૬૯,૯૪,૦૦૦ | ૧૪૩,૮૪,૧૪,૦૦૦ | ૧૬૪,૫૧,૯૫,૦૦૦ |
| હિંદી માલ | ૨૧૯,૪૯,૭૩,૦૦૦ | ૧૭૭,૪૮,૫૦૦૦, | ૧૯૨,૫૩,૪૩,૦૦૦ | ૨૩૩,૧૫,૩૬,૦૦૦ |
| પરદેશી માલ (ફરીથીનીકાસ થયેલા) | ૪,૬૧,૮૮,૦૦૦ | ૪,૧૦,૬૭,૦૦૦ | ૪,૮૪,૫૯૦૦૦ | ૭,૭૩,૩૧,૦૦૦ |
| સોનુ | ૩,૯૨,૦૭,૦૦૦ | ૨,૨૪,૯૪,૦૦૦ | ૬,૩૯,૦૮,૦૦૦ | ૬,૧૮,૦૦૦ |
| ચાંદી | ૩,૬૭,૩૫,૦૦૦ | ૧,૦૫,૩૯,૦૦૦ | ૧,૦૩,૫૦,૦૦૦ | ૪,૮૭,૯૮,૦૧૦ |
| કુલે નિકાસ | ૨૩૧,૭૧,૦૩,૦૦૦ | ૧૮૪,૮૯,૫૦,૦૦૦ | ૨૦૪,૮૦,૬૦,૦૦૦ | ૨૪૫,૮૨,૮૩,૦૦૦ |
| કુલે વેપાર | ૪૨૧,૨૨,૪૨,૦૦૦ | ૩૪૪,૫૯,૪૪,૦૦૦ | ૩૪૮,૬૪,૭૪,૦૦૦ | ૪૧૦,૩૪,૭૮૦૦૦ |
| કુલે માલ અને ખજાનો | ૧૦,૧૯,૮૧,૦૦૦ | ૯,૬૧,૦૨,૦૦૦ | ૯.૧૭,૪૧,૦૦૦ | ૩૭,૮૭,૪૮,૦૦૦ |

કિંમત ઘણી અરી ચીજની વધી ગઇ છે તેના કારણોમા નીચે મુજબ દરેક બાબત ધ્યાનમા લેવાની જરૂર છે. ( ૧ ) ખોરાકની જણસો કરવા વધારે રૂના વાવેતરની પસંદગી ખેડૂત લોકો કરે છે; ( ૨ ) હાલ લશ્કરમા માણસો ઘણા જાય છે, ( ૩ ) શહેરમા ગામડામાથી માણસોનો આવાગમ થાય છે, ( ૪ ) લડાઇના કામ માટે ખોરાકની જણસોનો નિકાસ મોટે ભાગે કરવામા આવે છે, ( ૫ ) માલ પેદા કરનારા ખેડૂત વગેરે લોકો માલનો જથ્થો ભરી રાખે છે, ( ૬ ) વેપારીઓનો મોટો ભાગ હદ ઉપરાંત નફો લેવા તરફ વલણ ધરાવે છે, (૭) તથા સટ્ટો વેપારી જણસોનો ઘણો કરે છે, (૮) માલ લાવજા કરવાની અત્યંત મુશ્કેલી; (૯) (રેલ્વે વેગનની તંગી દરમીઆન જ્હાજ-જના દરનો વધારે ચીજોના ભાવો ઉંચા લઇ જવામાં સહાયકારક બને છે, ( ૧૦ ) માલ ભરી રાખે તેની ઉપર વ્યાજ ચઢતું જાય તે પ.ઘડીના વળ જેમ છેડે આવે તેમ ભાવો વધારવામા મદદ કરે છે, ( ૧૧ ) કરન્સી નોટના વટાવ લેવામા આવે છે, ( ૧૨ ) રેલ્વે વગેરે રસ્તે માલ આવજા કરે તેમા ઘટ પડે છે અથવા ચોરાઇ જાય છે કે ભાગી-તુટી જાય છે, ( ૧૩ ) ડીલીવરીમા પહેલ કરવા માટે ખરાબી થવા સંભવ રહે તે પણ કારણભૂત બની શકે, ઇત્યાદિ

---

હિંદની વેપારની જણસોનો નિકાસ થાય છે તે ટનમા બતાવવામા આવેલી છે તે નીચેના આકડાઓમા ખાસ અનાજનો નિકાસ જુદા મુકવાથી પેદાશના આકડા સાથે સરખાવવાનું સ્હેલુ થશે:—

## હિંદી માલની કુલ્લે નિકાસ. ( ટનમાં )

| | ૧૯૧૦-૧૧ | ૧૯૧૧-૧૨ | ૧૯૧૨-૧૩ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬. |
|---|---|---|---|---|---|---|
| ચોખા. | ૨૩૬૫૧૪૨ | ૨૫૬૮૬૦૮ | ૨૭૧૬૨૨૦ | ૨૪૧૮૮૬૨ | ૧૫૩૮૨૯૦ | ૧૫૮૪૭૩૭ |
| ઘઉં. | ૧૨૬૬૧૫૧ | ૧૩૬૧૧૬૬ | ૧૬૬૦૨૮૭ | ૧૨૦૨૨૦૫ | ૭૦૬૩૮૨ | ૭૩૩૬૬૩ |

## હિંદમાં ઉત્પત્તિ.

| | ૧૯૧૦-૧૧ | ૧૯૧૧-૧૨ | ૧૯૧૨-૧૩ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬. |
|---|---|---|---|---|---|---|
| ચોખા. | ૨૧૯૧૨૦૦૦ | ૨૮૫૧૭૦૦૦ | ૨૮૪૮૫૦૦૦ | ૨૮૭૯૦૦૦૦ | ૨૭૨૪૨૦૦૦ | ૩૨૮૩૧૦૦૦ |
| ઘઉં. | ૮૦૯૨૦૦૦ | ૯૬૫૭૦૦૦ | ૯૮૫૩૦૦૦ | ૮૩૫૮૦૦૦ | ૧૦૦૮૭૦૦૦ | ૮૬૫૨૦૦૦ |

---

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

## INDIA: HER RESOURCES AND HER ECONOMICS.

## હિંદની આર્થિક સ્થિતિ.

(માસિક માટે ખાસ લખનાર—શ્રી જે લ દુ ખારભાયા.)

Luxury શોખનો પાર નથી. શોખ એ ચીજ જેટલી વધારીએ એટલી વધે છે. જ્યા આથિક સ્થિતિ સારી હોય ત્યા કુદરતી શોખ વધવોજ ઘટે છે. શોખ ન વધે તો અનેક પ્રકારના હુન્નરો, જાગે નહિં, અને અવિક્ષોને સાધતા મળે નહિં. પરંતુ શોખ વધવાને લીધે દેશનો હુન્નર વધે તોજ ફાયદાકારક થઈ શકે, પણ જો શોખને અગે વિદેશી વસ્તુનો ખપ વધતો જાય તો તે નુકશાનકારક છે. કારણ કે તે પ્રકારનો શોખ એ દેશની સસારિક ઉન્નતિ કરી શકતો નથી

હિંદ અને ઇગ્લન્ડના વ્યયની સરખામણી. આને લગતા પુરા આકડા મળી શકતા નથી. વળી કેટલીક બાબતના આકડાઓની સરખામણી સમુળગી કરવામા આવી નથી. 'સ્ટેટ્સમેન્સ ઇયર બુક'માથી નિચલા આકડા મળી આવે છે. જે માથાં દિઠ કેટલો ખોરાક ખાઇએ છીએ તે દર્શાવે છેઃ—

| યુનાઇટેડ કીંગડમ. | | હિંદુસ્વાન. |
|---|---|---|
| માંસ. | ૪૨ પૌંડ | ..... |
| ઘઉં, આટો, ચોખ વ. | ૨૮૨ ,, | ૮૪ શેર |
| તંબાકુ | ૧.૫૭ ,, | ...... |

| યુનાઇટેડ કીંગડમ | | હિંદુસ્વાન |
|---|---|---|
| બીર દારૂ | ૨૮ ગેલન | |
| ખાંડ | ૮૫/પૌંડ | ૨૩.૫ પા |
| નિમક | ૭૨ ,, | ૧૨ , |
| ચહા | ૬.૬ ,, | ૧/૧૬ ,, |
| કપડાં | ૬૭ ૮ ,, | ૯ ૩ વાર |
| અયાત ઉપર માથા દિઠ ખપત પોંડ | ૧૪-૧૪ શી. | ૦-૯ આન |

૧ હિંદની ખપતના આંકડા

(ક) ખોરાકી નિમક. ૧૯૦૨ માં માથા દિઠ નિમકની ખપત ૧૦ પૌંડ હતી, જે ૧૯૦૮ મા વધીને ૧૨ પૌંડ થવા ગઈ હતી. હિંદના લોકો અંગ્રેજો કરતાં વિશેષ નિમક ખાનાર છે. વળી અંગ્રેજો પકાવેલો પદાર્થ રાખવા તરીકે બીસ્કીટ, પાઉં, જામ વગેરે વિશેષ વાપરે છે જેમા સ્વભાવિક નિમકની મેળવણી કીધી ન હોય છે, છતા અજાયબીની બીના છે કે માથ દિઠ સરેરાસ ખપતમાં હિંદ કરતાં ઇગ્લાંડ વધી જાય છે અને ખપત ૭૨ પૌંડની આવે છે. ઇ સ ૧૯૦૮ માં હિંદ ખાતે ૪૩ ૬ લાખ મણ મીઠું ખપ્યું હતું, જેનું પ્રમાણ હિંદની વસ્તીના પ્રમાણમાં કરીએ તો માથ દિઠ ૧૨ પૌંડ નિમકની ખપત આવે છે.

(ખ) ખાંડ. માંસહારી નહિં એવા ભાજી તરકારી ઉપર જીવનારા લોકો માટે ખાંડ એ જરૂરીઆત ચીજ છે. કારણ કે તેઓ જે ઉત્તમ ભોજન બનાવે છે તે-દુધપાક, શીખંડ, બાસુંદી, દુધ, ઝીરંજ, શિરો, લાપસી વગેરે- દરેક વસ્તુમા ખાંડનો પુષ્કળ ઉપયોગ કરવો પડે છે. વળી જન્મ, લગ્ન વગેરે પ્રસંગે ખાંડની માંગણી વિશેષ હોય છે. તે જોતાં ખાંડનો ઉપયોગ વધવો અસંભવિત નથી ગયાં દશ વર્ષ દરમ્યાન વિદેશી ખાંડની આયાત બેવડી થવા ગઇ છે, ૧૯૦૦ના વર્ષ માં ખાંડની જે આયાત ૫૬ લાખ હંડ્રવેટ હતી તે ૧૯૦૮ માં ૧૨ લાખ હંડ્રવેટ થવા ગઇ છે. હવે તે સાથે ૧૯૦૮ માં હિંદે શેરડીમાંથી બનાવેલી ખાંડ અને સાકરનો તેમાં ઉમેરો કરીએ. હિંદે ખાંડ અને સાકરનો ૩૬ લાખ હંડ્રવેટ જેટલો જથ્થો બનાવ્યો હતો, અને ૧૨૦ લાખ આયાત થઇ. હવે જો ૩૧૬,૨૨૧ હંડ્રવેટ તેમાંથી નિકાસના સ્વરૂપમાં બાદ કરીએ તો ૧૩૬ પૌંડ ખાંડ દરેક હિંદીએ ખપાવી એમ ઠરે છે.

૨. પિવાની વસ્તુઓ.

(ક) ચહા. ચહા પિવાનો રવૈયો જોરથી પોતાનો પગ પેસારો કરતો રહ્યો છે, અને તેમાં મુંબઇ અને રેલ્વેનો વ્યવહાર અગ્રસ્થાન ભોગવે છે. ૧૯૦૮ મા દર માથા દિઠ ખપત ૧/૧૬ પૌંડ આવી હતી. આ આંકડા નિચે મુજબ મળે છે—

| | | |
|---|---|---|
| ૧૯૦૭ માં અત્રે ઉપજેલી ચહા | ૨૪૮ | દશ લાખ પૌંડ |
| ૧૯૯૮ મા દરિઆ માર્ગે આવેલી | ૪·૪૪ | ,, ,, |
| ,, જમીન ,, | ૧·૭૨ | ,, ,, |
| | ૨૫૪ ૧૬ | |

| | | |
|---|---|---|
| તેમાંથી બાદ કરીએ— | લાખ પૌંડ. | |
| દરિઆ માર્ગે નિકાસ કીધેલી | ૨૩૪ | |
| જમીન ,, ,, | ૮૯૨ | |
| દરિઆ પુનઃ ,, | ૮૩૩ | ૨૩૫·૭૨૫૦૦૦ |
| દરેક માથાદિઠ ખપત | | ૧૮·૪૪ |

(ખ) દારૂ અથવા કેફી પીણાંની દુકાનો. હિંદમાં દર ૨૪૦૦ માણસની વસ્તીએ એક દુકાન છે, જ્યારે ઇંગ્લંડમાં દશ હોય છે. ૧૯૦૨માં દર હજાર માણસે ખપત નિચે મૂજબ આંકાઇ હતી:-

પંજાબ દર ૧૦૦૦ માણસે ૧૪ ગેલન
બર્મા ,, ,, ,, ૧૦ ,,
મુંબઇ ,, ,, ,, ૧૨૭ ,,

૧૯૦૭ માં દર માથાં દિઠ ઇંગ્લન્ડમાં ખપત ૦. ૯ ગેલન્સ અને બીર ૨૭. ૯૭ ગેલનની હતી, અને કેફી પીણાંનો માંથા દીઠ કર ૧૬૩ શિલીંગ થવા ગયો હતો. જ્યારે હિંદમાં ભાગ, ગાંજો, અફીણ, દારૂ, તાડી વગેરે સર્વ મળી દર માથાં દિઠ કર ૪૬ આના થવા ગયો હતો. પરમેશ્વરનો એટલો પાડ માનવાનું કારણ રહે છે.

---

૩ કાપડ. ૧૯૦૮ માં આપણે માથાં દિઠ ૯'૩ વાર કાપડ વાપર્યું હતું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સુતરાઉ કાપડ | | આયાત થયું | ૧૯૯૨.૫ | દર લાખ | વાર. |
| ફુલેકસ ,, અને કેનવાસ ,, | | ,, | ૪.૬ | ,, | ,, |
| રેશમી ,, | ,, | , | ૨૪.૨ | ,, | ,, |
| ગરમ ,, | ,, | , | ૨૦.૨ | ,, | ,, |
| ગરમ ઓઢવાના | ,, | ,, | ૫,૦ | ,, | ,, |
| સુતરાઉ કાપડ અત્રે બનાવ્યું | | | ૭૯૩ ૧ | ,, | ,, |
| ,, - ,, દેશી રાજ્યોમા બન્યું | | | ૩૧.૩ | ,, | ,, |
| | | | ૨૮૭૧.૦ | ,, | ,, |
| નિકામ ગયેલુ કાપડ તેમાથી બાદ કરીએ | | | ૧૨૯.૩ | ,, | ,, |
| તો ૨૯૪ લાખ માણસોએ એક દર વાપર્યું | | | ૨૭૪૧ ૭ | ,, | ,, |

નોધઃ—તેજ વર્ષમા ગરમ કાપડના મથાળા નિચે અત્રેથી ૨૮ લાખ રૂપીઆનો માલ નિકાસ કરવામા આવ્યો હતો પણ તે સેનઓ. ગાલીચા વગેરેજ હતો તેથી તે ઉપલા કોઠામા ગણવામા આવ્યો નથી

૪ સોનુ અને રૂપુ ૧૯૦૮ મા હિંદમા દર માથા દિઠ ૯½ આનાનું સોનું રૂપું ખપ્યુ હતું જે ઇગ્લન્ડમા ૧૬½ આના થવા ગયુ હતું. પરંતુ તેની પહેલા હિંદમા માથા દિઠ ૧૩½ આનાનું સોનું રૂપુ ખપવાના દાખલા મોજુદ છે

| | | | |
|---|---|---|---|
| ૧૯૦૮ મા દરિ ા માર્ગે આવ્યુ | | ૧૫ ૦૮૭ | પો. દશલાખ. |
| જમીન ,, ,, | | ૦.૯૯૬ | ,, |
| તેમાંથી બાદ કરએ. | | | |
| દરિઆ માર્ગે ગયેલુ | ૩ ૯૭૧. | | |
| જમીન , ,, | ૦.૪૯૬. | | |
| | | ૪.૪૬૭ | ,, |
| અત્રે ખરેખરૂં મળેલું | | ૧૧.૩૧૬ | ,, |

## હિંદુસ્થાનમાં નકશાઓ.

હિંદુસ્થાનમા હુન્નર ઉદ્યોગની જે પ્રગતિ થઇ છે તે જોતાં નકશાઓની જરૂર પડે તે સ્વાભાવિક જ છે જીઓલજીકલ ડીપાર્ટમેન્ટ તરફથી ૯૦ વર્ષે ૫૫,૦૦૦ ચોરસ માઇલ જમીન મપાતી અને નકશા તૈયાર થવા પરંતુ આ વિગ્રહને લીધે તેમા ખલલ પડી છે. લશ્કરી અમલદારો લડાઇ ઉપર ગયા છે. પણ હવે ૧૩,૮૩,૦૦૦ ચોરસ માઇલ જમીન બાકી રહેલી છે

ધી ભારત ટાઇપ માર્ટ ૨૧ બેક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ

# ખેતરો અને કારખાનાઓ.

## લેખકઃ પી. ક્રોપૉટકીન.

### ભાષાન્તરકર્ત્તાઃ ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા.

(અંક ૪૪૦ થી ચાલુ)

આ પુસ્તકની પ્રથમાવૃત્તિમાં મેં એમ લખ્યું હતું અને એવી ધારણા બતાવી હતી કે કોલસા અને લોઢાના ઉદ્યોગના સંબંધમાં જપાનીઓ યુરોપના તાબેદાર ઘણો વખત નહિં રહે અને પોતાને ત્યાં વહાણ બનાવવા માટેના હક્ક તૈયાર કરવાની તેમની અભિલાષા છે અને એટલામાટે મેશર્સ આર્મસ્ટ્રોંગના એલ્સ્વિકના કારખાનામાંથી ૩૦૦ ઇજનેરો જપાન ઉપડી ગયા હતા આ ઇજનેરો પાંચ વર્ષને માટે જપાન ગયા હતા કારણકે જપાનીઓની એવી માન્યતા હતી કે પાંચ વર્ષમાં પોતાને ઇજનેરોની જરૂર નહિં રહે. આ ધારણા ખરી પડી છે. જપાનમાં હાલ ૧.૦૦૦ લોઢા અને સંચાકામના કારખાનાં છે અને પોતે પોતાના લડાયક વહાણો બનાવી શકે છે છેલ્લા વિગ્રહમા, આવા વિગ્રહને લગતા ઉદ્યોગોમા જે વિકાસ તે દેશમાં થયો હતો તે બરાબર જણાઇ આવ્યો હતો.*

યુરોપીઅન બજાર ઉપર પુર્વના પ્રદેશોની હરિફાઈ ચાલશે એવી જે બીક રાખવામાં આવતી હતી તે બીક આ ઉપરથી ખોટી પડેછે. ચીનાઓ હજી નિદ્રાવશ છે; પરંતુ મે ચીનમાં જે જોયું છે તે ઉપરથી હું એમ કહી શકું છુ કે જ્યારે ચીન યુરોપના સાંચાકામની મદદથી ઉદ્યોગો ખીલવવા માંડશે—અને તેનો આરંભ થઈ પણ ચુકયો છે—ત્યારે જપાનના કરતાં ઘણા મોટા વિસ્તારમાં અને તેના કરતાં વધારે ઝડપથી તે દિશામા આગળ વધી શકશે.

પરંતુ જે યુનાઇટેડ સ્ટેટસ "સસ્તી મજુરી" વાપરતું નથી અને "સસ્તી અને ખરાબ" વસ્તુઓ નિકાસ કરતું નથી. તે યુનાઈટેડ સ્ટેટસનું શુ ? તેના પ્રચંડ ઉદ્યોગો હજી ગઈ કાલેજ ઉભા થયા છે એમ કહીએ તો ચાલે; અને તેમ છતા સ્ટેટસ પ્રતિવર્ષે યુરોપમાં સાંચાકામ વધારે ને વધારે મોકલતું જાય છે. ૧૮૯૦ મા તેમણે લોઢુ પણ નિકાસ કરવા માંડયું; આ લોઢું ધાતુશાસ્ત્રને આધારે નવી શોધો કરીને તેઓ સસ્તું બનાવી શકવા લાગ્યા.

બીજાં વીસ વર્ષમાં (૧૮૭૦–૧૮૯૦) અમેરિકન ઉદ્યોગોમા રોકાયેલ કામદાર વર્ગની સંખ્યામાં બમણો વધારો થયો અને ઉત્પન્ન કરેલી વસ્તુઓની કિંમતમા ત્રણગણો વધારો થયો, તે પછીના પંદર વર્ષમા કામદાર વર્ગમા ૫૦% વધારો થયો અને તૈયાર માલના મૂલ્યમા બમણો વધારો થઇ ગયો.* દેશમાંજ બનેલા સાંચાકામની મદદથી કાપડના ઉદ્યોગમાં એટલો બધો વિકાસ થઇ ગયો કે ૧૯૦૫ માં વાર્ષિક

* ખાણોને ઉદ્યોગ નીચે પ્રમાણે વધ્યો હતો

| | | | |
|---|---|---|---|
| ત્રાંબા | ૧૮૭૫ | માં | ૭,૪૦૭ ટન, |
| | ૧૯૦૯ | માં | ૪૯,૦૦૦ ટન. |
| કોલસો | ,, | માં | ૫,૬૭,૨૦૦ ટન, |
| | ,, | મા | ૧૫,૫૩૬,૦૦૦ ટન |
| લોઢુ. | ,, | માં | ૩ ૪૪૭ ટન |
| | ૧૮૮૭ | માં | ૧૫,૨૬૮ ટન. |
| | અને ૧૯૦૯ | માં | ૬૫,૦૦૦ ટન |

* માલ બનાવવાના ઉદ્યોગોમા રોકાયેલા મજુરો ૧૮૭૦ મા ૨,૫૪,૦૦૦, ૧૮૯૦ મ ૪૭૧૨,૬૦૦ અને ૧૯૦૫ મા ૬,૭૨૩,૯૦૦ ઓફીસરો અને કવાર્કો સાથે )

ઉત્પન્ન થયેલા માલનુ મુલ્ય ૧૮૭૦ મા ૩,૩૮૫, ૮૬૧,૦૦૦; ૧૮૯૦ મા ૯,૩૭૨,૪૩૭૨૮૦ અને ૧૯૦૫ મા ૧૬, ૮૬૬,૭૦૭,૦૦૦ ડોલર

એક કામદાર દીઠ વાર્ષિક માલની ઉત્પત્તિ ૧૮૭૦ ૧,૬૯૨ ડોલર, ૧૮૯૦ મા ૧૯૮૯ ડોલર અને ૧૯૦૫માં ૨૫૧૪ ડોલર.

ઉત્પત્તિ ૨,૧૪૭, ૪૪૧, ૪૦૦ ડોલર ઉપર ગઇ. આ ઉત્પત્તિ આજ દિશામાં યુનાઇટેડ કિંગડમમાંની ઉત્પત્તિના કરતાં (તે વખતે ૨૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની ઉત્પત્તિ ગણાઇ હતી) બમણી થઇ હતી. અને સુતરાઉ કાપડની નિકાસ ૧૯૧૦ માં ૮,૬૦૦,૦૦૦ પાઉન્ડની ગણાઇ. પીગ આર્યર્ન અને ગજવેલની ઉત્પત્તિ બ્રિટનની વાર્ષિક ઉત્પત્તિ કરતાં વધારે થઇ ગઇ છે,[૧] અને આ ઉદ્યોગનું કાર્યવાહક બંધારણ પણ ગ્રેટબ્રિટનના કરતાં ઉંચા પ્રકારનું છે એમ ૧૮૯૧માં, સીવીલ ઇજનેરના ઇન્સ્ટીટ્યુટ સમક્ષ ભાષણ કરતા મી૦ બર્કલીએ જણાવ્યું હતુ.[૨]

પરંતુ આ મત ફક્ત ૩૦ કે ૪૦ વર્ષમાં થઇ જવા પામ્યું હતું-કારણ કે આ સર્વ ઉદ્યોગો ૧૮૬૦ પાછીજ હસ્તીમાં આવ્યા છે.[૩] ત્યારે આજથી વીસ ૨૫ પછી ટેકનીકલ કોલેજો, ઉત્તમ સ્કુલો, ટેકનીકલ અને વૈજ્ઞાનિક કેળવણીનો બહોળા પ્રમાણમાં વિસ્તાર અને યુરોપમાં અદ્વિતીય સાહસની ઉર્મિ આ સર્વની સહાયથી અમેરિકા શું નહિ કરી શકે?

૧૮૬૫ની સાલથી ઉત્પન્ન થએલી બારીક સ્થિતિ આશરે ૧૮૮૭ ની સાલ (વચમાં ૧૮૮૦ થી ૧૮૮૩ સુધી પાછી તે સ્થિતિ કાંઇક સુધરી હતી એમ પારલામેંટ તરફથી નિમાએલ કમીશનના રીપોર્ટ ઉપરથી જણાય છે.) સુધી રહી હતી અને દરેકે દરેક માલ બનાવનાર દેશમાં એ સ્થિતિ ઉભી થઇ હતી. આ સ્થિતિ શાને લઇને ઉભી થઇ હતી તે વિશેના અનેક કારણો જણાવવામાં આવ્યા અને તપાસવામાં આવ્યાં અને તે વિશે અનેક ગ્રંથો લખાયા અને પ્રસિદ્ધ થયા, અંતે સર્વ દિશામાંથી એટલું તો સ્વીકારવામાં આવ્યું કે "આ સ્થિતિ ઉભી થવાનું કારણ એજ કે માલ બનાવનાર દેશો સારી કમાણી કરી શકે તેવા ગ્રાહક મેળવી શક્તા નથી" આજ સિદ્ધાંત પારલામેન્ટરી કમીશને પણ સ્વીકાર્યો હતો. થાપણવાળા ઉદ્યોગોનો મૂળ પાયો મોટી કમાણી છે એટલે એ બંધ થતા બીજા અનેક પરિણામ બહાર નીકળી આવ્યાં

થોડી કમાણીથી માલિકો પગાર ઘટાડવાને લલચાય છે કે કાંતો કામદારોની સંખ્યામાં ઘટાડો કરવાને આતુર બને છે, અથવા તો અઠવાડીઆમાં અમુક દિવસોજ કામ કરાવવું એમ ઠરાવ કરે છે, અને અંતે હલકા પ્રકારનો માલ બનાવવા લલચાય છે. હલકા પ્રકારના માલને માટે ઓછો પગાર મળે એ તરત સમજાય તેવું છે આડમ સ્મિથ કહે છે તેમ થોડી કમાણીનું પરિણામ પગારમાં ઘટાડો અને પગારમાં ઘટાડો એટલે કામદારવર્ગમાં તે વસ્તુઓની ખપતમાં પણ ઘટાડો થવાનો. ઓછી કમાણી એટલે થોડીયા વર્ગમાં પણ વસ્તુઓની ખપતમાં ઘટાડો; અને આ બન્ને સ્થિતિ સાથે થતા ઓછી કમાણી અને મધ્યમ વર્ગમાં ઓછી ખપત એજ સ્વાભાવિક પરિણામ આવે છે; અને એટલે થોડીયા વર્ગમાં પાછી ઓછી કમાણી થવાની

જે દેશ માલ નિકાસને માટેજ બનાવે છે, અને તેથી કરીને પોતાના પરદેશના વેપાર ઉપરજ ઘણુંખરૂં જીવે છે તેની સ્થિતિ સ્વિટઝરલેન્ડના જેવીજ છે. સ્વિટઝરલેન્ડ પોતાને ત્યાં મુલક અને સરોવરો અને પર્વતો એવા આવતાં

---

૧ ૧૮૯૦-૧૮૯૪ માં ૭૨૫,૦૭૬ થી ૯,૮૧૧,૬૨૦ ટન અને ૧૯૧૦ માં ૨૭,૩૦૩,૬૦૦ ટન, પીગ આયર્ન અને ગજવેલ ૮૫,૦૦૦,૦૦૦ પાઉન્ડની કિંમતનુ ૧૯૦૯ માં ગજવેલ વિગેરેના કારખાનાની ઉત્પત્તિની કિંમત ૧૯૭,૧૪૮,૫૦૦ પાઉન્ડ ઉપર ગઇ હતી ૧૯૧૦-૧૯૧૨ ની સાલની સ્ટેટ્સમેન્સ ઇયર બુકમાં વાચનારને, આટ અમેરિકામાં લોઢાના ઉદ્યોગના વિકાસ સંબંધે બહુ સારો પ્રકાશ પાડવામાં આવ્યો છે.

૨ ગ્રેટબ્રિટનમાં સહુથી મોટી ભઠ્ઠી એક અઠવાડીઆમાં ૭૫૦ ટન બહાર પાડી શકે છે; અમેરિકામાં તેટલાજ વખતમાં ૨૦૦૦ ટન બહાર પડે છે

૩ જે આર ડોજ Farm and Factory Aids to agriculture from other industries, New York and London, 1881 page 111 આ મતમાં રસ લેનારને આ નાનુ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

મુસાફરો ઉપરજ પોતાનો આધાર રાખે છે. "સારી સીઝન" એટલે સ્વિટઝરલેન્ડને મુસાફરો તરફથી ૧,૦૦૦,૦૦૦ પાઉન્ડથી ૨,૦૦૦,૦૦૦ પાઉન્ડ મળે છે અને "ખરાબ સીઝન"માં એ મળતું નથી એટલે ખેતીવાડીવાળા પ્રદેશમાં જેમ પાક ખરાબ ઉતરે અને જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ સ્વિટઝર્લેન્ડની થાય છે અને સર્વ દિશામા ગભરાટ જણાય છે. આજ પ્રમાણે નિકાસને માટે માલ બનાવનાર દેશને પણ બને છે જો "સીઝન" ખરાબ હોય અને પરદેશમાં બમણી કિમતે વેચાતો માલ નહિં વેચાય તો તેનાજ ઉપર આધાર રાખનાર દેશને સહન કરવુ પડે છે. અલ્પ્સના વીશીવાળાઓને આવક ઘટે એટલે સ્વિટઝરલેન્ડના ઘણા ભાગમા એની અસર જણાય છે, તેજ પ્રમાણે લેંકેશાયર અને સ્કૉચ માલ બનાવનારાઓની કમાણી ઘટે એટલે ગ્રેટબ્રિટનમા બધેજ તેની અસર જણાય છે. બન્ને કેસમા કારણ એકજ છે.

૧૮૮૩-૧૮૮૪ માં ઘઉં અને તૈયાર કરેલ માલની જેવી સોઘવારી જણાઇ હતી એવી સોઘવારી કેટલા દશકા સુધીમાં જણાઇ ન હોતી. પણ તેમ છતા ૧૮૮૬ માં બારીક સ્થિતિ ઉભી થવા પામી હતી. માલ જોઇએ તે કરતાં વધુ પ્રમાણમા ઉત્પન્ન કરવામાં આવ્યો એજ તેનુ કારણ છે એમ લોકોએ કહ્યું પરંતુ જો "જોઇએ તે કરતાં વધુ ઉત્પત્તિ"નો અર્થ એમ ન થાય કે જે લોકોને તે માલની જરૂર છે પણ ઓછી કમાણીને લઇને તે ખરીદ કરી શકવા અસમર્થ છે તો એ શબ્દનો અર્થ બીજો કાંઇ થતા નહિં. જૂની જીર્ણ મહુલીઓમાં પુષ્કળ ફરનીચર હોય છે, મજુરોની ઝુંપડીઓમાં ઘણા પલંગ અને ઘણી તળાઇઓ હોય છે, નાના ઘરમાં ઘણા દીવા હોય છે અને સને ૧૮૮૬ માં જે મનુષ્યો બે વર્તમાનપત્રો પાથરીને ટ્રફાલગર સ્કવૅરમાં સુઇ રહેતા હતા તે તો શું પણ એથી પણ સહેજ સારી સ્થિતિવાળાં મનુષ્યો પાસે ઘણાં કપડાં હોય છે એમ કોઇ કહેવાની હિ ધરશે? તેજ પ્રમાણે જે ખેડુતો એક અઠવા ડીઆના બાર શિલિંગ કમાતા હોય અથવા સ્ત્રીઓ નાના નાના ઉદ્યોગોમાં રોજની પાંચથી પેની કમાતી હોય તેમના ઘરમાં પુષ્કળ ખોરા હોય છે એમ પ્રતિપાદન કરવાની કોઇ ધૃષ્ટ કરી શકશે? "જોઇએ તે કરતા વધુ ઉત્પત્તિ"ને અર્થ એટલોજ છે કે એટલા પ્રમાણમાં કામ દાર વર્ગની ખરીદ કરવાની શકિતની ન્યૂનતા અને આજ પ્રકારની કામદાર વર્ગની ખરી કરવાની શકિતની ન્યૂનતા ૧૮૮૫-૧૮૮૭ વર્ષમાં આખા યુરોપમા જણાઇ હતી. ખરા વર્ષ પુરાં થઇ ગયાં એટલે પાછો વેપાર ખીલ નીકળ્યો, અને ચાર વર્ષમા (૧૮૮૬ થી ૧૮૯૦ ૨૪% જેટલી નિકાસ બ્રિટિશોની વધી એટ પાછો 'બ્રિટિશોને પરદેશની હરિફાઇથી બીવા નથી' એ મત પ્રચારમા આવ્યો; અને ૧૮૮૫ ૧૮૮૭ ના વર્ષોમાં નિકાસમા થએલો ઘટા ફકત ટુંક સમયનોજ ઇંગ્લંડનાં સંબંધમાં હતું અને એ પુરો થયા બાદ પાછી ઇંગ્લંડે પોતાન સર્વોપરી સત્તા જમાવી દીધી છે એ માન્ય લોકોએ સ્વીકારવા માંડી અલબત્ત, જો આપ નિકાસની કિંમતનુંજ પ્રમાણ ૧૮૭૬ થી ૧૮૯ સુધીના વર્ષોનું ગણીએ તો કાંઇ ઝાઝો ઘટા જોવામાં નહિ આવે, પણ ફકત સહેજસા ફેરફાર જણાય. બ્રિટિશ નિકાસ વેપાર માફક અમુક મુદતે અમુક પ્રમાણ બતાવે નિકાસ ૧૮૭૬ માં ૨૦૧,૦૦૦,૦૦૦ પાઉ હતી તે ઘટીને ૧૮૭૯મા ૧૯૨,૦૦૦,૦૦૦ પા ન્ડની થઇ, પાછી ૧૮૮૨ માં ૨૪૧,૦૦૦,૦૦ પાઉન્ડ ઉપર ગઇ અને વળી ૧૮૮૬ માં ઘટા થઇને આંકડો ૨૧૩,૦૦૦ ૦૦૦ પાઉન્ડ ઉ ગયો; વળી ૧૮૯૦ માં વધીને ૨૬૪,૦૦૦,૦૦ પાઉન્ડ ઉપર ગયો અને ૧૮૯૪ માં એકદ ૨૧૬,૦૦૦,૦૦૦ પાઉન્ડ ઉપર ગયો. આ આં ડામાં પછીના વર્ષમાં સહેજ વધારો થ પામ્યો હતો.

આ પ્રમાણે વખલટ હોવાથી, ૧૮૮૯ માં, મી૦ ગીફ્નેે 'જરમન હરિફાઇ'નો ભય હસી કહાડયો અને બ્રિટિશ નિકાસમાં ઘટાડો થયોજ નથી એ હકીકત એના પ્રમાણ તરીકે રજુ કરી. ૧૯૦૪ સુધીમાં જો માથાં દીઠ ગણીએ તો તેમા ઘટાડો થયોજ નથી એમ પણ કહી શકાય.* પરંતુ જ્યારે આપણે નિકાસનું પ્રમાણ ધ્યાનમાં લઇએ અને તેને 'નિકાસની વસ્તુઓની કિંમત સાથે સરખાવીએ છીએ ત્યારે મી૦ ગીફ્નને પણ એમ કબુલ કરવું પડે છે કે ૧૮૭૩ની કિંમત સાથે સરખાવતા ૧૮૮૩ની કિંમત એટલી બાધી ઘટી છે કે પ્રથમ જ્યારે ઇંગ્લંડને ત્રણ સુતરાઉ કાપડના તાકા મોકલવા પડતા ત્યારે હવે તેટલીજ કિંમત મેળવવા ચાર તાકા મોકલવા પડે છે અને છ ટન ધાતુના સામાનને બદલે આઠથી દશ ટન મોકલવા પડે છે. કમીશન ઑન ટ્રેડ ડીપ્રેશન (Commission on Trade Depression) એમ લખે છે કે "જો દશ વર્ષ પહેલાની કિંમત પ્રમાણે નિકાસની વસ્તુઓની ગણત્રી કરીએ તો ૬૬૭,૦૭૦,૦૦૦ પૌંડને બદલે નિકાસનો આંકડો ૮૯૧,૦૦૦,૦૦૦ પાઉન્ડ ઉપર જાય."

પરંતુ ૧૮૭૩ નું વર્ષ અસાધારણ ગણી શકાય કારણ કે ફ્રેંકો-જર્મન વિગ્રહ તરતનોજ પુરો થયો હતો. પણ આજ જાતનો ઘટાડો ઘણા વર્ષ સુધી ચાલ્યા કર્યો. આ પ્રમાણે જો આપણે સ્ટેટસમેનની ઇયર બુકના આંકડા લઇએ તો જણાશે કે જ્યારે ૧૮૮૩ માં ૪,૫૧૭,૦૦૦,૦૦૦ વાર કાપડ અને ૩૧૬,૦૦૦,૦૦૦ શેર યાર્ન નિકાસ કરવામા આવ્યું હતું અને તેનું મુલ્ય ૧૦૪,૦૦૦,૦૦૦ પાઉન્ડ થયું હતું ત્યારે ૧૮૯૫ માં ૫,૪૭૮,૦૦૦,૦૦૦ વાર કાપડ અને ૩૩૦,૦૦૦,૦૦૦ શેર યાર્ન નિકાસ કરવામાં આવ્યું હતું અને તેનું મુલ્ય માત્ર ૬૬,૭૦૦,૦૦૦ પાઉન્ડ થયું હતું. અને જો એકત્રાં સુતરાઉ કાપડની સરખામણી કરવામા આવી હોય તો આથી પણ વધારે ફેર જણાઇ આવે અલબત્ત, છેલ્લા દશ વર્ષમા સ્થિતિ પાછી સુધરી છે. યાર્ન ૧૯૦૬ ની નિકાસ ૧૮૭૩ના જેવીજ હતી, અને ૧૯૧૧ મા તો એમા પણ સુધારો થયો હતો. આ વર્ષમા ૭,૦૪૧,૦૦૦,૦૦૦ વાર કાપડ અને ૩૦૭,૦૦૦,૦૦૦ શેર યાર્ન નિકાસ કરવામાં આવ્યું હતુ અને તેનું મુલ્ય ૧૬૩,૮૦૦,૦૦૦ પાઉન્ડ થયુ હતું. પણ આમા યાર્નનીજ કિંમત ઓછી હતી, કારણ કે જે યાર્ન નિકાસ કરવામા આવે છે તે યાર્ન ઉત્તમ પ્રકારનું હોય છે જો કે ૧૮૭૩-૧૮૮૦ ની કમાણી તો સદાની ગઇજ.

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, જ્યારે યુનાઇટેડ કિંગડમમાની પ્રજાના માણસ દીઠ નિકાસનુ પ્રમાણ છેલ્લાં ત્રીશ વર્ષ થયાં લગભગ સરખુંજ રહ્યું છે, ત્યારે નિકાસની વસ્તુઓ માટે જે મોંઘી કિંમત લેવામા આવતી હતી તે અદ્રશ્ય થઇ ગઇ છે અને તેની સાથે

* બ્રિટિશ ઉત્પત્તિની નિકાસનુ વસ્તીના માથા દીઠ શિલીંગમા ગણત્રી પત્રક —

| | શિલિંગ | | શિલિંગ. |
|---|---|---|---|
| ૧૮૭૬ | ૧૧૧ | ૧૮૯૩ | ૧૧૪ |
| ૧૮૭૭ | ૧૧૯ | ૧૮૯૪ | ૧૧૧ |
| ૧૮૭૮ | ૧૧૪ | ૧૮૯૫ | ૧૧૨ |
| ૧૮૭૯ | ૧૧૨ | ૧૮૯૬ | ૧૧૬ |
| ૧૮૮૦ | ૧૨૮ | ૧૮૯૭ | ૧૧૭ |
| ૧૮૮૧ | ૧૩૪ | ૧૮૯૮ | ૧૧૬ |
| ૧૮૮૨ | ૧૩૭ | ૧૮૯૯ | ૧૩૦ |
| ૧૮૮૩ | ૧૩૫ | ૧૯૦૦ | ૧૪૨ |
| ૧૮૮૪ | ૧૩૦ | ૧૯૦૧ | ૧૩૫ |
| ૧૮૮૫ | ૧૧૮ | ૧૯૦૨ | ૧૩૫ |
| ૧૮૮૬ | ૧૧૭ | ૧૯૦૩ | ૧૩૮ |
| ૧૮૮૭ | ૧૨૧ | ૧૯૦૪ | ૧૪૧ |
| ૧૮૮૮ | ૧૨૭ | ૧૯૦૫ | ૧૫૩ |
| ૧૮૮૯ | ૧૩૪ | ૧૯૦૬ | ૧૭૩ |
| ૧૮૯૦ | ૧૪૧ | ૧૯૦૭ | ૧૮૪ |
| ૧૮૯૧ | ૧૩૧ | ૧૯૦૮ | ૧૭૧ |
| ૧૮૯૨ | ૧૧૮ | ૧૯૦૯ | ૧૬૨ |
| | | ૧૯૧૦ | ૨૦૧ |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ; ફોર્ટ, મુંબઇ.

મોટી કમાણી પણ બંધ થઇ છે અને કોઇ પણ પ્રકારની ગણત્રીથી, આ જાતની હકીકત નથી એમ કોઇ મનુષ્ય બ્રિટીશ માલ બનાવનારને સમજાવી શકાશે નહિં. પોતાના દેશની બજારોમાં માલ જોઇએ તે કરતાં પુષ્કળ છે, ઉત્તમ પરદેશની બજારો ચાલી જતી જાય છે; અને તટસ્થ રાજ્યોની બજારમાં બ્રિટનનો માલ સસ્તો વેચાય છે એ સર્વ હકીકત એ લોકો સારી રીતે સમજે છે. આખા જગતમાં માલ બનાવવાના ઉદ્યોગના વિકાસને લઇને આ સ્વાભાવિક પરિણામ નિપજવા પામ્યું છે.

કેટલેક વખત પહેલાં, આસ્ટ્રેલિયા બ્રિટીશોને માટે સારૂં બજાર નિવડશે એમ આશા બંધાઇ હતી; પરંતુ જે કાર્ય કેનેડા કરી ચુકયું છે તે આસ્ટ્રેલિયા પણ કરશે: આસ્ટ્રેલિયા પણ માલ બનાવવા માડશે. અને સંસ્થાનોના પ્રદર્શનો સંસ્થાનવાસીઓને બતાવી આપે છે કે તેઓએ શુ કર્યું છે અને શું કરવું જોઇએ, એટલે દરેક સસ્થાન પોતાના ઉપર ટકી રહેતાં શીખી જશે. કેનેડા અને હિંદુસ્થાન બ્રિટિશ માલ ઉપર જકાત લેછે. બાકી, કોંગોની બજાર અને આફ્રિકામાં જો લેંકશોયર કાપડ પુરૂં પાડે તો ૨૬,૦૦૦,૦૦૦ પાઉન્ડનો વાર્ષિક વેપાર ઇંગ્લંડને મળે એવી જાતનાં મી. સ્ટેનલીની ગણત્રી અને વચન ફક્ત સ્વપ્ન તરંગ જેવાં છે આજ પ્રમાણે ચીનાઇ વિગ્રહ પછી ચીનાઓને માટે વસ્ત્ર પુરા પાડીને ઇંગ્લંડ પૈસાદાર થઇ જશે એવી માન્યતા લોકોમાં પ્રસરી હતી. ચીનાઓને પોતાને ત્યાનાજ સાદાં વસ્ત્ર પસંદ પડયાં અને કોંગોના લોકોની ક્ષુદ્ર હાજતો પુરી પાડવાના ક્ષેત્રમાં અત્યારે ચાર દેશ ઘુસી રહ્યા છે: બ્રિટન, જરમની, યુનાઇટેડ સ્ટેટ્સ અને હિંદુસ્થાન.

એક વખત એવો હતો કે જે વખતે સુતરાઉ કાપડનો ઉદ્યોગ ઇંગ્લંડ એકલે હાથે કરતું પણ ૧૮૮૦ માં યુરોપ, યુનાઇટેડ સ્ટેટ્સ અને હિંદુસ્થાનના કુલ્લે ચરખામાંથી ઇંગ્લંડ પાસે ફક્ત ૫૫% ચરખા (૭૨,૦૦૦,૦૦૦ માંથી ૪૦,૦૦૦,૦૦૦) અને શાળમાથી આશરે ૫૦% શાળ (૯૭૨,૦૦૦ માંથી ૫૫૦,૦૦૦) હતાં ૧૮૯૨માં આમાં પણ ઘટાડો થયો અને ફક્ત ૪૯% ચરખા (૯૧,૩૪૦,૦૦૦ માંથી ૪૫,૩૦૦,૦૦૦) ઇંગ્લંડમાં હતા અને * ફક્ત ૪૧% ચરખા છે.* આ પ્રમાણે જયારે બીજી પ્રજાઓ આગળ વધતી હતી ત્યારે ઇંગ્લંડ શરતમાં પાછળ હઠતું હતું. આ હકીકત સ્વાભાવિકજ છે; અને આગલથી સમજી શકાય તેવી હતી જ્યારે કાચો કપાસ જેમ બીજા દેશો આયાત કરે છે તેજ પ્રમાણે ઇંગ્લંડને પણ આયાત કરવો પડતો હોય તો ઇંગ્લંડજ સૌથી મોટું કાપડ બનાવનાર સ્થાન તરીકે ટકી રહે એમ માનવાને અને ધારવાને કાંઇ કારણ નથી. ફ્રાંસ, જરમની, ઇટલી, રશિયા, હિંદુસ્થાન, જપાન, યુનાઇટેડ સ્ટેટ્સ અને મેકસીકો તથા

---

* ૧૯૦૭ ની માર્ચ ૧ લી એ ઇન્ટરનેશનલ ફેડરેશન ઑફ ધી કોટન ઇન્ડસ્ટ્રીએ આખી દુનિયાના ચરખાના નીચે પ્રમાણે આકડા આપ્યા છે –

| | | |
|---|---|---|
| યુનાઇટેડ કિંગડમ | . ૫૩,૪૭૨,૦૦૦=૪૧ | ટકા |
| યુનાઇટેડ સ્ટેટ્સ | . ૨૭,૮૪૬,૦૦૦=૨૧ | " |
| જરમની .. | . ૯,૮૮૧,૦૦૦= ૮ | " |
| રશિયા .. | .. ૭,૮૨૯,૦૦૦= ૬ | " |
| ફ્રાંસ .. | . ૬,૭૫૦,૦૦૦= ૫ | " |
| બ્રિટિશ હિંદુસ્થાન .. | ૫,૭૫૬,૦૦૦= ૪ | " |
| બીજા મળી | .. ૧૯,૨૬૨,૦૦૦=૧૫ | " |
| | ૧૩૦,૭૯૬,૦૦૦=૧૦૦ | |

અને પણ પોતે પોતાનું યાર્ન તૈયાર કરે અને કાપડ વણે તે વદન સ્વાભાવિક છે. પરંતુ કાપડનો ઉદ્યોગ તો શું પણ કોઇ પણ જાતનો કાપડનો ઉદ્યોગ એક વખત એક દેશમાં દાખલ થયો એટલે તેની ઓલાદ અનેક ઉદ્યોગો જેવા કે રસાયણોનો ઉદ્યોગ, ખાણોનો ઉદ્યોગ વિગેરે બીજા વિવિધ ઉદ્યોગોની અગત્યતા તે દેશમાં જણાવા માંડે છે અને તે અગત્યતા પુરી પાડવા માટે ટેકનીકલ કેળવણી પણ સુધરવીજ જોઇએ.

જે પ્રમાણે સુતેરાઉ કાપડમાં બન્યું છે તેજ પ્રમાણે બીજા ઉદ્યોગોમાં પણ બને છે. ૧૮૮૦ મા "પીગ આયર્ન" ઉત્પન્ન કરવામાં ઇંગ્લંડ પ્રથમ પદવીએ હતું તે ૧૯૦૪માં ત્રીજું આવ્યું અને પહેલી તથા બીજી પદવી યુનાઇટેડ સ્ટેટસ તથા જર્મનીએ લીધી; અને ૧૮૮૦ માં જે રશિયાએ સાતમું સ્થાન લીધું હતું તેણેજ ૧૯૦૪ મા ચોથુ સ્થાન પ્રાપ્ત કર્યું. બ્રિટન અને બેલજીઅમ બેનેજ ગરમ કાપડનો ઉદ્યોગ એક હાથ નથી. વરવીઅર્સના પ્રચણ્ડ કારખાના શાંત છે; બેલજીઅમના વણકરો ગરીબાવસ્થામાં આવી ગયા છે, જ્યારે જર્મની પ્રતિવર્ષે પોતાના ગરમ કાપડના ઉદ્યોગનો વિકાસ કર્યે જાય છે અને બેલજીઅમના કરતાં નવગણી નિકાસ કરે છે. આસ્ટ્રિયાને પોતાના ગરમ કાપડ છે અને ની નિકાસ પણ કરે છે; રીગા, લોડઝ અને મોસ્કો રશિયાને સારાં ગરમ કપડાં પુરાં પાડે છે અને આ ઉદ્યોગને લઇને કરીને બીજા અનેકાનેક ઉદ્યોગો આ દેશોમાં ખીલી નીકળ્યા છે.

ઘણા વર્ષો થયાં ફ્રાન્સે રેશમનો વેપાર એક હાથ કરી લીધો હતો. દક્ષિણ ફ્રાન્સમાં રેશમના કીડા ઉત્પન્ન કરવામાં આવતા હતા એટલે લાયન્સ રેશમી કાપડને માટે પ્રખ્યાત થાય એ સ્વાભાવિકજ છે. રેશમ કાંતવાના, વણવાના અને રંગવાના કારખાનામાં ઘણો વિકાસ થયો હતો. પણ આખરે ફ્રાન્સનું કાચું રેશમ ખૂટવા માંડયું એટલે એ ઉદ્યોગનો વિકાસ થયો આથી ઇટાલી, સ્પેન, દક્ષિણ આસ્ટ્રિયા, એશિયા માઇનર, કૉકેસસ અને જપાનમાથી ૧૮૭૫, ૧૮૭૬ માં ૯,૦૦૦,૦૦૦ પાઉન્ડથી ૧૧,૦૦૦,૦૦૦ પાઉન્ડનું કાચું રેશમ આયાત કરવામા આવ્યું જ્યારે ફ્રાન્સની પોતાની પાસે ૮૦૦,૦૦૦ પાઉન્ડનું કાચું રેશમ હતું હજારો છોકરાઓ અને છોકરીઓ સારો પગાર મળવાથી લાયન્સમાં આવવા લલચાયાં અને એ ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો.

પરંતુ ધીમે ધીમે રેશમનો ઉદ્યોગ અન્ય સ્થળે શરૂ થવા લાગ્યો. બેઝલ અને ઝુરીચના આસપાસના જીલ્લામાં એ હુન્નર શરૂ થયો. અન્ય મુસાફરોએ સ્વિટ્ઝરલેંડમા એ ઉદ્યોગ શરૂ કર્યો અને ૧૮૭૧ ની સીવીલ વૉર પછી એ ઉદ્યોગ ત્યાં સારો ખીલ્યો. તે પછી કૉકેસસ સરકારે લાયન્સ અને મારસેલ્સથી હોંશિયાર કારીગરો બોલાવી મંગાવ્યા અને જ્યોર્જીઅન્સોને તથા રશિયનોને એ ઉદ્યોગ શિખવવાની ગોઠવણ કરી, એટલે સ્ટેવરોપોલ રેશમ વણવાના હુન્નરને માટે જાણીતું થયું. આસ્ટ્રિયા અને યુનાઇટેડ સ્ટેટસે પણ એજ પ્રમાણે કર્યું; એટલે પરિણામ શું આવ્યું?

અપૂર્ણ.

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

## નવાં પુસ્તકો તથા ચોપાનીઆં.

નીચે જણાવેલ પુસ્તકો તથા ચોપાનીઆ આ ચેમ્બરની લાયબ્રેરીમાં દાખલ કરવામાં આવ્યાં છે :—

1 Provincial Civil Veterinary Departments for the year 1916-17
2 Report on the progress of Agriculture in India 1916-17.
3 Proceedings of the Board of Agriculture in India held at Poona.
4 Report on the Administration of the Bombay Presidency.
5 Statistics of British India. Vol. I
6 Report of the Director of Public Instruction in the Bombay Presidency
7 Supplement to the Director of Public Instructions' Quinquennial Report.
8 Records of the Geological Survey of India. Part III. 1917.
9 Records of the Geological Survey of India. Part IV. 1917.
10 Statistics of British India. Vol. IV. 1915-16.
11 Audit and Appropriation Reports 1916-17.
12 Agricultural Research Institute, Pusa. 1918.
13 Large Industrial Establishments in India.
14 Agricultural Statistics of India 1915-16. Vol. V.
15 Supplementary Catalogue from Commercial Intelligence Dept.
16 Do. do. do.
17 Do. do. do.
18 Statistics of Provincial Civil Veterinary Dept. 1916-17.
19 Report on Indo-Russian Trade.
20 Report on the operations in connection with Income Tax in the Bombay Presidency 31st March 1917.
21 Finance and Revenue Accounts of the Government of India. 1916-17.
22 Excise Department Report 1916-17.
23 War Prices & House Rents 1918.
24 Statistics of British India Vol. V 1916-17.
25 Administration Report. Irrigation Works. 1916-17.
26 International Conciliation, Dec. 1917.
27 International Review of Agricultural Economics. Nov. 1917.
28 International Review of Agricultural Economics Table of Contents.
29 ઉત્પત્તિ, સ્થિતિ અને ભવિષ્ય. ( સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. )
30 Times History of the War.
31 International Conciliation, Jan 1918.

---

---



---

32 Indian Currency & Banking Problems.
33 Report of the Southern India Chamber of Commerce
34 Report of the Grain Merchants' Association.
35 Report of the United Provinces Chamber of Commerce.
36 Report of the Punjab Chamber of Commerce
37 Report of the Upper India Chamber of Commerce
38 Roget's Treasures of English Words Phrases.
39 Economic Inquiries and Studies
40 Work and Health: a human valuation By Hobson
41 International Trade and Exchange
42 Webster's International Dictionary
43 Catalogue of the Royal Asiatic Society 1917.

---

ધી ઇન્ડીયન મરચન્ટ્સ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા તા. ૮-૬-૧-૧૮ ના શનિવારને રોજ ૨ કલાકે (મું. ટા.) એ મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતા

સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશી (પ્રમુખ)

એો. શેઠ ચુનીલાલ વિ. મહેતા (ઉપપ્રમુખ)

" " મનમોહનદાસ રામજી

" " પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ

" " ફેરોઝ સી શેઠના

શેઠ ચતુરભુજ શીવજી.

" જહાંગીર બોમનજી પીટીટ.

(૧) કસ્ટમના કલેકટર તરફથી આવેલા કાગળ ઉપર વિચાર કરતાં એમ ઠરાવવામાં આવ્યુ કે સ્પેનમા હિંદુસ્તાનમાથી લડાઈ પહેલા, લગભગ અઢી લાખ ગાસડીની નિકાસ કરવામાં આવતી હતી તે જોતા હમણાના વખતમા માત્ર હજાર ગાંસડી નિકાસ કરવાની રજા આપી તે યોગ્ય છે.

(૨) માલની સરવે કરવા માટે કસ્ટમ ખાતાની અમલદાર ની હાજરી માટે ફી ઠરાવવા બાબતનો જે પત્ર આવ્યો હતો તેના સંબંધમાં શેઠ ગોરધનદાસ ખીમજીને પૂછતા જોઈએ તેવા પ્રમાણમા ખર્ચ નહિં માલાથી એમ ઠરાવવામાં આવ્યુ કે સેક્રેટરી જાતે સઘળી વાકેફદાર થવુ અને તે પછી નિર્ણય માટે પત્રને ફરીથી કમીટી આગળ રજૂ કરવો.

(૩) માલની લેનમેનના સંબંધમા નામદાર હિંદી સરકાર તરફથી આવેલા પત્ર ઉપર વિચાર ચલાવવા નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નિમવામા આવી હતી:—

સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશી

એો. શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ.

" " ચુનીલાલ વિ. મહેતા

" " મનમોહનદાસ રામજી

(૪) આફ્રિકામાથી ધી ઇસ્ટ ઇંડીયન એસોસીએશન તરફથી આવેલા કાગળના "ઓછા થતા માલ ઉપર વળતર તરીકે રૂા ૨૫ ) આપવામા આવે છે તે બદલે ૫૦ પૌંડ આપવા" એ મતલબ હતી તેના સંબંધમા એમ ઠરાવ્યું કે એ ઉપર નિર્ણય કરવાનું મુલતવી રાખવુ

(૫) રૂ અને કાચા પદાર્થો માટે રૂપા નાણું રેલ્વે સ્વીકારતી નથી તેના સંબંધમા ધી બોમ્બે શ્રૉફ એસોસીએશનના આવેલા કાગળ સંબંધી એવુ ઠરાવવામા આવ્યુ કે વ્યાપારની આ બાબતમા જે મુશ્કેલીઓ આવે છે તે ચેમ્બર પૂરેપૂરી સમજી શકે છે એવી મતલબનો પત્ર તેઓને લખવો અને તેમણે જે રેપ્રેઝન્ટેશન ના. સરકાર ઉપર કર્યું છે તેનો જવાબ સાથે જે તે જવાબની એક નકલ ચેમ્બરમાં મોકલી આપો એમ તેમને વિનતી કરવી

(૬) ચેમ્બરમા દાખલ થવા ઇચ્છતા શેઠ નરસિહદાસ જેકીસનદાસને માટે શેઠ એસ. ખી ભીવંડીવાલા અથવા શેઠ મોતીલાલ વલ્લભજીને નિમવા એમ ઠરાવવામા આવ્યુ હતું

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુબઈ.

ના. હિંદી સરકારના અંડર સેક્રેટરી મી. જી. એસ. હાર્ડી, આઇ. સી. એસ. તરફથી ચીનમા આયાત નિકાસ થઇ શકે તેવા વેપારીઓના લીસ્ટના એક વધારાનું નામ મોકલવામાં આવ્યું છે. વધારાનું નામ નીચે પ્રમાણે છે.

ઝુર્ન એંડ એંડ કંપની, પેકીંગ

ના મુંબાઇ સરકારના અંડર સેક્રેટરી મી. એ. એફ. એલ બ્રેન, આઇ. સી એસ. તરફથી, ના. હિંદી સરકારના હુન્નર ઉદ્યોગના ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલ "નિશ્ચિતના વેપારના ખાતાનું લીસ્ટ" ની એક નકલ અમને મળીછે આ નકલમાં યુનાઇટેડ કીંગડમાથી નિકાશ કરવામા બંધી કરેલ તથા અંકુશ મુકાએલ વસ્તુઓની યાદી આપવામા આવી છે આ નકલ ચેબરની ઑફીસમા રાખવામા આવી છે

(૭-૬-૧૯૧૮)

મુંબાઇના કલેકટર ઑફ કસ્ટમ્સ મી. પી એફલે. આઇ સી એસ, એક પત્રદ્વારા અમને જણાવે છે કે હવેથી નોરવે મોકલવા માટે માલને માટે પરવાનાની અરજી ઉપર ધ્યાન આપવામા આવશે આ અરજી આયાત કરનાર તરફથી મુળ કહાડવામાં આવેલી હોવી જોઇએ.

(૧૧-૬-૧૯૧૮)

મુંબઇના કલેકટર ઑફ કસ્ટમ્સ મી પી. એફલે, આઇ સી. એસ; યુનાઇટેડ કીંગડમમાં બંધ કરવામા આવેલ આયાતની વસ્તુઓની એક યાદી મોકલી આપે છે જે નીચે મુજબ છે. બોર્ડ ઓફ ટ્રેડના પરવાના વિના નીચે જણાવેલી વસ્તુઓ આયાત થવા દેવામા આવશે નહિ —

પનીર, ક્રુસુઝ, મોટર સ્પીરીટ, ગેરડી. લેઇધ

(૧૪-૬-૧૯૧૮)

ના હિંદી સરકારના અંડર સેક્રેટરી મી. જી એસ હાર્ડી, આઇ સી એસ, તરફથી આયાત નિકાસ થઇ શકે તેવા ચીનના વેપારીઓના લીસ્ટમા વધારો કરનાર યાદીની એક નકલ અમને મળી છે જે આ ચેબરની ઑફીસમા રાખવામા આવી છે

વધારાના નામ —

મૉગી એંડ કંપની, શેંગાહી

પરનેલ એંડ પેજેડ, કેન્ટન.

(૧૫-૬-૧૯૧૮)

## પીગ આયર્ન

જપાનીઝ વર્તમાન પત્રોના લેખો ઉપરથી જણાય છે કે એક જપાનીઝ વિદ્વાને શોધી કહાડેલી નવી રીત પ્રમાણે લોઢું બનાવવા એક નવી જપાનીઝ કંપની ઉભી થવાની છે હોમ ડીપાર્ટમેન્ટના ડૉ. હીરયામા માત્સુજી એક પ્રકારની રેતીમાથી લોઢું બનાવવાની ઉમેદ રાખે છે. આ પ્રકારની રેતી જપાન તથા કોરિયામા પુષ્કળ મળે છે અને એક ટન રેતીમાથી અડધો ટન લોઢું મળી શકે તેમ છે. જપાનમા લગભગ સો ઠેકાણેથી આ રેતી ખોદવાના કૉન્ટ્રેક્ટ અને કનસેશન જપાનીઝ સરકાર પાસેથી આ ડૉકટરે મેળવેલા છે. સારી જાતની રેતીમાથી ૯૩% ઓક્સાઇડ ઑફ આયર્ન નીકળી શકે છે અને ખરાબ જાતની રેતીમાથી ૬૩% સુધી નીકળે છે લોઢું કહાડવાનો ખર્ચ એક ટન દીઠ ૨૦ યન થવા જાય છે પણ મોટા પ્રમાણમા વાર્ષિક ૧૫૦૦,૦૦૦ ટન લોઢું કહાડશે તો એક ટન દીઠ ૧૦ યન થઇ પડશે. આ સિવાય બીજા રંગ પણ અંદરથી ઉત્પન્ન કરી શકાશે. આ કારખાનું ઓસાકા ખાતે નીકળશે

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## રૂની કિંમત.

**પારલામેંટમાં પૂછવામાં આવેલ સવાલ.**

સર જે. ડી. રીંઝે ના. સેક્રેટરી ઑફ સ્ટેટ ફર ઇંડીઆને પાર્લામેંટમા પ્રશ્ન પૂછયો હતો "હમણા જે કિંમતે રૂ હિંદુસ્થાનમા વેચાય છે તે જોતા ના. હિંદી સરકાર કાંઇ પગલાં ભરવા માગે છે કે નહિ" આ પ્રશ્નના ઉત્તરમા મી. હર્બર્ટ ફીશરે કહ્યુ કે સેક્રેટરી ઑફ સ્ટેટને એ વિષય ઉપર માહિતી નથી

## મદ્રાસના સ્થાનિક ઉદ્યોગો.

સર જે. ડી રીંઝે પાર્લામેન્ટમા સવાલ પૂછયો હતો કે ના મદ્રાસ સરકાર સ્થાનિક ઉદ્યોગોને જે ઉત્તેજન આપતી હતી તે સામા કહાડવામાં આવેલો હૂકમ હજી અમલમા છે કે તેમાં સુધારો થયો છે કે તે રદ કરવામાં આવ્યો છે.

આનો જવાબ આપતા મી. હર્બર્ટ ફીશરે જણાવ્યું કે ના. મભાસદ ૧૯૧૦ મા લૅર્ડ મોર લીએ કહાડેલા હૂકમ વિષે સંબોધન કરતા હશે એ હુકમમા ૧૯૧૨ મા જરા છૂટછાટ મુકવામા આવી હતી અને ૧૯૧૬મા જયારે ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીઅલ કમીશન નિમાયુ ત્યારે ના. સેક્રેટરી ઑફ સ્ટેટે એ હુકમ લગભગ રદજ ગણી લેવાની સૂચના કરી હતી

## હિંદુસ્થાનમાં વહાણનું બાંધકામ.

ઇંડીઅન મ્યુનિશન્સ બોર્ડ તરફથી એક પ્રતિનિધિ કલકત્તા ખાતે આ બાબત તપાસ કરવા નિમવામા આવ્યો છે અને મેસોપોટેમિયાંમાં કામ લાગે તેવી જાતના વહાણો બાંધવાનું કામ ટુંક અરસામા શરૂ થશે તેમ ધારવામા આવે છે હિંદુસ્થાનમા મોટા લડાયક વહાણો પણ બાંધવામા આવશે અને લડાયક સામગ્રિ પણ તૈયાર કરવામા આવશે એવી આશા અહિંની જાણીતા સાહસિક વેપારી સર દોરાબજી તાતા રાખે છે.

## ના. સરકારની સોનાની ઉત્પત્તિ

ગયે વર્ષે બ્રિટિશ મહારાજ્યે ૧૯,૭૦૧,૦૦૦ પાઉન્ડ કિંમતનું સોનું ઉત્પન્ન કર્યું હતુ. આખા જગતમાંની ઉત્પત્તિ ૧૯૧૫માં ૯,૭૨,૦,૦૦૦ પૌંડની હતી અને ૧૯૧૬ મા ૯,૬૮,૪૭,૦૦૦ પૌંડની હતી એટલે આખા જગતની ઉત્પત્તિના ૬૧·૬૪% ઉત્પત્તિ થઇ હતી. હમણા બેંક ઑફ ઇંગ્લંડ ૩૫,૦૦૦ પૌંડથી ૪૦,૦૦ પૌંડ માસિક મેલબોર્ન કેરોગો તરફથી મેળવે છે આ વિગ્રહની શરૂઆતથી અત્યાર સુધીમા હિંદુસ્થાનમા ૨૦૦,૦૦,૦૦૦ પૌંડ ઘરેણુ ને માટે ગાળી નાખવામા આવ્યા છે.

## માઇસોરમાં બાંધવાનાં કામમાં વપરાતા પત્થરો

આ જાતના પત્થરો માઇસોરમા ઘણા મળી શકે છે આ પત્થરોમાથી ૧૦ થી ૧૫ ફીટ લાંબા અને બે ફીટ પહોળા પત્થરો કહાડી શકાય છે, અને તે પત્થરો ૬ થી ૮ ઇંચ જાડા હોય છે

## રૂ.

૧ લી જૂન, ૧૯૧૮ ને રોજ પુરાં થતાં અઠવાડીઆમા મુંબાઇમા ૫૪,૨૭૦ ગાસડીઓ

(૪૦૦ ગ્રેનની એકેકી) આવી હતી. ૧૯૧૭ની સાલમાં એજ અઠવાડીઆમાં ૫૭,૦૫૮ ગાંસડી આવી હતી અને ૧૯૧૬ના તેજ અઠવાડીઆમાં ૩૯,૪૨૪ ગાંસડી આવી હતી. ૧લી સપ્ટેંબરથી અત્યાર સુધીમાં કુલ્લે અહિં ૧૭,૨૯,૭૪૯ ગાંસડીઓ આવી હતી એટલીજ મુદતમાં ૧૯૧૬-૧૭માં ૨૪,૧૯,૨૪૩ ગાંસડી આવી હતી અને ૧૯૧૫-૧૬માં ૨૮,૧૭,૦૯૭ ગાંસડી આવી હતી, આ ઉપરથી જણાશેકે ૧૯૧૬-૧૭ના વર્ષની સરખામણી કરતાં ૨૮% ઘટાડો થયો હતો અને ૧૯૧૫-૧૬ના વર્ષની સરખામણી કરતાં ૩૮% ઘટાડો થયો હતો.

આજ અઠવાડીઆમાં કલકત્તા, મુંબાઇ, કરાચી, મદ્રાસ અને રંગુનના બંદરોએ ૧૩,૦૦૦,૦૦૦ વાર સુતરાઉ કાપડની આયાત થઇ હતી. ૧૯૧૭ માં તેજ અરસામાં ૧૩,૦૦૦,૦૦૦ વાર અને ૧૯૧૬ માં ૧૫,૦૦૦,૦૦૦ વાર આયાત થયું હતું. તેજ અરસામાં કલકત્તા, મુંબાઇ, કરાચી અને મદ્રાસના બંદરોથી ૯૧૮ ટન કાપડ નિકાસ થયું હતું. ૧૯૧૭ માં ૨,૦૫૩ ટન અને ૧૯૧૬માં ૨,૦૦૩ ટન નિકાસ થયું હતું.

---

## કૉમ્યુનિકેશન બૉર્ડ.

મેસૂર પ્રમોપિટી કમીશનને પરિણામે હવે કોમ્યુનિકેશન બોર્ડ નિમવામાં આવ્યું છે અને તે વેગનો પુરાં પાડવા બાબત વિગેરે રેલ્વે વિગેરે ઉપર પણ ખાસ ધ્યાન આપશે તેમાંના સભાસદો નીચે પ્રમાણે છે:—

સર જ્યોર્જ બાર્ન્સ. પ્રમુખ.

સભાસદોઃ—

સર એ. એંડરસન ઇંડીઅન મ્યુનિશન્સ બોર્ડ.

મેજર જનરલ એચ બી ગહીઃ રાયલ ઇંડીઅન મરીન

ઑન. સર જ્યોર્જ ગીલન રેલ્વે બોર્ડ

રાજા સર હરનામ સિંહ

મી. કે. સી. રૉય

લેફ. કર્નલ ડી. ડબલ્યુ. વેઠીંગટન.

સેક્રેટરીઃ—

લેફ. કર્નલ ઍમ. એ. કેમર્ટન.

આસી-સેક્રેટરીઃ—

મી. એ. ટી. સ્ટોવેલ.

## માછલીઓ.

ત્રાવણકોર રાજ્યના ખેતીવાડી તથા ફીશરીના ડીરેક્ટરની સુચનાઓ ના. સરકારે સ્વીકારી છે અને તે મુજબ આલેપી ખાતે એક માછલીનું તેલ કહાડવાનું કારખાનું કહાડવામાં આવશે અને માછલી સુકાવવાના યાર્ડ બનાવવામાં આવશે અને જે માછલી ઉત્પન્ન કરવાના ફાર્મ કહાડવામાં આવશે

## જપાન-વિગ્રહ અને ભાવ.

### હિંદુસ્થાન સાથેનો વેપાર.

લડાઇ શરૂ થયા પછી જપાનમાં ભાવમાં નીચે મુજબ વધારો થયો છે.

| | | | |
|---|---|---|---|
| ચોખા | ૯૧% | લોઢું | ૬૦૦% |
| બારલી | ૫૮% | [illegible] | ૩૫૦% |
| બીન્સ | ૭૯% | સીસા | ૫૪% |
| ઘઉં | ૬% | લાકડું | ૭૪% |
| કોલસો | ૨૫૦% | આલ્કોહોલ | ૪૦% |
| દીવાસળી | ૬૦૦% | પેટ્રોલીયમ | ૬૭% |
| સીમેન્ટ | ૩૦૦% | વુલ મટીરીઅલ | ૬૫૦% |
| [illegible] | ૨૦૦% | ગ્લીસરીન | ૭૦૦% |
| ફ્રેંચ ખીલા | ૬૫૦% | શર્ટીંગ | ૨૦૦% |
| | | સુતરાઉ યાર્ન | ૬૦૦% |

કોલસાની વધતી જતી કિંમતને લઇને કોલસાની ખાણોના નફાનું પ્રમાણ … ઉપર આવ્યો છે. જપાનમાં આવી ખાણો બહુ નહિં હોવાથી ચીનમાં જપાનના લાભમાં શોધખોળ ચલાવવામાં આવે છે હમણાં સુધી જપાન સરકાર ખાનગી માણસને આ ઉદ્યોગમાં પ્રવેશ કરવા દેતી નહતી પણ કોલસાના વધી ગયેલા ભાવને લીધે ખાનગી માણસને ઘણીજ છુટ મળે તેમ લાગે છે અને મીટસુઇ, મીત્સુબીશી, સુઝુકી અને બીજી આગેવાન પેઢીઓ આ દિશામાં છુટ મેળવવા અત્યંત પ્રયાસ કરી રહી છે

અમેરિકાની સોનાની નિકાસની બંધીને લઇને નાણાંની મુંઝવણ પણ ઉભી થયેલી છે. આના ઉપાયમાં આમ સુચવવામાં આવે છે કે જપાનનો હિંદુસ્થાન સાથેનો નિકાસ વેપાર જેમ બને તેમ આગળ વધારવો.

---

ધી ઓરીએન્ટ ટાઇપ માર્ટ ૨૧ બેઝ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# મુંબઈની ફુડ પ્રાઈસીસ કમીટીએ ઠરાવેલા ભાવો.

:*:*:

## ચોખાના જથ્થાબંધ ભાવો.

| જાત. | ૬ મણ ગુણનો ભાવ. (૧૬૮ રતલ.) |
|---|---|
| રંગુન સ્પેશીયલ ... ... ... .. ... | ૧૧-૪—૦ થી ૧૧-૧૨-૦ |
| સ્મોલ મીલ ... .. ... ... ... | ૧૨-૪—૦ થી ૧૨-૧૨-૦ |
| મીલ સુંગન્ધી ... ... ... ... ... | ૧૨-૮—૦ થી ૧૩-૦—૦ |

### ઘઉંનો જથ્થાબંધ ભાવ.

| ઘઉંની જાત. | ૮ ફ્રરાની એક ખાંડીનો ભાવ. |
|---|---|
| જુવાર ( સોલાપુરી ) ... ... ... ... | પર થી ૫૬ |
| બજરી ... ... .. ... ... ... | ૫૩ થી ૬૨ |
| ઘઉ :— | |
| ખંડવો ( ઉત્તમ ) ... ... ... ... ... | ૬૮ થી ૭૫ |
| રાતો ( કાઠ ) ... ... ... ... ... | ૫૦ થી ૫૩ |
| પીસી ( સ્ટવની ) ... ... .. ... ... | ૫૦ (નોમીનલ) |
| „ ( શરબતી ) ... ... ... ... ... | ૪૬ થી ૪૮ |
| પીળી ... ... ... ... .. ... | ૫૮ થી ૬૫ |
| ચણા. | |
| પીળા } ... ... ... ... ... ... | ૩૪ થી ૩૮ |
| રાતા } ... ... ... ... ... ... | |
| મઠ ... ... ... ... ... ... | ૪૩ થી ૪૫ |
| અડદ ... ... ... ... ... ... | ૪૩ થી ૪૯ |
| જવ ( માપથી ) ... ... ... ... ... | ૨૮ થી ૨૯ |
| ( વજનથી ) ... ... ... ... ... | ૩૫ થી ૩૬ |
| લોટ (વજનથી ) ... ... ... ... ... | ૨૧ થી ૨૨ |
| મગ ( લીલા ) ... ... ... ... ... | ૪૩ થી ૫૪ |

### ચોખાના પરચુરણ ભાવ.

| | |
|---|---|
| રંગુન :— | |
| હલ્વા ... ... .. ... ... ... | આના ૬ થી ૬½ પાલી. |
| સ્મોલ મીલ ... ... ... ... ... | ૦-૭-૦ થી „ |
| જીરા સાલ ( પનવેલ ) ... ... ... ... | ૦-૮-૦ થી ૦-૧૨-૦ „ |
| કલ્યાણી (ભીમડી) સારો માલ ... ... ... | ૦-૮-૦ થી ૧—૨-૦ „ |
| ગુરૂ સુખીઆ ... ... ... ... ... | ૦-૫-૬ થી ૦—૬-૦ „ |
| છાડીઆ ... ... .. ... ... ... | ૦-૫-૩ થી ૦—૫-૬ „ |
| જીણા જાડી ... ... ... ... ... ... | ૦-૬-૬ થી ૦—૭-૦ „ |

અનાજના પરચુરણ ભાવ.

તુર દાલ :—

| | | |
|---|---|---|
| (તેલ વગરની) હલકી જાત ... ... ... ... | આના ૬ થી ૮ | એક પાલી. |
| (તેલવાળી) ઉંચી જાત ... ... ... ... | ૯ થી ૧૨ | ,, |
| મગ ... ... ... ... ... | ૦-૬-૦ થી ૦-૭-૬ | ,, |
| ઘઉં ... ... ... ... ... | ૦-૬-૬ થી ૦-૧૨-૦ | ,, |
| બાજરી ... ... ... ... ... | ૦-૭-૦ થી ૦-૯-૦ | ,, |
| ચણા (રાતા અને પીળા) ... ... ... | ૦-૫-૦ થી ૦-૬-૦ | ,, |

| | સાત મણનો એક કોથળાનો ભાવ. | એક મણનો ભાવ. |
|---|---|---|
| ચકી નં. ૧ ... | રૂ. ૧૭—૮—૦ થી ૧૮—૦—૦ | રૂ. ૨—૮—૦ |
| ,, ,, ૨ ... | ,, ૧૭—૦—૦ થી ૧૭—૦—૦ | રૂ. ૨—૬—૦ |
| આટા (ગ્રીન માર્ક) | ,, ૧૫—૮—૦ થી ૧૬—૦—૦ | રૂ. ૨—૪—૦ |
| સ્પેશીયલ ... | ,, ૧૭—૮—૦ થી ૧૮—૦—૦ | રૂ. ૨—૧—૦ |
| ,, (બલ્યુ ,,) | ,, ૧૬—૦—૦ | ......... |
| ,, (હાઈ ,,) | ,, ૧૫—૮—૦ | રૂ. ૨—૧—૦ |
| ,, બ્રાન | ,, ૫—૫—૦ થી ૬—૨—૦ (૧૪ રતલ) | રૂ. ૧—૨—૦ |

| | એક મણ. | ૨ રતલનો એક શેર. |
|---|---|---|
| આટા (ગરીબ માણસ માટે હલકી કીમત) | રૂ. ૨—૨—૦ | ૦—૨—૬ |

## લોટની ગીરણીના ભાવો.

| | સાત મણનો એક કોથળો (૧૯૬ રતલ) |
|---|---|
| આરો ... ... ... ... ... | રૂ. ૨૦—૪—૦ થી ૨૧-૧૨—૩ |
| ઘરને લગતો ... ... ... ... | રૂ. ૧૮—૮—૦ થી ૨૧—૦—૦ |
| બહારગામે ચડાવેલો ... ... ... | રૂ. ૧૮—૪—૦ થી ૨૦-૧૨—૦ |
| આટા ... ... ... ... ... | રૂ. ૧૭—૦—૩ |
| શોપ નં. ૪ ... ... ... ... | રૂ. ૧૬—૪—૦ થી ૧૬—૦—૩ |
| શોપ નં. ૫ ... ... ... ... | રૂ. ૧૨—૮—૩ (૧૯૬ રતલ) |

ચોખાનો લોટ.

| | એક મણ. | ૨ રતલનો એક શેર. |
|---|---|---|
| સ્પેશીયલ ... ... | રૂ. ૨—૬—૦ થી ૨—૮—૦ | ૦—૩—૦ |
| નં. ૧... ... ... | ,, ૨—૫—૦ | ૦—૨—૯ |
| હલકી જાત ... ... | ,, ૨—૨—૦ | ૦—૨—૩ |

ગોળ અને ખાંડનો જથ્થાબંધ ભાવ.

| | |
|---|---|
| ખાંડ (જાવા ભુરી) ... ... ... | રૂ. ૧૬—૦—૦ |
| (જાવા સફેદ) ... ... ... | રૂ. ૧૮-૧૨—૦ થી ૧૯—૪—૦ |

| | | |
|---|---|---|
| મોરીશીયસ | ... ... ... | રૂ. ૧૮-૧૨—૦ થી ૧૯—૪—૦ |
| ગોળ | ... ... ... ... | રૂ. ૫૦—૦—૦ થી ૬૦—૦—૦ |

## તેલ અને ઘીના ભાવ.

| | | |
|---|---|---|
| ઘી:— | | એક મણ |
| દેશી | ... ... ... ... | રૂ. ૨૪—૪—૦ થી ૨૪-૧૨—૦ |
| ગુજરાત | ... ... ... ... | ,, ૨૧—૦—૦ થી ૨૧—૮—૦ |
| વેરાવલ મલાયા | ... ... ... | ,, ૨૮—૦—૦ થી ૨૮—૮—૦ |
| | | એક મણનો ભાવ. |
| પોરબંદર | ... ... ... ... | રૂ. ૨૯—૮—૦ થી ૩૦—૦—૦ |
| રામપરા | ... ... ... ... | ,, ૨૩—૮—૦ થી ૨૩—૮—૦ |
| સાગર | ... ... ... ... | ,, ૨૨—૮—૦ થી ૨૨—૦—૦ |
| તેલ:— | | |
| કોપરાનું | ... ... ... ... | ,, ૫-૧૨—૦ |
| ચોખું | ... ... ... ... | ,, ૫-૧૨—૦ થી ૭—૦—૦ |

## ટેક્સસ ઓઇલ કુંપની.

| | | |
|---|---|---|
| ધર્ન સ્ટાર બ્રાન્ડ ૨ ટીનની એક પેટી... | ... | રૂ. ૧૦—૧—૦ |
| હારકોલ .. ... ... ... | .. | |
| મીડયમ) એક મણ | .. ... ... | ,, ૧—·—૦ |
| લોણી) ,, | ... ... . | ,, ૧—૪—૦ |
| લાકડાં:— | | |
| બાવળ, ઉંચી જાત, સુકાં | ૩૨ મણનો એક બોજો | ,, ૧—૬—૦ |
| એન | ,, ... ... ... | ,, ૧—૪—૦ |
| એ૦ | ,, ... ... ... | ,, ૧—૪—૦ |
| મીક્સ્ડ | ,, ... ... ... | ,, ૧—૨—૦ થી ૧—૪—૦ |
| ક્રાટો | ,, ... ... .. | ,, ૧—૨—૦ થી ૧—૪—૦ |
| માગ | ,, ... . ... | ,, ૧—૨—૦ થી ૧—૪—૦ |
| શાક:— | | |
| બટાટા એક મણ | ... ... ... ... | ,, ૨—૦—૦ થી ૩—૦—૦ |
| કાંદા ,, | .. ... ... ... | ,, ૦—૧૦—૦ થી ૦—૧૨—૦ |
| કુબી એક શેર | ... ... ... ... | ,, ૦—૧—૦ થી ૦—૧—૬ |
| કુબીના ફુલ એક ડઝન | ... .. ... | ,, ૦—૧૨—૦ થી ૧—૦—૦ |
| ગાજર એક શેર | ... ... ... ... | ,, ૦—૧—૦ |
| ટમેટા ,, | ... ... .. ... | ,, ૦—૩—૦ થી ૦—૪—૦ |
| લીલા વટાણા ,, | ... ... ... ... | ,, ૦—૩—૬ થી ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| પાપડી ,, | રૂ. | ૦—૨—૦ થી ૦—૨—૬ |
| માળકોટ એક ડઝન | ,, | ૦—૬—૦ થી ૧—૦—૦ |
| રીંગણુ એક શેર | ,, | ૦—૧—૦ |
| ભીંડા ,, | ,, | ૦—૨—૦ થી ૦—૨—૬ |
| દુધી નંગ એક | ,, | ૦—૪—૦ થી ૦—૮—૦ |
| કોળું એક શેર | ,, | ૦—૧—૦ |

ઘી, તેલ સાકર, અને ગોળના પરચુરણ ભાવો.

| | | |
|---|---|---|
| સાકર, સાધારણ સફેદ | ૦—૨—૩ થી ૦—૨—૬ | એક શેર. |
| ગોળ | ૦—૧—૬ થી ૦—૧—૯ | ,, |
| ઘી | ૦—૯—૦ થી ૦—૧૩—૦ | ,, |
| ,, (બનાવટી | ૦—૪—૦ થી ૦—૫—૬ | ,, |
| કોપરાનું તેલ | ૦—૨—૬ થી ૦—૨—૯ | ,, |
| મીઠું તેલ.. | ૦—[illegible]—૬ થી ૦—૩—૩ | ,, |

ઘાસલેટના પરચુરણ ભાવો.

| | |
|---|---|
| રાઈઝીંગ સન બ્રાન્ડ ૧૨૫૦ ( ૨ ડબ્બાની એક પેટી. ) | રૂ. ૭—૮—૦ |
| એંગલ ,, ,, ,, | ,, ૮—૧૦—૦ |
| રાઈઝીંગ ,, ,, ,, | ,, ૬—૧૪—૦ |
| સ્વાન ,, ,, ,, | ,, ૫—૩—૬ |
| રાઈઝીંગ ,, ,, ( ૪ ગેલનનો ભાવ, ) | ,, [illegible]—૭—૦ |
| સ્વાન ,, ,, ,, | ,, ૧-૧૦—૩ |

બરમા ઓઈલ કંપની.

| | |
|---|---|
| સ્વાન ચક્કર બ્રાન્ડ ૨ ગેલનો | ,, ૬—૪—૦ |
| ,, ,, ,, ૪ ગેલન | ,, ૨—૭—૦ |

સ્ટાનર્ડ ઓઈલ કો. ઓફ ન્યુ યોર્ક.

| | |
|---|---|
| સ્નો ફ્લેક બ્રાન્ડ ટીન એક પેટી | ,, ૧૦—૧—૦ |
| એસ્ટર ,, ,, | ,, ૯—૧—૦ |

ઇન્ડો-બરમાં પેટ્રોલીઅમ કું. લી.

| | |
|---|---|
| સ્ટાર અને ક્રેસન્ટ બ્રાન્ડ બે ગેલનો ભાવ | ,, ૭-૧૨—૦ |
| ,, ,, ,, ૪ ગેલનો ભાવ | ,, ૨-૧૩—૦ |
| સરસ્વતી ,, ૪ ,, ,, | ,, ૨—૨—૦ |

---

ધી બોરણે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

ત્રણ રૂપૈયાના મણ લેખે તેનો લાભ છે. ફક્ત પંજાબમાં કપાસીઆની ાવ દર વર્ષે પચાસ લાખ રૂપૈયાની લગ- કરવામાં આવે છે. જો ખોળને બદલે ીઆનું તેલ કાઢવાનો ઉદ્યોગ હાથ ધર- ાં આવે તો અનુભવ સિદ્ધ વાત એવી ી લાગવાની વક્કી રહે છે કે આ દેશના ોકારને તેમાંથી લાભ થવાનો સંભવ થોડો ાહે; કારણ કે બહિં આ દેશમાં વેચવાનો ત આવે અને ખોળના રોટલાનો નિકાલ –તેથી ઢોરોને ખાવા માટે તેનો ઉપયોગ ા પડવાનો સમય આવી લાગે, જે અત્યારે ાની જમીનની પેદાશ હોઇને સોંઘે લાવે ી શકે તથા ઢોરો તૃપ્ત બને.

---

મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રીપોર્ટ બહાર પડી ્યો છે, તેની સઘળી વિગતો સાથે વેપારી ાસિકને સંબંધ નથી. વેપાર-ઉદ્યોગને લગતા ાની બાબત ઉપર ધ્યાન પહોંચાડવાની ાત્ય લાગે તેથી તેને લગતી વિગતોનો વિચાર ાનુને આવશે હોવો જોઇએ. "યુરોપના ાપારીઓના હાથે હિંદી વેપારનો વિકાસ થયો "—એ વાત સર્વ માન્ય ગણી લેવાય તો ાી આગળ ચાલતાં તે રીપોર્ટ મુજબ આપણે ા દેશમા ઉદ્યોગ અને વેપારને આગળ ાારે ખીલવવાની જરૂર છે તે કબુલ કરવાનું ્ જાપાનની આદ્યોગિક ઉન્નતિ કેટલી થોડા ાખતમા થવા પામી તે ધ્યાનમાં લેતાં ૧૯૦૭ ા ૧૯૦૯ સુધીની આપણા દેશની "સ્વ- ાશી" ચળવળ જે થઇ હતી તેનાથી અ- ાંતોષની લાગણી ફેલાવા પામી હતી, તેને ાાટે આજના સંયોગો વચ્ચે કેટલોક અવકાશ ા, તેની ઉપર વિચાર કરતા કેવાં ધીરજથી ાને ખંત વડે પગલા ભરવા, અને ગણત્રી ાાં શિવાય ફક્ત સ્વદેશી લાગણીથી નહિં ાાગઇ જવા વિષે સાવચેતી આપન ઉપર ાજય ચલાવનાર બહારની પ્રજા નથી એટલે ાીઓનો ઉદ્ધાર જલદી થયો; પણ આપણે તે શિવાય બીજાં નાના મોટા અનેક સંયોગો ઉપર મુખ્ત વિચાર ચલાવવાની જરૂર છે. ૧૯૦૭ થી ૧૯૦૯ સુધીની દરમીઆન નાનાં નાનાં કારખાનાંઓ કેટલાં થવા પામ્યાં અને નાશ પામ્યાં તેનાં કારણો પણ તપાસીને આગળ ચાલવાથી લાભ થવા સંભવ છે. ધંધો કરવાનો અનુભવ જેને હોય તેવા માણ- સોની મદદ વડે તે ધંધો શરૂ કરવો એ લક્ષમાં રાખી કામ કરવાનું છે. જો સરકાર તરફથી કાબેલ પુરૂષોની મદદ આપવામાં આવે તો ઉદ્યોગો સફળ થવાની શરૂઆતમાં વધારે વકકી છે. બહારના માલને આયાત કરવાની બાબ- તમાં ટેરીફમાં ભેદ રાખવાની રાજનીતિનો ખાસ સદુપયોગ થાય તેને માટે સરકારની મદદ મળે ત્યારે ખાસ લાભ થાય તે સર્વેને જાણી શકાય તેવી બાબત છે. નવા ઉભા થતા ઉદ્યોગને મદદ કરવા માટે ઉદાર હાથ નામદાર સરકાર લંબાવે તો સંગીન રીતે ઉન્નતિ થઇ શકે. આ ચળવળ લડાઇ પહેલાં થોડા વખતે શરૂ થઈ અને તેનું અમુક દરજ્જે પરિણામ એ આવ્યું કે હિંદુસ્થાનમાં ઈંડસ્ટ્રીયલ કમી- શન નિમવામાં આવ્યું; જેની સમક્ષ કેટલા જાહેર પ્રજાના હિતને માટે જુબાની આપતાં, આ વિષય ઉપર ઇસારો કરી ચૂકયા છે. હાલ હયાતીમાં છે એવાં હિંદના કારખાનાંઓની ગણત્રી કરીએ તોઃ—

| કારખાનાં. | કામ લાગતાં માણસો. | વરતીતના દર હજારે સાત. |
|---|---|---|
| ૭૧૧૩ | ૨,૦૦૦,૦૦૦, | |
| તે સાહેના | ૫,૫૮,૦૦૦ ટેકસ્ટાઇલ એટલે મીલ વગેરેના ઉદ્યોગમાં લાગેલા. | |

| | |
|---|---|
| કામદારો છે; ૨,૨૪,૦૦૦ | ખોરાકની ખાણોમાં |
| ૧,૨૫,૦૦૦ | ટ્રાન્સપોર્ટ ખાતે. |
| ૭૪,૦૦૦ | ખોરાકને લગતા ઉદ્યોગોમાં. |
| ૭૨,૦૦૦ | ધાતુને લગતા ઉદ્યોગોમાં. |
| ૪૮,૦૦૦ | રસાયણિક પેદાશ માટે. |
| ૪૫,૦૦૦ | મોજશોખના ઉદ્યોગો માટે–ઇત્યાદિ. |

હવે બીજી તરફ જોઇએ તો જાપાનને તે દેશના સરકાર તરફથી મદદ મળેલ હોવાથી તેની એટલે દરજ્જે તથા એવી જલદીથી વેપારની ઉન્નતિ થઇ શકી છે-મોન્ટેગ્યુ–ચેલ્મસ ફર્ડ રીપોર્ટ મુજબ લડાઇ પછી હિંદુસ્થાનને પણ સરકાર તરફથી મદદ જોઇતી રીતે મળશે કે જેથી માલ બનાવનાર પ્રજા તરીકે હિંદની વસ્તીને દુનીઆની બીજી પ્રજા સાથે સરખી પાયરીપર આવવાનુ બની શકે.

## હિંદુસ્થાનનું ચામડું.

લડાઇ પહેલા ૩,૪૫,૦૦૦ હંડ્રેડવેટ જેટલું ચામડું દર વર્ષે હિંદુસ્થાનમાંથી નિકાસ કરવામાં આવતું હતું, તેમાથી અર્ધો ભાગ સેંટ્રલ રાજ્યોમા જતો; એક તૃતીયાંશ અમેરિકા જતું હતું; અને બાકીનું બધુ યુનાઇટેડ કીંગડમ અને ઇટલી–નેધર્લેંડ વચ્ચે વ્હેંચાઇ જતું હતું.

---

નડિયાદ હિન્દુ અનાથાશ્રમનો ૧૯૧૬-૧૯૧૭ની સાલનો રીપૉર્ટ અભિપ્રાયાર્થે અમને મોકલવામા આવ્યો છે જેને માટે અમે આભાર માનીએ છીએ. આ સંસ્થા એટલી બધી જાણીતી છે અને એનું કાર્ય એટલું બધું પ્રસિદ્ધ છે કે એ બાબતે વધુ લખવાની જરૂર અમે જોતા નથી. દાનવીર પુરૂષો આવી સંસ્થાઓને અધિકાધિક પ્રમાણમા સહાય આપતા રહે તો હજી પણ વધારે સારૂં કાર્ય કરી શકે એવી એ સંસ્થામા શક્યતા લાગે છે.

---

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

## INDIA: HER RESOURCES AND HER ECONOMICS.

## હિંદની આર્થિક સ્થિતિ.

(માસિક માટે ખાસ લખનાર.—મી જે લ દુ બારભાયા.)

૫ અન્યવસ્તુઓ—છત્રીયો અને જોડા-ના આંકડા આગળ આપી જવામાં આવ્યા છે. તે સિવાય ૧૯૦૮ મા આપણને ત્યા ચોપડીઓ, કાગળો, અને સ્ટેશનરી મળી ૧૬ ક્રરોડ રૂપીઆનો માલ આયાત કરવામા આવ્યો હતો. જેમા ૪૦ લાખની તો ચોપડીઓજ હતી. વળી અત્રે વધુ સંખ્યામા છપાતી જાય છે તે તો જુદી. ૧૯૦૮મા ટપાલ મારફતે જે વર્તમાન પત્રો મોકલવામા આવતા હતાં તેની પાંચ કરોડ ઉપર નકલોની સંખ્યા થવા જાય છે. આ પ્રમાણે કાગજનો ખપ ઘણો જોરમા વધતો જાય છે. આજ–હિંદુસ્થાનનુ અર્થ-શાસ્ત્ર લખવામા કોણ જાણે કેટલા કુલસ કેપ અને છાપવામા કેટલા કાગળોનો ઘાણ વાળ્યો હશે ?– લોખંડકામ અને કટલરીનો ઉપયોગ અત્રે વધતો જાય છે અને તે તેમજ સાબુ-દાણા, બીડી, અને તબાકુની આયાત અસાધારણ વધતી ગઇ છે. એટલી બધી ખપત-હિંદને ખાતર થઇ હતી અને હિંદે તેટલો વ્યય કીધો છે.

હિંદમા બનતા માલનો જો હિંદમાં એટલો વ્યય થતો હોય તો હિંદને તેટલો લાભ થાય. મજુરોને તેટલી વધુ રોજી મળે. નવા હુન્નરોદ્યોગ ખીલે, દેશનો પૈસો દેશમાં ફરે અને દેશના લોકોની આવક વધે. પરંતુ તેમ ન થવાથી પરિણામ વિપરીત થાય છે, વિદેશનો વ્યાપાર વધે છે. ત્યા મજુરોને રોજી મળે છે અને અત્રેનો પૈસો ત્યાં તણાઇ જાય છે. આ વિષય ઉપર ટીકા કરતાં મી. વીલીઅમ ડીગબી સી. આઇ. ઇ. નિચે મૂજબના આંકડાઓ રજુ કરે છે:—

દેશ દેશના લોકોની માથાદિઠ આવક—૧૯૦૦ માં:—

| | | |
|---|---|---|
| સ્કૉટલન્ડ | ૪૫ | પૌંડ. |
| ઑસ્ટ્રેલિયા | ૪૦ | ,, |
| યુનાઇટેડ સ્ટેટસ | ૩૯ | ,, |
| બેલજીઅમ | ૨૮ | ,, |
| ફ્રાન્સ | ૨૭ | ,, |
| કેનેડા | ૨૬ | ,, |
| જર્મની | ૨૨ | ,, |
| હૉલેન્ડ | ૨૨ | ,, |
| નૉર્વે | ૨૦ | ,, |
| સ્વીટઝરલૅન્ડ | ૧૯ | ,, |
| સ્પેન | ૧૬ | ,, |
| ઑસ્ટ્રીઆ | ૧૫ | ,, |
| ઇટાલી | ૧૨ | ,, |
| રૂશિઆ | ૧૧ | ,, |
| હિંદુસ્થાન | ૧ | ,, |

નોંધ:—લૉર્ડ કર્ઝને માથાદિઠ આવક ૨ પૌંડ કહી છે. પણ તે ઉપરટપકે કેની છે, પરંતુ ખરી આવક મી. વિલીઅમ ડીગબીના હિસાબાનુસાર રૂ ૧૭ એટલે ૧ પૌંડ, ૨ શિ. ૮ પેન્સ થાય છે. (Prosperous British India pp. 84.)

છતાં તેઓ કહે છે કે ઉપલો આંકડો સર્વ માન્ય રીતે ઠેરવી શકાય નહિં.

| | |
|---|---|
| લૉર્ડ કર્ઝને સર્વ માન્ય ઠરાવેલી દરમાંથાદિઠ કમાણી | પૌંડ ૨ ( ૩૦ રૂપીઆ ) |
| આમાંથી દુષ્કાળ સમય અને મોંઘવારી વગેરેની છુટ જતા ખરેખરી માંથાદીઠ કમાણી આવે છે તે | „ ૧-૨-૪ (રૂ ૧૭) |
| તેમાથી જો શ્રીમંતો અને હુન્નરરોજગારમાં પોતાની કમાણી અને વ્યાજ વગેરે બાદ કરીએતો ગરીબોની માથાદીઠ દર સેંકડે દરવર્ષે કમાણી | „ ૦-૧૩ ( ૧૩ આના ) |

(Pro' Bri: India pp. 372)

આથી આગળ વધતાં મી. વિલીઅમ ડીગબી આકડાઓદ્વારા રજુ કરે છે કે:—

ઑગસ્ટ ૧૯૦૧ ની ૧૬ મી તારીખે હિંદના પ્રધાન રાઇટ ઑ ના. સર જ્યૉર્જ હેમીલ્ટને કબુલ કીધું હતું કે:—

" હું એકદમ કબુલ કરૂ છુ કે જો એવું " સાબિત કરી આપવામાં આવે કે આપણા "રાજ્ય દરમ્યાન લોકોની આર્થિક સ્થિતિ " સુધરી નથી તો તે દેશ ઉપર આપણે " અમલ ચલાવવો નકામો છે."

---

[ પરંતુ આ જોડે પુરવાર કરી આપેલો આંકડો દેખાડી આપે છે કે તે નામદારે જે હિંદ પાસેથી વાર્ષિક પગાર મેળવ્યો છે તે હિંદના૯૦,૦૦૦ હિંદીઓની વાર્ષિક આવક સાથે મળતા પણ પુરો પડતો નથી ]

હિંદના લોકોની દિનપ્રતિદિન ઘસાઇ જતી આવક.

---

૧૮૫૦માં બીન સતાધારી રીતે ગણાયલી, ૨ આના આવક રોજની માથાદિઠ.

---

૧૮૮૨માં સત્તાવાર રીતે ગણાયલી. ૧½ આનો આવક રોજની માથાદિઠ.

---

૧૯૦૦માં બધા સંજોગો સાથે લેતાં જે ગણત્રી કરવામાં આવી છે તે રીતે:—

¾ આના કરતા પણ કમી આવક રોજની માથાદીઠ છે.

( Pro: Bri: India pp 534 ).

હિંદની આવી દયાજનક સ્થિતિ હોવાનાં ઘણા કારણો છે. મીસીસ એની બિસાંટ " ઇનડીઆ એ નેશન " નામની ચોપડીમાં લખે છે કે:—

૧. હિંદના લોકો પાસેથી કર નાખીને ઉઘરાવેલા પૈસા મૂખ્યત્વે નિચલાં કારણોને અંગે ખેંચાઇજવા પામે છે:–ઇંગ્લન્ડનમાં હિંદને હિસાબે રાખવામાં આવતી ' ઇન્ડીઆ ઑફીસ'; અંગ્રેજ અમલદારોને આપવામાં આવતા ( પેન્સનો ) વાર્ષિક વઝીફા, લન્ડનમા ઉભી થયેલી થાપણોને લઇને હિંદમાં ચાલુ થયેલ રેલ્વેઓ ઉપર કરવામાં આવેલી આવક ઉપરાંત ઉપરા ઉપર પડતા દુષ્કાળને લીધે લોકોનું નિર્ધન થતા જવું, અને મોઘવારીના વખતમા જ્યારે અત્રેના લોકોને અનાજ મળે ત્યારે વિદેશ વલણ જવું જેને લીધે કારોને જમીન ઉપર પણ અથાગ દેવું થતું ગયું છે. ( ઑન૦ મી૦ દીનશા વાચ્છાની ગણ

---

ભૂજળ) તે દેવું ૫૦૦ કરોડ રૂપીઆનું થવા જાય છે. આ ઉપરાંત દુષ્કાળ વખતે તે ઓછો કરવા જે પ્રયત્નો લેવાય છે તે માટે થતો ખર્ચ, અને વિદેશી લડાઇના ખર્ચમાં હિંદને આપવો પડતો હિસ્સો આ બધું હિંદની દોલતને ખેંચી જાય છે

૨ ખેડુતો સામે સખ્તાઇથી લેવામાં આવતા કરને લીધે તેઓને દેવામા વણાવું પડે છે. જેની અસર દુષ્કાળ પડવા જેવી થાય છે.

૩ અંગ્રેજ સરકારે રાખેલો ભારે ખરચ, મોટા લવાજમના અંગ્રેજ અમલદારોને અપાતા ભારે પગારો, વળી પ્રવિણ્ (Experts) ને ભારે ખર્ચે નિભાવવાની ગજ્યનીતિ. ઉપરા ઉપર અમલદારો રાખી તેના ચઢાવવામા આવતા ભારી ખર્ચો, આ બધુ વિદેશી લોકોના હાથમા જાય છે અને તેનું પરિણામ દોલત વિદેશ, ઘસડાઇ જવામા જ આવે છે. પરંતુ જો અંગ્રેજોને બદલે હિંદીઓને જો નોકરીમા રાખવામાં આવે છે તો તેઓને પગાર ઓછો આપવામા આવે છે

૪. દેશી હુન્નરને ઉત્તેજન ન આપવાની રાજ્યનીતિ ઉપરાંત દેશી હુન્નર ઉપર આડકત્રો મૂકવામા આવતો અંકુશ. દાખલા તરીકે અત્રે વિદેશથી જે કાપડ આવે છે તેના ઉપર ૩I ટકા જકાત લેવામા આવે છે. આ સામે મેન્ચેસ્ટરના લોકોએ અરજ કીધી, તો મેન્ચેસ્ટરના કાપડને સવળતા કરી આપવા અને લેવામા આવતી જકાત જોડે બરોબર કરવા માટે અત્રેની મીલોમા બનતા કાપડ ઉપર ૩I ટકા એક્સાઇસ ડયુટી નામ જકાત નાખવામાં આવી છે ઉપરાંત અત્રેના નિમક ઉપર પણ ખાસ જકાત નાખવામા આવી છે કારણ કે વિદેશથી આવતા નિમક ઉપર જકાત લેવામા આવે છે. મોટા જથ્થામા કાચા પદાર્થનુ અત્રેથી ઘસડાઇ જવું, અને તેનું મોઘે ભાવે જૂદા સ્વરૂપમા પાછું અત્રે ફરવુ.

૫. હિંદને લાભદાયી નિવડે એવા ઉપાયો યોજવા પ્રતિ દુર્લક્ષપણું. જેવા કે નહેરકામો, કેળવણી, સુખાકારીના ઉપાયો. આનુ મુખ્ય કારણ ઉપર દર્શાવેલા ૧-૩થી ત્રણ કારણોને અંગે ઘસડાઇ જતા પૈસાની તંગાસને લીધે હોય છે. (India a nation P. 34-35).

## પૈસાનુ ઘસડાઈ જવું.

The drain. 'પૈસાનું ઘસડાઇ જવું' આ શબ્દ કેટલાક લોકોને રૂચતો નથી. પરંતુ ડૉ દાદાભાઇ નવરોજીએ, લૉર્ડ સાલ્સબરીના મોઢડેથી ઉચ્ચારેલો જે શબ્દ "Bleeding" લોહી ચુસવાનો વાપર્યો છે, તે કરતા આ શબ્દ વધુ માયાળુ છે જ્યારે લૉર્ડ સાલ્સબરી હિંદનો પ્રધાન હતો, ત્યારે તે ભલા માણસે પોતાની મીનીટ (26-4-1875; C 3086-1 [ 1884 144 ]) મા લખ્યું છે કે "The injury "is exaggerated in the case of "India, where so much of the re "venue is exported without a direct "equivalent. As India must be *bled* "the lancet should be directed to "the parts where the blood is con- "jested or at least sufficient, not to "*those which are already feeble for* "the want of it.

"હિંદને સર્વથી વધારે નુકસાન કરવામા "આવ્યું છે, કે જ્યાથી તેની દોલત બીજી રીતે "ભરપુર કરી આપવા વગર ઘસડી લાવવામાં "આવે છે આ રીતે જો હિન્દનુ લોહી ચુસવુજ "હોય તો, એટલું લક્ષ આપવું જોઇએ કે આ "લોહિ કયાથી લેવું થાય છે, કે જે એવે ઠેકા- "ણેથી ન ખેચાવું જોઇએ કે જેઓ લોહીની "અતિ જરૂરીઆતને અંગે પીડાય છે"

ઉપલા વિચારોને મળતો થઈ ઇ સ. ૧૮૮૦ ના વેસ્ટમીનીસ્ટર ગેઝેટ પત્રમા મી. ડબલ્યુ. ટી થૉર્નટન લખે છે કે :–"Railways "are good, irrigation is good, but

neither one nor the other good is "enough to compensate for open-"ing and continually widening a "drain *which has tapped Indias* "*very heart blood*, and has dried up "the mainsprings of her industrial "energy." (Digby P. 205.) રેલ્વે "સારી છે. નહેરો પણ ઉપયોગી છે. પણ "ઉભયમાંથી એક પણ હિંદની દર વર્ષે "લોહી ચુસીને કાઢી જતી નવીને બીજી "તરફથી અન્ય રીતે પાછું વાળવાની શક્તિ "ધરાવનાર નથી અને તેથી તે સારૂં નથી." અનુભવદ્વારા સિદ્ધ થઇ ચુકયું છે કે આ સરકાર બધી સરકાર કરતાં વિશેષ ખર્ચાળુ છે. વિદેશની લડાઇ માટે લશ્કરને અંગે ૧૦,૦૦,૦૦,૦૦૦ પોંડ સ્ટરલીંગ થયેલા ખર્ચમાથી ઇગ્લન્ડે એક લડાઇના ૫૦,૦૦,૦૦૦ અને બીજીના ૫,૦૦,૦૦૦ પૌંડ પગાર કીધા હતા. આ ઉપરથી મી. વીલીઅમ ડીગબી (Digby pp 162-170) કહે છે કે "આ પ્રજા (અંગ્રેજ) નબળી પ્રજાનું લોહિ ચુસવામાં અવ્વલ દરજ્જેની છે." મીસીસ એની બિસેંન્ટ કહે છે કે "આ ખેંચાઇ જતા પૈસાનો "આપણે જરા ખ્યાલ કરીએ. ઇ. સ. ૧૮૯૮-"૯૯માં હિંદુસ્થાન પાસેથી હિંદના પ્રધા-"નને ૧,૬૩,૦૩,૧૯૭-પૌંડ (રૂા. ૨૪,૪૫,૪૭,"૯૫૫) મળ્યા હતા. જે તેણે કર્જના વ્યા"જમાં, રેલ્વે, લશ્કર, વાર્ષિક વજીફા (પેન્શન), "સનદી ખર્ચો (Civil charges) વગેરેમાં "ખર્ચ્યા હતા. આ ઉપરાંત મી. સધરલેન્ડ "એવી અટકળ બાંધે છે કે 'વ્યાપારદ્વારા "બીજા વીસથી ત્રીસ લાખ દર વર્ષે ઇગ્લન્ડ "ઘસડી જતું હશે તે જુદા.'........આ પૈસા "ખેચાઈ જવાની હદ વધે છે પરંતુ ઘટતી "નથી. હાલમાં હિંદનો પ્રધાન ૧,૮૦,૦૦,૦૦૦ "પૌંડ ખર્ચે છે. અને તેને હિંદ ૨,૫૨,૫૦,"૦૦૦ આપે છે. ૧૮૯૮-૯૯ માં ખર્ચ "૫,૫૩,૧૨,૯૮૧ પૌંડનો કરવામાં આવ્યો હતો "અને ૧૯૧૧-૧૨ માં તે ૭,૪૬,૪૦,૨૦૦૦ નો "હતો. આમાંથી નિચલા આંકડાઓ ધ્યાન "ખેચે છે :—

| | | | | | |
|---|---|---|---|---|---|
| "સનદી ખાતું | ખર્ચ | પૌં. | ૯૨,૦૧,૪૪૧ | થી | ૧,૬૮,૩૭,૦૦૦ પૌંડ. |
| "રેલ્વે | " | " | ૯૧,૨૩,૮૩૮ | થી | ૧,૨૧,૧૩,૮૦૦ " |
| "લશ્કરી | " | " | ૧,૭૧,૫૩,૭૧ | થી | ૨,૦૮,૧૧,૯૦૦ " |

(India a Nation p. 38-39).

## ઇનડીઆ કૌનસીલ અને હિંદી પ્રધાન.

આ મૂજબ હિંદના પૈસાનો વ્યય હિંદના લોકોની અજાણમા ઇગ્લંડ મધ્યે હિંદી પ્રધાન તરફથી કરવામાં આવે છે. આ વિષય પરત્વે હિંદુસ્થાને વારંવાર પોતાના વાંધાઓ રજુ કીધેલા છે. જે 'હિંદી કોંગ્રેસ'ને લગતા અહવાલો ઉપરથી જણાશે. ઇ સ ૧૮૯૪ મા ડીસેમ્બરની તા ૨૫ મી થી ૨૯ સુધી મળેલી મદ્રાસમાં ભરાયેલી દશમી કોંગ્રેસમા મી. અર્ડલી નોંટ ને તે બેઠકનો ચોથો ઠરાવ જે મૂકયો હતો તે નિચે મૂજબનો હતો.

"That this congress considers "the abolition of the council of the "secretary of state for India, as at "present constituted the necessary "preliminary to all other reforms, "and suggests that in its place a "standing committee of members "of the House of commons be "appointed"

ઉપલા ઠરાવના ટેકામાં મી. નોર્ટને એક ભાષણ કીધું હતું. જેના તાત્પર્યમાં તેઓ

બોલ્યા હતા કે "આપણું ઇનડીઆ કાઉન્સીલની વિરુદ્ધ શા માટે છીએ, તેનું કારણ ખુલ્લું
"છે કે તેઓ હિંદની સ્થિતિ સમજી શકતા નથી
"આ ઇન્ડીઆ કાઉન્સીલનો વિચાર કરવા
"માટે આપણને ઇ. સ. ૧૮૮૪ સુધી પાછળ
"જવું પડશે. અલબતાં ત્યાર બાદ તેમાં ઘણા
"ફેરફારો થવા માંડયા છે. છતાં હું જોઉં છું કે
"ઇન્ડીઆ કાઉન્સીલના ચૌદ સભ્યોમાથી
"સાત સનદી નોકરીવાળા, પાંચ લશ્કરવાળા
"એક બેરીસ્ટર અને એક અંગ્રેજી બેન્કર
"(નાણાંશાસ્ત્રી) છે.......... ઇ. સ. ૧૮૫૮
"થી આ કાઉન્સીલ પુર્ણ ગોઠવાઇ તે પછી
"હિંદની પ્રજાના એક આસામીને આ
"કાઉન્સીલમાં સ્થાન આપવામાં આવ્યું નથી
"વળી આ ઓહ્દેદાર દરેક કે જે હિંદને ખર્ચે
"૧૨૦૦ પૌંડ લઇ જાય છે, અને હિંદને કર
"સુધાં નથી ભરતો તે હિંદ માટે જે જોઇએ તે
"કરતો નથી .....આ રકમ આપણે આપીએ
"છીએ તે ઉપરાંત બીજા ખર્ચો તેઓ કરે છે
"તે જુદા. સેના મને ત્રણજ ઉદાહરણો આપવા
"દે. તેઓમાં વ્યાપારી બાબત્રી કરવાની
"આવડત બહુ ટુંકી છે. લૉર્ડ કેનીંગે ઇ. સ.
"૧૮૫૮માં એક 'ડીસપેચ' મોકલ્યો હતો, અને
"એક પ્રધાને કલકત્તા અને સાઉથ ઇસ્ટર્ન રેલ્વેની
"સડક નાંખવા માટે પાંચ ટકા વ્યાજ આપ-
"વાની શરતે પરવાનગી આપી હતી. અગી-
"આર વર્ષના અનુભવ ઉપરથી જણાયું કે આ
"શરત હિંદને નુકશાન કરનારી હતી. કારણ કે
"પાંચ ટકા આપવાની જે જામીનગીરી લેવામા
"આવી હતી તેને લીધે તે ખાતું તાણકતોબ
"ખરાબ હાલતમા આવ્યું અને નાદારીમાં ગયું
"અને તે ખાતું પાછું હિંદી પ્રધાનનેજ
"પચાસ લાખ પાઉંડે ખરીદવું પડયું આથી
"સંતોષ ન પામતાં હિંદી પ્રધાને ૧૮૫૮ અને
"૧૮૫૯ મા મદ્રાસ ખાતે નહેર કાઢવા માટે
"પૈસાનું વ્યાજ આપવાની (ગ્યારેન્ટી) કબુ-
"લાત આપી, જે પણ પાંચ ટકાનું વ્યાજ
હતું પરંતુ તે કામ પણ ફતેહમંદ ઉતર્યું
"નહિં અને નફો મળી શકયો નહિં વેઃ
"તેજ ખાતાંને પ્રધાને બીજા ૬૦૦ પૌં
"ધીર્યા. ૧૮૬૯ માં હિંદ પ્રધાને મુંબઇ
"ખાતે એલફીનસ્ટન લેન્ડ અને પ્રેસ કમ્પ
"નીની જગ્યા ખરીદવા રૂ. ૧૦૦૦ ના શે
"ઉઘરાવવા માટે કબુલાત આપી. થોડ
"વખતમાં તેના ભાવ રૂ. ૩૦૦ બોલાવવા માંડય
"........હવે તે સિવાય બીજા વધુ ખર્ચના
"આંકડા તપાસિયે. ઇંગ્લંડ ખાતે એક ચોકસ
"મકાનનું સમારકામ કરાવવામા આવ્યું તેને
"ખર્ચ હિંદ ખાતે નાંખવામાં આવ્યો. અને
"હિંદે તે—૮,૨૧,૦૦૦ પૌંડનો પગાર પણ
"દીધો. આમાથી ૫,૪૦,૦૦૦ પૌંડ ઇન્ડીઆ
"ઑફીસના ફર્નીચર માટેજ વાપરવામાં
"આવ્યા. ૭૦,૦૦૦ પૌંડ લાયબ્રેરી અને
"૬૮,૦૦૦ પૌંડ સ્ટોર ખાતાં માટે. વળી
"૧૦,૦૦૦ પૌંડ ઇન્ડીઅન એનજીનીઅરીંગ
"કૉલેજ માટે ખર્ચવામાં આવ્યા; કે જ્યાં
"એન્જીનીઅર બનાવી (Manufacture) અત્રે
"રવાના કરવામાં આવે છે, અને અહિં રોયલ
"એન્જીનિઅરીંગમા મોજથી રહે છે. હવે છાતી
"ધબકાવનારી રકમ ૩૮,૦૦૦ પૌંડની છે. આ
"રકમ ઇંગ્લંડમા, ઇલીંગ મધ્યે એક દિવાના-
"શાળા બાંધવા માટે ખર્ચવામા આવી છે.
"હું પુછુ કે આ કયા દિવાનાઓ માટે છે,
"અને તે દિવાનાઓ કોણ છે? હું તે દિવા-
"નાઓના માતપિતાને ઓળખવા માંગું છું
"કારણ કે હિંદને તેઓ જોડે શું સ્નાન સુતક
"છે કે તેઓને હિંદને ખર્ચે નિભાવવામાં
"આવે? હું એમ માનું છુ કે ઇંગ્લંડમાં દિવા-
"નાઓનો ખર્ચ તેના કુટુંબીઓએ કરવો
"પડે છે, તો પછી અત્રેથી હિંદનો પગાર
"ખાઇ ત્યાં ગયેલા, અને પછી દિવાના થયે-
"લાઓને નિભાવવા હિંદ શી રીતે બંધાયેલું
"છે કે જેઓના વાર્ષિક નિભાવાર્થે વળી બીજા
"દર વર્ષે ૯,૬૬૩ પૌંડ હિંદ પાસેથી લેવામાં
"આવે છે? આ ઉપરાંત હિંદ ઇંગ્લન્ડમાં રહેતા
"ઓહ્દેદારોને માટે ૧,૩૬,૫૮૮ પૌંડ ખર્ચે છે.

ની લશ્કરના ઉપયોગ માટે પાંચ નૌકાઓ બાંધવામાં આવી છે તેનો ખર્ચ ૧૧,૧૮,૭૮૭ પૌંડ લેવામાં આવ્યો છે. વળી તે ઉપરાંત મા નૌકાઓ ઉપરનો વાર્ષિક ખર્ચ ૨,૨૭,૭૨ પૌંડ આપણે આપીએ છીએ. બીજી મને અજાયબીની બીના એ લાગે છે, કે, એક લશ્કરી પછી ભલે તે અફઘાનીસ્તાન, કેનેડા, ન્યુઝીલેન્ડ, કે દક્ષિણ આફ્રિકામાં કામ કરતો હોય, અને તે જો માત્ર એક વખત હિંદ ખાતે નોકરી કરી જાય તો તેની આખી જીંદગીનું વર્ષાસન (Pension વઝીફો) હિંદ ખાતેથી આપવામાં આવે છે. વળી આપણને ત્યાં મોટા પગારે આવનાર સનદી અને લશ્કરી ઓદ્ધેદારો જેઓ પોતાના લાભાર્થે રજા ઉપર રહે છે, તેઓને રજાનું લવાજમ પણ આપણને ૧,૯૨,૨૨૭ પૌંડ, ૧૨ શી. ૧૦ પે. નું આપવું પડે છે......એટલુંજ નહિં. તે સિવાય ઇરાન, જેદાહ, વગેરેના એલચીઓનો નિભાવ કરવા આપણી પાસેથી ૨૫,૩૬૬ પૌંડ દર વર્ષે લેવામાં આવે છે. જ્યારે બીજા દેશો-ઑસ્ટ્રેલીઆ, આફ્રીકા, કેનેડા, વગેરે તે આપતા નથી ત્યારે આપણી "................................

"આ સિવાય હિંદની સરકારના ઇંગ્લન્ડ "મધ્યેના હિસાબી સરવયાઆમાં (Home "accounts of the Government of "India) ઇ. સ. ૧૮૯૩ માં ૫૬ માં પાના "ઉપર જોઉં છું કે આ ઉપરાંત ૩૨ માણસનું "ઉપહાર ગૃહ (Refreshment) રાખવા "માટે આપણી પાસેથી ૧,૩૨૯ પૌંડ વસુલ "કરવામાં આવે છે. જેમાં ૩૨ માણસો "(૨૮ કામ કરનારી સ્ત્રીઓ, એકવડી અધિ-"કારીણી, અને ત્રણ બીજી બાઇઓ) કામ "કરે છે......થોડા સમય ઉપર એક વિદેશી "રાજ્યકુંવર-જેનું નામ લેવાની જરૂર નથી-"જ્યારે હિંદ ખાતે આવ્યો ત્યારે હિંદને "માથે તેનો ખર્ચ નાંખવામાં આવ્યો હતો. "પરંતુ જ્યારે તે ઑસ્ટ્રેલીઆ ગયો ત્યારે "ઑસ્ટ્રેલીઆએ દમડી પણ આપી નહોતી. "(New India Political Pamphlets "No. 6.)

આ ઉપરથી સહજ જણાશે કે હિંદના પૈસાનો વ્યય, હિંદની જાણ વગર કેવી રીતે કરવામાં આવતો હતો, અને થયા કરે છે.

---



---

# ખેતરો અને કારખાનાઓ.

લેખક: પી. ક્રોપૉટકીન.

ભાષાન્તરકર્ત્તા: ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા.

( ગતાંક ૧૭ થી ચાલુ )

૧૮૭૨ થી ૧૮૮૧ ના વર્ષોમાં સ્વિટ્ઝરલેંડે પોતાના રેશમના ઉદ્યોગને બમણો કરી દીધો, ઇટલી અને જર્મનીએ ૩/૪ જેટલો વધાર્યો; અને જે લાયન્સ પ્રતિવર્ષે ૪૫૪,૦૦૦,૦૦૦ ફ્રાંકનું રેશમી કાપડ બહાર પાડતું હતું તે લાયન્સે ૧૮૮૭માં માત્ર ૩૭૮,૦૦૦,૦૦૦ ફ્રાંક જેટલું કાપડ બહાર પાડ્યું. લાયન્સના રેશમી કાપડની નિકાસ ૧૮૫૫-૧૮૫૯ માં ૪૨૫,૦૦૦,૦૦૦ ફ્રાંક હતી, ૧૮૭૦—૧૮૭૪માં ૪૬૦,૦૦૦,૦૦૦ ફ્રાંકની હતી તે ૧૮૮૭ માં ઘટીને ૨૩૩,૦૦૦,૦૦૦ ફ્રાંક થઇ ગઇ. અને હમણા ફ્રેંચ વિદ્વાનો તરફથી એવી ગણત્રી થાય છે કે ફ્રાંસમાં વપરાતાં રેશમી કાપડમાંથી ૧/૪ જેટલો ભાગ ઝુરીચ, ક્રેફેલ્ડ અને બારમેજમાંથી આયાત થાય છે. એટલુંજ નહિ પણ ઇટલી પણ હમણાં ૧૯૧,૦૦૦ માણસો એ ઉદ્યોગમાં રોકે છે અને ફ્રાંસમાં પોતાનું કાપડ મોકલી લાયન્સની હરિફાઇ કરે છે.

ભલે ફ્રેંચ રેશમી કાપડ બનાવનારાઓ સંરક્ષણાર્થે કર નાખવાને માટે બુમ પાડે કે હલકા પ્રકારના રેશમી કાપડ બનાવવા માંડે; અથવા તો ૧૮૫૫-૧૮૫૯માં જેટલી કિંમતમાં ૨,૫૦૦,૦૦૦ કીલોગ્રામ રેશમ આપતા હતા તેને બદલે હવે ૩,૨૫૦,૦૦૦ કીલોગ્રામ રેશમ આપે, પરંતુ, હવે તેઓ પોતાની આગલી જાહોજલાલી પ્રાપ્ત કરી શકવાના નથી. ઇટલી, સ્વિટઝરલેંડ, જરમની, યુનાઇટેડ સ્ટેટ્સ અને જરમનીમાં પોતપોતાનાં રેશમના કારખાના છે અને ફકત ઉત્તમ માલજ લાયન્સથી મંગાવે છે. હલકા પ્રકારના કાપડ રશિયામાં નોકર ચાકરોમાં પણ સામાન્ય થઇ ગયાં છે, પણ તે એટલાં સસ્તાં રશિયામાંજ બનેલાં હોય છે કે જે જો લાયન્સ પુરાં પાડવાં જાય તો લાયન્સન કારીગરો ભુખે મરે. એ ઉદ્યોગ જુદાં જુદાં સ્થળોએ પ્રસરી ગયો છે અને જો કે હજી લાયન્સ ઉત્તમ પ્રકારના રેશમ કાપડ માટે પોતાનું સ્થાન જાળવી રહ્યું છે તોપણ જે સ્થાન પોતે ૩૦ વર્ષ પહેલાં પ્રાપ્ત કરી બેઠું હતું તે સ્થાન તો એને પુનઃ પ્રાપ્ત થવાનુંજ નથી.

આજ જાતનાં અનેક દૃષ્ટાંતો આપી શકાય. ગ્રીનૉક હવે રશિયાને ખાંડ પુરૂં પાડતું નથી કારણ કે રશિયા પોતેજ પોતાની ખાંડ તૈયાર કરે છે અને તે પણ એટલીજ કિંમતે. ઘડિયાળ બનાવવાનો હુન્નર હવે સ્વિટઝરલેંડના હાથમાં રહ્યો નથી; ઘડીયાળ આજે લગભગ ઘણે ઠેકાણે બનાવવામાં આવે છે, હિંદુસ્થાન પોતાની ૯૦ ખાણોમાંથી પોતાને જોઇતા કોલસામાંથી ૩/૪ જેટલો ભાગ કોલસો કહાડે છે. ક્લાઇડ અને ટાઇડના કિનારા ઉપર જે રસાયણિક કારખાના ખીલ્યાં હતાં તે હવે પડતી દશામાં આવી ગયાં છે. આ કારખાનામાં પ્રથમ વપરાતા સ્પેનના 'પાઇરાઇટીસ' સ્પેન પોતેજ કામમાં લે છે; અને જરમની સલફ્યુરીક એસીડ અને સોડા બનાવવાના સ્થાન તરીકે જાણીતું થયું છે એટલુંજ નહિ, પરંતુ માલ જોઇએ તે કરતાં વધુ બનાવવામાં આવે છે એમ ફરિયાદ કરે છે.

પરંતુ આટલુંજ બસ છે. આ જાતના અનેક દૃષ્ટાંતો આપી શકાય અને તે ઉપરથી આજ જાતના અનુમાન ઉપર આવી શકાય એવા પ્રકારના મારી પાસે ઘણા આંકડા તૈયાર

છે. પરંતુ તે આટલા ઉપરથીજ અનુમાન બાંધવું જોઇએ અને તે ઉપરથી કોઇપણ નિષ્પક્ષપાતી મનુષ્યને તે અનુમાનની સત્યતા સમજાશે. દરેક જાતના ઉદ્યોગ જુદાં જુદા સ્થળોએ પ્રસરી જાય છે અને દરેક ઠેકાણે એકજ પ્રકારના ઉદ્યોગને બદલે જુદા જુદા પ્રકારના ઉદ્યોગ નીકળે છે. જે સમયમા આપણે રહીએ છીએ તે સમયની આ નિશાનીઓ છે. દરેક પ્રજા માલ બનાવવા માડે છે, અને અલ્પ સમયમાં યુરોપની દરેક પ્રજા, તેમજ અમેરિકામા યુનાઇટેડ સ્ટેટ્સ અને બીજી પ્રજાઓ અને એશિયાની દરેક પ્રજા પોતાને જોઇતી વસ્તુઓ પોતેજ બનાવશે. તેમાં તેઓ વિઘ્ન નાખશે નહિં, કારણ કે એ સ્થિતિ આવવાનીજ. દરેક નવી પ્રજાને પ્રથમ આરંભમાંજ મુશ્કેલી નડે છે. પણ જ્યાં એક હુન્નર બરાબર ચાલવા માંડયો અને પગભર થયો એટલે બીજા સેંકડો હુન્નરો એને લઇને ઉદ્દભવશે અને જ્યાં પ્રથમમા આવી પડતી મુશ્કેલીઓ દુર થઇ એટલે તરતજ સર્વ ઉદ્યોગો ધમધોકાર આગળ વધશે.

આ હકીકત એટલી સારી રીતે સમજવામાં નહિં આવી હોય પણ તેની અસર એવી સચોટ થએલી છે કે સંસ્થાનો પ્રાસ કરવાની ઇચ્છા યુરોપની સર્વ પ્રજાને થએલી છે. દરેક પ્રજા પોતપોતાના સંસ્થાન રાખવા માગે છે, પરંતુ સંસ્થાનોથી જોઇએ તેવી અસર અને પરિણામ આવવાના નથી. આખા જગતમા હિંદુસ્થાન જેવુ સંસ્થાન બીજું નથી અને ભુતકાળમાં બની ગયેલી હકીકત ફરીથી બનવાની નથી. એટલુંજ નહિં પણ કેટલાક સંસ્થાનો બ્રિટનની સામા બહુ તિવ્ર હરિફાઇ કરી રહ્યા છે, બીજાં સંસ્થાનો પણ આસ્ટ્રેલિયાનુ અનુકરણ આ દિશામાં કર્યા વિના નહિ રહે. તટસ્થ બજારોમાં ચીન યુરોપનું સારૂં ગ્રાહક થાય એવા સંભવ નથી. પોતે પોતાને ત્યાં સસ્તી વસ્તુઓ બનાવી શકે છે અને જ્યારે તેને યુરોપની સુબના વસ્ત્રોની જરૂર જણાશે ત્યારે તે પોતાને ત્યાં તેવાં બનાવી શકશે. અને જે વખતે ચીનમાં સ્ટીમ એંજીનનો પ્રવેશ થયો તે વખતે જો યુરોપે એની ઘરાકી ઉપર આધાર રાખ્યો તો બહુ માઠું પરિણામજ આવશે. બાકી આફ્રિકાના અર્ધ જંગલી લોકો પાસે તો યુરોપ શી આશા રાખી શકવાનું છે?!

વિકાસ કાંઇક જુદીજ દિશામાં કરવો, જોઇએ; અને તે પોતાને ત્યાંનીજ ખપતને માટે માલ તૈયાર કરવો એજ છે. લેંકેશાયરના કપડાં અને શેફીલ્ડના ઓજારો, લાયન્સના રેશમી કપડાં અને હંગરીની લોટની મીલોને માટે હિંદુસ્થાન અને આફ્રિકામાં જવાનું નથી. આપણી મીલોના માલ લેનાર આપણી પ્રજાજ હોવી જોઇએ. અને જો આપણે આપણું આર્થિક જીવન એવી રીતે ગોઠવીએ તો, એ પ્રમાણે થવું અશકય નથી, એ પ્રમાણે થાયજ. બ્રિટિશ અને જરમનીના કાપડથી ભરેલી વરતી દુકાનો ન્યુ ગીની મોકલવાની કાંઇજ જરૂર નથી, કારણ કે જો બરાબર તપાસ કરવામાં આવે તો જરમનીના માલને માટે જરમનીમા અને બ્રિટિશ માલને માટે બ્રિટનમાં જોઇએ તેટલા ગ્રાહકો છે. પરદેશમાં ગ્રાહક કેમ મેળવવા એ વિશે આપણે આપણા મગજને તસ્દી નહિં આપતાં જો નીચેના પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપવાનો યત્ન કરશુ તોજ સારૂં છેઃ બ્રિટિશ કામદાર, સ્કૉચ અને આઇરીશ મજુરોના વખાણ આપણા રાજ્યદ્વારી પુરૂષો આટલા બધા કરે છે ત્યારે એજ લોકો લેંકેશાયરનુ કાપડ શા માટે ખરીદતા નથી? લાયન્સના વણકરો પોતે શા માટે રેશમી વસ્ત્રો પહેરતા નથી અને શા માટે ઘણી વાર ભુખે મરતા પણ જોવામાં આવે છે? રશિયન ખેડુતો પોતે શા માટે અનાજ વેચી નાખે છે અને પછી વર્ષમા ચાર, છ, અને આઠ આઠ માસ સુધી થોડા લોટ સાથે એક જાતનું ઘાસ રાંધીને ખાય છે? હિંદુસ્થાનના ઘઉં અને ચોખા ઉગાડનાર લોકોમાં આટલા બધા દુષ્કાળ કેમ આવે છે?

માલિકો અને મજુરો, જમીનદાર તથા અનિશ્ચિત રોજી મેળવનાર મનુષ્યોના જુદા જુદા સમુહ પડી ગયા છે એવી હાલની સ્થિતિમાં આ પ્રમાણે ઉદ્યોગ નવાં નવાં સ્થળે પ્રસરે તો પરિણામે દુઃખ, બાળકોના મૃત્યુ, દારિદ્રાવસ્થા અને જીંદગીનું જોખમ આવી પડશે. રશિયન ફેક્ટરીસ ઇન્સ્પેકટર્સ રીપોર્ટ, પ્લોન હિટલસ્કેમરના રીપોર્ટ, ઇટાલિયન તપાસ અને હિંદુસ્થાન અને જપાનના વધતા જતા ઉદ્યોગોના રીપોર્ટો, ૧૮૪૦ થી ૧૮૪૨ પારલામેન્ટરી કમીશનના રીપોર્ટ વિગેરે માફક આજ દુઃખોની સાક્ષી પુરે છે. આ પ્રમાણે થાપણ અને મજુરીના પ્રશ્ન સર્વ સ્થળોએ સરખા થઇ ગયા છે તેમજ સહેલા થઇ ગયા છે. અનાજ ઉગાડવું અને તેજ જગ્યાએ વણાટ કામ પણ કરવું અને તે સર્વ ત્યાનાજ લોકોને ઉપયોગમા આવે તેટલા માટે કરવું-આ પ્રશ્ન ભવિષ્યના વર્ષોમા યુરોપના ઇતિહાસે ઉકેલવાના છે. દરેક પ્રદેશ પોતાના તૈયાર કરેલા માલને પોતાનાજ વપરાશમા લેશે. પણ આથી એમ પણ થશે કે તેજ પ્રદેશે પોતાના ઉપયોગને માટે અનાજ પણ ઉગાડવુ પડશે; અને આજ પ્રશ્ન હું હવે ચર્ચવા માગું છું.

---

## પ્રકરણ ૩.

### ખેતીવાડીની શક્યતા.

ખેતીવાડીમાં વિકાસ—વસ્તી વધારે થઇ જવાની સામાં અણગમો—ગ્રેટબ્રિટનની જમીન પોતાના રહેવાશીઓને અનાજ પુરું પાડી શકે?—બ્રિટિશ ખેતીવાડી—ફ્રાંસની ખેતીવાડીના સાથે તુલના—તેજ પ્રમાણે બેલજીઅમ અને ડેનમાર્કની ખેતીવાડી સાથે તુલના—વાડીમાં રોપાણ—તેના પરિણામ—ગ્રેટ બ્રિટનમાં ઘઉંનું રોપાણ ફાયદાકારક છે?—અમેરિકન ખેતીવાડી; સ્ટેટમાં તીવ્ર રોપાણ

જગતનો છેલ્લાં ૫૦ વર્ષનો ઔદ્યોગિક અને વેપારી ઇતિહાસ ઉદ્યોગના વિભાગોનોજ ઇતિહાસ છે. જે પ્રમાણે ભૂતકાળમાં યુરોપે જોયું હતું તેમ અને જેમ ઇટાલિથી સ્પેનમાં, સ્પેનમાંથી હોલંડમાં અને છેવટે હોલંડમાંથી બ્રિટનમાં વેપાર ગયો તેમ વેપારનું મધ્યસ્થળ ફર્યું એટલુંજ નહિં, પરંતુ એથી ઉંડું રહસ્ય અંદર સમાયેલું હતું, કારણ કે વેપાર અને ઉદ્યોગના અગ્રેસરપણાની શક્યતાજ એમા ન હતી. એ સમયમા તદ્દન નવીજ સ્થિતિ ઉભી થઇ, અને નવી સ્થિતિને લઇને નવા ફેરફાર આવશ્યક થાય છે. ભૂતકાળને પાછો સંભારવો એ નિરર્થક છે સુધરેલી પ્રજાએએ નવીજ દિશામા પ્રમાણ કરવુ જોઇએ. અલબત, અનેક મનુષ્યો વાધો કહાડશે કે અગાઉના અગ્રેસરોએ પોત પોતાનું સ્થાન ટકાવી રાખવુંજ જોઇએ; અગ્રેસરો બધાજ એ પ્રમાણે કહે છે. અગ્રેસરોએ ટેકનીકલ કેળવણી અને બંધારણમા એટલી ઉત્તમતા પ્રાપ્ત કરવી જોઇએ કે એ પદ આપોઆપ અગ્રેસરોને મળે, જો આ પગલાની જરૂર પડે તો આ પગલુ ભરવું પણ જોઇએ પરંતુ આ પગલું—જોર ઉભય પક્ષ વાપરી શકે તેમ છે અને જો વિગ્રહનો દેવતા નિરંતર બળવાન લશ્કરને વિજય અપાવતો રહે તો જે પક્ષ જૂના જમાનાના હકોને માટે લડતા પક્ષની સામા નવા હકો માટે લડતો હોય તેનેજ વિજય મળે. જો ટેકનીકલ કેળવણીને માટે પ્રમાણિક તૃષ્ણા હોય તો ભલે તે કેળવણી જેટલી અપાય તેટલી આપવામા આવે, એથી મનુષ્ય જાતને. આખી મનુષ્ય જાતને, કોઇએક પ્રજાને નહિ—લાભજ છે, કારણ કે જ્ઞાન કાંઇ સ્વગૃહના લાભાર્થેજ વિકસાવવાનું નથી. જ્ઞાન અને શોધ, વિચાર અને સાહસની સાહસિકતા, બુદ્ધિનો વિજય અને સમાજસુધારણાના બંધારણમા, સુધારા, આ સર્વ વસ્તુઓ આખા જગતમા વિકાસ પામેલી છે, અને માનસિક, ઔદ્યોગિક અને સામાજીક વિકાસ રાજ્યદ્વારિ સરહદને ઓળખતો નથી, તે સમુદ્ર ઓળગી જાય છે,

---

શક્તિ આખાં જગતમાં એટલા બધા પ્રસરી ગયાં છે કે એક શોધ—હવાઈ રથ વિશેની કે વાયરલેસ ટેલીગ્રાફી વિશે કે ગમે તે વિશેની—એક રાજ્યમાં થાય એટલે બીજા રાજ્યમાં અલ્પ સમયમાં તેજ શોધ તેવીજ રીતે બીજા રાજ્યમાં શોધાય એ પ્રમાણે આધુનિક સમયમાં બને છે. વિજ્ઞાનિક શોધ હજારો માઇલને અંતરે આવેલા બે પ્રદેશમાં લગભગ એકજ સમયે થઇ એ પ્રમાણે આપણે અનેકવાર સાંભળીએ છીએ; જાણે અમુક પળે અમુક વિચાર ઉત્પન્ન કરાવી શકે એવું વાતાવરણ આ જગતમાં હોયને ! અને વસ્તુતઃ આવું વાતાવરણ આ જગતમા છેજઃ વરાળ, છાપખાનું અને જ્ઞાનની સામાન્યતા આ ત્રણ વસ્તુએ આ વાતાવરણ ઉત્પન્ન કર્યું છે.

આથી જે મનુષ્યો ટેકનીકલ કેળવણીને એક હાથ કરવાના સ્વપ્ન અનુભવતો હોય તે ૫૦ વર્ષ આ જગતની પાછળ છે. આ વિશાળ જગતજ જ્ઞાનનું સ્થાન છે અને જો કદાચ એક પ્રજા એક કળામા કૌશલ્ય બતાવે તો બીજી પ્રજાઓ બીજી કળામા કૌશલ્ય બતાવી એનો બદલો વાળે છે એટલુંજ નહિં પણ એ રીતે મેળવેલ ઉચ્ચતા અલ્પકાળ માટેજ ટકે છે. સાંચાકામમા બ્રિટિશોની પ્રવિણતા, પ્રચણ્ડ વિસ્તારના સાહસો માટે અમેરિકન સાહસિકતા, ફ્રેંચનું નિયમિત મગજ અને જરમન શિક્ષણશાસ્ત્ર આખાં જગતમાં પ્રસરતા જાય છે. ઇટાલિ અને જપાનમાં સ્થપેલા સર વિલિયમ આર્મસ્ટ્રોંગના કારખાનાઓએ ઇટાલિયનોને તથા જપાનીઝોને ટાઇન નદિ ઉપર રહેતા મજુરોની માફકજ કામ કરતાં શીખવી દીધું છે, અમેરિકન સાહસિક સ્વભાવ યુરોપમા પ્રસરતો જાય છે; અવિરોધ પ્રત્યે ફ્રેંચોનો અનુરાગ યુરોપનો અનુરાગ થઇ પડ્યો છે અને જરમન શિક્ષણશાસ્ત્ર રશિયામાં પણ એટલેજ દરજ્જે પ્રસરી

વાને બદલે નવી સ્થિતિ શી છે અને તેના લક્ષણ આપણી નવી પ્રજાને માથે નવી શી શી ફરજો ઉત્પન્ન થાય છે તે, એટલાજ માટે જોવું જરૂરનું છે.

આ નવી સ્થિતિ સમજવી સહેલી છે અને તેને લઇને શાં પરિણામ આવશે તે પણ જાણી શકાય તેમ છે. પશ્ચિમ યુરોપની પ્રજાઓને પોતાનો માલ વેચીને બીજા દેશોમાંથી અનાજ મંગાવવામાં મુશ્કેલીઓ પડતી જાય છે એટલે તેમને પોતાને ત્યાં અનાજ ઉગાડવું પડશે, પોતાના બનાવેલા માલ માટે પોતાને ત્યાંનાજ માણસો ઉપર આધાર રાખવો પડશે અને પોતાના અનાજ માટે પોતાને ત્યાંના ખેડુતોની સહાય લેવી પડશે. અને જેમ આ સ્થિતિ જલ્દી આવશે તેમજ લાભ છે.

પરંતુ આ પરિણામ સ્વીકારવામા એક મુખ્ય હરકતો નડે છે. અર્થશાસ્ત્રિઓ અને રાજ્યદ્વારિઓએ આપણને એમ શીખવ્યું છે કે પશ્ચિમ યુરોપમાં એટલી બધી ગીચ વસ્તી છે કે કાચો માલ તથા અનાજ ઉભય ઉગાડવાની અને તેનાજ વડે પોતાનો નિર્વાહ કરવાની જગ્યાજ નથી; અને આથીજ તૈયાર કરેલો માલ નિકાસ કરવાની અને ખોરાકી આયાત કરવાની જરૂર પડે છે. બીજી દલીલ એમની એવી છે કે જગ્યા એટલી મળી શકતી હોય તોપણ ખોરાકી બહારથી આવે તે સોંઘી પડતી હોય એટલે પોતાના દેશમાજ ખોરાકી ઉગાડવાની જરૂર નથી. આ જાતના વિચાર અને સિદ્ધાંતો હાલમા આપણા સમાજમા પ્રચલિત છે. પરંતુ તેમ છતા આ સિદ્ધાંતો ખોટા છે તે સિદ્ધ થઇ શકે તેમ છેઃ પશ્ચિમ યુરોપમાં પુષ્કળ અનાજ ઉગાડી શકાય તેમ છે અને તે પણ હમણાંની વસ્તી કરતાં વધુ વસ્તીને પુરૂં પડી શકે તેમ છે અને તે અનાજમાંથી મોટો ફાયદો મેળવી શકાય તેમ છે. આ બે પ્રશ્નો હું હવે ચર્ચવા માગું છુ.

---

પ્રથમ આપણે સાથી વિકટ પ્રશ્ન લઈએ. હમણા જે ગ્રેટબ્રિટનમાં ફક્ત ⅓ વસ્તીનેજ ચાલે તેટલું અનાજ ઉગાડાય છે અને જે ગ્રેટબ્રિટનમાં ૪,૧૦,૦૦,૦૦૦ માણસોની વસ્તી છે, સઘળું મળીને ૫,૬૦,૦૦,૦૦૦ એકર જમીન છે અને તેમાંથી ૩,૩૦,૦૦,૦૦૦ એકરજ ખેડી શકાય તેવી જમીન છે, એમ ધારવામાં આવે છે તે ગ્રેટબ્રિટનમાં, તેના બધા માણસો જીવી શકે તેટલું અનાજ ઉગાડી શકાય તેમ છે? એ પ્રમાણે અનાજ ઉગાડી શકાયજ નહિં એવો સામાન્ય મત છે, આટલુંજ નહિં પણ વિજ્ઞાનશાસ્ત્રિઓ પણ જે બીજી બાબતોમાં બહુ સાવધ રહીને મત ઉચ્ચારે છે તે લોકો પણ આ બાબતમાં દૃઢતાથી કહે છે કે એમ થવું અશક્ય છે. આ માન્યતા એક સત્ય સિદ્ધાંત તરીકે સ્વીકારવામાં આવી છે. પરંતુ જે ક્ષણે આપણે આ સિદ્ધાતની તરફેણમાંની દલિલો જોવા માંડીએ તેજ ક્ષણે, આ સિદ્ધાંત ટકાવી રાખવાને માટે કશો પણ પાયો નથી એમ આપણને જણાઇ જાય છે, અને એની તરફેણમાં કોઇ દલિલ સત્ય હકિકત પણ નથી.

'ધી ટાઇમ્સ'માં પ્રતિ વર્ષે પ્રકટ થતા, જે. બી. લૉઝના પાકના રીપૉર્ટ આપણે લઇએ. ૧૮૮૭ ના તેના આંકડાના પુસ્તકમાં તે લખે છેઃ "૧૮૫૩-૧૮૬૦ ના પાકમાં ⅞ જેટલો ઘઉંનો પાક ગ્રેટબ્રિટનમાંજ ઉગાડવામાં આવ્યો હતો અને માત્ર ⅛ જેટલોજ ઘઉં બહારથી મંગાવવામાં આવ્યો હતો." પણ પછીના ૨૫ વર્ષમા આ સ્થિતિ લગભગ ઉલટીજ થઇ ગઇ—એટલે કે ૧૮૭૬–૧૮૮૬ મા ઘઉની ખપતમાંથી માત્ર ⅓ જેટલો જથ્થો દેશમાં ઉગાડવામા આવ્યો અને ⅔ જેટલો આયાત કરવામાં આવ્યો. પરંતુ આ સ્થિતિ વસ્તીમાં ૮૦,૦૦,૦૦૦ જેટલો વધારો થયો છે તેમજ એક માથા દીઠ ½ બુશલ ઘઉંની ખપત વધી તેનાથી ઉદ્ભવી હોય એમ નથી. ૧૮૫૩-૧૮૬૦ માં બે એકર જમીન બ્રિટનની એક માણસને અનાજ પૂરૂં પાડતી હતી જે ૧૮૮૭ મા બદલાઇને નવ એકર જમીન શા માટે જરૂરની થવી જોઇએ? ઉત્તર સહેલો છેઃ ખેતીવાડી ઉપર જોઇએ તેટલું ધ્યાન અપાતું નથી.

ખરૂં જોતાં, ૧૮૫૩-૧૮૬૦માં ઘઉંનું રોપાણ ૧,૫૯૦,૦૦૦ એકર જેટલું ૧૮૮૩-૧૮૮૬ ના વર્ષ કરતાં વધારે હતું, એટલે ૧૮૫૩-૧૮૬૦ ના વર્ષની સરેરાશ કરતાં ૧૮૮૩-૧૮૮૬ ના વર્ષની સરેરાશમા ઘઉં ૪૦,૦૦૦,૦૦૦ બુશલ ઓછા ઉત્પન્ન થયા હતા; આ ખુટકોજ ૭૦,૦૦,૦૦૦ માણસોને ઘઉં પૂરા પાડવાને બસ થઇ શકે તેવો છે. તે શિવાય બાજરી, જવ અને વટાણાનું રોપાણ ૫૬૦,૦૦૦ એકર જેટલું ઓછું થઇ ગયું છે અને એક એકર દીઠ ૩૦ બુશલ જેટલી સરેરાશ પાકની ઉત્પત્તિ ગણીએ તોપણ ૭,૦૦૦,૦૦૦ માણસોને તે તે ચીજ બસ થાય એટલી ઓછી ઉત્પતિ થઇ ગઇ હતી. આ ઉપરથી એમ કહી શકાય કે ૧૮૬૦ માં ૧૦,૦૦૦,૦૦૦ માણસોને માટે યુનાઇટેડ કીંગડમ અનાજ આયાત કરતું હતું તે ૧૮૮૭ માં ૧૭,૦૦૦,૦૦૦ માણસોને માટે આયાત કરે છે તેનું કારણ એ કે ૨,૦૦૦,૦૦૦ એકરથી પણ વધારે જમીન ખેડાણના ઉપયોગને માટે બંધ થઇ ગઇ છે.

આ હકિકત સર્વત્ર જાણીતી છે છતા ઘણાં મનુષ્યો એવી દલિલ લાવે છે કે ખેતીવાડીનું રૂપ માત્ર ફેરવાયું છે અને ઘઉને બદલે માંસ અને દૂધ આ દેશમા પેદા થવા માંડયાં છે. પરંતુ ૧૮૬૦ ની સાથે સરખાવતાં ૧૮૮૭ ના વર્ષના આંકડા ઉપરથી જણાય છે કે દરેક જાતના પાકમા એ પ્રમાણે ઘટાડો ગયેલો જોવામાં આવે છે. બટાટાના પાકની જમીનમાં ૨૮૦,૦૦૦ એકર ઘટાડો થયો છે, શલગમના પાકની જમીનમા ૧,૮૦,૦૦૦ એકરનો ઘટાડો થયો છે. બીજી કેટલીક નાની વસ્તુઓની રોપાણની જમીનમાં સહેજસાજ વધારો થયો છે પણ એકંદર જોતા આ સર્વ

બીજાં ૩,૩૦,૦૦૦ એકરનો ઘટાડો થયો છે. માત્ર ખેતરોમાં ઢોરોને ચરવાની જગ્યામાં ૨૮,૦૦,૦૦૦ એકરનો વધારો થયો છે અને ઘાસની જમીનમાં ૧૬,૦૦,૦૦૦ એકરનો વધારો થયો છે; પણ તેજ પ્રમાણમાં ઢોરોની સંખ્યામાં વધારો જોવામાં આવતો નથી. ઢોરોને માટેના ચારાની જમીનમાં જે વધારો થયો છે તેટલો વધારો છેલ્લાં ૨૭ વર્ષમાં ઢોરોની સંખ્યામાં થયો નથી.

૧૮૮૭ ના વર્ષ પછી સ્થિતિમાં વધુ ખરાબ બગાડો થતો ગયો. ગ્રેટબ્રિટન એકલાંનોજ આંકડો લઇએ તો ૧૮૮૫ માં સર્વ જાતના અનાજ માટે ૮૩,૯૨,૦૦૬ એકર જમીન રોકાયેલી હતી, જે જમીન કામમાં આવી શકે તેના પ્રમાણમાં બહુ ઓછી હતી; તેમ છતાં પણ ૧૮૯૫ માં તે ઘટીને આંકડો ૭૪,૦૦,૨૨૭ એકર ઉપર આવ્યો. ઘઉંનું રોપાણ ૧૮૭૪ માં ૩૬,૩૦,૩૦૦ એકર જમીનમાં હતું તે ઘટીને ૧૮૮૫ માં ૨૪,૭૮,૩૧૮ એકર ઉપર આવ્યું અને ૧૮૯૫ માં ૧૪,૧૭,૬૪૧ એકર ઉપર આવ્યું. બીજાં બધાં અનાજમાં ૫૧,૯૮,૦૨૬ એકર ઉપરથી આંકડો ૫૪,૬૨,૧૮૪ એકર ઉપર આવ્યો; એટલે એકંદર લેતાં ૧૦ વર્ષમાં કુલ્લે ૧૦,૦૦,૦૦૦ એકરનું નુકસાન થયું! આ પ્રમાણે બીજાં ૫૦,૦૦,૦૦૦ માણસોને પરદેશ પાસેથી અનાજ મંગાવવાની ફરજ પડી.

જો ખેતીવાડીના રૂપમાંજ ફેરફાર થયો હોત તો જેમ થાત તેમ બીજી જાતના વનસ્પતિનાં રોપાણમાં કાંઇ વધારો થયો? બિલકુલ નહિં. એમાં પણ ૧૮૮૫ માં ૩,૫૨૧,૬૦૨ એકર જમીન હતી તે ૧૮૯૫ માં ૩,૨૨૫,૭૬૨ એકર થઇ અને ૧૯૧૦-૧૧ માં ૩,૦૦૬,૦૦૦ એકર થઇ; એટલે કે આશરે ૫,૦૦,૦૦૦ એકર જમીનનો ઘટાડો એમાં થયો! તેજ પ્રમાણે ઘાસચારાની જમીનમાં પણ ઘટાડો થયો. ૧૮૮૫ માં ૪,૬૫૪,૧૭૩ એકર જમીન હતી તે ૧૮૯૫ માં ૪,૭૨૯,૮૦૧ એકર થઇ અને ૧૯૧૦-૧૯૧૧ માં ૪,૧૬૪,૦૦૦ એકર થઇ ગઇ, કુલ્લે સર્વ જાતના અનાજને માટેની જમીન જે ૧૮૮૫ માં ૧૭,૨૦૧,૪૯૦ એકર હતી તે ૧૮૯૫ માં ૧૬,૧૬૬,૯૫૦ એકર થઇ અને ૧૯૦૯-૧૧ માં ૧૪,૬૮૨,૫૫૦ એકર થઇ ગઇ. આ પ્રમાણે ૨૬ વર્ષમાં બીજી ૨,૫૦૦,૦૦૦ એકર જમીન રોપાણમાંથી ચાલી ગઇ અને ફક્ત ચારા માટેજ વપરાતી જમીનમાં ( રોપાણની જમીન કરતાં લગભગ બમણી ) વધારો કરાવ્યો. આ જમીનની ગણત્રી કહાડીએ તો ૧ ગાય દીઠ ત્રણ એકર જમીન પણ પૂરી પડી શકતી નથી!

આ પ્રમાણે આંકડાથી પૂરવાર કર્યા પછી, બ્રિટિશ ખેડુત ખેતીવાડીને બદલે ઢોરો ઉત્પન્ન કરવામાં મચી પડયો છે એ સિદ્ધાંત ખોટો ઠેરવવા યત્ન કરવાની કશીજ જરૂર રહી નથી; કારણકે છેલ્લાં ૨૫ વર્ષમાં ઢોરોની સંખ્યામાં બિલકુલ વધારો થયો નથી. ખેતરોમાંથી ઘટાડો કરીને ઢોરોની સંખ્યામાં વધારો કરવાને બદલે ૧૮૮૫-૧૮૯૫ માં ઉલટો ઘટાડો થયો હતો અને તે પછીજ સ્હેજ વધારો થયો છે. ૧૮૮૫માં ૬,૫૯૭,૯૬૪ ઢોર હતાં તે ૧૮૯૫ માં ૬,૩૫૪,૩૩૬ થયાં અને ૧૯૦૯-૧૯૧૧માં ૭,૦૫૭,૫૨૦ ઢોર થયાં, ૧૮૮૫ માં ઘેટાં ૨૬,૫૩૪,૬૦૦ હતાં, ૧૮૯૫ માં ૨૫,૭૯૨,૨૦૦ હતાં અને ૧૯૦૯-૧૯૧૧ માં ૨૬,૫૦૦,૦૦૦ થી ૨૭,૬૧૦૦૦૦ થયાં. ઘોડાઓની સંખ્યામાં વધારો થયો છે પણ એનું કારણ એ છે કે ખાટકી અને મોદી પણ ઓરડરોને પહોંચી વળવા ઘોડાઓ રાખે છે ( સ્વીડન અને સ્વિટઝરલેંડમાં આ કાર્ય ટેલીફોનથી કરવામાં આવે છે.) પરંતુ જો આપણે ખેતરમાં કામ કરતા ઘોડા અને ઘોડાની ઉત્પત્તિ કરવામાં કામમાં વપરાતા ઘોડાનીજ સંખ્યા ધ્યાનમાં લઇએ તો સંખ્યામાં બહુ થોડો તફાવત છે એમ આપણને જણાઇ આવશે. ૧૮૮૫ માં ૧,૪૦૮,૭૯૦ ઘોડા હતા અને ૧૯૦૯ માં

૧,૫૫૩,૦૦૦ ઘોડા હતા. પણ અસંખ્યાબંધ ઘોડા તેમજ તેમને અન્નડાવવામાં આવતા જવ પરદેશથી આયાત કરવામાં આવે છે.* અને જો આ દેશમાં માંસની ખપત વધી હોય તો તે પરદેશથી આયાત કરવામાં આવતાં સસ્તાં માંસની વધી છે, અહિંના માંસની નહિં.†

ટુંકામાં, ખેતીવાડીએ પોતાનું રૂપ ફેરવ્યું છે એમ જે કેટલાક મનુષ્યો કહે છે તે અસત્ય છે, ખેતીવાડી ઘટીજ ગઇ છે. બહુ ગંભીર પ્રમાણમાં જમીન ખેતીવાડીના કામમાંથી ચાલી જતી જાય છે અને તેની જગ્યા લેવા માટે વાડીમાં રોપાણ, ફળફળાદીનુ રોપાણ અને મરઘાં બતકાં ઉછેરવાના જે ઉપાયો લેવામાં આવે છે તે ફ્રાંસ, બેલજીઅમ અને અમેરિકાએ એ દિશામાં જે કામ કરી બતાવ્યું છે તેના પ્રમાણમાં છેક નજીવા છે.

છેલ્લા થોડા વર્ષ થયાં આ સ્થિતિમા સુધારો થયો છે એમ અત્રે કહેવું જોઇએ. સર્વ જાતના અનાજની જમીનમાં વધારો થયો હતો અને તેનો આંકડો ૭૦,૦૦,૦૦૦ એકરની આસપાસ હતો. ઘઉંના રોપાણની જમીન ૧૯૦૭ માં ૧૬,૨૫,૪૫૦ એકર હતી તે ૧૯૧૧ માં ૧૯,૦૬,૦૦૦ એકર થઇ હતી. બાજરા અને જવના રોપાણની જમીનમાં સ્હેજ ઘટાડો થયો હતો પણ તેમ છતાં પણ ૧૮૮૫ માં જેટલી જમીન રોપાણમાં વપરાતી હતી તેનાથી ૧૫,૦૦,૦૦૦ એકર ઓછી જમીન હાલમાં એ કામમાં વપરાય છે અને ૧૮૭૪ માં આજ કામમાં વાપરવામાં આવતી જમીનના કરતાં ૨૫,૦૦,૦૦૦ એકર ઓછી જમીન હાલમાં વપરાશમાં છે. આ જમીન ૧,૦૦,૦૦,૦૦૦ માણસોને માટે ખોરાક પૂરો પાડવાને માટે સમર્થ થઇ શકત.

આ પ્રમાણે જમીનનો વિસ્તાર ઘટવાનું કારણ દેખઈતું છે. તે એજ કે જમીનનો જોઇએ તેટલો વપરાશ કરવામાં આવતોજ નથી. દરેક પાકને માટેની જમીનમાં ઘટાડો કરવામાં આવ્યો છે. ૧૮૬૧ ના વર્ષથી લગભગ અરધોઅરધ ખેતરોમા કામ કરનાર મજૂરોની સંખ્યામા ઘટાડો થયો છે અને તે બધા માણસો શહેરોમા જઇને બેકારોની સંખ્યામાં વધારો કરી રહ્યા છે.× એટલે બ્રિટનના ખેતરોમાં ઝાઝી સંખ્યાને બદલે જોઇએ તેટલા માણસો પણ નથી. બ્રિટિશ પ્રજા પોતાની જમીન ઉપર પોતેજ કામ કરતી નથી; તેને તેમ કરતી અટકાવવામાં આવે છે; અને અર્થશાસ્ત્રિ કહેવડાવવાને યત્ન કરતા મનુષ્યો ફરિયાદ કરે છે કે બ્રિટનની જમીન પોતાની પ્રજાને પૂરતો ખોરાક પૂરો પાડવા અશકત અને અસમર્થ છે!

હું એક વખત લંડનથી સસેકસ થઇને પગે ચાલતો મુસાફરીએ નિકળ્યો હતો. મેં લેઓંસ લાવરન્યનું પુસ્તક વાચ્યું હતુ અને તે ઉપરથી ખેતરોમા માણસો ખંતથી મચી પડયાં હશે તે મારાથી જણાશે એવી મારી ધારણા હતી; પરંતુ લંડનની આસપાસ તેમજ

*સ્ટેટીસટીકલ સોસાયટી આગળ મી. ક્રૉફર્ડે એક રીપોર્ટ ૧૮૯૯ ના ઑકટોબરમા વાચ્યો હતો તે પ્રમાણે બ્રિટન પ્રતિવર્ષે પોતાના ઢોરો અને ઘોડા માટે ૪૫,૦૦,૦૦૦ ટન ઘાસ તેમજ બીજો ખોરાક આયાત કરે છે. હમણાની ખેતીવાડી પ્રમાણે ગણીએ તો ૬૦,૦૦,૦૦૦ એકર જમીન આ વસ્તુઓ ઉત્પન્ન કરી શકે. જો બીજી ૬૦,૦૦,૦૦૦ એકર જમીન અનાજથી રોપવામા આવે તો આખા યુનાઇટેડ કીંગડમને જોઇતો ખોરાક દેશમાંજ ઉત્પન્ન કરી શકાય.

†૧૮૯૫ માં ૫૮,૭૭,૦૦૦ હન્ડ્રેડવેટ બીફ અને મટન ૧૦,૬૫,૪૭૦ મેંઢા અને ૪,૧૫,૫૬૫ ઢોર આયાત કરવામા આવ્યા હતા. ૧૯૧૦ મા આમાનો પહેલો આંકડો ૧,૩૬,૯૦,૦૦૦ ઉપર ગયો. ગણત્રી કરતા એમ જણાય છે કે ૧૯૧૦ મા એક માથા દીઠ ૨૧ શેર આયાત કરેલ બીફ, ૧૨½ શેર આયાત કરેલ મટન, અને ૭ શેર બીજી જાતનું માંસ (આયાત કરેલ) વાપરવામા આવ્યુ હતુ. આ સિવાય ૧૧ શેર માખણ, ૨૬૨ શેર ઘઉં, ૨૫ શેર આટો અને ૨૦ શેર ચોખા અને ચોખાનો લોટ માથા દીઠ આયાત કરવામા આવ્યા હતા.

×ઇંગ્લંડ અને વેલ્સમાં ખેડૂતોની સંખ્યા ૧૮૬૧ મા ૨૧,૦૦,૦૦૦; ૧૮૮૪ મા ૧૩,૮૩,૦૦૦; ૧૮૯૧ મા ૧૩,૧૧,૭૨૦; ૧૯૦૧મા (માળીઓને ગણીને) ૧૧,૫૨,૫૦૦

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

દૂર દક્ષિણે મેં કોઇપણ ઠેકાણે માણુસો જોયા નહિં. વીલ્ડમા ૨૦ માઇલ સુધી મેં એક પણ ખેતર જોયું નહિં, માત્ર લંડનના ગૃહસ્થો માટે શિકારના સ્થાન તરીકે તે જમીન વાપરવામા આવતી હતી. "જમીન કેવી નગુણી છે" આમ વિચાર મને પ્રથમ આવ્યો પણ જ્યારે જરા દૂર ચાલતા તેવાજ પ્રકારની જમીન ઉપર સારૂં અનાજ ઉગેલું જોયું ત્યારે મારો તે વિચાર બદલાયો અને જમીનનો વાક નથી એમ લાગ્યુ. જરા આગળ ચાલતા મીડલેડ કાઉંટીના ફળદ્રુપ ખેતરો મારા જોવામા આવ્યા, પણ ત્યાપણ જે માણુસોની ગીર્દી અને ધમાલ મને ફ્રેંચ અને બેલજીઅમના ખેતરોમા જોવાની ટેવ પડી ગઇ હતી તેવી ગીર્દી અને ધમાલ મે જોયા નહિ. પણ જ્યારે મેં જાણ્યું કે ઇગ્લંડ અને વેલ્સમા માત્ર ૧૩,૮૩,૦૦૦ મનુષ્યોજ ખેતરોમા કામ કરે છે અને ૧૬,૦૦૦,૦૦૦ માણુસો કરતાં પણ વધારે માણુસો બીજા ધધામા પડેલા છે ત્યારે મારી અજાયબીને સ્થાન રહ્યુ નહિં. દશ લાખ માણુસો ૩૩,૦૦૦,૦૦૦, એકર જમીનને સારી રીતે ખેડી શકેજ નહિં; જો બોનન્ઝા ફાર્મની રિતિને અનુસરે તો કાંઇ ફેર પડે ખરો.

વળી, જો હેરોને મધ્યબિંદુ ગણીએ તો પણ પાચ પાચ માઇલ સુધીમા માત્ર ઘાસથી ભરપૂર મેદાનો દષ્ટિયે પડે છે, અને તેમાનુ ઘાસ, બે એકર જમીનમાથી માડમાડ એક ગાયને ચાલે તેટલુ નજરે પડે છે. મેદાનોમા મનુષ્યોની તો ગેરહાજરીજ જણાય છે, માત્ર વસંતરૂતુમા તેઓ રોલર ફેરવી જાય છે, બબ્બે ત્રણ ત્રણ વર્ષે ખાતર પૂરે છે અને પછી ઘાસ કાપતી વખતે હાજરી આપે છે. અને આવી વસ્તુસ્થિતી કયા બનતી જોવામાં આવે છે? ૫૦,૦૦,૦૦૦ માણુસોની વસ્તીવાળા શહેરની પડોશમાંજ ચેરિંગ ક્રોસ સ્ટેશનની પાસેજ આ પ્રમાણે જોવામા આવે છે; અને આ ૫૦,૦૦,૦૦૦ માણુસો ફ્લેમીશ, અને જર્મી બટાટા, ફ્રેંચ સેલેડ અને કેનેડીઅન સફરજન ઉપર પોતાનુ જીવન ધારણુ કરે છે પારિસના વાડીવાળાઓ શહેરની પાસેની જમીનના દર એક હજાર એકરમા ૨૦૦૦ માણુસો કામે લગાડે છે અને એક એકર દીઠ ૫૦ પૌડથી ૩૦૦ પૌડ સુધીની શાકભાજી ઉગાડે છે. પરતુ ઇગ્લડમા તેજ જમીન મજુરી વિના ઉજડ વેરાન જેવી પડી રહે છે અને મનુષ્યો જમીનનો વાક કહાડે છે. જો બરાબર તેની સંભાળ લેવામા આવે તો કોઈપણ જમીન અફળદ્રુપ રહે એમ બનવુંજ અશકય છે એ બિના એ મનુષ્યો ધ્યાનમા લાવતાજ નથી, દાખલા તરીકે અમેરિકાની રસાળ જમીન તેમજ રશિયાની વિશાળ જમીન કરતા આયરલેંડ અને ફ્રાંસની ઉતરતા પ્રકારની જમીન પણ મનુષ્યપ્રયત્નથી વધારે અનાજ ઉગાડવા શક્તિવાન થઇ છે.

દેશના કેટલાક ફળદ્રુપ ભાગમાની જ પણ એટલી બધી ખરાબ છે કે કોઈનુ ધ્યાન ખેચાય, સાઉથ ડેવનમાની કેટલીક જમી મેં જ્યારે જોઇ અને જ્યારે મને " માટે રાખેલી" જમીનનો ખરો અર્થ ત્યારે મને ખરેખર દુખ થયુ. એક પછી ખેતરોના ત્રણ ઇંચ ઉચું ઘાસ અને શિવાય બીજુ કાઇજ જોવામા આવતું ન

એક ટેકરા ઉપર ચડીને દ્રષ્ટિ કરીએ તો હજારો એકર જમીનની આજ સ્થિતિ નજરે પડે છે, અને આજ જમીન પત્થરોવાળી હતી તેમાંથી આ સ્થિતિએ લાવવામાં અને તેને પાણી પૂરૂ પાડી રસાળ બનાવવામાં આપણા બાપદાદાઓએ કેટલી મહેનત કરી હતી ! કેટલાં રૂપ ડાઓ મનુષ્ય વિનાના ઉજડ નજરે પડે છે અને જાણે આખી એ પ્રકારની, એ ભાગોની વસ્તીજ નાશ પામી ગઇ હોય એમ જંગલ જેવો પ્રદેશ થઇ ગયો છે, અને હજીપણ આજ પ્રકારની સ્થિતિ કાયમ રહેશે તો હજીપણ વધુ માઠી અસર થશે. અને જે ભાગમાં જમીન બહુજ ફળદ્રુપ છે અને હવા પણ બીજા દેશો કરતા બહુ સારી હોય છે ત્યાં આ જાતની સ્થિતિ ! જ્યાં દરેક ઝુંપડાવાળા થોડા થોડા બટાટા પણ મેની અધવચમાં પણ ઉગાડી શકે છે એવી જરસીના કરતાં તો આ હવા બહુ ચડતા પ્રકારની છે. પણ જ્યાં કોઇ જમીન ખેડનારજ નહિં હોય ત્યાં જમીન ખેડાય શી રીતે ? એક વૃદ્ધ ખેડુતે મને કહ્યું હતું કે "અમારી પાસે ખેતરો છે, માણસો પાસેથી ચાલ્યા જાય છે પણ અંદર આવતા નથી." આ વાક્ય સત્ય છે.*

(અપુર્ણ.)

---

* હુ જ્યા બે ઉન્હાળા રહ્યો હતો ત્યા આગળ નીચે પ્રમાણે વસ્તુસ્થિતિ હતી—૩૭૦ એકરનુ એક ખેતર, અને તેમા ૪ મજુરો અને ૨ છોકરા કામ કરનાર ૩૦૦ એકરનુ એક બીજુ ખેતર હતુ, તેમા ૭ માણસો અને ૨ છોકરા કામ કરતા હતા ત્રીજુ ખેતર ૮૦૦ એકરનું હતુ, તેમા પાચ માણસો અને પાચ છોકરા કામ કરતા હતા—આ પ્રમાણે માણસો ઓછા કરવાનુ પરિણામ એ થાય છે કે કેટલી જમીન ખેડયા વિનાના જેવીજ પડી રહે છે

---



---

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# CHAMBER'S SECTION.

## ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેંબર એન્ડ બ્યુરોની કમીટી એક સભા તા. ૨૬-૬-૯ ને બુધવારે રોજ બપોરના ૩ કલાકે (મું ટા.) મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલા ગૃહસ્થો હાઝર હતા:—

ચ્રેમ શેઠ મનમોહનદાસ રામજી
„ „ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
શેઠ મોતીલાલ વલ્લભજી
„ મોતીલાલ કાનજી
„ ચત્તરભુજ શીવજી
, પી. જે. બીલીમોરીયા.
„ એસ. બી. બીલીમોરીયા.
„ રેવાશંકર જગજીવન
„ જે. બી. પીટીટ.

(૧) આગલી મીટીંગની મીનીટ પસાર કરવામાં આવી હતી.

(૨) હિંદમાં પેદા થતા માલને નિકાસ કરવી વખતે જે સેળભેળ કરવામા આવે છે તેનો સંબંધમાં સબ-કમીટીએ જે રીપોર્ટ કર્યો હતો તે મતલબનો કાગળ લખી મોકલવાનો ઠરાવ થયો હતો સબ-કમીટીની ભલામણ નીચે મુજબ હતી—

હિંદની પેદાશની જણસોના નિકાસ ઉપર કોઇપણ જાતનો અંકુશ ના. સરકાર તરફથી મૂકવામાં આવે તે ઇચ્છવા જોગ નથી, અને ખરીદનાર વેપારીઓ પોતાનું હિત જરૂર પડે ત્યારે સાચવવાને પગલાં લઇ શકે છે તેથી તે ઓને પોતાની મરજી મુજબ યોગ્ય ઇલાજ લેવા દેવા.

(૩) (એવો ઠરાવ કરવામા આવ્યો કે) સર્વે કરવામા હાઝર રહેવા કસ્ટમ કલેકટરના અમલદારની ફી ઠરાવવાના સંબધમા વધારે ખુલાસો કરવા માટે કયા સંજોગો વચ્ચે એ સર્વે કરવામા આવે છે અને વેપારી તરફથી એ સર્વે પૂરતી વિગત નહિં મળતા તેમજ આવી સર્વે શા માટે કરવામા આવે છે તેની વીગતવાર હકીકતથી કમીટીને પોતાને વિચાર જણાવવા માટે વાકેફ થવાની જરૂર છે માટે આ બાબ તેનો યોગ્ય ખુલાસો થવા માટે કસ્ટમ કલેકટ રને લખી પૂછવુ. દર્મિયાન ફી લેવી નહિં એવું તે કાગળમા સૂચનારૂપે ઉમેરવુ.

(૪) બ્રિટિશ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશન કુ. રૂા. ૨૫૦) ની મોટામા મોટી રકમ ઘટ પડતા માલની આપે છે તે વધારવાના સબધમાં ઇન્ડીયન નેશનલ એસોશીએશન (ઝાંઝીબાર) તરફથી આવેલા પત્રના સબધમા એમ ઠરાવવામાં આવ્યું કે એ સવાલ પરસ્પર સમ-

જાતીનો ખાનગી સવાલ જેવો છે માટે તેના સંબંધમાં કાંઇ કરી શકાતુ નથી.

(૫) એ સર. ઇબ્રાહીમ રહિમતુલ્લાને માનપત્ર આપવાના સંબંધમા "At-Home" નો મેળાવડો કરવો અને તેને માટે સબ્સ્ક્રીપશન કરવુ એમ ઠરાવવામાં આવ્યું.

(૬) ના. સરકાર "કોટન વેસ્ટ" તથા કપાસ ઇન્ડિયા અથવા રેલ્વે રસ્તે લઇ જવાની બાબતમા લાઇસેન્સ વિના નહિં લઇ જવાનો સંબધમા વિચાર ચલાવે છે તે વિષયમા ચેબરનો અભિપ્રાય માગ્યો છે એ બાબતમા એવુ ઠરાવવામા આવ્યું કે સહેલાઈથી કામ કરવા માટે ડીરેક્ટર ઓફ એગ્રીકલચરની સાથે વેપારી કોમના હક્ક જાળવવા બાબત આગેવાન વેપારી મંડળીના-પ્રતિનિધીઓની એક કમીટી નિમવાની સૂચના કરવી.

(૭) બીજી વોર લોનના સંબધમાં વોર લોન કમીટીના આવેલ કાગળની બાબત આવતી મીટીંગ ઉપર મૂલતવી રાખવામા આવી હતી.

(૮) મેસર્સ. અબદલ્લાભાઇ એન્ડ જુમાભાઇ લાલજી તરફથી આવેલો કાગળ એવી મતલબનો છે.-એડન ખાતે મીઠુ બનાવવા માટે કારખાનામા બોઇલર બીજુ ખરીદ કરેલું લઇ જવા માટે તથા ઓઇલ એંજીન લઇ જવા માટે ના સરકાર તરફથી પરવાનગી મેળવવા બાબત તેઓએ કરેલી હીલચાલમા ચેબર લખાણથી મદદ કરે-તેના સંબધમા એવું ઠરાવવામા આવ્યુ કે હાલના લડાઇના સચોગોમા તેના સબંધમા કમીટી કાઇ કરી શકે નહિ.

તે બાદ સભા બરખાસ્ત થઇ હતી

---

## મનન કરવા ચોગ્ય વાકયો.

જે મનુષ્યને મહાન વિચારો હોય છે તે મનુષ્ય તે દર્શાવવા નાના નાના શબ્દોજ વાપરે છે; પરતુ જે મનુષ્યને ક્ષુદ્ર વિચારોજ આવે છે તે મનુષ્ય તે દર્શાવવા મોટા આડંબરવાળા શબ્દોજ વાપરે છે અને તેમ કરીને સામા મનુષ્યોને પોતાના વિચારોનું મહત્વ બતાવવા યત્ન કરે છે

* * *

હાથ નીચેના માણસોમા નાનામા નાના માણસથી માંડીને મોટામાં મોટા માણસનું વ્યક્તિત્વ જાળવી રાખવુંજ જોઇએ.

* * *

દેવુ હોવુ એ સારૂ નથી, પરંતુ જૂની વસ્તુઓ રાખી મુકીને પૈસા ગુમાવવા કરતા નવી વસ્તુઓ લાવીને માથા ઉપર દેવુ રાખવું એ સારૂ છે.

* * *

કોઇ બીજા માણસના વાપરેલા "સેકન્ડ હેન્ડ" સાધનો વાપરશો નહિં. તમારાં પોતાનાજ સાધનો વડે કાર્ય કરો.

---

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# WAR AND TRADE.

## GOVERNMENT NOTIFICATIONS.

# વિગ્રહ અને વેપાર: સરકારી જાહેરનામાં.

ના. હિંદી સરકારના અન્ડર સેક્રેટરી મી. જી. એસ હાર્ડી, આઇ. સી. એસ., તરફથી અમને એક પત્ર મળ્યો છે જેમાં સિયામના આયાત તથા નિકાસના વેપારીઓના લીસ્ટમાં કરેલા સુધારા વધારાના લીસ્ટની એક નકલ મોકલવામાં આવી છે. આ નકલ ચેંબરની ઑફીસમાં રાખવામાં આવી છે.

( ૧-૭-૧૯૧૮ )

---

ના. હિંદી સંરકારના અંડર સેક્રેટરી ". ". હાર્ડી, આઇ. સી. એસ., તરફથી ,, એસ. ~મળ્યો છે જેમાં ચીનના ,, રેવાશંકર જેમની સાથે થઇ શકે ,, જે. બી. પીટીટ.'મા સુધારા વધારા ર્યુ છે. આ

(૧) આગલી મીટીંગની મો... પસાર કરવામા આવી હતી.

(૨) હિંદમાં પેદા થતા, માલને નિકાસ કરવી વખતે જે સેળભેળ કરવામાં આવે છે તેના સંબંધમાં સબ-કમીટીએ જે રીપોર્ટ કર્યો હતો તે મતલબનો કાગળ લખી મોકલવાનો ઠરાવ થયો હતો. સબ-કમીટીની ભલામણ નીચે મુજબ હતી -

હિંદની પેદાશની જણસોના નિકાસ ઉપર કોઇપણ જાતનો અંકુશ ના. સરકાર તરફથી

એસ., તરફથી મળ્યું છે જેમાં વધારાનું નામ નીચે પ્રમાણે છે:—

મીટસુઇ બીશી શોજી કૈશ, કેંટન.

( ૨૯-૭-૧૯૧૮ )

---

ના. મુંબાઇ સરકારના અંડર સેક્રેટરી મી. એ. એફ. એલ. બ્રેન, આઇ. સી. એસ., એક પત્ર લખીને અમને જણાવે છે કે નીચે જણાવેલ માપ પ્રમાણેની ટીન પ્લેટોજ યુનાઇટેડ કીંગડમમાંથી મંગાવી શકાશે અને તે માટેની અરજી ઇંડીઅન મ્યુનિશન્સ, બોર્ડ ધ્યાનમાં લેશે:—

કદ:—

| | |
|---|---|
| | ૨૮" × ૨૦" |
| | ૧૪" × ૨૦" |
| | ૧૪" × ૧૦" |
| | ૩૪" × ૨૫" |
| ...ા | ૧૭" × ૨૫" |
| રને લ... | ૧૭" × ૧૨½" |
| એવું તે કા... | ૨૨" × ૧૫" |
| | ૧૫" × ૧૫" |

(૪)...

...કુા. રૂા. ૨૫૦...વેલ માપની પ્લેટ નીચે જણા... પડતા માલની રૂમળી શકશે :—

...ધમાં ઇન્ડીયન નેશ G.
G.
...બાર ) તરફથી આવG.
ઠરાવવામાં આવ્યું છે ( ૧૨-૭-૧૯૧૮ )

---

કન્ટ્રોલર ઑફ પ્રોઇસિસ તરફથી એક પત્ર મારફતે જણાવવામા આવે છે કે નવેમ્બર અને ડીસેમ્બરમા કોલસાની તંગી પડવાની છે માટે દરેક મનુષ્યે એ દિશામા થાય તેટલી કરકસર કરવી એટલુંજ નહિ પણ બને તો લાકડાં પણ એ વખતને માટે લઇ મુકવાં.

---

ના મુબાઇ સરકારના અંડર સેક્રેટરી મી. એ. એફ્ એલ બ્રેન. આઇ સી એસ. તરફથી અમને યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકાના પ્રેસીડંટના હુકમથી ત્યાના વૉર ટ્રેડ બૉર્ડે બહાર પાડેલ "અંકુશ મૂકાએલ આયાતની વસ્તુઓ" ની યાદીની એક નકલ મોકલાવી આપી છે, જે આ ચેમ્બરની ઑફીસમાં રાખવામા આવી છે.

(૧૩-૭-૧૯૧૮)

---

ના મુબાઇ સરકારના અંડર સેક્રેટરી મી એ. એફ્. એલ બ્રેન, આઇ સી એસ., તરફથી અમને યુનાઇટેડ કીંગડમમાના અંકુશ મુકાયેલા તથા પ્રતિબંધ થયેલા નિકાસન માલની યાદીની એક નકલ મળી છે જે આ ચેમ્બરની ઓફીસમા રાખવામા આવી છે

(૧૩-૭-૧૯૧૮)

---

## નવા કૉન્ટ્રેક્ટરોની યાદી માર્ચ, ૧૯૧૮ ઇંડીઆ ઑફીસ સ્ટોર ડીપાર્ટમેન્ટ.

| | |
|---|---|
| બાર મેચર :—જનરલ ઇલેકટ્રીક કંપની ... . | લંડન, ઇ. સી. |
| મફ્ર્સ —સ્ટેબલફર્ડ એન્ડ કંપની ... . ... ... | કોલવીલ. |
| ગાડર્ઝ —શુડૉલ એંડ મન્સ . ... ... ... .. | લંડન, ઇ. સી. |
| ટર્સ .—લેન્સ્ટટન મોનોટાઇપ કૉરપોરેશન . ... | " |
| ાબાની પ્લેટો —વિવિયન સન્સ એન્ડ કંપની . ... . ... | " |
| ાકોમોટીવ —ડબલ્યુ જી બેગ્નાલ . ... . | સ્ટેફર્ડ. |
| પ્રેન્ટિગ ફૉર્મ્સ :—વૉટરલો એંડ સન્સ . . | લંડન, ઇ. સી. |
| પ્રંજ —ટર્ટન બ્રધર્સ . . ... ... | શેફીલ્ડ. |
| ીલ પ્લેટ —જે. ડનલૉપ એંડ કંપની ... .. | ગ્લાસગો. |
| ીલ ડાઇ .—એડગર એલન એંડ કંપની .. . . | શેફીલ્ડ. |
| ાક પ્લેટો —એ. ડબલ્યુ પેનરોઝ એન્ડ કંપની .. . | લંડન, ઇ. સી. |

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો:

## જપાનનો તેલનો ઉદ્યોગ.

જપાનમા તેલનો ઉદ્યોગ લડાઇને લીધે જન્મ પામેલ ઉદ્યોગોમાનો એક છે. જો કે સર્વ જાતના તેલમા બહુ વિકાસ થયો નથી, તેમ છતા પણ કેટલીક જાતના તેલનો ઉદ્યોગ બહુ આગળ વધી ગયો છે, કોપરાના તેલોનો ઉદ્યોગ ઘણોજ આગળ બધેલો છે, તેમજ 'બીન ઑઈલ' અને 'રેપ આઇલ' ની નિકાસ પણ ઘણી વધી છે એકંદરે જોતા આખો ઉદ્યોગ ભવિષ્યમાં બહુ વધી જશે એવા ચિન્હ જણાય છે

કોપરાંના તેલની ખપત આકસ્માતિક રીતે વધી ગઇ. રશિયામા બ્રિટિશ સંસ્થાનોમાંથી આવતો માલ અટકી ગયો એટલે એ ઓરડરો જપાનના વેપારીઓને મળ્યા જપાનમા સંજોગો બહુ અનુકુળ હતા એટલે આ તકનો લાભ લઇને તેમણે એ દિશામા કાર્ય કરવા માડયું. લડાઇ પછી આ ઉદ્યોગ એવોને એવો ટકી રહેશે કે નહિં એ અત્યારે કહેવુ મુશકિલ છે.

લડાઇ પહેલા તેલોનાં ઉદ્યોગમા જપાનમા ઝાઝું કમાવાનુ નહતું અને ફક્ત જુજ મોટી મોટી કંપનીઓજ આ દિશામા કાર્ય કર્યા કરતી હતી. લડાઇ પછી એ સ્થિતિ બદલાઇ ગઇ છે અને અનેક કંપનીઓએ આ દિશામાં કાર્ય કરવાનું શરૂ કરી દીધુ છે. લડાઇ પછી પણ ત્યાનો ઉદ્યોગ આમજ ચાલ્યા કરશે એમ ત્યાના વેપારીઓ ધારે છે. લડાઇ પહેલાં જરમની સુધ જપાનમાથી તેલ આયાત કરતું હતું. હવે જરમની આયાત નથી કરતું તેમ છતાં પણ તેની નિકાસ આટલી બધી વધી ગઇ છે, એ નોધ લેવાલાયક બનાવ છે.

પહેલા આ ઉદ્યોગ અવદશાની સ્થિતિમ એટલા માટે હતો કે નવી જાતના સાચાકામની મદદ વિના અનેક નાની નાની કંપનીઓ અ દશામા કામ કર્યા કરતી હતી હવે એ સ્થિતિ સુધરી છે અને નાની કંપનીઓએ પણ સાચા કામ નવું મંગાવી લીધું છે.

પ્રથમ સાબુનો ઉદ્યોગ પણ સારો ન હતે એટલે દેશમા પણ તેલની ઘણી માગણી હતી નહિ. હવે સાબુનો ઉદ્યોગ બહુ સારો ચાલે છે અને ચીનમા એની આયાત બહુ થાય છે એટલે દેશમા તેલની ખપત પણ વધારે થતી જાય છે આ પણ તેલના ઉદ્યોગના હમણાના વિકાસનું એક કારણ છે.

સરકાર પણ આ ઉદ્યોગને બહુ મદદ કરે છે. જે કાચી વસ્તુઓનું તેલ બનાવીને બાહેર નિકાસ કરવામા આવે તેના ઉપરની જકાત પાછી આપવામા આવે છે. આથી નિકાસ વેપારને બહુ ઉત્તેજન મળે છે.

---

## કોલસો.

કોલસા સબંધી "ધી કૉમર્સ" મ આવેલ લેખ વાચવાલાયક છે તેથી અત્રે આપવામાં આવ્યો છે.

કોલ કન્ટ્રોલરની રીતિથી અને થર્ડ કલાસ કોલીઅરીને વેગનો નહિં આપવાની રેલ્વેની પદ્ધતિથી અમે નિરાશ થતા નથી. આવત

---

વર્ષમા કોલસાના ઉદ્યોગની સ્થિતિનો વિચાર કરવામા એક પ્રશ્ન મુખ્ય ઉભો રહે છે અને તે એ છે કે માગણી માલના જથ્થા કરતાં વધારે છે. ૧૯૦૭-૦૮ મા જે સ્થિતિ હતી તેવીજ સ્થિતિ કાંઇક પ્રમાણમા હાલમાં જોવામાં આવે છે. વિગ્રહને લીધે હમણા સાધારણ સમયના કરતા કોલસાની વધારે તંગી છે; પણ સાધારણ સમયમાં પણ, હાલ જે મજુરી મેળવવાની રૂઢી ખાણોમાં પ્રચલિત છે તેને વડે કરીને આ દેશના ઉદ્યોગોની હાજતો પુરી પાડી શકે તેવી સ્થિતિમા આપણો કોલસાનો ઉદ્યોગ નથી. જો સરકાર વચમા પડી નહિં હોત તો કેટલીક કંપનીઓ જે આજ સુધી ડીવીડંડ આપી શકી નથી તે પોતાનું બધું પાછલું દેવુ ફીટાડીને ડીવીડંડ આપતી થઇ ગઈ હોત અને સાત કંપનીઓ બહુ સારા પોયા ઉપર આવી શકી હોત પણ આ બધું છતા પણ ૧૯૦૯-૧૯૧૦ ના વર્ષના કરતા એમની સ્થિતિ સારી છે, અને જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ એ સ્થિતિમા સારો સુધારો, થતો જશે પહેલા વર્ગની કોલસાની ખાણોની ઉત્પત્તિ વધારવા કંન્ટ્રોલરે બીજા અને ત્રીજા વર્ગની કોલસાની ખાણો ઉપર કેટલાક અંકુશો મુકેલા છે. જો આ યુકિત ફતેહમંદ થાય તો તો સારૂ, પણ જો એ નિષ્ફળ નીવડે—અને હમે ધારીએ છીએ કે એ નિષ્ફળ નીવડશે—તો બીજો કાંઇ સારો ઉપાય શોધવો પડશે. કોલ કંન્ટ્રોલરનો ભવિષ્યનો ઇરાદો ગમે તે હોય પણ તેનો મુળ ઉદ્દેશ કોલસાના ઉદ્યોગનો વિકાસ કરવો એજ હોવો જોઇએ સરકારને લશ્કરી ખાતાના કામ માટે તથા રેલ્વેને પોતાના કામ માટે કોલસાની તંગી પડે છે, એટલે વહેલે મોડે, ખાણો પોતાની ઉત્પત્તિ વધારી શકે તેને માટે કન્ટ્રોલરને કાઇક રસ્તો શોધવો પડશે. અમુક રકમ સૌથી વધુમા વધુ કિંમત તરીકે ઠરાવ્યાથી પહેલા વર્ગની ખાણોને થતો ગેરઇન્સાફ દુર કરવામા આવ્યો છે. છેલ્લા પાચ વર્ષની સરેરાશથી વધુ કિંમત હવે ખાણોને આપવામાં આવે છે. ૧૯૧૫ માં સરેરાશ કિંમત એક ટન દીઠ રૂા. ૩-૫-૦ હતી. ૧૯૧૫ માં સૌથી નીચી કિંમત રૂા. ૨-૮-૦ હતી અને ૧૯૦૮ માં સૌથી વધારે કિંમત એટલે કે રૂા. ૩-૧૫-૦ હતી, કે જે વખતે માગણી ઉત્પત્તિના કરતાં ઘણી વધારે હતી મી. ગોડફે આના કરતા સારી કિંમત આપે છે અને એથી કંપનીઓએ સારૂં કામ કરવાનું શકય છે. ભાવ ગમે તેમ વધવા નહિં દીધા એથી કરીને કદાચ બીજા વર્ગની અને ત્રીજા વર્ગની ખાણોને ફાયદો થતો અટકી ગયો હોય, પરંતું આ સ્થિતિમા પણ તેમને સારા ફાયદાની આશા મહેલાઇથી રહી શકે છે. પણ કોલ કંટ્રોલરે ખાણો સાથે સમજાવીને કામ લેવુ જોઇએ, કારણ કે જો એમને હેરાન કરવાનીજ પદ્ધતિ લેવામા આવશે તો ખાણો ગમે તે રીતે પોતાની ઉત્પત્તિ ઘટાડી શકશે, પણ સમજાવીને કામ લેવાથી અને ઉત્તેજન આપવાથી તેઓ પોતાનાથી બનતી મહેનતે પણ ઉત્પત્તિ વધારવાના યત્ન કરશે. "પાયોનીઅર" નો એક ખબરપત્રી જેમ જણાવે છે તેમ રાણીગંજ અને ઝેરીઆની ખાણોમા તો કોલસો શેરહોલ્ડરોને માટે ટ્રસ્ટ તરીકે છે અને તેથી જો સાનુકુળ સ્થિતિ નહિ જણાય તો એ લોકો પોતાની ઉત્પત્તિનુ પ્રમાણ ઘટાડી દેશે. ખાણ "કમાન્ડીઅર" (સરકારને હસ્તક) કરી લેવી એ ઘણી સહેલી વાત છે પણ એની ઉત્પત્તિ ઉપર કાબુ રાખવો એ બહુ મુશ્કેલ કામ છે જેમ કહેવત છે તે પ્રમાણે તમે ઘોડાને પાણીના આરા આગળ જોરજૂલમથી લઇ જઇ શકો પણ તેને બળાત્કારથી પાણી પીવડાવી શકો નહિં ભૂતકાળમા જથ્થો વધારે કઢાડવાથી ખરાબ સ્થિતિ ઉત્પન્ન થવાનો ભય હતો પણ હવે એવી ધાસ્તી રાખવી નકામી છે. જે કંપનીઓ સરકારી અંકુશ નીચે નથી તે વેગન મળતાં સહેલાઇથી પોતાનો માલ સારા ફાયદાએ અને ઠરેવેલા ભાવે વેચી શકશે જ્યારે

ધી બોમ્બે ટાઇસ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

ઘટાડો થતો જાય છે અને અનેક મનુષ્યો બીજા દેશોમાં ચાલ્યા જાય છે.

જમીનમાંથી કેટલું અનાજ નીકળવું જોઇએ અને તેને માટે જમીનને શું કરવું જોઇએ એ બતાવવાનો આ પુસ્તકમાં મુળ ઉદ્દેશ છે તેથી હું આ સ્થિતિનું એકાદ કારણ બતાવીશ. આ દેશમાં ધીમે ધીમે ખેડુતો પોતાની જમીમાંથી સોથી વધારે અનાજ કેમ ઉગાડી શકાય એ પ્રશ્ન પ્રત્યે દુલક્ષ આપતા ગયા. અને જ્યારે આજ પ્રશ્ન યુરોપના દરેક પ્રજામાં બહુજ ચર્ચાયો અને તેના ઉપાયો શોધવામાં અને તે અમલમા મુકવામા આવ્યા ત્યારે આ દેશમા તેવું કશુંજ થયું નહિં. અમેરિકાની તીક્ષ્ણ હરિફાઇ સામાં પગલાં લેવાને ફ્રાંસ, જરમની, બેલજીઅમ અને ડેનમાર્કે પોતાની જમીનમાંથી વધારે અનાજ ઉગાડવાના ઉપાયો શોધ્યા ત્યારે આ દેશમાં જેમ પ્રથમ થતું હતું તેમજ વિશાળ ક્ષેત્રો માત્ર ઘાસ ઉગાડવામાંજ પડયાં રહેવા દીધા જ્યારે ખેતીવાડી ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ ત્યારે જમીન ઉજ્જડ પડી રહેવા દેવામા આવે છે.

આ નહિં ઇચ્છવાજોગ પરિણામ આણવામાં અનેક કારણો સાધનભૂત થયાં છે. મોટા મોટા જમીનદારોના હાથમાં વધુ પ્રમાણમા જમીનનુ જવું, પ્રથમના વખતમા અસાધારણ નફો પ્રાપ્ત થવો, જમીનદારો અને ખેડુતોમાથી ઘણા મનુષ્યોને જમીન શિવાય બીજી દિશામાંથી મોટી આવક થઇ એટલે જમીનનો ઉપયોગ માત્ર એક જાતના આનંદના સાધન તરીકેજ ગણાતો હોય એવી સ્થિતિનો ઉદ્ભવ, પ્રજાને નવીજ દિશામા પ્રયાણ કરવાની શી જરૂર છે તે શીખવે એવા સાહસિક પુરૂષોનો અભાવ, નવુ અને અગત્યનુ જ્ઞાન સ પાદન કરવાની શકિતની ન્યુનતા અને ખેતીવાડી વિશે ઉત્તમ જ્ઞાનનો પ્રચાર કરી શકાય તેવી જાતની—જેમ કેનેડામાં અને અમેરિકામાં છે તેમ—સંસ્થાઓનો અભાવ, ડેનીશ ખેડુતોમાં જેમ અરસપરસ સહાય કરવાની રીતિ તેમજ વૃત્તિ છે તેવી રીતિ અને વૃત્તિની ઓછપ—આ સર્વ કારણોથી કરવા જોઇતા ફેરફાર કરવાનું બની શકતું નથી અને બ્રિટીશ લેખકોને ફરિયાદનું કારણ ઉભુંજ રહે છે.* પણ જે દેશોમાં ખેતરોમાં સંચાકામ વાપરવામાં આવતું હોય અને ખાંડ, સ્ટાર્ચ, શાકભાજી એ બધી વસ્તુઓ બનાવવામાં પણ નવીજ રીત અખત્યાર કરવામાં આવતી હોય તેવા દેશો સાથેની હરીફાઇમાં જુની રીતી નકામી છે એ સમજવું રહેલ છે, અને વળી જ્યાં ખેડુતોને ઘઉં રોપવાની જમીનને માટે એક એકર દીઠ ૨૦,૪૦ અને ૫૦ શિલિંગ ભાડાની આપવી પડતી હોય ત્યાં આ જાતનો કારભાર ભારેજ પડી જાય એ સ્વાભાવિક છે.

પરંતુ આ મત બ્રિટિશ ખેતીવાડીની ઉચ્ચતર સ્થિતિ જોતાં અસંભવિત જણાશે એમ ભય રહે છે. કારણ કે બ્રિટિશ ખેતરોમાં એક એકર દીઠ ૨૮ થી ૩૦ બુશલ ઘઉં ઉતરે છે અને ફ્રાંસમાં માત્ર ૧૭ થી ૨૦ બુશલ ઉતરે છે એ શું આપણે નથી જાણતા? બ્રિટન પોતાના ખેતરોમાંથી દરવર્ષે દુધ, પનીર, માસ અને ઉનમાંથી ૨૦૦,૦૦૦,૦૦૦ પૌંડ મેળવે છે એ શું દરેક પુસ્તકમાથી આપણને નથી મળી આવતું? આ બધુ ખરૂં છે અને કેટલીક પ્રજા કરતાં આ દેશની ખેતીવાડી ચઢીઆતા પ્રકારની છે તે હકીકત પણ ખરી છે. બહુજ ઓછી મહેનતે સોથી વધારે ઉત્પન્ન કરવાની કળામાં બ્રિટન પ્રથમ પદવી લેતું હતું પણ અમેરિકાએ તે પદવી પોતાની બોનાન્ઝા ફાર્મથી લઇ લીધી (આ ખેતરો હવે અદૃશ્ય થતા જાય છે.) વળી ઢોરોની સારી જાત અને ઘાસની જમીનની ઉત્તમ સ્થિતિ

* H Rider Haggard's Rural Denmark and its lessons જુઓ પૃષ્ઠ ૧૮૮-૨૧૨

વિગેરેમાં બ્રિટન પાસે અન્ય દેશોને ઘણું શીખવાનું છે; પરંતુ બ્રિટિશ ખેતીવાડીને સમગ્ર રીતે લેતા તેનામાં ઘણા દોષ જણાઇ આવે છે.

એક એકરમાંથી ૨૮ થી ૩૦ બુશલ અનાજ નીકળે છે એ હકીકત બહુ સંતોષકારક કહેવાય પણ જ્યારે ૩,૩૦,૦૦,૦૦૦ એકર જમીનમાંથી માત્ર ૧૬,૦૦,૦૦૦ એકરથી ૧૯,૦૦,૦૦૦ એકર જમીનમાંથી આટલું અનાજ નીકળે છે એ વાતની આપણને ખબર પડે છે ત્યારે એ સંતોષ ઘણે અંશે દુર થઇ જાય છે, પોતાની પાસેની જમીનમાંથી $\frac{1}{20}$ ભાગ જેટલી જમીનમાંજ પોતાનું બધું ખાતર પુરે તો કોઇપણ માણસ આ જાતનું પરિણામ લાવી શકે. તેમજ ૪૦ વર્ષ સુધી એકજ જમીનના ટુકડામાંથી એક એકર દીઠ ૧૪ બુશલ અનાજ કાઇ પણ જાતના ખાતર વિના રૅથમસ્ટેડમા ઉત્પન્ન કરવામાં આવ્યું હતું એ જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે ૨૮ બુશલથી ૩૦ બુશલ પણ આપણને સંતોષકારક લાગતા નથી;* કારણ કે હર્ટફૉર્ડ-શાયરમાં સૉબ્રિજવર્થ પાસે મી. પ્રાઉથે પોતાના ખેતરમાં સાંચાકામથી હળ ખેડીને અને કૃત્રિમ ખાતર વાપરીને ૧૮૬૧ની સાલથી એટલીજ જગ્યામાથી ૩૦ થી ૩૮ બુશલ ઘઉં વર્ષો સુધી ઉત્પન્ન કર્યા હતા. (રાઇડર હેગાર્ડ:પ્રથમ ભાગ પૃષ્ઠ ૫૨૮) તેજ પ્રમાણે બરાબર સંભાળ લેવાથી અને વિજ્ઞાનની મદદથી એક એકર દીઠ ૪૦ બુશલ અનાજ ઉત્પન્ન કરી શકાય છે એટલુંજ નહિ પણ તે આંકડો ૫૦ થી ૫૭ બુશલ સુધી પણ પહોંચી શકયો છે.

જો આપણને બ્રિટિશ ખેતીવાડીનો ખરો ખ્યાલ જોઇતો હોય તો એવી રીતે છુટી છુટી જમીનના ટુકડાની ઉત્પત્તિ ઉપરથી અનુમાન બાંધવું જોઈતું નથી, પણ આખી કુલ્લે જમીનની ઉત્પત્તિ કેટલી થાય છે તે જોવાનું છે.† હવે જો

* The Rothamstead Experiments, 1888, by Prof. W. Fream, Page 35 આ જગ્યાએ એટલુ જણાવવાનુ ઠીક થઇ પડશે કે રોથમસ્ટેડનો અધ્યક્ષ મી હૉલ એમ જણાવે છે કે ઇગ્લંડમા ઢોરો ઉછેરવા કરતાં ઘઉંનુ રોપાણ ઘણુ ફાયદાકારક છે આ જાતનો અભિપ્રાય ઘણા વિદ્વાનોએ જણાવેલો છે અને તે મી રાઇડર હેગાર્ડે પોતાના પુસ્તકમા રજુ કર્યો છે

† નીચેના ૧૯૧૦ ની સાલના આંકડા ઉપરથી એ બાબતમા ઠીક પ્રકાશ પડશે —

| | એકર. | |
|---|---|---|
| ગ્રેટ બ્રિટનનો કુલ્લે વિસ્તાર . ... | ૫,૬૮,૦૩,૦૦૦ | |
| ખેડવામા નહિ આવતી જમીન . ... | ૨,૪૬,૫૭,૦૭૦ | (૧૮૯૫ મા ૨,૩૬,૮૦,૦૦૦) |
| ખેડવામાં આવતી જમીન ... .. | ૩,૨૧,૪૫,૯૩૦ | |
| તેમાથી હળની જમીન . ... .. | ૧,૪૬,૬૮,૮૯૦ | |
| ,, ઘાસના ખેતરો ... . ... | ૧,૭૪,૭૭,૦૪૦ | |

આ જમીનમા જુદા જુદા પાકના રોપાણનુ પ્રમાણ નીચે પ્રમાણે છે —

| | એકર, |
|---|---|
| અનાજ ... ... . . | ૭૦,૪૫,૫૩૦ |
| ઘાસ ... ... ... ... ... | ૪૧,૫૭,૦૪૦ |
| લીલો પાક, વાડી વિગેરે (શાક ભાજી) | ૨૯,૯૪,૮૯૦ |
| Hops .. ... . ... | ૩૨,૯૯૦ |
| નાના ફળફળાદી ... ... .. | ૮૪,૩૧૦ |
| શણ ... ... .. . . | ૨૩૦ |
| Bare Fallow etc, ... ... . . | ૩,૫૪,૦૦૦ |
| કુલ્લે ખેતીવાડીમા રોકાયલી જમીન ... | ૧,૪૬,૬૮,૮૯૦ |
| (૧૯૦૧ માં ... | ૧૫૬,૧૦,૮૯૦) |
| (૧૮૯૫ મા ... | ૧,૬૧,૬૬,૯૫૦) |

ત્યારે ફ્રાંસમાં ૧૦૦૦ એકર જમીન દીઠ ૧૮૨ એકર જમીનમાં થાય છે; એટલે કે ઇંગ્લંડના કરતાં ફ્રાંસમાં છગણું વધારે ઘઉંનું વાવેતર થાય છે. કુલ્લે અનાજનું વાવેતર દર ૧૦૦૦ એકર દીઠ ૩૭૫ એકરમાં થાય છે, અને તેજ પ્રમાણમાં બીજા પાકને માટે પણ મોટા પ્રમાણમાં વિસ્તાર રોકવામાં આવેલા છે.

આથી જો કે ફ્રેંચમેન બ્રિટનના જેટલાં ઢોર રાખતો નથી અને બ્રિટનના જેટલાં ઘેટાં ચરાવતો નથી તોપણ પોતાને અને પોતાના ઢોરને જોઇએ તેટલું અનાજ પોતાની જમીનમાંથી ઉગાડી શકે છે. સરેરાશ એક વર્ષમાં ફ્રાંસ પોતાને જે જથ્થો જોઇએ તેનો $\frac{1}{20}$ ભાગ અનાજ આયાત કરે છે, પણ નિકાસ મોટા પ્રમાણમાં ઇંગ્લાંડને મોકલાવે છે (૧૦,૦૦૦ ૦૦૦ પૌંડની કિંમતનું) અને માખણ, શાકભાજી, ફળફળાદી વિગેરે પુષ્કળ જથ્થામાં ઇંગ્લંડ મોકલવામાં આવે છે. *

પરિણામે, જો કે ઇંગ્લંડના જેટલાજ પ્રમાણમાં જમીન ખેડાય છે તેમ છતાં ફ્રાંસમાં એક ચોરસ માઇલ જમીનમાં ૧૭૦ માણસોને (૧૮૮ માણસોમાંથી) પુરૂં પડે તેટલું અનાજ ઉગાડવામાં આવે છે; એટલે કે ઇંગ્લંડમાં એટલીજ જગ્યામાં જેટલાં માણસોને પુરતું થઇ રહે તેટલું અનાજ ઉગાડવામાં આવે છે (૧૨૫ થી ૧૩૦) તેના કરતાં એક ચોરસ માઇલ દીઠ ૪૦ વધારે માણસોને માટે ફ્રાંસ અનાજ ઉગાડી શકે છે.

ફ્રાંસની આથેની સરખામણીમાં આપણે જેટલી બહારથી જણાય છે તેટલી રીતે ચડી-આતા નથી એ આ ઉપરથી ખુલ્લું થઇ જશે; અને જ્યારે વનસ્પતિનું દૃષ્ટાંત લઇશું ત્યારે તો આથી પણ વધુ સ્પષ્ટ થઇ શકશે.

બેલજીઅમની સાથેની સરખામણીમાં એથી પણ વધારે સારી રીતે આ સ્થિતિ સમજી શકાય તેમ છે, કારણ કે બેલજીઅમ અને ઇંગ્લંડની ખેતીવાડીની પદ્ધતિ સરખી છે. બેલજીઅમમાં પણ એક એકર દીઠ ત્રીશ બુશલ ઘઉંની સરેરાશ આવે છે. પણ ખેડી શકાય તેવી જમીનના પ્રમાણમાં જેટલી જમીન ઇંગ્લંડ આ કાર્યને માટે ફાજલ પાડે છે તેના કરતાં બેલજીઅમ પાંચગણી ફાજલ પાડે છે. * જમીન એટલી સારી રીતે ખેડાયલી છે અને સારી સ્થિતિમાં છે કે ૧૮૯૦-૧૮૯૯ (૧૮૯૧ ના વર્ષની સરેરાશ આ ગણત્રીમાં લેવામાં આવી નથી, કારણ કે એ વર્ષમાં લગભગ દુકાળ જેવુંજ હતું.) માં શિયાળુ પાકનું પ્રમાણ એક એકર દીઠ ૨૬½ થી ૨૮½ બુશલ આવ્યું હતું અને ૧૯૦૦-૧૯૦૪ માં ૩૩½ બુશલનું પ્રમાણ આવ્યું હતું; જવનું પ્રમાણ ૫૪ બુશલ (ઇંગ્લંડમાં ૩૫ થી ૪૧½ બુશલ છે અને શિયાળુ બાજરીનું પ્રમાણ ૪૦ થી ૪૩½ બુશલ (ઇંગ્લંડમાં ૨૯ થી ૩૫ બુશલ છે, આવ્યું હતું.

અસાધારણ મોટા પાક વિશે લખતાં મી. સીબોમ રૌન્ટ્રી જણાવે છે કે હુવેની પાસે આરએકમાં ૧૯૦૬માં એક એકર દીઠ ૫૭ બુશલ પાક ઉતર્યો હતો; જ્યારે આખા બેલજીઅમનું પ્રમાણ ૩૪ બુશલ હતું; તેમજ નવે-ઇંગ્લીસમાં જવનું પ્રમાણ ૧૧૧½ બુશલ હતું.

* ૧૯૧૦ મા ફ્રાંસની નિકાસ નીચે પ્રમાણે હતી –

| | |
|---|---|
| "વાઇન" દારૂ ... | ૨૨૨,૮૦૪,૦૦૦ ફ્રાંક. |
| "સ્પીરીટસ" દારૂ . | ૫૪,૦૦૦,૦૦૦ ,, |
| પનીર, માખણ અને ખાંડ | ૧૧૪,૦૦૦,૦૦૦ ,, |

ફ્રાંસે તેજ વર્ષમાં ઇંગ્લાંડમા નીચે પ્રમાણે વસ્તુઓ મોકલાવી હતી.

| | |
|---|---|
| વાઇન ( દારૂ ) | ૨,૧૬૩,૨૦૦ પૌંડ |
| ખાંડ ... | ૧,૦૧૩,૨૦૦ ,, |
| માખણ ... | ૨,૧૧૬,૦૦૦ ,, |
| ઇંડાં .. | ૪૦૦,૦૦૦ ,, |

આ શિવાય ૧૨,૨૦૬,૭૦૦ પૌંડની કિંમતનું રેશમી ગરમ તથા સુતરાઉ કાપડ પણ મોકલવામાં આવ્યું હતું.

* દર ૧૦૦૦ એકરમાં ૬૭૩ એકર જમીન ખેડાન છે અને ૩૨૭ એકર એમની એમ રહેવા દેવામાં આવે છે આ ૩૨૭માથી પણ થોડોક ભાગ ખેડવામાં આવે છે, ખરો. ૬૭૩ એકરમાથી ૨૭૩ એકર અનાજને માટે વપરાય છે, અને ૨૭૩ માંથી ૬૧ ઘઉંને માટે, અને બાકીના બીજી જાતના અનાજને માટે વપરાય છે.

જ્યારે આખા બેલજીઅમનું પ્રમાણ ૫૪ બુશલ હતું. આ પ્રમાણે જુદી જુદી જગ્યામાં અસાધારણ જથ્થામા પાકનુ પ્રમાણ છે.

સર્વ ગણત્રી ધ્યાનમા લેતા એમ જણાય છે કે બેલજીઅમમાં કુલ્લે ૭૬,૦૦૦,૦૦૦ બુશલ અનાજ ઉત્પન્ન કરવામા આવે છે, એટલે કે ખેડવામાં આવતી જમીનના પ્રમાણમાં એક એકર દીઠ ૧૫-૭-૧૦ બુશલની સરેરાશ આવે છે; આજ જાતની સ્થિતિમાં ગ્રેટબ્રિટનનું પ્રમાણ ૮૨ૢ બુશલ માત્ર આવે છે! અને ગ્રેટબ્રિટનમાં જેટલાં ઢોર એક એકર જમીનના ઘાસ ઉપર ચરવા દેવામા આવે છે તેના કરતાં બેલજીઅમમાં બમણા ઢોર ચારવામાં આવે છે

વળી તે ઉપરાંત, બેલજીઅમ ઢોરો તથા ઘોડાઓ નિકાસ પણ કરે છે. ૧૮૯૦ સુધીમા બેલજીઅમે ૩૬,૦૦૦ થી ૯૪,૦૦૦ ઢોર, ૪૨,૦૦૦ થી ૭૦,૦૦૦ મેંઢાં, અને ૬૦,૦૦૦ થી ૧૦૮,૬૦૦ ડુક્કરો નિકાસ કર્યાં હતાં. ૧૮૯૦માં આ નિકાસ એકદમ અટકી ગઇ કારણકે જરમનીમા આ જાતની આયાતની બંધી થઇ હતી. માત્ર ઘોડા નિકાસ કરવામાં આવતા હતા અને દર વર્ષે ૨૫,૦૦૦ ઘોડા અને વછેરા આ પ્રમાણે નિકાસ થતા હતા.

વળી ઔદ્યોગિક યંત્રોને માટે નેમજ દારૂને માટે બટાટા અને ખાંડને માટે બીટ સ્રિગરને માટે જમીનનો મોટો વિસ્તાર રોકવામા આવે છે

પણ ઇંગ્લંડની જમીન કરતાં બેલજીઅમની જમીન વધારે ફળદ્રુપ છે એમ આપણે ધારવાનું નથી. ઉલટું મો. લેવલેયમાં શબ્દોમા કહીએ તો બેલજીઅમની અર્ધ જમીનજ ખેતીવાડીને માટે લાયકની થઇ શકે એવી છે. કુદરતે નહિં પણ મનુષ્યેજ બેલજીઅમની જમીન ફળદ્રુપ બનાવી છે. આવી જમીન અને મજુરીની મદદથીજ બેલજીઅમ પોતાના લોકોને માટે પુરૂં પડી શકે તેટલું અનાજ ઉગાડી શકે છે, જો કે બેલજીઅમમાં વેલ્સ અને ઇંગ્લંડ કરતાં વસ્તી ઘાડી છે અને તેની સખ્યા એક ચોરસ માઇલ દીઠ ૫૮૯ માણસોની આવે છે

ખેતીવાડીની ઉત્પત્તિના, બેલજીઅમના આયાત તથા નિકાસના આંકડા તપાસીએ તો "હજી પણ મો. લેવલેયના શબ્દો સત્ય છે" એ પ્રમાણે આપણે તે કબુલ કરવું પડે છે, કારણકે દશથી વીશ માણસોમા માત્ર એકજ માણસને માટે ખોરાક પરદેશથી આયાત કરવો પડે છે. ૧૮૮૦-૧૮૮૫ ના વર્ષોમાં બેલજીઅમની જમીને એક ચોરસ માઇલમાં ૪૯૦ માણસોને ખોરાક પુરો પાડયો હતો એટલુંજ નહિં પણ તે ઉપરાંત દર વર્ષે ગ્રેટબ્રિટનમાં ૧,૦૦૦,૦૦૦ પૌંડની કિંમતનુ અનાજ નિકાસ કરવામા આવ્યું હતું. પરંતુ હમણાં પણ સ્થિતિ એની એજ છે કે કેમ તે ચોક્કસ રીતે કહી શકાતું નથી.

૧૮૮૦ ના વર્ષથી આયાત કરેલા અનાજ ઉપરથી જકાત કહાડી નાખવામા આવી (૨૨૦ શેર ઉપર ૬ પેન્સ જકાત હતી) એટલે જે અનાજ પાછું નિકાસ કરવામાં આવનાર હોય તેનો આંકડો જણાવવાનુ વેપારીઓ માટે જરૂરનુ નહિં રહ્યુ અને આથી કરીને જે

અનાજ આયાત કરીને પાછું નિકાસ કરવામાં આવનાર હોય તે પણ બેલજીઅમમાંજ ખપી ગયું એવો ભાસ થાય છે; દાખલા તરીકે: ૧૮૭૦મા અનાજની આયાત એક માણસ દીઠ ૧૫૪ શેર હતી તે ૧૮૮૦માં ૨૮૬ રતલ થઇ ગઇ, પરંતુ આ ૨૮૬ રતલમાંથી બેલજીઅમમાં કેટલું ખપ્યું તે જાણવાનું કોઇ પણ સાધન આપણી પાસે નથી, વળી જો આપણે પાછાં નિકાસ થએલાં અનાજને આયાત થએલાં અનાજમાંથી બાદ કરીએ છીએ તોપણ આંકડા બરાબર મળતા નથી. આથી અનાજની ઉત્પત્તિના જે આંકડાં સરકારી 'આન્યુએર' માં આપ્યા હોય છે તે ઉપરથી અનુમાન બાધવાનું સહીસલામતી ભર્યું છે.

હવે જો આપણે આવાં ૧૯૧૧ ના વર્ષના Annuaire Statistique de la Belgique મા જોઇએ તો આપણને નીચે જણાવ્યું છે તે પ્રમાણે માહિતી મળશે:—

૧૯૦૯માં ૨,૨૯૦,૩૦૦,૦૦૦ રતલ અનાજ (ઘઉં અને Rye,) ૨૧૯,૨૦૦,૦૦૦ રતલ બાજરી, ૧,૩૯૩,૦૦૦,૦૦૦ રતલ જવ અને બીજાં અનાજ બેલજીઅમમાં ઉગાડવામાં આવ્યાં હતાં.

દરેક માણસ ૫૦૨ રતલ અનાજ શિયાળો અને વસંતના પાક ખાય છે અને બેલ-જીઅમની વસ્તી ૧૯૦૭ ના જાન્યુઆરીમાં ૭,૦૦૦,૦૦૦ માણસની હતી એટલે ૩,૫૨૪ ૪૦૦,૦૦૦ રતલ અનાજ તો દેશમાંજ ખપી જાય. આ આંકડા સાથે જો આપણો ઉત્પત્તિનો આંકડો સરખાવીએ તો તરત જણાય છે કે ઘઉંના પાક માટે હમણા ઓછી જમીન રોકવામાં આવે છે તેમ છતાં બેલજીઅમ પોતાની ગીચ વસ્તીને માટે ⅔ જેટલું અનાજ ઉત્પન્ન કરી શકે છે. (વસ્તી એક ચોરસ માઈલ દીઠ ૫૯૬ માણસો ૧૯૦૭માં હતાં.)

આ આંકડામાં જો આપણે બીજાં અનાજ તેમજ વનસ્પતિના આંકડા ઉમેરીએ, તેમજ અઢી એકરથી નાનાં ખેતરોમાં ઉગાડવામાં આવેલ અનાજના આંકડાનો પણ સમાવેશ કરીએ તો આથી પણ વધું મોટો આંકડો આપણને મળી શકે. આવાં નાનાં ખેતરો ૧૮૯૫ માં ૫૫૪,૦૪૧ હતાં અને ત્યાં રહેતાં માણસોની સંખ્યા લગભગ ૨,૦૦૦,૦૦૦ ની હતી. આ ખેતરો ઉપર ઉગાડવામાં આવેલું અનાજ સરકારી આંકડામાં ગણવામાં આવતું નથી, જો કે તે ખેતરોમાં અનાજ શિવાય બીજી ઘણી વસ્તુઓ પણ ઉગાડવામા આવે છે.

પોતાની ઘણી ગીચ વસ્તીમાથી ⅔ ભાગ જેટલી વસ્તીને માટે બેલજીઅમ અનાજ ઉત્પન્ન કરી શકે છે એજ એને માટે ઘણું કીર્ત્તિભર્યું ગણી શકાય; પણ તે ઉપરાંત, તે તો અનાજ નિકાસ પણ કરે છે. ૧૯૧૦માં ૨૫૪,૭૩૦ ટન શાકભાજી નિકાસ કરવામાં આવી હતી (૧૮૭,૦૦૦ ટન આયાત કરવામાં આવી હતી,) ૪૦,૦૦૦ ટન ફળફળાદી, ૩૪,૦૦૦ ટન ફુલ અને રોપાઓ (૩,૦૦૦,૦૦૦ પોંડની કિંમતના,) ૨૫૬,૦૦૦ ટન દાણા, ૧૮,૫૦૦ ટન ઉન, ૬૦,૦૦૦ ટન શણ વિગેરે વસ્તુઓ નિકાસ કરવામાં આવી હતી. બીટ અને બટાટા મોટા જથ્થામાં આયાત કરવામાં આવે છે એટલે માખણ, સસલાં, ચામડાં અને ખાંડ (લગભગ ૧૮૦,૦૦૦ ટન) ના આંકડા

તો મેં આપ્યા નથી. ટુંકમાં, નિકાશનુંજ પ્રમાણ વસ્તીના દરેક મનુષ્ય દીઠ ૪૮ શિલિંગ આવે છે.

આ ઉપરથી એમ સાબિત થઇ શકે છે કે જે પ્રમાણે બેલજીઅમની ખરાબ જમીન ખેડવામા આવે છે તેજ પ્રમાણે જો ગ્રેટબ્રિટનની ફળદ્રુપ જમીન ખેડવામાં આવે તો હાલ જેટલાં માણસોને તે અનાજ પુરૂં પાડી શકે છે તેના કરતાં ઘણા મોટા પ્રમાણમાં માણસોને પુરૂં પાડી શકે.

વળી તે શિવાય, બેલજીઅમ માલ બનાવે છે અને તે પણ નિકાસ કરે છે. પોતાની વસ્તીના દરેક માણસ દીઠ તૈયાર માલ ૧૯૮ શિલિંગની કિંમતનો અને અર્ધ તૈયાર કરેલો માલ દરેક માણસ દીઠ ૧૫૦ શિલિંગની કિંમતનો નિકાસ કરે છે, જ્યારે ગ્રેટબ્રિટનને ૧૯૧૧ ના બહુ આબાદ વર્ષોમાં માણ દીઠ ૨૦૧ શિલિંગની કિંમતનો માલ નિકાસ કર્યો હતો. જો જુદા જુદા ભાગ ગણીએ તો બેલજીઅમના વેસ્ટફ્લાન્ડર્સની જમીને એક ચોરસ માઇલમાં પોતાના ૫૮૦ માણસોને અનાજ પુરૂં પાડયું હતું એટલુંજ નહિં પણ એક માણસ દીઠ ૨૫ શિલિંગ જેટલો માલ નિકાસ કર્યો હતો. મેં. લેવલેયનું અમુલ્ય પુસ્તક વાચ્યાથી દરેક માણસ જાણી શકે છે કે જો ભાડાં આટલાં બધાં વધી ગયા નહિં હોત તો હજી પણ ફ્લેમીશ ખેતી વાડીનો વિકાસ આથી પણ વધુ ઉચ્ચતર સ્થિતિને પ્રાપ્ત કરી શકયો હોત. દરેક નવ વર્ષે ભાડા વધતા જતાં હોવાથી કેટલાક ખેડુતોએ અંદર સુધારો કરવાનું બંધજ કર્યું છે.

(અપુર્ણ.)

---



---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇંડીઅન મર્ચન્ટસ ચેંબર એંડ બ્યુરોની કમીટીની એક સભા તા. ૧૬-૭-૧૯૧૮ ને મંગળવારને રોજ બપોરે ૨ કલાકે (મું, ટા.) મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતા:—

સર વિઠ્ઠલદાસ ડી ઠાકરશી (પ્રમુખ).

ઑનરેબલ શેઠ ચુનીલાલ વિ. મેહતા (ઉપપ્રમુખ).

" " મનમોહનદાસ રામજી.

" સર ફાઝલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમ.

શેઠ મોરારજી વેલજી.

" મોતીલાલ વલ્લભજી.

" લક્ષ્મીચંદ માણેકચંદ દોશી.

" નારણજી હરિભાઇ.

" જગન્નાથજી.

" વસનજી ઠાકરશી હાલાઇ

" જેહાગીર બમનજી પીટીટ.

" સોરાબજી એદલજી વાર્ડન.

૧. આગલી મીટીંગની મીનીટ પસાર કરવામાં આવી હતી.

૨. પોર્ટટ્રસ્ટ તરફથી આવેલા કાગળનો જવાબ લખવા માટે ડ્રાફ્ટ તૈયાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નિમવામાં આવી હતી:—

સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરશી (પ્રમુખ).

ઑનરેબલ શેઠ ચુનીલાલ વિ. મેહતા, (ઉપ-પ્રમુખ.)

" " મનમોહનદાસ રામજી.

" " પુરૂષોતમદાસ ઠાકોરદાસ

શેઠ મોતીલાલ વલ્લભજી.

" દેવીદાસ માધવજી ઠાકરશી.

૩. વૉર લોન ભરવાના સંબંધમાં જૉઇન્ટ ઑનરરી સેક્રેટરીઓ તરફથી આવેલા કાગળનો જવાબ લખી મોકલવાં જણાવવાનું કે તેને માટે દરેક જોઇતી રીતે પ્રયત્ન કરવામાં આવશે એમ ઠરાવવામાં આવ્યું.

૪. સ્થાનિક છાપામાં બહાર પાડવામાં આવેલી પ્રેસનોટમાં જાહેર કરવામાં આવ્યું છે કે ડીરેકટર ઑફ સિવિલ સપ્લાઇઝ રેલ્વે મારફતે મોકલવામાં આવતા માલને માટે પાસ કહાડી આપે તેમાં ડીરેકટરને મદદ કરવાં માટે નીચે જણાવેલા વેપારી મંડળોના પ્રતિનિધિઓની એક કમીટી નિમવાની જરૂર છે એમ ચેંબર તરફથી ભલામણ કરી મોકલવી એમ ઠરાવવામાં આવ્યું:—

(૧) બૉમ્બે ચેંબર ઑફ કૉમર્સ,
(૨) ઇંડીઅન મર્ચન્ટસ ચેંબર એંડ બ્યુરો.
(૩) નેટીવ મર્ચન્ટસ પીસ ગુડઝ એસોસીએશન,
(૪) મીલ ઑનર્સ એસોસીએશન.
(૫) ગ્રેન મર્ચન્ટસ એસોસીએશન.
(૬) રૂના વેપારીઓ.

---

૫. ઑનરેબલ સર ઇબ્રાહિમ રહીમતુલ્લાની તરફથી આવેલા ચેંબરના કાગળના જવાબના સંબંધમાં એવું ઠરાવવામાં આવ્યું કે સબસ્ક્રીપશન કરવું, અને જે તારીખ તેમને અનુકુળ પડે તેની ત્રણ અઠવાડીઆં પહેલાં ચેંબરને નોટીસ આપવી.

૬. કાપડની ગાંસડીની ગણત્રી કરવાના સંબંધમાં ચેંબર ઉપર આવેલા કાગળનો જવાબ માટેનો ડ્રાફ્ટ મંજુર કરવામાં આવ્યો હતો.

૭. ચેંબરની ગઇ સભામાં નિમવામાં આવેલા ઑડીટર શેઠ એદલજી ક. કામાની બહારગામ નિમણુંક થતાં ઑનરરી ઑડીટર તરીકે શેઠ દેવીદાસ વિઠ્ઠલદાસને તથા શેઠ સોપારીવાળાને વિગેરેને પૂછવું અને એ બાબતમાં નક્કી કરી લેવું એવો ઠરાવ કરવામાં આવ્યો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

## નવાં પુસ્તકો.

નીચે જણાવેલાં પુસ્તકો ચેંબરની લાયબ્રેરીમાં વધારવામાં આવ્યાં છે:—

1 Report of the Committee of the Bengal Chamber of Commerce 1917.
2 Report of the Committee of the Tuticorin Chamber of Commerce, 1917.
3 Indian Cotton and Cotton Industry.
4 International Conciliation February 1918.
5 Times; Trade Supplement May, 1918.
6 War and Labour.
7 Indian literary year book of authors or Who's who.
8 Cotton Spinning and Weaving in Indian Mills, May, 1918.
9 The Montague-Chelmsford proposals for Indian Constitutional reforms.
10 History of the war (The Times)
11 Reports of the Chemical Analyser to Government, Bombay and Sind.
12 Board of Trade British Industries Fair.
13 Seaborne trade of British India with British Empire and Foreign countries Vol. II. 31st March, 1917.
14 France, 1917.
15 Indian geology and physical geography, 1917.
16 Papers repating to the first revision settlement of the Honavar Taluka (Canara Collectorate,) 1918.
17 Forest circles (Bombay Presidency.)
18 Prices and wages in India, 1918.
19 Report on Indian constitutional reforms..
20 The proceedings of the Bombay Legislative Council.

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# ...D TRADE

## GOVERNMENT NOTIFICATIONS.

# વિગ્રહ અને વેપારઃ સરકારી જાહેરનામાં.

ના. મુંબાઇ સરકારના સેક્રેટરી મી. જી. એ થૅામસ, આઇ. સી એસ., એક પત્રમાં જણાવે છે કે કરાંચીને હવેથી પ્લેગ મુકત ગણવામાં આવ્યું છે.

(૨૪-૭-૧૯૧૮)

---

ચીનમાં જે વેપારીઓ સાથે આયાત નિકાસ થઇ શકે તેમના નામના લીસ્ટમાં સુધારા વધારા કરનારૂં લીસ્ટ અમને ના હિન્દી સરકારના કામ ચલાઉ અંડર સેક્રેટરી મી. એ. એમ. ગ્રીન. આઇ. સી. એસ, તરફથી મળ્યું જે ચેંબરની ઑફીસમાં રાખવામાં આવ્યું છે.

(૨૯-૭-૧૯૧૮)

---

તેજ પ્રમાણેનું સિયામના વેપારીના લીસ્ટની એક નકલ પણ અમને ના હિન્દી સરકારના કામ ચલાઉ અંડર સેક્રેટરી મી. એ. એમ. ગ્રીન, આઇ. સી. એસ, તરફથી મળ્યું છે જે ચેબરની ઑફીસમાં રાખવામાં આવ્યુ છે.

(૨૯-૭-૧૯૧૮)

---

યુનાઇટેડ કીંગડમમાંથી નિકાસ થતા માલ ઉપરના પ્રતિબંધ અને અંકુશ મુકાયેલા માલના લીસ્ટમા સુધારા વધારા કરનારૂં લીસ્ટ અમને ના. મુબાઇ સરકારના અંડર સેક્રેટરી મી. એ. એફ. એલ. બ્રેઇન આઇ, સી. એસ. તરફથી મળ્યું છે અને ચેબરની ઑફીસમાં રાખવામાં આવ્યું છે.

(૧-૮-૧૯૧૮)

---

હિંદુસ્થાન અને ડેનમાર્ક વચ્ચેના વેપાર સંબંધી એક મેમોરેંડમ જે કોપનહેગન ખાતેના બ્રિટિશ એલચી ખાતાવાળા મી. ટરનરે તયાર કરેલ છે તેની એક નકલ અમને ના. મુંબઇ સરકારના અંડર સેક્રેટરી મી. એ. એફ. એલ બ્રેઇન આઇ. સી એસ તરફથી મળેલ છે અને ચેંબરની ઑફીસમાં રાખવામાં આવેલ છે.

(૩-૮-૧૯૧૮)

---

મુંબાઇ અને મદ્રાસ ઇલાકામાં ઘેટાં બકરાની ટેન કરેલી ચામડીઓનો સ્ટૉક નોંધાવવા બાબત એક હુકમનામું ધી ઇંડીઅન મ્યુનિશન્સ બોર્ડ તરફથી બહાર પાડવામા આવેલ છે તેની એક નકલ અમને ના. મુંબાઇ સરકારના સેક્રેટરી ધી ઓન. મી. પી. આર. કેડલ, સી. આઇ. ઇ., આઇ. સી એસ., તરફથી મળેલી છે અને ચેબરની ઑફીસમાં રાખવામા આવેલી છે.

(૭-૮-૧૯૧૮)

---

સિયામમાં આયાત નિકાસ થઇ શકે તેવા વેપારીઓના લીસ્ટમા સુધારા વધારા કરનારાં લીસ્ટની એક નકલ અમને ના. હિંદી સરકારના અંડર સેક્રેટરી મી. એ. એમ. ગ્રીન. આઇ. સી. એસ, તરફથી મળેલી છે અને આ ચેબરની ઑફીસમા રાખવામા આવેલી છે.

---

વધારા:—

એ. એમ. બાહદૂર ... બાંકોક

એ. એમ. હુસેન ... ,,

(૧૦-૮-૧૯૧૮)

---

ઉપર પ્રમાણેનું ચિનનું લીસ્ટ અમને ના. હિન્દી સરકારના કામચલાઉ અંડર સેક્રેટરી મી. એ. એમ. ગ્રીન, આઇ. સી. એસ., તરફથી મળયું છે જે આ ચેંબરની ઑફીસમાં રાખવામાં આવ્યું છે.

વધારા:—

લેઝાર્ડ ગોડક્રો કું. ઑફ ફાર ઇસ્ટ, શેંગાહી.

એફ. ડબલ્યુ ક્વાર્ક ... ... —યુચો.

સેઇસિદો જપાનીઝ ફારમસી ... શેંગાહી.

ટુકવો એગ ફેક્ટરી ... ... ટુકવો.

સુધારા:—

"બરોઝ, વેલકમ એંડ, કું. લીમીટેડ"ને બદલે "બરોઝ, વેલકમ એંડ કું."

(૧૦-૮-૧૯૧૮)

---

ના. મુંબઇ સરકારના સેક્રેટરી મી. છ. એ. થૉમસ, આઇ. સી. એસ., એક નૉટીફીકેશનદ્વારા લખી જણાવે છે કે બસરામાંથી પ્લેગ અને કોલેરા નાબૂદ થયાં છે.

(૧૦-૮-૧૯૧૮.)

---

ના. મુંબઇ સરકારના અંડર સેક્રેટરી મી. એ. એફ. એલ. બ્રેન, આઇ. સી. એસ., તરફથી, અમને, યુનાઇટેડ કીંગડમમાંથી નિકાસ થતા અંકુશ મુકાયેલા તથા પ્રતિબંધ મુકાયેલા માલના લીસ્ટની યાદીની એક નકલ મળી છે જે ચેંબરની ઑફીસમાં રાખવામાં આવી છે.

(૧૦-૮-૧૯૧૮)

---

## ઇંડીઆ ઑફીસના સ્ટોર ડીપાર્ટમેંટ તરફથી એપ્રીલના ૧૯૧૮ માં થયેલા કૉન્ટ્રેક્ટોની યાદી —

| | |
|---|---|
| પીપ:—ટી ડબલ્યુ. ટાયરી ... ... ... ... ... | લંડન, ઇ. |
| સેલ્સ—પ્રીશેટ એંડ ગોલ્ડ ... ... ... ... ... | ,, એસ. ડબલ્યુ. |
| કૉપર પ્લેટ—{ વિલિયમ્સ ફૉસ્ટર એંડ કું. ... ... | ,, ઇ. સી. |
| પેસ્કો, ગ્રેજફેલ એંડ સન્સ... ... ... ... | ,, ,, |
| કોરૂગેટેડ પેપર:—થૉમસન એંડ નૉરિસ મેન્યુફેક્ચરિંગ કું. ... .. | ,, ડબલ્યુ. |
| તેલ:—જે. એલ. વેઇડ એંડ કું. ... ... ... ... ... | ,, ,, |
| કાગલ:—એ. કોવન એંડ સન્સ ... ... ... ... ... | ,, ,, |
| ટીન લાકનીંઝ.—હેડન્સ બ્રધર્સ ... ... ... ... ... | ,, એસ. ઇ. |
| ઉડ પુલ:—સીટી ઑફ લંડન ઉડ વુલ કું. ..., ... ... ... | હકની વિક. |
| ફ્રમ્સ.—પી ડી મીટોહેલ, લીમીટેડ ... .. ... ... | ડંડી |
| જેનેરેટીંગ સેટ્સ —લેંકેશાયર ડાયનેમો કું.... ... ... | માંચેસ્ટર |
| કાચ —પીલ્કીગટન બ્રધર્સ ... ... ... ... ... | સેંટહેલન્સ. |
| કેસીઆન:—જે. બ્લૅકવેલ એંડ સન્સ ... ... ... ... | મચેસ્ટર. |

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## હિંદનો વણાટ ઉદ્યોગ.

### સને ૧૯૧૭ ના વર્ષનો નફો.

ધી "ટાઇમ્સ ઑફ ઇંડીઆ" માં એક ચર્ચાપત્ર પ્રસિદ્ધ થયું હતું જેમા મુંબઇની મીલો સબંધી કેટલાક સારા આંકડા આપવામાં આવ્યા હતા. વાંચનારને તે આંકડા ઉપયોગી થઇ પડશે એમ ધારીને તે ચર્ચાપત્રમાથી કેટલોક ભાગ નીચે આપવામાં આવ્યો છેઃ—

૧૯૧૭ નું વર્ષ અત્યંત સુંદર નીવડયું છે અને તેનો આકડો આગલા આંકડાઓના પ્રમાણમાં કેટલાક કરોડથી વધે છે. ૧૯૦૫ના વર્ષમાં અમારો વધુમાં વધુ નફો ૩·૭ કરોડ હતો અને ત્યારપછી અમે ડામાડોળ સ્થિતિ અનુભવી છે, તે એટલે સુધી કે ૧૯૧૧માં અમારો નફો ઘટીને માત્ર ૫૨ લાખ રહ્યો હતો. જેમાં એજંટોના કમીશનનો પણ સમાવેશ થાય છે; પરંતુ ગયે વર્ષે અમારો નફો ૬.૭૪ કરોડ એજંટોના કમીશન સાથે થયો છે, જેમાં ૭૪ લાખ એજંટોના કમીશનનેજ આભારી છે. વણાટ કારખાનાઓનો સરેરાસ ચોખ્ખો નફો ૬૮ ટકા છે અને સરેરાસ ડીવીડંડ ૩૪ ટકા આપવામાં આવ્યું છે, કાંતવાના કારખાનાઓનો સરેરાસ ચોખ્ખો નફો ૩૩ ટકા છે અને સરેરાસ ડીવીડંડ ૧૪,૬૮ ટકા આપવામાં આવ્યું છે. અમે મજુરી તરીકે ૩·૭૬ કરોડ આપ્યા છે, જ્યારે કરજે કાઢેલી મુડીના વ્યાજ તરીકે ૧·૧૦ કરોડ અને વીમાના ૧૫·૬૨ લાખ આપ્યા છે. ગયે વર્ષે આ વખતે કાપડનો ભાવ રતલે ૨૦ આના હતો, આ વર્ષ ૪૦ આના છે. ભરૂચ રૂનો ભાવ ગયા ઑગસ્ટ માસમાં ૫૦૦ રૂપીઆ હતો ત્યારે આ વર્ષે ૯૦૦ રૂપીઆ છે.

### ભાવ અને નફો.

લડાઇના સમયના સુતર અને કાપડના કેટલાક આંકડા અને વળી આગળા વર્ષોના નફાના આકડા હું નીચે આપું છું. છેલ્લા તેર વર્ષમાં આ ઉદ્યોગની ચડતી પડતી તપાસવી ઘણી રસ ભરી થઇ પડશે. એજન્ટોના કમીશન પ્હેલી વેળાજ હું જુદા પાડી બતાવું છું પણ આપેલા નફામાં તેમના કમીશનનો સમાવેશ થાય છે અને ઘટને માટે કંઇપણ ફાજલ પાડેલું નથી. ચાલુ વર્ષનો નફો ૩૦ થી ૪૦ ટકા જેટલો વધી જશે. કારખાનાળાઓની સ્થીતી મજબુત છે અને સારો વરસાદ થતાં વેપારીઓ આશા રાખે છે કે હીંદમાં બનેલું લોંગ-કલોથ ૩ રૂપીએ રતલ વેચાશે, જ્યારે ૧૯૧૪ ના ઑગસ્ટમાં તે સવા દશ આને રતલ વેચાતું હતું.

૦ એ.

# ધી સેંટ્રલ બેંક ઑફ ઇન્ડિયા લીમીટેડ.

| | | |
|---|---|---|
| શેરો ભરાયલી થાપણ | ........................ રૂ. | ૫૦,૦૦,૦૦૦ |
| પગાર થયેલી થાપણ | ........................ રૂ. | ૨૫,૦૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ | ........................ રૂ. | ૩,૦૦,૦૦૦ |

આ બેંકમાં ડીપૉઝીટ મુકેલી દરેક પાઇની સલામતી માટે ખાસ ગોઠવણ બેંકની આરટીકલમાં કરવામાં આવેલી છે.

મેશર્સ એ. એફ. ફરગ્યુસનની કું. ચારટરડ એકાઉન્ટન્ટસ આ બેંકના હીસાબો અને જામીનગીરીઓ દર અઠવાડીએ તપાસે છે.

પ્રેસીડંસી બેંકો માફક આ બેંક પોતાના હીસાબનાં પખવાડીક સરવૈયાં બહાર પાડે છે.

૧૯૧

ક અને તેના દરેક રીતનું બેંકને લગતું કામકાજ કરવામાં આવે છે.

પ્રમાણમા કેટલાક કરીમાં હુંડી તેમજ લાંબી મુદતના વ્યાજના દરો માટે મેનેજરને મળવું.

વર્ષમા અમારો વધુમા તથા બેંકને લગતો પત્ર વ્યવહાર ગુજરાતીમાં પણ થઇ શકે છે.

હતો અને ત્યારપછી ઑફીસઃ—એલાઇસ બીલ્ડીંગ, કોટ, મુંબઇ.

અનુભવી છે, તે એટલે સુધી કે ઝવેરી બજાર, મુંબઇની માંડવી, તથા શેરબજાર.

અમારો નફો ઘટીને માત્ર ૫૨ લાખ રહ્યો હતો ઉપર. રોજની બાકી ઉપર.

જેમા એજ ટોના કમીશનનો પણ સમાવેશ થાય છે, પરંતુ ગયે વર્ષે અમારો નફો ૬ ૭૪ કરોડ એજ ટોના કમીશન સાથે થયો છે, જેમા ૭૪ લાખ એજ ટોના કમીશનનેજ આભારી છે. વણાટ કારખાનાઓનો સરેરાસ ચોખ્ખો નફો ૬૮ ટકા છે અને સરેરાસ ડીવીડંડ ૩૪ ટકા આપવામા આવ્યું છે, કાંતવાના કારખાનાઓનો સરેરાસ ચોખ્ખો નફો ૩૩ ટકા છે અને સરેરાસ ડીવીડંડ ૧૪,૬૮ ટકા આપવામા

ફાજલ પાઉ ૩ ટકા.

થી ૪૦ ટકા ૨॥ ટકા.

ઓની સ્થીતી મે ૧ ટકા.

થતા વેપારીઓ ॥ ટકા.

બનેલું લૉંગ-કલો

જ્યારે ૧૯૧૪ ના થી માલમ પડશે.

રતલ વેચાતુ હતુ. ને મળવું.

પોચખાનાવાલા મેનજર.

---

દીવાલના માટે ફેન્સી ટાઇલ્સની છેલ્લી ડીઝાઇન

## સીવીલ સરજ્યન

તથા એમ ડી ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો, નામદાર સરકારની ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેરાન્સ જનો, પોલીટીકલ એજન્ટ, સરકારી સીવીલીયન ઓફીસર, અને દેશી તથા યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમા બાદશાહી ચાકુતી નામની વિશ્વવિખ્યાત દવા દિવસે દિવસે બહુ વપરાય છે એજ તેની વધતી જતી ફતેહમદી અને ઉપયોગીતાની નીશાની છે. ગવર્નમેન્ટ લેબોરેટરીમા આ રજવાડી દવા એનાલાઇઝ થયેલ છે અને તે બાબતનુ સરટીફીકેટ પણ મળેલ.

# બાદશાહી ચાકુતી

અમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે પુરૂષાતન કાયમ રાખે છે. સંસાર સુખ ભોગવવા માટે દેશી અને યુનાની દવામા ઉચામા ઉંચી દવા જોઇએ તો આ બાદશાહી ચાકુતી અનંગ વિલાસ છે આ રાજવંશી ચાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂ પુરૂષાતન આપે છે રાજા રજવાડામા તથા શ્રીમત લોકોમા આ દવા બહુ વખણાય છે ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે—આ દવા અતિ ઉત્તમ દેશી દવાઓમાથી બનાવવામા આવે છે આ દવા શરૂ હોય ત્યારે તમામ ખોરાક ખાવાની તથા બધી તરેહની છુટ છે ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

# બાદશાહી યુનાની લેપ.

અમીર ઉમરાઓમા વખણાતી ઉમદા દવાઓમાથી આ લેપ બનાવેલ છે અને તે નસોને પુરતી તાકાત આપે છે નબળી પડી ગયેલ નસોને પુરતુ જોર આપી પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે ત્રણ ઔંસ એકની ડબીના રૂપીઆ આઠ.

ડાકટર કાલીદાસ મોતીરામ–રાજકોટ–કાઠીયાવાડ.

---

# હીસ્ટિરિયા-વાયુ મુકતા–

## કીં. રૂ. ૪–૧૦–૦ પો. જુદું.

મૃગી–રેફ્રૂ કે વાઇથી આકડી, તાણ, ખેચ કે ડાકણી આવતા બેશુદ્ધિ, દાતખીલી શ્વાસ રૂંધાવો, થંડાગાર બનવું, હીયાના ફીસોટા, પેટના દુખાવા ઇ૦ નવા કે જુના દર્દ માટે રામબાણ, છે વળી ચિત્તભ્રમ–ઉન્માદ કે ઘેલછાને લીધે, રડવુ, કુદવું, ધુણવુ, નાસવુ, બકવું, મૌન્યતા, વિચિત્ર ખેલું, પ્રેતાદિચેષ્ટા વગેરે લક્ષણો ઉપર તેજદાર વસ્તુ છે.

ઉપયોગ કરેથી ખાત્રી. દવા મહિનાભરની–વનસ્પતિની–વિલાયતી પત્રે જવાબ. વ્યાયામ કળાશાસ્ત્ર–શરીર કેળવવા ૩૫૦ ફકરું રૂ. ૨, પો. )=–દેશીનામું–નામુ શિખવાનું ગવર્નમેન્ટ ટેક્સ બુક કી ૦)॥. પો–)–

છગનલાલ લલ્લુભાઇ શાહ દેશીનામાવાળા. સંશોધિત હીસ્ટિરિયા–વિજાપુર–ગુજરાત

સુતર અને કાપડના ભાવ.

ઑગસ્ટ. સુતર નં. ૧૦. નં ૨૦ લોંગ-ક્લોથ

| | | આના | | આના. | દર રતલે આના. |
|---|---|---|---|---|---|
| ૧૯૧૪ | ૧ | ૩—૪ | ૭ | ૧૧-૧૬ | ૧૦-૩ |
| ૧૯૧૫ | ૫ | ૧-૧૬ | ૬ | ૧—૮ | ૧૦-૩ |
| ૧૯૧૬ | ૫ | ૨૭-૩૨ | ૮ | ૧—૮ | ૧૩-૬ |
| ૧૯૧૭ | ૧૦ | ૧—૪ | ૧૫ | | ૨૦ |
| ૧૯૧૮ | ૨૦ | | ૨૭ | | ૪૦ |

મુંબઇની મીલોનો નફો.

| વર્ષ. | નફો | રૂ. કમીશન બાદ. લાખ. | સ્પીંડલો લાખ. | લુમો. |
|---|---|---|---|---|
| ૧૯૦૫ | ૩.૪૭ કરોડ | ૪૭ | ૨૫.૬૦ | ૨૮૦૦૦ |
| ૧૯૦૬ | ૩.૧૪ ,, | ૪૭ | ૨૬.૧૪ | ૨૮૦૦૦ |
| ૧૯૦૭ | ૧.૮૫ ,, | ૩૬ | ૨૬.૧૩ | ૩૨૦૦૦ |
| ૧૯૦૮ | ૧.૩૧ ,, | ૩૪ | ૨૭.૩૪ | ૩૬૦૦૦ |
| ૧૯૦૯ | ૧.૨૧ ,, | ૩૦ | ૨૮.૦૦ | ૨૯૨૦૦ |
| ૧૯૧૦ | ૬૦ લાખ | ૨૬ | ૨૮.૨૪ | ૪૧૦૬૦ |
| ૧૯૧૧ | ૫૨ ,, | ૨૪ | ૨૮.૯૦ | ૪૨૫૦૦ |
| ૧૯૧૨ | ૨.૮૦ કરોડ | ૪૦ | ૨૮.૮૫ | ૪૩૮૦૦ |
| ૧૯૧૩ | ૧.૮૨ ,, | ૨૯ | ૨૯.૨૫ | ૪૫૨૫૦ |
| ૧૯૧૪ | ૮૯ લાખ | ૨૫ | ૩૦.૦૯ | ૪૯૦૦૦ |
| ૧૯૧૫ | ૧.૮૬ કરોડ | ૩૨ | ૩૦.૦૦ | ૫૨૦૦૦ |
| ૧૯૧૬ | ૩.૧૨ ,, | ૪૨ | ૩૦.૦૦ | ૫૩૨૦૫ |
| ૧૯૧૭ | ૬.૭૪ ,, | ૭૬ | ૨૯.૩૩ | ૫૭૯૦૦ |

ઉપલા વર્ષનો કુલ નફો ૨૮.૬૩ કરોડ થાય છે, જેમાથી એજંટોના કુલ કમીશનના ૪.૮૮ કરોડ અને ઘટને માટે ફાજલ પાડેલા ૬ ૫૦ કરોડ રૂપીઆ બાદ કરવાના છે. એ વર્ષોનો ચોખ્ખો નફો ૧૭.૭૫ કરોડ થાય છે અર્થાત્ પ્રતિવર્ષની સરેરાસ ૧.૩૬ કરોડ આવે છે

આંકડા ખાતા પ્રમાણે ૩૧ મી માર્ચ પુરો થતા બાર માસમાં હીંદે લગભગ ૬૬ કરોડ રતલ સુતર અને લગભગ ૩૮.૧૪ કરોડ રતલ કાપડ પેદા કર્યું છે. હીંદમાં ક્યા ક્યા નંબરો કંતાય છે તે નીચેના આંકડા બતાવશેઃ—

| | | |
|---|---|---|
| ૧ થી ૧૦ | ૧૦ કરોડ રતલ. | |
| ૧૧ ” ૨૦ | ૩૪.૬૦ | ,, |
| ૨૧ ,, ૩૦ | ૧૮.૩૬ | ,, |
| ૩૧ ,, ૪૦ | ૨.૪૪ | ,, |
| ૪૦ થી ઉપર | ૦.૫૮ | ,, |
| કચરો | ૦.૦૨ | ,, |

## મુંબઇનું શણ.

### ગુમાવેલી એક તક.

યુનાઇટેડ કીંગડમના કાંતનારાઓ હાલમાં કેટલોક વખત થયા અનડ્રેસ્ડ જાતનું શણ બહુ અસંતોષકારક સ્થિતિમાં મુંબઇથી વહાણમા ભરવામાં આવે છે એવી ફરિઆદ કરે છે.

ટેકસટાઇલને તેમજ રસીને માટે ફાઇબરની વધી ગયલી ખપતને લઇને તેમજ છેલ્લાં ત્રણ વર્ષ થયાં તેને આવવાનાં મૂળ સ્થળો બંધ થયલાં હોવાને લઇને હિંદુસ્તાનના શણ ઉગાડનારાઓ, પોતાનો માલ સખત રીતે દાખલ કરવાને તેમજ તે બાબતનો વેપાર વધારવાને યુનાઇટેડ કીંગડમમાં ખાઇપીને પણ પેસારો કરવાને મંડયા રહ્યા છે. તે છતાં પણ એમ લાગે છે કે જાણે એ લોકો આ સારી તક ગુમાવી રહ્યા છે.

શણ એમ્પાયરના વેપારમાં અગત્યનું છે કારણ કે, જો કે ઘણી જાતના ફાઇબર્સો કે જે યુનાઇટેડ કીંગડમ થાય છે તેને શણનું નામ આપવામાં આવ્યું છે તે છતાં

પણ ખરાં શણને માટે આપણને બીજા દેશો તેમજ રાજ્યો ઉપર આધાર રાખવો પડે છે. ફાઈબરના મૂળ તરીકે શણના છોડવામાં જ્યુટના કરતા ઘણા લાભો સમાયલા છે, કે જેમાંનો એક એ છે કે જ્યારે તે છોડવો ઉગતો હોય ત્યારે તેના ઉપર બહુ ધ્યાન આપવાની જરૂર રહેતી નથી,

જ્યુટમાંથી જે રીતે ફાઈબર બનાવવામાં આવે છે તેજ રીતે આ શણમાંથી પણ બને છે, અને બીજું એ ફાઈબર જેટલા કામોમાં જ્યુટ વપરાય છે તેટલામાં તો વાપરીજ શકાય. આ રૂતુના શણના શીપમેન્ટનો મોટો જથ્થો બહુજ ખરાબ સ્થિતિમા આવ્યો છે એમ કહેવામાં આવે છે અને કાતનારાઓ એમ માને છે કે અમુક જાતના માર્કાઓનોજ માલ લેવો અને બીજો પાછો મોકલવો તો સારૂં થાય.

એમ ધારવામા આવે છે કે, ખરી કરકસરતો ક્યારે કે જ્યારે ખરા અને ભરોસાદાર માર્કાવાળા માલને માટે અમુક ટકા વધારે આપીએ. હાલની રીત મુજબ નિકાસ કરનારાઓ સારો માલ મોકલે કે ખરાબ પણ એમને તો સરખીજ કિમત મળે અને તેથી ખરાબ મોકલવો વધુ પસંદ કરે, અને આથી કરીને એમને કોઇપણ જાતનું વધારે સારો માલ મોકલવાનું આકર્ષણ રહ્યું નથી.

આ જાતની સ્થિતિ સુધારવીજ જોઇએ, કારણ, જો શણની જાત સુધારવામાં ન આવે તો, જ્યારે બીજા દેશોની હરિફાઇ થશે ત્યારે એક્સપોર્ટરના વેપારને ખમવું પડશે અને તેની સાથે ઉગાડનારાઓ તેમજ વહાણમા તે ભરનારાઓને પણ સહન કરવું પડશે.

---

ત્રણ કે ચાર બ્રિટિશ પેઢીઓએ "એંટીસેપટીક થાઈમોલ" બનાવવાનુ હવે માથે લીધુ છે, તેનો બધો માલ હિંદુસ્થાનમાં ઉત્પન્ન થતા બીયાંમાંથી બનાવવામા આવે છે. આ બિયાં લડાઈ પહેલાં જરમની જતાં હતાં એ લક્ષમાં રાખવા જેવું છે.

---

## હિંદુસ્થાનની સુખડના ઉદ્યોગની હાલની સ્થિતિ.

મદ્રાસ ઇલાકામાંથી સુખડ જે બીજા દેશોમા ગયું હતું તેની નિકાસની કિંમત ૧૯૧૬-૧૭મા ૪,૪૦,૯૦૫ ડોલર્સ હતી, જ્યારે ૧૯૧૫-૧૬ માં ૩,૯૮,૦૮૦ ડૉલર્સ અને ૧૯૧૩-૧૪ મા ૫૪૫,૭૦૦ ડૉલર્સ હતી, જેમાથી ૧૯૧૩-૧૪ની કિંમત તો લડાઇ પહેલાંની અને રેકોર્ડ નિકાસ હતી ૧૯૧૬-૧૭ મા યુનાઇટેડ કીંગડમ અને યુનાઇટેડસ્ટેટસને અનુક્રમે ૨,૪૫,૨૭૨ ડોલર્સ અને ૧,૭૭,૭૮૯ ડોલર્સ મળી હતી. ૧૯૧૩-૧૪ માં જરમનીમાં ૧,૭૧,૮૭૫ ડોલર્સની, યુનાઈટેડ કીંગડમમાં ૧,૦૪,૪૭૫ ડોલર્સ, યુનાઇટેડ સ્ટેટસમાં ૯૯,૬૦૦ ડોલર્સ, ફ્રાંસમાં ૪૭,૦૫૦ ડોલર્સ અને બીજા દેશોમાં ૨૩,૦૩૫ ડોલર્સની નિકાસ હિંદમાંથી થઇ હતી. માઇસોર સ્ટેટ કે જે દુનીઆની સુખડનો મૂળ જથ્થો પૂરો પાડે છે, તેણે દરેક મહિને ૨૦૦૦ પાઉંડ સુખડનું તેલ ડીસ્ટીલ થાય એવું કારખાનું સ્થાપ્યું છે અને તેથી કરી સ્થિતિમા ફેરફાર થઈ ગયો છે. આ નવી સ્થિતિ પ્રમાણે તે માલની નિકાસના વેપારને ખમવું પડશે કારણ કે જો તે કારખાનું ફતેહ મેળવે તો નીકાસ થતી સુખડનો ઘણો ભાગ તે કારખાના માટે રાખવામાં આવશે.

મદ્રાસનો કુલ્લે વાર્ષિક સુખડનો જથ્થો ફકત ૨૪૦ ટનજ છે, પણ માઇસોરમા ૧૯૧૨-૧૩ મા મરી ગયલાં અને સુકાઇ ગયલાં ઝાડોમાંથી ૨,૮૮૩ ટન સુખડ કાઢવામાં આવ્યું હતું આ માઇસોરના માલમાં ગયા વર્ષનું બાકી રહેલું ઉમેરીએ તો બજારમાં વેચાવવા બધુ મળીને ૩,૭૪૬ ટન આવ્યું હતું પણ તેમાંથી ફક્ત ૨,૮૮૩ ટનજ કામમાં

રેવામાં આવ્યું હતું અને જેમાંથી તો ફક્ત ૨,૫૯ ટનજ સારૂં સુખડ અને ૩૨૧ ટન સફેદ ચીરીઓ નીકળી હતી, બાકીનું બધું આ ફેરબદલીમાં ખોવાઇ ગયું. વરસને આખરે ૨૬૩ ટનનો સ્ટૉક રહ્યો હતો અને સુખડના જથ્થાનુ કુલ્લે વેચાણ આખા વર્ષમાં ૨૪૧૮ ટનનું થયું હતું. આ વેચાણમાંથી કુલ્લે આવક, ૩૩૪ ટનની સફેદ ચીરીઓ વેચતાં ૭,૨૬,૭૧૨ ડોલર્સ થઇ હતી, એક ટનની સરેરાશ કિંમત ૩૦૫ ડોલર્સ થઇ હતી ત્યારે આગલા વર્ષમાં તેજ ટનની કિંમત ૧૭૩ ડોલર્સ હતી અને છેલ્લાં દસ વર્ષની સરેરાશ લેતા એક ટનની કિમત ૧૪૮ ડોલર્સ થાય છે, ૨૮૮૩ ટન લાકડું એકઠુ કરવું અને તેમાથી ૨,૨૫૯ ટન સારી સુખડ બનાવવાની તેનુ દામ ૨૧,૬૧૫ ડોલર્સ પડયુ હતું. ૧૯૧૩-૧૪ મા ૨,૯૪૪ ટન લાકડું એકઠું કરવામાં આવ્યું હતું અને તેમાં ૨,૨૮૭ ટન સારી સુખડ બનાવવામાં આવી હતી

લડાઇને લઇને સુખડના બજારમાં થયલી અસર. લડાઇ જ્યારે યુરોપમા શરૂ થઇ ત્યારે બજારમાં જબરી અસર થઇ કારણ કે ફ્રાન્સ અને જરમની, બન્ને, માઇસોરી સુખડના જબરા મોટા ઘરાક હતા કુલ્લે લાકડાનો જથ્થો ૧૯૧૪-૧૫ મા ૩૬૭ ટન વેચાયો અને તેમાં ૮૦ ટનની સફેદ ચીપીના આવેલા ૧૨૮ ડોલર્સ નહિં ગણીએ તો કુલ્લે આવક ૧,૧૧,૦૪૦ ડોલર્સ થઇ હતી. યુરોપ જોડે વેપાર કરતા વેપારીઓની માગણીને લઇને જે હેરાજી નવેમ્બર, ડીસેમ્બરમા થાય છે તે માર્ચ લગી મુલતવી રાખવામાં આવી હતી આનું મૂળ કારણ તો એ હતું કે લડાઇને લઇને ઉભા થયલા સંજોગોનો વેપારીઓ બરોબર અભ્યાસ કરી શકે વેચાણો નિષ્ફળ ગયા, પણ તે છતાં પણ હિંદુસ્થાનની સુખડની આર્થિક માગણી બહુ મોટા પ્રમાણમા ન હતી તેને લઇને થોડી ઓછી કિમતે વે [illegible]

થયા અને કેટલાકે તો ઘણીજ ઓછી કિંમતે ટેન્ડર્સ રજુ પણ કીધાં હતાં.

ઉંચી ચઢેલી બજાર, કે જે લાવવાને વર્ષો થયા યત્નો કરવામાં આવતા હતા, તે કાયમ રાખવાને માટે અમુક ભાવથી ઓછા ન વેચવાનો ઠરાવ કરવામાં આવ્યો. આ ઠરાવેલા ભાવથી કરીને વેપારીઓના લાભ સચવાયા એટલુંજ નહિં પણ સુખડની બજારના હંમેશને માટેના લાભો પણ સચવાયા એવી ગોઠવણ કરવામાં આવી હતી કે જેથી કરીને આ ભાવના વેચાણો ૧૫ મી સપટમ્બર ૧૯૧૫ સુધી લંબાવવામાં આવ્યા અને જ્યારે બજાર શાંત થઇ ત્યારે યુરોપના તેમજ હિંદુસ્થાનના વેપારીઓ તરફ માલની માગણી આવવા માંડી. સુખડના લાકડાની ૩૧ મી માર્ચ ૧૯૧૬ મા પુરા થવા વર્ષમાં થયલી નીકાસની કિંમત ૩,૯૮,૦૮૦ ડોલર્સ થઇ હતી, જેમાથી યુનાઇટેડ સ્ટેટસ અને યુનાઇટેડ કીંગડમમાં અનુક્રમે ૨,૬૮,૬૩૧ ડોલર્સ અને ૧,૧૪,૨૦૧ ડોલર્સ લાકડું મળ્યું હતું, આવી રીતે માઇસોરના સુખડના જંગલોનો થોડો ભાગ સાફ થઇ ગયો.

## સુખડના લાકડાની વ્યવસ્થા, તે રાજ્યનો ઇજારો.

માઇસોરમાં સુખડની વ્યવસ્થા તે રાજ્યનો ઇજારો છે અને એક સારી આવકનુ મૂળ છે તેથી કરીને જ્યારે ૧૯૧૪ માં બજાર બહુ સખત ગગડી ગઇ ત્યારે રાજ્યનું પોતાનું તેલ કાઢવાનુ કારખાનું છે તેને વધારવાની તજવીજ કરવામા આવી. આ કરવાનું મૂળ કારણ તો એકે રાજ્યની આવકમા કોઇભી જાતનો ઘટાડો ન થાય. સુખડનું અર્ક કાઢવાના પહેલા પગથીઆ તરીકે, તે બાબતનો આખો સવાલ "ઇન્ડીઅન ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ" ના બે સારા એક્સપર્ટસો ને આધારે છોડવામા આવ્યો, અને એક વર્ષથી વધારે સુધી તે કામમાં ફક્ત તપાસજ કરવામા આવી. આ તપાસના જે પરિણામો આવ્યા



ધી ગોઝેટ ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

તે સંતોષકારક નીકળ્યા અને તેથી વેપારી પાયા ઉપર સુખડનું તેલ કાઢવાને એક કારખાનું ખોલવાનું રાજ્યે વ્યાજબી ધાર્યું. આ કારખાનાની અડસટે કાઢેલી કિંમત ૩૩,૦૦૦ ડોલર્સ થવા જાય છે. પ્લાન્ટસ તેમજ સંચાઓ યુરોપથી મંગાવવા અસંભવીત હોવાને લઇને તેજ ચીજો દેશોમાં બનાવવાની પેરવી ચાલી રહી છે. તેમ અત્યાર સુધી નીકળેલો જથ્થો દેશમાં ને દેશમાંજ ૫·૮૫ ડોલર્સે એક પાઉંડ પ્રમાણે વેચાય છે; જયારે એટલાજ જથ્થાની કિંમત યુરોપમાં દરેક પાઉંડે ૭·૩૦ ડોલર્સ મળે છે (આ અર્ક કાઢવાના આગલા સબંધને માટે ૧૯૧૬ ના ૨જી મેના "કોમર્સ રીપોર્ટ" માં જુઓ હિંદુસ્થાનની સુખડને લગતા બીજા નીબંધે ૧૪ મી જુલાઇ ૧૯૧૩ અને ૧૮ મી જુન ૧૯૧૪ ના અંકોમાં આવ્યા હતા.)

સુખડના ઝાડો (સેન્ટેલમ આલબમ) કોઇ કોઈ જગ્યાએ આખા માઇસોર, કુર્ગ, સોપી દીધેલા પ્રાતો અને કરણાટકમાં મળી આવે છે, પણ કોઇપણ જગ્યાએ તે ઝાડો જંગલનો મોટો જથ્થો રોકતા નથી, ખરી રીતે, એ વૃક્ષો સાધારણ રીતે ખુલ્લા જંગલોમાં, વાડોમાં અને ખેતરની સરહદો ઉપર મળી આવે છે. શોધખોળ બતાવી આપે છે કે આ વૃક્ષો શરૂઆતમાં બીજા અમુક ઝાડોના પાછળ પાછળ ઉગે છે અને આ વાત તે વૃક્ષોનું કોઇ કોઇ જગ્યાએજ ઉગવાનું કારણ પુરૂં પાડે છે, તેમજ સુખડના પ્લાન્ટેશન્સની નિષ્ફળતા અને ભાવના જબરા ફેરફારોનું પણ કારણ પૂરૂં પાડે છે. આ વૃક્ષોને "સ્થાઇક" કરીને એક રોગ થાય છે અને તેને લીધે સુખડને બહુ નુકસાન પહોચે છે.

જુદી જુદી જાત અને સરાસર કિંમતો.

સુખડના વૃક્ષનું અંદરનું લાકડું તેજ ખરી રીતે વેપારના કામમાં આવે છે. એક રીતે તે લાકડું કોતર કામમાં અને ખાસ કરીને હિંદુસ્થાનમા નાની નાની કોતરેલી પેટીઓ અને જડાવ કામ કરવામા વપરાય છે. પણ સુખડની આટલી બધી કિંમત ઉપજવાનું કારણ તો તે લાકડાથી તેલ પૂરૂં પાડવાની ખાસીયત અને તેલ દવાના કામમાં તેમ અત્તર બનાવવામાં વપરાય છે; અર્ક કાઢવાને અંદરના લાકડાની પીસીઓ કે જે મૂળમાંથી નીકળે છે તે વધારે પસંદ કરવામાં આવે છે માઇસોરનું સુખડનુ ઝાડ જો પૂરેપૂરૂં ઉગ્યુ હોય તો તે દુન્યામાં મોંઘામાં મોંઘુ ઝાડ થાય છે, જો કે તે ઝાડ કવચીતજ ૪૦ ફીટથી વધારે ઉંચુ થાય છે.

સુખડની ૧૯ જાત થાય છે, નાની લાકડીઓ કે જેનું વજન ૨૦ પાઉંડ છે, તે સૌથી સારી જાત, ત્યાંથી માંડીને તે સુખડનો વેર કે જે લાકડાં કાપતાં પડે છે તે સૌથી હલકી જાત. નીચે આપેલા આંકડાઓ કેટલી જાતો તેમજ સરાસરની કિંમત દરેક ટન દીઠ મદ્રાસમાં ૧૯૧૩–૧૪ માં હતી તે બતાવે છે, કે જે વર્ષમાં સુખડની કિંમત અસાધારણ રીતે વધારે હતીઃ- "વિલાયત બુધ," ૪૨૬ ડોલર્સ; "ચાયના બુધ," ૪૪૩ ડોલર્સ "પનજર્મ," ૪૫૧ ડોલર્સ, "બગરાદદ" ૪૦૭ ડોલર્સ; "ગોથત," ૪૪૫ ડોલર્સ; "ઘાતબદલા," ૪૧૪ ડોલર્સ; મૂળીઆં (સૌથી સારા), ૪૪૩ ડોલર્સ; મૂળીઆં (સેકન્ડ કલાસ), ૪૪૮ ડોલર્સ; "એઇન બગર," ૩૫૬ ડોલર્સ," "ચેરીઆ," ૩૨૫ ડોલર્સ, "એઇન ચીલતા," ૨૨૫ ડોલર્સ; "હુરી ચીલતા," ૨૪૩ ડોલર્સ; વેર ૧૬૯ ડોલર્સ.

મેટેલીક શીલીંગથી બીટડીંગનો ઓરડો શોભે છે.

વધારે મોટા જથ્થાની મદ્રાસમાંથી રાખવામાં આવતી આશા.

મદ્રાસમા સુખડના એરીઆને કારોબાર આઇસોરના કરતાં તદ્દન જુદોજ છે; એ કે, અગાડી કહ્યા પ્રમાણે, કુલલે વાર્ષિક જથ્થો તો ફક્ત ૪૨૦ ટનજ છે તે છતા પણ એમ ધારવામા આવે છે કે જેમ જેમ સુખડના વૃક્ષોવાળા જંગલોને લગતા કાયદા અમલમા આવશે તેમ તેમ સુખડનો જથ્થો વધતો જશે. નવેમ્બર માસના એક તોફાનમાં સુખડના વૃક્ષોનો મોટો જથ્થો જમીદોસ્ત થઇ ગયો અને આથી કરીને તે વર્ષમા બજારમા વેચવા માટે સુખડનો જથ્થો વધી ગયો. વેસ્ટર્ન ઓસ્ટ્રેલીઆ, ક્વીન્સલેન્ડ અને મલાયા આરચીપેલેગોનું સુખડ દક્ષિણ હિંદુસ્થાન કરતા જુદીજ જાતનું હોય છે અને તે ઘણુ ભાગે દવા તેમજ અત્તર કરતાં જુદાજ ઉપયોગોમા આવે છે.

મદ્રાસથી સુખડના તેલની નિકાસ ૧૯૧૬-૧૭ મા લગભગ ૪,૦૦૦ ગેલન થઇ હતી અને તેની કિંમત લગભગ ૨,૨૭,૧૦૦ ડોલર્સ થઇ હતી. આ જથ્થો સઘળો યુનાઇટેડ કીંગડમઆજ ગયો હતો.

---

## ચાંદીમાં થયલો વધારો.

### પૂર્વની બજારમાં તેની અસર

ચાંદીના ભાવમા ધ્યાન ખેચે તેવો વધારો થોડો વખત થયા થયો છે અને તેને લઇને તે સવાલ નાણાના વિષયોની એક જબરી મુશ્કેલી ઉભી કરે છે અને આ મુશ્કેલી તે લડાઇ દરમિયાન ઉભી થયલીઓમાંની એક છે. તે ધાતુની પેદાશ ઘણીજ ઓછી થઇ છે, અને આને લઇને તેના પ્રમાણમાં તેની જરૂર વધારે લાગે છે અને જરૂર વધારે હોવાને લઇને ૧૮૭૮થી અત્યાર સુધીમા ન થયલી એવી નોંધ લેવા લાયક કિંમત થઇ છે. ૩૧ મી જુલાઇ ૧૯૧૪મા તેની કિંમત ૨૩⅞ પેન્સ હતી, હાલમાં તેના કરતા બરોબર બમણી કિંમત થઇ છે. ગત વર્ષમા તેની કિંમતમા લગભગ ૨૨ પેન્સ જેટલો વધારો થયો હતો

અર્થશાસ્ત્રના નિયમો પ્રમાણે ભાવના વધારાને લઇને પેદાશ વધારવાને ઉત્તેજન મળવુ જોઇએ, પણ તે નિયમ એમ ધારી લે છે કે સ્થિતિ જેમની તેમજ છે. ખરી રીતે આમાં ભાવના વધારાને લઇને પેદાશ કમી થઇ ગઇ છે કારણ કે સ્થિતિમા ફેરફાર થયો છે અને ધાર્યા પ્રમાણે રહી નથી મેક્સીકો કે જે એક વખત સહુથી વધારે રૂપું કાઢતું હતું, એટલે કે ૮૦ મીલીઅન આઉસની પેદાશ હતી, તેમા રાજદ્વારી સ્થિતિને લઇને પેદાશ ઘણીજ કમી થઇ ગઇ છે એટલે કે છેલ્લા પાચ વર્ષમાં પહેલા કરતા લગભગ અડધીજ પેદાશ થાય છે.

#### પેદાશમાં થયલો ઘટાડો.

છેલ્લાં ૧૨ વર્ષની અહીંની પેદાશના આકડા નીચે પ્રમાણે છે —

| વર્ષ | આઉસ |
|---|---|
| ૧૯૦૫ | ૧૭,૨૩,૧૭,૯૮૮ |
| ૧૯૦૬ | ૧૬,૫૦,૫૪,૪૯૭ |
| ૧૯૦૭ | ૧૮,૪૨,૦૬,૯૮૪ |
| ૧૯૦૮ | ૨૦,૩૧,૩૧,૪૦૪ |
| ૧૯૦૯ | ૨૧,૨૧,૪૯,૦૨૩ |
| ૧૯૧૦ | ૨૨,૧૭,૧૫,૭૬૩ |

| વર્ષ. | આઉંસ. |
|---|---|
| ૧૯૧૧ | ૨૨,૬૧,૯૨,૯૨૩ |
| ૧૯૧૨ | ૨૨,૪૩,૧૦,૬૫૪ |
| ૧૯૧૩ | ૨૨,૩૯,૦૭,૮૪૫ |
| ૧૯૧૪ | ૨૧,૧૩,૩૯,૭૪૯ |
| ૧૯૧૫ | ૧૭,૯૭,૫૩,૯૭૮ |
| ૧૯૧૬ | ૧૭,૨૩,૮૩,૮૦૦ |

ઉપર ગણાવેલા આંકડા ઉપરથી જણાશે કે લડાઇ શરૂ થયા પછી ચાંદીની પેદાશમાં એટલો બધો ઘટાડો થયો છે કે આજથી ૧૨ વર્ષ પર હતો તેનાથી રજ પણ વધારે પેદાશ છેલ્લા વર્ષમાં થતી નથી. ઘટાડાનું મૂળ કારણ તો મેક્સીકોમા કમિ થયલી પેદાશ છે, કે જ્યાં ૭૦ મીલીઅન આઉન્સીસ એટલે દુનીઆની ⅓ પેદાશ નીકળી હતી. બળવાની શરૂઆત થઇ ત્યારથી ચાંદીની ખાણોમાંની, કોઇ કોઇકમાંજ કામ થાય છે અને કેટલીકો સદંતર બંધજ રાખવી પડે છે, અને આથી કરીને ૧૯૧૧માં ૮,૦૧,૮૨,૦૦૦ આંઉસની પેદાશ હતી તે ઘટીને ૧૯૧૬ માં ૩,૫૦,૦૦,૦૦૦ થઇ છે. જોકે તે દેશમાં હવે શાંતિ થવાના ચિન્હો જણાયા છે, તોપણ વાગ્યેકોણુ લુટારાઓના ટોળાના દેખાવને લઇને કેટલીક ખાણો બંધ રાખવી પડે છે કારણ કે તે ભયને લઇ અંહી એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવી એ ઘણુજ ધાસ્તી ભરેલું થઇ જાય છે.

વધતી જતી વસ્તીને લઇને ચાંદીની ખપત દરેક વર્ષે ૧½ ટકા જેટલી વધવી જોઇએ પણ હાલમાં થોડા વર્ષ થયાં તે વધારે પ્રમાણમાં વધે છે. આનું કારણ જુદા જુદા ઉદ્યોગોને માટે તેથી ગજબ વધી ગયલી ખપત છે. તેની ઉદ્યોગને માટેની ખપત તે દુનીઆની પેદાશનો ⅓ ભાગ છે. લડાઇને લઇને ચાંદીની ઉદ્યોગીક ખપત ઓછી થઇ છે તે બનવા જોગ છે, પણ એ પણ નક્કી છે કે સીક્કાને માટે તેની જરૂરીઆત વધી છે. સોનું ખેંચી લેવામાં આવ્યું છે અને વસ્તુઓના ભાવમાં વધારો થયો છે, આથી કરીને સિક્કાને માટે અત્યાર સુધી ન વપરાયલી જેટલા જથ્થામાં ચાંદી વપરાય છે. ફ્રાન્સ, યુનાઇટેડ કીંગડમ, રશીઆ અને ઇટાલી વગેરે મોટા જથ્થામાં ચાંદીના સિક્કા પાડે છે. તટસ્થ દેશો મળી શકે તેટલી એકઠી કરે છે અને યુનાઇટેડ સ્ટેટસ પોતાનો સ્ટોક બચાવે છે. આ દેશમાં ચાંદીના સિક્કા મોટા જથ્થામાં પાડવામાં આવે છે. ૧૯૧૩ માં ચાંદીના સિક્કાએ ૧૬,૯૩,૪૯૪ પાઉંડના પાડવામા આવ્યા હતા; ૧૯૧૫ માં ૭૮,૧૫,૪૩૭ પાઉંડના, ૧૯૧૬ માં ૮૩,૭૮,૪૬૫ પાઉંડના; અને આ વર્ષમાં એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે ગયે વર્ષે કાઢેલા તેના કરતાં પણ વધારે આ વર્ષમાં સરકારે અત્યાર સુધીમાં પાડયા છે.

## હિંદુસ્તાનની મોટી ખરીદી.

ગત વર્ષમાં હિંદ સરકારે ચાંદીની મોટી ખરીદી કરી હતી અને એજ પ્રમાણે તેણે લગભગ આખું વર્ષ ખરીદી કરી હતી. ચીનની બેંકો એ વધી ગયલા ભાવનો લાભ લઇને સાઇસનો મોટો જથ્થો વેચ્યો અને ચીનથી હિંદુસ્થાનમાં ૪૩ મીલીઅન આઉંસની નિકાસ થઇ હતી. આનુ પરિણામ એ થયું કે ચીનનો ચાંદીનો જથ્થો ૬૨ મીલીઅન આઉંસથી ઘટીને ૨૦ મીલીઅન આઉંસ થયો. ત્યારથી ચીન પોતાનો ઓછો થયલો જથ્થો

વધારવાને પ્રયત્ન કરે છે અને આથી જે વખતે ચાંદીની પેદાશ ઓછી છે તેમાં એક હરીફ ઉમેરે છે. ગત વર્ષમા ચાંદીના ભાવ ઉપર અંકુશ રહ્યા હતા, કારણ કે જે સરકારો સિક્કાને માટે ચાંદી લેતી હતી તેઓએ એવી ગોઠવણ કરી હતી હતી કે એકમેક સાથે હરિફાઇ ન કરવી. પણ આને લઇને બધારો મુલતવી રહ્યો પણ અટકયો નહિ કારણ ઉત્પત્તિમાં ઘટાડો થયો અને હિંદુસ્થાનમા ચાંદીને માટે વધારે માગણી થઇ.

જોકે ગત વર્ષની આટલી મોટી ખરીદી હતી તે છતાં પણ આ વર્ષમાં હિંદુસ્થાનમાંથી એટલાજ જબરા પાયાપર ખરીદી થાય છે, જોકે આયાત બંધ થવાને લઇને થોડો ઘટાડો થયો છે. આ ખંધી ફક્ત ખાનગી ખરીદવાળાને માટેજ છે કારણ જો સરકારને ચાંદી જોઇએ તો તે ખરીદવાનું શરૂ કરશે આ બંધીનું એક કારણ એ પણ છે કે જેથી કરીને આખી દુનીઆની બજારમાં ખરીદનારાઓની સંખ્યામાં ઘટાડો થાય અને ચાંદીના ભાવ ઉપર અંકુશ રહે હજુ સુધી ઉદ્દેશ પાર ઉતર્યો નથી. કારણ કે દુનીઆની ખરી બજારમાં, લંડનમાં, પ્રમાણમા બહુજ ઓછી ચાંદી આવી છે.

હિંદુસ્થાનમા જેવી ચાંદીની આયાત થાય છે કે તરતજ તે અદ્રશ્ય થઇ જાય છે, આનું મૂળ કારણ તો ત્યાંના રહીશોની ચાંદી ભેગી કરવાની ટેવ છે અને હવે તો ચાંદીની ભૂખ પૂરી પડતીજ નથી આનું કારણ હાલની લડાઇ છે. મેસોપોટેમીઆ, ઈજીપ્ત અને પૂર્વ આફ્રિકા વગેરે સ્થળોપર લંડનનાં હિંદી લશ્કરને પગાર આપવા ચાંદી હિંદમાંથી ખેંચી લેવામાં આવી છે અને આની સાથે બીજું હિંદનું ફાયદાકારક બેલન્સઓફ ટ્રેઇડ, વધી ગયલા ભાવોને લઇને અને ખાસ કરીને દેશી બનાવટની ચીજોના, તેમજ આયાત ઉપર મૂકાયલો અંકુશ, હજી પણ વધારે ફાયદાકારક અને આ બધાં કારણોને લઇને નિકાશને માટે રૂપીઆની જરૂર અને તેથી ચાંદીની ખપત ઘણીજ વધી છે. ચાંદીની આટલી મોટી ખરીદી છતાં પણ હિંદનો કરનસી રીઝર્વ ગત વર્ષમાં ફકત ૨૫⅔ કરોડથી વધીને ૨૮⅔ જેટલો થયો છે અને ગયા જુનમાં તો તે ૧૫ કરોડજ થઇ ગયો હતો.

**એકસ ચેઇન્જની મુશીબત.**

હિંદુસ્થાનમાં રૂપીઆની અછતને લઇને હાલમાં એકસચેઇન્જની મુશ્કેલી ભરેલી સ્થિતિ ઉભી થઇ છે. સરકારે હિંદુસ્થાનમાં બુલીઅન પાછું લાવવાની ઉપર સરકાર જો કે હિંદુસ્થાનમાંથી નાણાં માંગે છે તે છતાં પણ, મૂકેલા અંકુશોને લઇને, પૂર્વની બેંકોને પ્લાનટેશન્સ અને બીજા ઉદ્યોગોને નાણા પૂરા પાડવાની બહુ મુશ્કેલી પડે છે. ખરી રીતે, તે લોકોએ કંપનીઓને ચેતવણી આપી છે કે ભવિષ્યમાં તેઓ નાણાં આપી શકશે નહિં અને તેથી તે લોકોએ પેદાશ ઓછી કરીને ખર્ચમા જેટલો ઘટાડો થાય તેટલો કરવો. આ કરવાની તેઓને જરૂરજ પડી. ઇન્ડીઆ કાઉન્સીલના વેચવા કાઢેલા ડ્રાફ્ટોની કિંમત ઓછી કરીએ ૯૦ લાખ કરી છે અને તાત્કાળીક ટેલીગ્રાફીકથી થતા સોદાઓ માટે એક રૂપીઆની કિંમત ૧ શીલીંગ અને ૫ પેન્સ કરી છે અને ડીફર્ડ ટેલીગ્રાફીક સોદાઓ

અને બીજાને માટે ૧ રૂપીઆની કિંમત ૧ શીલીંગજ઼રૂ રાખી છે આથી કરીને જે વેપારીઓ હિંદનો માલ ખરીદે છે તેને પૈસા આપતી વખતે ૯ ટકા વધારે આપવા પડશે અને ચાહના પ્લાન્ટેશન્સનો ખર્ચ વધશે કારણ કે તેઓને એક રૂપીઆપર ૧ પેન્સ વધારે આપવી પડશે જ્યારે તેઓ હિંદમા રૂપીઆ પાછા આપશે ત્યારે આ પાછા આપવાના પૈસા ગત વર્ષમા ૯ મીલીઅન જેટલા થયા હતા

વધારે ઉંચા એકસચેન્જની અસર એ થશે કે હિંદુસ્થાનમાંથી આયાત ઉપર અંકુશ મુકાશે અને રૂપીઆની માગણી ઓછી થશે સાથે સાથે બ્રિટિશમા એકસચેન્જ કિંમત વધશે, અને લૅંકેશાયરના કાપડના વેપારી જે ઘણું ખરૂં હિંદમા વેચે છે, તે લોકોને ફાયદો થશે રૂપાના હાલના ભાવ પ્રમાણે એક રૂપીઆની કિંમત ૧ શી. ૫ પેન્સ છેજ હતી અને આને લઇ રૂપીઆને ગાળી નાખવાનું ખોટમાં થતું નથી. આ પ્રમાણે સ્થિતિ છે તેથી હિંદ સરકારની નિકાસ બંધ કરશે અને ૧ શી. ૪ પેન્સને બદલે ૧ શી. ૫ પેન્સ એક રૂપીઆની હિંદના વેપારીઓને આપવી પડશે. આથી કરીને નિકાસ ઉપર અંકુશ રૂપીઆની માંગણી ઓછી કરવાને, એવી દરખાસ્ત મુકવામા આવી છે કે હિંદ સરકારે રૂપીઆની નાની નોટ કાઢવી જોઇએ કે જે તે આવતા મહિનામા કરશે. આ દરખાસ્ત પ્રમાણે રૂપીઆની અછત ઓછીતો થશે નહિ પણ તે કાંઇક અંકુશમાં આવશે

હિંદની એકસચેન્જની મુશીબતોનું મૂળ કારણ તો એ છે કે દુનીયાના બીજા સર્વે દેશો નોટ કરન્સી તરીકે વાપરે છે તે છતા પણ હિંદની કરન્સીનો મોટો જથ્થો ધાતુના સીક્કા છે. જો ચાંદીના ભાવમા વધારો થયાજ કરે અને પેદાશ વધેજ નહિં તો સરકારને નોટના રૂપીઆ ગણી આપવાની સગવડ બંધ કરવી પડે અને ‘ incovertible ’ ઈનકનવરટીબલ નોટો પણ આખરે કાઢવી પડે પણ જે લોકો હિંદ જોડે માહિતગાર છે તે લોકો કહે છે કે જો ઇનકનવરટીબલ નોટો કાઢીએ તો દેશી લોકોનો આપણા ઉપરનો વિશ્વાસ ઉઠી જાય અને એક નવી જાતનો ભય ઉત્પન્ન થાય. પણ બીજી તરફ જોતા એમ લાગે છે કે એ પ્રમાણે કર્યા વગર છુટકોજ નથી કારણ ક્ષણભર વિશ્વાસ ખોવો તે આર્થિક કચર ઘાણ વળવા કરતા વધારે સારૂં છે અને એ પ્રમાણે પગલા આર્થિક સ્થિતિએ ઘણો બચાવ થશે

## ચીનના વેપાર ઉપર અસર

હિંદુસ્થાન અને ચીન એ બંન્ને દેશો મળીને દુન્યાની ચાંદીની પેદાશનો અર્ધ ભાગ ઘસડી જાય છે, અને ચીન એકલોજ અગત્યનો એવો દેશ છે કે જ્યા કરન્સીની આખી સીસટમ ચાંદી ઉપરજ આધાર રાખે છે. આથી કરી તેનો એકસચેન્જ ચાંદીના દરેક વધારા ઘટાડા સાથે ઉંચો જાય છે અને નીચો પડે છે શાગહાઇનો ટાઇલ નામનો સીક્કો જે ૧૯૧૪ના જુલાઇની આખેરીએ ૨ શીલીંગ ૩⅞ પેન્સનો તે હમણા વધીને ૪ શીલીંગ ૧૦⅞ પેન્સ થયો છે. આથી કરીને ટાઇલ પહેલાં જેટલા પાઉંડ સ્ટરલીંગ મેળવતો હતો તેના કરતાં બમણાથી પણ વધારે મેળવી શકે છે આવો અર્થ એક

ચીનના વેપારીઓ લડાઇ પહેલાં એ આઉન્સ સોનું આપીને જે ખરીદી શકતા હતા તે હાલમાં ફક્ત એકજ આઉન્સથી ખરીદે છે. ચીનનો માલ આપણને બમણો મોઘો પડે છે કારણ એક ટાઇલના માલના આપણે ૨ શી. ૩ પે. આપતા હતા તેને બદલે હાલમા આપણે ૪ શી ૧૦ પે આપીએ છીએ આનું પરિણામ એ થવુંજ જોઇએ કે ચીનની નીકાસ ઉપર અંકુશ મુકાવવો જોઇએ કારણ તેના માલની ખરીદીથી બમણી કિંમત આપવી પડે છે, અને તેની આયાતના વેપારને ઉત્તેજન મળવું જોઇએ કારણ પહેલાં કરતા બરોબર અર્ધ ચાંદી આપીને તેટલોજ માલ હાલમાં તે ખરીદી શકે છે. પણ ચીનના ચાંદીના વધારાની ગંભીરતાને લઇને ત્યાથી બ્રિટિશ પહેડીઓ કે જે ચીનના પૌંડ સ્ટરલીંગ પ્રમાણે માલ વેચે છે તેઓને અહિં મોકલવાના નાણાં હાથ ઉપર રહેતા નથી. આ બતાવી આપે છે કે ત્યાંનો ખર્ચ પહેલા કરતાં બમણો થયો છે. જેઓએ લડાઇ પહેલા ચીનમાં મુડી એકઠી કરી હોય તેઓ હવે પોતાનો જથ્થો અહીં મોકલાવે, અને પૌંડ સ્ટરલીંગમાં બમણા પૈસા મેળવી શકે. આવી સોના જેવી તકનો લાભ ગુમાવવો ન જોઇએ

### ભવિષ્યમાં સંભવ.

ભવિષ્યના સંભવને માટે એમ લાગે છે કે યુરોપના સીક્કાને માટે ચાંદીની જરૂરીયાત ઘણે ભાગે પૂરી પડી ગઇ હશે અને આથી કરીને બજારમાં ચાંદી ખરીદનારાઓની સંખ્યા કમતી થશે અને તેથી હિંદ અને ચીનના હરિફો પણ ઓછા થશે. મેક્સીકોની સ્થિતિ સુધરતી જાય છે અને આવી સુનેરી તકનો લાભ લઇને તે દેશ પોતાની આર્થિક સ્થિતી જે નાશ પામી છે, તે જરૂર સુધારશેજ અને તે પણ જો તે જેટલી અને તેટલી પેદાશ કરવાને ઉત્તેજન આપશે અને આ બંને ચીજો થાય નહિ ત્યાં લગી ચાંદીની વધારે નીચી પાળ બાધવી એ બહુ મુશ્કેલ છે. પૂર્વના દેશોને માટે જો ચાંદીનો ભાવ આટલોજ રહે તો થોડા વખતમાં બીજી ચીજોના ભાવ પણ એજ પ્રમાણે આ નવી સ્થિતિને અનુકુળ થાય તે પ્રમાણે ગોઠવાઇ જશે. તે દરમ્યાન હાલનો ભાવ ચીનને ખરીદવાથી બમણી શક્તિ આપે છે અને યુરોપની તેની ખરીદીને ઘણી સગવડ મળે છે, પણ આની અસર યુરોપથી નીકાસ બંધ થવાથી ઘણીજ ઓછી થઇ જશે. હાલની સંભાવનાને માટે ચીનને માટે ચાંદીની ખરીદી જ અમેરીકાની બજાર એટલી સાફસુફ કરી નાખી છે કે આથી લંડન જતી માગણીઓ પ્રમાણમાજ ઓછી થઇ ગઇ છે, આથી કરીને હાલમાં કાંઇ અગત્યનો પ્રત્યાઘાત થવાની વકી નથી.

---

## ચોખાનો વેપાર.

"બુલેટીન ઓફ ધી ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટ" ના છેલ્લા અંકમા ચોખાનો પાક અને તેના ઉપયોગ બાબદ એક બહુ સારો લેખ છે, જેમાં એવી ગણત્રી કરવામાં આવી છે કે ૧૯૧૬-૧૭માં ચોખાનો પાક ચીન શિવાયના બધા દેશો મળીને છ કરોડ ટન થયો. આમાંથી બ્રીટીશ શહેનશાહતમાં ત્રણ કરોડ અને સ્હાડ લાખ ટન ઉત્પન્ન થયો. ઘણે ભાગે હિંદુસ્તાનમા કે જ્યાં તેનો પાક (દેશી રાજ્યોના દશ લાખ ટનના હિસ્સાની છૂટ મુકવા) ત્રણ કરોડ પચાસ લાખ ટન કરવાં

ઓછો નહતો. બહારના દેશોના બે કરોડ ચાળીસ લાખ ટનની પેદાશમાંથી, બે કરોડ ટન કરતાં વધારે પાચજ દેશોએ માલને પેદા કર્યો હતો. આ દેશો જાપાન નેધરલેન્ડસ, ઇસ્ટઇન્ડીઝ (મુખ્યત્વે જાવા) ફ્રેંચ ઇન્ડો ચાયના, સીયામ અને કોરીઆ હતા. ચીનની પેદાશ અટકળથી ગણવામાં આવે છે. પણ ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટ એમ અનુમાન કરે છે કે તે ૪૦ ટકા અથવા તેનાથી ન્હેજજ ઓછું એ દુનીયાની ચોખાની પેદાશના હિંદુસ્થાનના પ્રમાણ માટે યોગ્ય હિસ્સો ગણી શકાય.

દુનીયાના ચોખાની નીકાશનો વેપાર ખરી રીતે હિંદુસ્થાન, ફ્રેંચ, ઇન્ડો ચાયના અને સીઆમ એ ત્રણ દેશોમાજ વેંહચાઇ ગયો છે ૧૯૧૩મા દેશો દેશના વેપારમાં જે ચોખાનો જથ્થો વપરાયો તે ચોસઠ લાખ ટન હતો એવી ગણત્રી કરવામાં આવે છે. આની અંદર યુરોપના દેશોમાંથી દળાયલા ચોખાની થયલી નીકાસ પણ ગણાય છે. પણ યુરોપમા દળાયલા ચોખા ખરી રીતે મૂળ તો હિદુસ્થાન, સીઆમ અથવા ઇન્ડો ચાયનામાથી આવેલા અને આથી કરીને તે બેવડા ગણાયા અને ચોખાનો જથ્થો વધારે ગણવામાં આવ્યો તે છતા પણ હિદુસ્થાનના ચોખાની નીકાશ આખી દુનીયના જથ્થામાંથી ૪૦ ટકા થઇ જ્યારે ઇન્ડો ચાયનાની નીકાસ ૨૦ ટકા અને સીઆમની ૧૮ થઇ વધારે સ્પષ્ટ રીતે કહેતાં આ ત્રણે દેશો મળીને લગભગ ચાર પંચમાઉંમ જેટલો ભાગ પુરો પાડે છે.

હિંદુસ્થાનનો ચોખાનો વેપાર ખરેખર બરમા ઉપર આધાર રાખેછે એટલુંજ નહિં કે બરમામાંથી હિંદુસ્થાનના ચોખાની નીકાસનો ⅔ ભાગ આવે છે (૨૪ લાખ ૨૦ હજાર ટનમાંથી ૧૮ લાખ ૩૫ હજાર ટન ૧૯૧૩-૧૪ માં), પણ બરમા સાધારણ રીતે હિંદુસ્થાનના પ્રાંતો જેટલી નીકાસ કરે છે તેના કરતાં પણ વધારે ત્યાં મોકલે છે. બરમા વિના હિંદુસ્થાન પોતાનાજ ચોખાથી ચલાવી ન શકતે. હાલમાં છે તે પ્રમાણે હિંદુસ્થાનની ચોખાની નીકાસ લડાઇના આગલા વર્ષમાં, આખી શહેનશાહતને ચાલી રહે એટલી હતી. જો કે ખરૂ જોતા ફક્ત ૪૨·૬ ટકા જેટલોજ માલ બ્રીટીશ દેશોમાં ગયો હતો અને બાકીનો ૫૭·૪ ટકા જેટલો માલ બીજા દેશોમાં ગયો હતો.

યુનાઇટેડ કીંગડમમા સીધી રીતે તો ફક્ત જીમણમાંથી ૬ કે ૭ ટકા જેટલીજ નીકાસ થયલી. બીજી તરફથી યુનાઇટેડ કીંગડમની ચોખાની આયાત ઘણા જથ્થામાં હોલેન્ડ અને જરમનીમાથી થયલી હતી. કે જ્યાં હિંદુસ્થાનમાથી ચોખાની નીકાસ થયલી અને પછી દળાઇ અને પોલીશ થઇને પાછા યુનાઇટેડ કીંગડમમાં ચોખા મોકલવામા આવ્યા.

ચોખા દળવા એ એક વખત યુનાઇટેડ કીંગડમમા, બહુ સારો વેપાર હતો પણ ડચ અને જરમન હરીફાઇને લઇને લડાઇ પહેલા તે પડતીમા આવ્યો હતો. લડાઇ શરૂ થઇ ત્યારથી ચોખા દળનારાઓએ આ વેપાર ઘણે ભાગે હાથ કરી લીધો છે અને આશા છે કે લડાઇ પછી પણ એજ સ્થિતિ રહેશે.

---

## પોરબંદરમાં વહાણનું બાંધકામ.

પોરબંદર રાજ્યનો એડમીનીસ્ટ્રેશન રીપોર્ટ અમને અમણા મળ્યો છે અને તેમાં તે રાજની ખીલવણી અને આબાદાની વીષે લખ્યું છે જે કે લોકોપયોગી બાંધકામો, કે જેમાં કેટલાક તો ઘણાં અગત્યના હતાં, તેમાં ઘણો ખર્ચ કરવામા આવ્યો છે તોપણ તે રાજની આવક અને જમાખાતું ઘણો વધારો બતાવે છે. બીજી ઉપયોગી બાબદોમાં વહાણ બાંધવાના ઉદ્યોગની વધેલી ઝડપ નોંધ લેવા જેવી છે તેમાં ખાસ કરીને દેશી વહાણનો કાફલો ગત વર્ષ કરતાં ઘણો વધી ગયો છે રીપોર્ટમાં કહ્યા મુજબ જગાતના ગંભીર વધારાને લઇને આ ઉદ્યોગને ઘણું ચેતન મળ્યુ છે, અને રાજ્ય તરફથી વહાણ બાંધનારાઓને દરેક જાતની સગવડ આપવામાં આવેલ છે. સાઇઠ કરતા વધારે વહાણો દરીયામા મુકવામાં આવ્યાં છે અને ચોતરીસ મોટા જહાજો, કે જેનો સરેરાસ ટનેજ ૪,૮૦૦ છે, તે પણ દરિયામાં છોડી મુકવામાં આવ્યાં છે. વહાણો બાંધવાના ઉપયોગમા આવી શકે એવી જેટલી બની શકે એટલી જગ્યાઓનો ઉપયોગ કરવામાં આવે છે તે છતાં પણ તે પુરતી થતી નથી. એક નવી ગોદી બંધાવવા માંડી છે અને આશા છે કે આને લઇને જુની ગોદીઓનો બોજો ભાર ઓછો થશે ગતવર્ષમા વધારેમાં વધારે ૨૪૦ ટનેજ વહાણ રજીસ્ટર થયું હતું પણ આધુનીક વર્ષમાં એક ૪૦૦ ટનેજનુ વહાણ તૈયાર થાય છે.

---

## બ્રિટિશ વેપાર માટે હિંદુસ્થાનની ખપત.

આ ઉદ્યોગમા જરમનીનું ચલણ જડમૂળથી કાઢી નાખવું જોઇએ.

ધી બ્રીટિશ એમ્પાયર પ્રોડ્યુસર્સ ઓરગેનીઝેશને જરમનીની હિંદુસ્થાનમાંની ખપત વધતા જતા વેપાર ઉપર ધ્યાન ખેંચીને આપણને બહુ સારી સેવા બજાવી છે. જરમનીનો લડાઇ પહેલાંનો આ ઉદ્યોગનો ઇજારો વધારે વખત ટકવા દેવો ન જોઇએ તેમજ એજ ઇજારો પાછો સજીવન પણ ન થવા દેવો જોઇએ એમ કહેવામાં આવે છે કે ધી ટેનર્સ ફેડરેશન ઓફ ધી યુનાઇટેડ કીંગડમે ચાળીસ લાખની હિંદુસ્થાનમાંની ખપત હાથ કરવાની માંગણી કરી છે અને તે પણ લડાઇ પૂરી થયા પછી ત્રણ વરસમાંજ અને દરેક વર્ષે એટલીજ સંખ્યામા પણ એટલી શરતે, કે તે ખપતને વેપાર હિંદુસ્થાનમાં બ્રીટિશના હાથમાં આવી જાય તો; પણ, સ્વભાવિક રીતે આ ફેડરેશન પોતાની વાછી થાપણમાંથી એક પાઇ પણ પોતાના ચામડા રંગવાનાં કારખાના, હિંદુસ્થાનમાના જરમન વેપારીઓના લાભ માટે, વધારીને દુખાડવા તૈયાર નથી. આ જરમન વેપારીઓએ ખરી રીતે હિંદુસ્થાનમાંની ખપતનો આખો વેપાર ભૂતકાળમાં પોતાના હાથમાં લઇ લીધો હતો.

કમનસિબે, હિંદી સરકારને, એમ દેખાય કે, હજી પણ ખપતના વેપારમાં જરમન વગનો નાશ કરવાને બહુ આનાકાની કરે છે આવી લાગવગ અલગ રહેલાઓ ઉપર હિંદુસ્થાનમાં બહુ અસર કરે છે. સરકારે આ દિશામાં થોડુંક કર્યું છે તોપણ બ્રીટિશ ચામડાં રંગનારાઓને સંતોષ આપી શકાય એટલુ હજી થયું નથી. આ સ્થિતિમાં આ વાત હાલ

મુકામ અલાહાબાદ, સોમવાર તારીખ
૧ લી માહે નવેમ્બર સને
૧૮૫૮ ઈસ્વી.

મલિકા મા આઝમા ઇંગ્લિસ્તાન એઓને ત્યાંહાંથી હિન્દુસ્થાન માહેના રાજારજવાડા, તથા સરદાર, તથા બીજા લોકોને હેઠલ લખેલું મહેરબાનીનું જાહેરનામું પ્રસિદ્ધ કરવા સારૂ નવાબ ગવ્હર્નર જનરલ બહાદુરને સાદર થયો છે.

હિંદસ્થાન માંહેના રાજારજવાડા, તથા સરદાર તથા બીજા લોકોને મલિકા મા આઝમા દર ઇજલાસ કાઉન્સીલનું જાહેરનામું.

વિકટોરિયા—ઇશ્વરકૃપાથી ગ્રેટબ્રીટન, તથા આયર્લેન્ડ આ સંયુક્ત રાજ્યની, તથા એ રાજ્યના તાબામાં યુરોપ, એશિયા, એફ્રિકે, અને ઓસ્ટ્રેલીયા આ ખંડો મધ્યે જે વસ્તી, તથા ઉપરી રાજ્યો છે, તે સર્વની મલિકા મા આઝમા તથા ધર્મરક્ષક.

આજ સુધી હિન્દુસ્થાન માંહેના મુલકનો રાજ્યકારભાર હમારી વતી ઓનરેબલ ઇસ્ટ ઇન્ડીયા કંપની ચલાવતી હતી, તે પોતેજ ચલાવવો એવું કેટલાંક મહત્વનાં કારણોથી પાર્લામેન્ટ સભામાં એકઠા થયેલા સ્પિરિચુઅલ તથા ટેમ્પરલ લોર્ડ અને કૉમન એઓની સલાહથી તથા અનુમતથી હમોએ ઠરાવ્યું છે.

વાસ્તે હમો હવે આ જાહેરનામાથી જણાવીએ છૈએ, તથા પ્રસિદ્ધ કરીએ છૈએ કે, ઉપર લખ્યા પ્રમાણે સલા તથા અનુમત લેઇને સદહું રાજ્યકારભાર હમોએ હમારા હાથમાં લીધો છે, અને સદહું મુલક માહેની હમારી સર્વ રૈયતને ફરમાવીએ છૈએ કે હમારી સાથે, તથા હમારા વારસોની સાથે, અને હમારા જાય નિશીનો સાથે તમોએ ઇમાનથી તથા ખરેખર પ્રજાધર્મ પ્રમાણે ચાલવું. અને આજ પછી સદહું મુલકનો રાજ્યકારભાર હમારે નામે, તથા હમારી તરફથી ચલાવવા સારૂ જે જે વખતે જેની જેની નેમણુંક હમો કરીએ તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું.

હમે હમારા ઘણા વિશ્વાસુ અને ઘણુ પ્યારા મંત્રી નવાબ ચાલર્સ જૉન વૈકોંટ કેનિન્ગ સાહેબના ઇમાન, તથા યોગ્યતા તથા શાહણપણ ઉપર ભરોસો રાખીને તેઓને એટલે સદહું વૈકોંટ કેનિન્ગ સાહેબને સદહું મુલકમાં હમારા પહેલા વ્હાઇસરૉય તથા ગવ્હર્નર જનરલ ઠરાવીએ છીએ.

ઑનરેબલ ઇસ્ટ ઇનડીઆ કમ્પનીએ હાલમે જે જે મુલકી તથા લશ્કરી કામ ઉપર જે જે આસામીઓને નેમેલા છે, તે સર્વને તે તે કામ ઉપર હમો કાયમ રાખીએ છૈએ. આગળ જેવી હમારી મરજી થશે, અને જે કાયદા તથા કાનુન હમો ઠરાવશું તે પ્રમાણે ફેરફાર થશે.

હમો હિન્દુસ્થાન માહેના રાજારજવાડાઓને જાહેર કરીએ છીએ કે તેઓની સાથે ઑનરેબલ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીએ જે તહનામાં, તથા કરારનામાં કર્યાં હશે, અથવા સદહું કમ્પનીના હુકમથી થયાં હશે તે સર્વ હમારે કબુલ છે અને હમો બરાબર પાળશું તેજ પ્રમાણે રાજા રજવાડાઓએ પણ પોત પોતાની તરફથી તે તહનામાં તથા કરારનામાં પાળવાં જોઇએ.

હમારૂં જે હાલનું રાજ્ય છે, તે વધારવાની હમોને મુદ્દલ ઇચ્છા નથી. હમારાં રાજ્યને, તથા રાજ્યાધિકારને ધક્કો પહોંચાડવાને કોઇ યત્ન કરશે તો, હમો તેને સજા કર્યા વગર રહેશું નહિં. અને તેજ પ્રમાણે બીજાના મુલકને તથા હકને ધક્કો પહોચે એવી વાત હમો કદી મંજુર કરશું નહિં, જે પ્રમાણે હમો હમારો અધિકાર, તથા દરજ્જો, અને હમારો મરતબો સંભાળી રાખીએ છૈએ, તેજ પ્રમાણે હિંદુસ્થાન માંહેનાં

રાજારજવાડાઓનો અધિકાર તથા દરજ્જો, અને મરતબો હમો સંભાળી રાખીશું. રાજારજવાડાઓની, તેમજ હમારી રૈયતની આબાદાની તથા ચઢતી થાય એવું હમો ઇચ્છીએ છૈએ. અને એ વાત દેશમાં સ્વસ્થતા તથા સારા પ્રકારની રાજ્યવ્યવસ્થા હશે તોજ બનશે.

હમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજ્ય ધર્મ હમો અવશ્ય માનીએ છૈએ, તેજ રાજધર્મ હિન્દુસ્થાન માંહેના હમારા મુલકની રૈયત બાબત હમોએ પાળવા જોઇએ, એવું હમો સમજીએ છૈએ; અને ઇશ્વરની કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે, તથા અંતઃકરણથી પાળશું.

ખ્રિસ્તીધર્મનાં ખરાંપણાં ઉપર હમારો પૂરો વિશ્વાસ છે, અને ધર્મના યોગથી જે સમાધાન થાય છે, તે સંભારીને હમો ઇશ્વરનો ઉપકાર માનીએ છૈએ. એવું છે તોપણ, ધર્મ સંબંધી જે હમારા વિચાર છે, તેનો હમારી રૈયત પાસે સ્વિકાર કરાવવા બાબત સખતી કરવાનો હમને અધિકાર નથી. તેમ તેવી ઇચ્છાએ નથી. ધર્મસંબંધી વિચારના અથવા આચરણના સબબથી કોઇની તરફદારી થાય નહિ. કોઇને ઇજા થાય નહિ. અને કોઇને દુઃખ થાય નહિં, તેજ પ્રમાણે કાયદાનો આશ્રય સર્વને સમાન રીતે, નિષ્પક્ષપાતપણે મળે એવી હમારી આજ્ઞા છે. હમારા સર્વ અધિકારીઓને હમારી સખ્ત તાકીદ છે કે, હમારી રૈયતની ધર્મ સંબંધી સમજણ, અથવા ભક્તિ વિષે તેઓએ કોઇ પ્રકારે હાથ ઘાલાવો નહિં; ઘાલશે તો તેઓની ઉપર હમારી મોટી ગેર મરજી થશે.

વળી હમારી એવી આજ્ઞા છે કે, હમારી રૈયતમાં જે કોઇ વિદ્યાએ કરીને, તથા હુશીઆરીએ કરીને, અને પ્રમાણીકપણે જે જે સરકારી કામો બરાબર ચલાવવાને લાયક હશે, તે તે કામો અનુકૂળ હશે તે પ્રમાણે બેફિકર વગર તરફદારીએ તે લોકોને ન્યાત, અથવા ધર્મ ઉપર નજર રાખ્યા વગર આપવા.

બાપદાદાથી ચાલી આવેલી જમીન ઉપર હિન્દુસ્થાનના લોકોનો પ્યાર છે, તે હમોને માલમ છે, અને હમારા ધ્યાનમાં છે. સરકારનું વ્યાજબી લેહેણું હશે તે લેઇને લોકોના જમીન બાબત જે જે હક્ક હશે તે તે તેઓની પાસે સુરક્ષિત રાખવા, અને દરએક બાબતમા કાયદા ઠરાવતી વખતે, તથા તે અમલમાં લાવતી વખતે હિન્દુસ્થાનમાં જે પ્રાચીન હક્ક, તથા વહીવટ, તથા રિવાજ ચાલતો આવ્યો હોય, તે ઉપર યોગ્ય રીતે નજર રાખવી, એવી હમારી આજ્ઞા છે.

રાજ્યનાં લોભી માણસોએ પોતાના દેશનાં લોકોને ખોટું ખોટું સમજાવીને ફસાવ્યા, અને દંગો કરવાને પ્રવૃત કીધા, એવાં તેઓનાં કામથી હિન્દુસ્થાનના લોકોને ઇજા અને દુઃખ પ્રાપ્ત થયાં;તેણે કરીને હમને ઘણું દુઃખ થયું છે. દંગો કરનારાઓનો પરાજય કરીને દંગો બેસાડી દીધો, એ ઉપરથી હમારૂં સામર્થ્ય સર્વને જાહેર થયું છે; પણ સહુદ પ્રમાણે ફસેલા લોકોમાંથી જે પાછા યોગ્ય રીતે ચાલવા ઇચ્છે છે, તેઓની ઉપર દયા કરીને તેઓના અપરાધની ક્ષમા કરવી, એવી હમારી મરજી છે.

વધારે ખુનરેજી ન થાય, તથા હિન્દુસ્થાન માહેના હમારા મુલકમાં સ્વસ્થતા વહેલી થાય એવા ઇરાદાથી એક પ્રાંતમાં તો. હમારા વાઇસરોય, તથા ગવર્નર જનરલે, આગળ જે દુઃખકારક દંગા થયા, તેમાં જે લોકોએ સરકારની વિરૂદ્ધ ગુન્હા કીધા, તેમાંના ઘણાખરા લોકોને, કેટલીક સરતથી ગુન્હાની માફી થશે, એવી આશા દેખાડી છે. અને જેઓના ગુન્હા માફ કરવા લાયક નહિ હશે તેવા ગુન્હેગારોને શી શી સજા થશે, તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદહુ

મી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

તજવીજ હમારા વ્હાઇસરાય, અને ગવ્હર્નર જનરલે કરી તે હમારે કબુલ મંજુર છે; અને તે સિવાય વળી હમો જાહેર કરીએ છૈએ તે હેઠળ મુજબ :—

અંગ્રેજ સરકારની રૈયતના ખૂન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેની ઉપર સાબેતી થઇ હોય, અથવા થાય તે ગુન્હેગારો ઉપર દયા કરવી તે ન્યાય વિરૂદ્ધ છે; પણ તે સિવાયના બાકીના સઘળા ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે.

ખુની ગુન્હેગારોને જે લોકોએ જાણી જોઇને આશ્રય આપ્યો હશે, અથવા જેઓ દંગો કરવાને આગેવાન અથવા પ્રવર્તક થયા હશે, તેઓને જીવદાન સિવાય બીજો કંઇ દિલાસો દેવાતો નથી. પણ એવાં માણસો સરકારની સાથે બેઇમાન થવાને શા કારણથી પ્રવૃત થયાં, તેનો પક્કો વિચાર તેઓની ઉપર સજા ઠરાવતી વખતે કરવામાં આવશે; અને મતલબી માણસે ખોટી વાત ઉડાવી હોય, ને છેકજ અવિચારથી ખરી માનીને જે લોકોએ ગુન્હા કીધા, એવું માલુમ પડશે, તે લોકો બાબત ઘણીજ રહેમ નજર રાખવામાં આવશે. સદહું માણસો સિવાય જે લોક દંગામાં હોય, અને લડાઇ કરતા હોય. તેઓ જો પોતપોતાને ઘેર પાછા આવીને સ્વસ્થપણે પોતપોતાનો કામધંધો કરવા માડશે તો, તેઓએ હમારી વિરૂદ્ધ, હમારાં રાજ્ય વિરૂદ્ધ, અને હમારા દરજ્જા વિરૂદ્ધ કરેલા સઘળા ગુન્હા વિસરી જઇને, કંઇ શરત કર્યા વિના તેઓને માફી, તથા ક્ષમા મળશે, એવો હમો જાહેરનામાંથી દિલાસો આપીએ છૈએ.

ગુન્હાની માફી તથા મહેરબાની કરવા બાબતના જે નિયમ ઉપર લખ્યા છે, તે પ્રમાણે આવતા જાનેવારી મહિનાની ૧લી તારીખ પહેલાં જે આવશે, તે સર્વને માફીના તથા મહેરબાનીના સદહું ઠરાવ લાગુ કરવા, એવી હમારી આજ્ઞા છે.

ઇશ્વરકૃપાથી જ્યારે હિન્દુસ્થાનમાં સ્વસ્થતા થશે ત્યારે તે દેશના વ્યાપાર ધંધાને ઉત્તેજન આપવું, લોકોપયોગી અને લોકોનાં કલ્યાણનાં કામોની વૃદ્ધિ કરવી, અને તે દેશમાં રહેનારી હમારી સર્વ રૈયતનું સારૂં થાય, એવી રીતે રાજયકારભાર ચલાવવો, એવી હમારી અંતઃકરણથી ઇચ્છા છે. હમારી રૈયતની આબાદાની તેજ હમારૂં સામર્થ્ય છે, તેઓનો સંતોષ તેજ હમારા રાજયની મજબુતી, અને તેઓની કૃતજ્ઞતા તેજ હમને ઉત્તમ ફળ એવું હમે માનીએ છીએ. રૈયતના કલ્યાણ બાબત હમારી જે આ ઇચ્છા છે, તે પાર પાડવાને સર્વ શક્તિમાન, જે પરમેશ્વર તે હમને, તથા હમારા અધિકારીઓને સામર્થ્ય આપે એવી હમારી પ્રાર્થના છે.

ઉપલો ઢંઢેરો હિંદમાં જાહેર થયો તે પૂર્વેનો તે ઢંઢેરાને જન્મ આપનારો ઇતિહાસ સંક્ષિપ્તમાં તપાસિશું. ૧૮૫૫ માં લોર્ડ પામર્સ્ટન વડો પ્રધાન થયો હતો. ઓનરેબલ ઇસ્ટ ઇન્ડીયા કમ્પનીના હાથમાંથી કારભાર લઇ લેવો એવો મત ઇંગ્લન્ડના કેટલાક માણસોમાં જન્મ પામ્યો હતો, એટલામાં જે ૧૮૫૭ નો બળવો થયો, તેનું પરિણામ ઇસ્ટ ઇન્ડીયા કમ્પની ઉપર ઉતરતી ખફગીને પરિણામે તેનું આવી બન્યું. અને તેથી જ્યારે લોર્ડ પામર્સ્ટન ૧૮૫૭ ની ફરીથી થયેલી ચુંટણીમાં બહુ મતે પાછો અધિકાર ઉપર આવ્યો. ત્યારે તેણે ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીના અધ્યક્ષને જણાવ્યું કે " હિન્દુસ્થાનના રાજ્યને તાજની પ્રત્યક્ષ સત્તા નીચે મૂકવાનો કાયદો પાર્લામેન્ટમાં રજુ કરવાનો મંત્રીમંડળનો ઇરાદો છે" આના પ્રત્યુત્તરમાં તે કમ્પનીના અધ્યક્ષ રૉસમેન્ગલ્સ અને ઉપાધ્યક્ષ સરફ્રેડરીક કરીએ ૧૮૫૭ના ડીસેમ્બરની ૩૧ મી તારીખે નિચે મુજબ જવાબ વાળ્યો:—

અપૂર્ણ.

---

# લાખનો ઉદ્યોગ.

——:૦:——

યુરોપ અમેરીકાના બજાર સારૂ કાચી વસ્તુઓ ઉત્પન્ન કરવાને આપણો દેશ સરજાયલો હોય એવી સ્થિતિ ઔદ્યગીક બાબતમાં ધ્યાન આપતા લાગે છે તેમાં પણ દેશમાં કાચો માલ તેજ સંજોગોમાં વધારે કેમ બની શકે તે તરફ વ્યાપારી અને ખેડુત વર્ગનું ઓછું ધ્યાન છે. અને સરકારનું જે ધ્યાન ખેંચાયલું રહે છે તે હિન્દ દેશના સંપૂર્ણ હિતના કરતાં યુરોપીઅન વેપારીઓને વિશેષ પ્રમાણમાં કેવી રીતે લાભ મળી શકે તે ઉપર હોય છે. અને સરકાર એમ કરતા પણ સામાન્ય હિત વિચારી જે પુસ્તકો વિગેરે બહાર પાડે છે તે દેશની ભાષાઓમાં ન પાડતા અંગ્રેજીમાંજ બહાર પાડે છે એટલે ધાર્યો લાભ તો થતોજ નથી. આથી બન્ને રીતે હિન્દવાસીઓને નુકશાન થાય છે.

એક વધુ ખોટી-માન્યતા આ દુઃખમાં વધારો કરે છે થોડેક અંશે સરકાર અને મોટે ભાગે ધનાઢય—શ્રીમંતો તથા સાહસિક વેપારીઓની સાધારણ માન્યતા એવી છે કે હિન્દુસ્તાનમાં યુરોપ અમેરીકા જેવા મોટા માલ બનાવવાના કારખાના નથી, તે ઢબ છબ ઉપર ઔદ્યોગીક ખીલવણી થઇ નથી, માટે જો હિન્દુસ્તાનનું શ્રેય કરવું હોય, અત્રેની દોલત અત્રે રહે તેમ કરવું હોય, તો આપણે તેમની નકલ કરવાની જરૂર છે આ માન્યતાના પ્રતાપે કરી નાના નાના મોડી મુડીવાળા ને સાદા તથા ગામડાના ઇજારા રૂપ કેટલાક ગૃહ ઉદ્યોગો તરફ ઘણુજ ઓછુ ધ્યાન અપાતું આવે છે ગૃહ ઉદ્યોગો નાશ પામ્યા છે અને તેના પુનરોદ્ધાર થાય તો દેશની એકંદર સ્થિતિ સુધર જ મ છે અને તેનું ઘણુંજ ઉત્તમ બ્યાન પ્રો. રાધા કમલ મુકરજીના "The Foundations of Indian Economics" નામના પુસ્તકમા કરવામા આવ્યું છે અને તેમાં લાખ-સંબંધી જે પ્રકરણ છે તેનું આ લેખ લગભગ ભાષાંતર છે.

આ અને આવા ઉદ્યોગો તરફ સરકાર તરફથી નીમાતી સમિતિઓ તથા જન સમાજનું ધ્યાન ખેંચાય તેમ ઇચ્છું છું.

ગામડાના ઉદ્યોગોમાનો એક સૌથી વધારે મહત્વનો ઉદ્યોગ લાખનો છે. સામાન્ય રીતે ખેતી, ધંધામાં, કૌશલ્ય અને કારીગીરીવાળા ઉદ્યોગો અને ઘરમા લાખનો ઉપયોગ એટલી હદ સુધી થાય છે કે જે સાધારણ જોનારની ધ્યાનમાં પણ હોતું નથી. કાચી લાખ ભેગી કરવાનો ધંધો જંગલ અને ખેતી ઉપર આધાર રાખનાર મનુષ્યોની રોજીમાં મોટો ફાળો આપી તેમની અનહદ ગરીબાઇમા કંઇક આસરો આપે છે. દરેક ગામડામાં સુથાર, ગાડા બનાવનાર મોચી અને ચામડા કેળવનાર હોય છે અને આ બધા એક રૂપમાં કે બીજા રૂપમાં દરરોજ લાખનો ઉપયોગ કરે છે. ખોડખાપણ કે કંઇ દોષ રહી ગયા હોય તે લાખથી દૂર કરવામાં-પુરી દેવામાં કે છુપાવવામાં આવે છે અને જ્યાં રંગની જરૂર હોય છે ત્યા ઉપરની બાજુ રંગવામાં કે "વારનીશ" કરવામાં લાખ વાપરે છે. યુરોપથી આવતા તેલ અને રંગનું સ્થાન ખરી રીતે, આપણા દેશમાં રંગીન લાખ લે છે. ચાંદી અને પિત્તળના ઘાટ ઘડનારાઓ લાખનો ઉપયોગ Resist Bed તરીખે કરે છે. પિત્તળ અને કાચ તથા કોઇવાર હાથીદાંતના વાસણ ઉપર લાખથી રંગીન નકસી તથા ચિત્રકામ કરવામાં આવે છે. મણીકાર, રેતી સાથે ભેળવીને લાખની સરાણ બનાવે છે. અને પાના કે તરવાર હાથામા એનાથી બેસાડે છે વસ્તુ સખત કરવાને કે વારનીશ સારૂ, કુંભાર ચોપડી બાંધનારાઓ, કલમ અને ચીરૂટ બનાવનારાઓ લાખ વાપરે છે ઝવેરીઓ તથા સોનીઓ સોના ચાંદીના પોલા દાગીના

ગયો હોય છે તે અટકાઇ જાય છે. આ ભુકો સ્વચ્છ પાણીમાં મોટી ટાંકીઓમાં ધોવામાં આવે છે. અને પાણી ઘેરાલાલ રંગનું થઇ જાય છે. જ્યાં સુધી પાણી રંગવગરનું નીકળે છે ત્યાં લગણુ તે સતત ધોવામાં આવે છે. ગામડાના બૈરાએ આ લાલ પાણી પગ રંગવા કરવા સારૂ વપરાસમાં લે છે આવી રીતે લાખની ભુકીને ધોયા પછી કેટલીકવાર વાંસની મોટી બંધ ટોપલીઓમાં મુકવામાં આવે છે અને તેમાં તે ખુબ મસળવામાં આવે છે કે જેથી કરીને રંગ છુટો પડે છે. ધોએલી લાખ સોનેરી રંગની હોય છે. ચોખ્ખી લાખમાંથી ઉંચા પ્રકારની બંગડી બનાવવામા આવે છે અને અસ્વચ્છ લાખમાંથી હલકા પ્રકારની અથવા સાધારણ ચાલુ બંગડી બનાવવામા આવે છે. આવી લાખના શેરે બે આના આવે છે જ્યારે સ્વચ્છ લાખ રૂપીએ શેર વેચાય છે બંગડી બનાવનારાની માફક સીલ મારવાની લાખ બનાવનાર [illegible] લખોટી કામ કરનાર, સોનાં તથા પિત્તળના ઘાટ [illegible] સાદી કાચીજ લાખ ખરીદે છે. ગામડાના [illegible] ખેતી કરનાના આવી લાખ કયા તો ગામડાના કારીગરોને નીકર દલાલ અને શાહુકારોને વેચે છે કે જેઓ તેના ચીટા કે પતરા બનાવે છે.

મુંબઇ તેમજ ઘણા દેશાવરોમાં કપાસ રૂઉ વેચતી વખતે જેમ સોદા થાય છે તેવીજ રીતે લાખ વેચતી વખત સોદા થાય છે. વેચનાર લેનાર સામસામા બેસી હાથ મેળવે છે અને બન્નેના હાથપર કપડું નાંખવામા આવે છે. ખરીદનાર વેચનારની આંગળી પકડે છે અને તે રીતે ભાવ સુચવે છે, માંગણી કરે છે. માથું ધુણાવી તેથી વેચનાર ના કહે છે ત્યારે વધારે આંગળીઓ દબાવવામાં આવે છે અને છેવટ એક શબ્દ બોલ્યા વગર ઘણી રકઝક પછી સોદો થાય છે.

લાખના ઉદ્યોગ માટે હાથે ચાલતા તથા વરાળથી ચાલતા કારખાના હોય છે. એમ કહેવાય છે કે વરાળથી ચાલતા કારખાના થવા છતાં હાથથી ચલાવાતા કારખાના નીભી રહ્યા છે અને એમ પણ માનવું છે કે એ કારખાનાઓ અમુક પ્રકારનો માલ કાઢી શકે છે તેવો વરાળથી ચાલતા કારખાનામાંથી બની શકતો નથી.

મી૦ પુરાણસીંગે મેથીલ આલકોહલથી લાખ સ્વચ્છ કરવા સંબધમા શોધ કરી છે કે જેથી કરીને હાલના કરતા કાચી અસ્વચ્છ લાખ માથી વધારે પ્રમાણમા ને સારી ને સ્વચ્છ લાખ મળી શકશે. મજુરીના બચાવને લીધે, સ્વચ્છ બનાવવામાં ઓછી કિંમતના કારણે, તથા વધારે પ્રમાણમા મળતી સ્વચ્છ રાળના કરીને લાખનો ધંધો આગળ કરતા વધારે નફાવાળો થવા ઉમેદ છે. મેથીલ આલકોહલની મદદથી લાખનો રસ જુદો કાઢવાના સંચાની કિંમત ઝાઝી નથી અને તે સંચો ગમે ત્યા સહેલાઇથી બનાવી શકાય એમ છે. આમા આલકોહલ એકવાર વાપર્યાથી નકામો થતો નથી; પણ ઘણીવાર કામમા આવે છે. મી. પુરાણસીંગની શોધથી કરીને એમ માનવું છે કે ડાળીપરથી લાખ જુદી પાડવાની રીતમાં ઘણો મોટો ફેરફાર થઇ જશે એટલુંજ નહીં પણ લાખ ઉગાડનારા ગામડાના રહીશોને જે તકલીફ પડે છે તથા માલનો ભરાવો કરવો પડે છે તે બચી જશે. વળી લાખની જાતોમાં હાલ હલકી ઉંચીનો જે બહુ ફેર પડે છે તે પણ ઓછો થશે.

૧૫-૬-૧૮ રામાશ્રમ, મુંબઇ. — વિરજલાલ છગનલાલ.

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેંબર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા તા. ૭–૮–૧૯૧૮ ને રોજ ૨–૫૪ (સ્ટા. ટા.) કલાકે મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ–

સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરશી (પ્રમુખ.)
ઑનરેબલ શેઠ ચુનીલાલ વિ મેહતા (ઉપ-પ્રમુખ.)
„ સર ફાઝલભાઇ કરીમભાઇ.
„ શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
શેઠ મોરારજી વેલજી.
„ સોરાબજી એદલજી વાર્ડન.
„ ચતુરભુજ શિવજી.
„ જમનાદાસ દ્વારકાદાસ મરમશી.
„ મોતીલાલ વલ્લભજી.
„ પી. જે. બિલિમોરિયા.
„ મસનજી ઠાકરશી હાલાઈ.
„ રેવાશંકર જગજીવન.
„ જે. બી. પીટીટ.

૧. ગઈ સભાની મીનીટ પસાર કરવામાં આવી હતી.

૨. કલેકટર ઓફ કસ્ટમ્સ તરફથી વેલા, તા. ૧૫ મી ઓગસ્ટે દરખાસ્ત કરેલો ધારો અમલમા મુકવામાં આવશે એવી સર્વ-લખના કાગળનો જવાબ લખવા માટે કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે ઑન. શેઠ મનમોહનદાસ રામજીને એ સંબંધી પુછમા બાદ જવાબ લખવો જરૂર લાગે તો તેમ અને તે ઉપરાત કલેકટર સાથે રૂબરૂ ચર્ચા કરવાની જરૂર લાગે તો તેમને તથા શેઠ મોતીલાલ વલ્લભજીને જવા વિનંતિ કરી

૩. ઇન્કમટૅક્સના સંબંધમા દેશી વેપારી કાપડની મંડળી તરફથી આવેલ અરજીની બાબતમા એમ ઠરાવવામા આવ્યુ કે ૩૦ દિવસની અંદર રીટર્ન ભરી મોકલવાની માગણી કરનારી કોમને ખાસ જ અગવડ પડી છે અને ચેંબરે પોતાનો મત ધારો પસાર થયા પહેલા ક્યારનો મોકલ્યો છે તે મતને ના. હજુરથી વળગી રહે છે, અને તે મતની એક કોપી તેઓને મોકલી આપવી; તેની સાથે બીજું એમ નક્કી કરવામા આવ્યું કે તેઓની માગણી મુજબ શેઠ ફીરોઝ જે. બિલિમોરિયા અને શેઠ જહાંગીર બમનજી પીટીટને પ્રતિનિધિ તરીકે ચર્ચા થયા બાદ વધુ મતે નિમવામા આવ્યા છે.

૪. શેઠ અરદેશર એદલજી ઠામાનું ચેંબરના સભાસદ તરીકેનું રાજીનામું મંજુર રાખવામા આવ્યું.

| ચીજનું નામ. | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ ... ... ... ... | ......... | ......... |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૫,૬૨,૮૨૦ | ૨૬,૪૪,૬૮૦ |
| ખોળ ... ... ... ... ... | ૩,૬૦,૦૭૪ | ૮,૯૯,૬૪૬ |
| અફીણુ ... ... ... ... ... | ૧૧,૨૬,૨૭૫ | ૧૯,૮૪,૯૭૫ |
| દીવેલ ... ... ... ... ... | ......... | ......... |
| કોપરાં ... ... ... ... ... | ......... | ......... |
| કપાસીયા ... ... ... ... ... | ......... | ......... |
| સીંગસીંગ ... ... ... ... | ......... | ......... |
| અળસી ... ... ... ... ... | ......... | ......... |
| ખસખસ ... ... ... ... ... | ......... | ......... |
| સરસવ ... ... ... ... ... | ......... | ......... |
| તલ ... ... ... ... ... | ......... | ......... |
| તેજાનો ... ... ... ... | આ બાબતના આકડાં આવ્યા નથી. | |
| ખાંડ ... ... ... ... | | |
| ચા ... ... ... ... ... | ૭૬,૧૯,૪૪૫ | ૧,૦૯,૪૦,૫૧૦ |
| કાચું રૂ ... ... ... ... ... | ૩,૨૨,૨૩,૫૬૭ | ૨,૪૫,૩૮,૬૪૪ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૯૩,૭૧,૬૦૧ | ૫૯,૮૭,૪૧૩ |
| રૂમાલ અને શાલો ... ... ... ... | ૧૪,૫૮૩ | ૨૯,૦૨૫ |
| પીસ ગુડ્ઝ ... ... ... ... | ૪૨,૯૩,૧૪૯ | ૩૩,૮૯,૨૬૦ |
| શણુ ... ... ... ... ... | ૧૧,૬૦૯ | ......... |
| જ્યુટ કાચું ... ... ... ... | ૨૦,૫૦,૨૬૨ | ૯૩,૦૩,૫૦૭ |
| રેશમ (કાચું) ... ... ... ... | ૬૦,૮૫૦ | ૭૪,૯૩૨ |
| રેશમ કુલ ... ... ... ... | ૩૨.૯૨૬ | ૫૩,૫૩૩ |
| ઉન કાચું ... ... ... ... | ૨૧,૫૩,૪૮૦ | ૨૪,૨૬,૨૨૦ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... ... | ૨૨,૫૫,૩૫૭ | ૨૪,૪૩,૦૪૯ |
| તંબાકુ બીડી વિગેરે ... ... ... | ૪,૮૯,૩૬૪ | ૧૩,૫૩,૪૬૮ |
| લાકડાં પાટીયાં વિગેરે ... ... ... | ૧,૩૮,૨૯૯ | ૯,૫૪,૩૩૭ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે. ... | ૧૬,૨૧.૫૧,૫૮૮ | ૧૯,૯૭,૫૬,૩૭૪ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સિવાય. ... | ૮.૫૮,૧૬૬ | ૯,૭૫,૫૧૩ |

---

# નિરાશ થવાની જરૂર નથી.

રંતુ જો અન્ય વીશીઓમાં, ભોજન ગૃહોમાં કે ભપકાદાર લૉજોમાં, અને ખુદ પોતાને ઘેર પણ, અહીંના જેવી સ્વાદિષ્ટ યાને ટેસ્ટફુલ રસોઇ જમવાની આશા રાખશો તો જરૂર નિરાશ થવું પડશે. એક વખત પધારો અને ખાત્રી કરો.



ઠે. મુમ્બાદેવી પોસ્ટની પાછળ મુંબઈ નં. ૨

---

## ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી:

### મુંબઇ અને વડોદરા.

આયુર્વેદના ભાવ પ્રકાશ નામના ગ્રંથના આધારે તૈયાર કરેલી દવાઓ —

**વેજીટેબલ ટોનીક સીરપ**—(દેશી ઓષધિઓમાંથી શાસ્ત્રીય રીતી અનુસાર બનાવેલી શકિતની દવા દવા જઠરાગ્નિ સુધારી પાચનશક્તિ વધારે છે અને શરીરને અખુટ કૌવત આપે છે -(એ ખાસ ધ્યાનમાં) કે કે વેજીટેબલ ટોનીક સીરપથી શરીરમા આવતી શક્તિ ઉત્તેજક અને ઉન્માદક દવાઓથી ટુંક સમય માટે જણાતી ન શક્તિ જેવી નથી પણ કાયમની કુદરતી શકિત છે )

(૨) લીવરને પોતાનુ કામ બજાવવાને નિયમીત બનાવી શરીરને નિરોગી બનાવે છે

(૩) અજીર્ણની વ્યાધીનો નાશ કરે છે, અને અન્ન માર્ગને તાગત આપે છે.

**નોટ**—ગર્ભવતી તેમજ સુવાવડી સ્ત્રીઓને પણ આ દવા આપી શકાય છે, તેથી સુવારોગ લાગુ થઇ શક્તો નથી અગર લાગુ થયો હોય તો મટી જાય છે કિંમત દર બાટલીના રૂા ૧—૨—૦

**ગ્લીસેરો ફોસ્ફેટ કમ્પાઉન્ડ સીરપ**—(જ્ઞાનતન્તુને શકિત આપનારી અમુલ્ય દવા) માણસના જ્ઞાનતંતુઓમા અને મગજમા મુખ્ય પદાર્થ તરીકે ગ્લીસેરો ફોસ્ફેટના તત્વો રહેલા હોય છે, અને જ્યારે તેનુ પ્રમાણ ઘટી જાય છે, ત્યારે સાધારણ આરોગ્યતા અને શકિત જતી રહે છે અને અશક્તિને લઈ જુદા જુદા સમ્બન્ધ દરદો થાય છે તેથી શરીરને કુદરતી રીતે માફક આવે તેવા તત્વોમાંથી બનાવેલી આ નિર્દોષ દવાનો ઉપયોગ કરવાથી ખોટ પુરી પડે છે, ને શકિત આપનારા તત્વોની વૃદ્ધિ થાય છે જેઓને મગજનો કે અંગબળનો ઘસારો વિશેષ થતો હોય તેમણે અચુક આ દવા વાપરવી કીંમત દર બાટલીના રૂા ૧—૬—૦ (મોટી સાઇઝ.)

" ૦—૧૪—૦ (નાની સાઇઝ)

બીજી બનાવટો માટે કેટલોગ મંગાવો.

મળવાનું ઠેકાણું—**ધી એલેમ્બીક કેમીકલ વર્કસ કું. લી.**

પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઇ.




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની જીવનશકિત વધારનાર એક ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત ડાકતરો અને વૈદ્યો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે, તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામા મોટી થઈ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામા ઘણી અડચણ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિસાબ કરવાની શંકા થાય છે; આવી સ્થિતિમા સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્ત્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિસાબ ઘણીજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમા બહુ ફળદાયક છે. વળી નાના બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામા પિસાબ કરી નાખે છે તે રોગમાં ઘણુ ઉપયોગી છે, તથા આ પુરૂષને પિસાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુર્બળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશકત અને વિર્યહિન થયેલી ઈંદ્રિને તાકાદ આપી સ્ત્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે કોઈ પણ માણસ પરસેવા અથવા તો આતરડાની હીલચાલ વગર થોડા વખત લગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઈજા થઇ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્રવાટે નીકળી જવો જોઇએ તે રહી જાય છે, અને તેથી જનનેંદ્રિયના સઘળા અગત્યના કામ કરતા કબજીઆતથી છુટા થવાને અને આતરડાંની ઈજા વગર હીલચાલ માટે ઘણુ વિચારવામા આવે છે જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતા ઓછી વખત નીકળે; જો મુત્રમાં કાંઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળુ હોય, જો મુત્રથી તણખ મારતી હોય કે ઈજા થતી હોય અથવા ટીપા પડતો હોય, જો મુત્રાશયની કોથળી આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શકિત નહિ હોય, જો કોઈને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવુ પડતુ હોય, જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઈજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામા જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુતા વખત મળી ત્રણચાર વાર સાનમેટો લેવા ભુલવુ નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમા ઈજાથી બચાવી લેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી થામી ઝેરી સિસ્ટિમને દુર કરશે.

સાનમેટો ફકત આઠ ઔંસની બાટલીમા વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપૈયા અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઈ પણ ઠેકાણેથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામા આવશે.

**ઓડી. કેમીકલ કુંપની, બૅરો સ્ટ્રીટ, ન્યુયૉર્ક–અમેરિકા.**

Od. CHEM. CO, 61 Barrow Street, NEW YORK U. S. A.

---

સરક્યુલર નાં. ૪.

## શ્રી ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન.

## હિંદી પ્રજાને અપીલ.

જોઇએ છે,

દરેક હિંદી રેલ્વે ઉતારૂએ જાણવું.—

૧ કે જ્યારે એક રેલ્વે કુંપનીનો નોકર અથવા રેલ્વે પોલીસનો માણસ ઉતારૂઓના વર્ગમા ખીચોખીચ બેસાડવાને સખ્તાઇ વાપરે ત્યારે તેને તેમ કરતો અટકાવવાને કાયદા પૂર્વક હક્ક છે

૨ કે આ હકના જ્ઞાનનો અજવાળુ ઉતારૂઓમા ફેલાવો કરવાની દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૩ કે પોતીકા ને પોતીકા કરતા ઓછા નસીબદાર ઉતારૂ-ભાઇના સ્વાર્થને ખાતર આ હકનો ઉપયોગ કરવાનો દરેક ભણેલા ઉતારૂની ફરજ છે

૪ કે હિંદ દરેક તેના બેટા, ને પછી તે પહેલા વર્ગનો કે બીજા વર્ગનો ઉતારૂ હોય, તે જોય કે તેના ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફ વાજબી રીતે વર્તવામા નથી આવતુ તો તેની મદદે જવા આશા રાખે છે

૫ કે ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન નામની એક મંડળી છે તે જો પણ ઉતારૂને રેલ્વે સામે ફરિયાદ કરવી હોય તો તેને ઉપરની મંડળીના ઓનરરી સેક્રેટરીને નં ૨૬૧-૨૬૩ બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ લખી જણાવવું

૬ કે દરેક ઉતારૂએ રેલ્વે કાયદાઓ મુસાફરી કર્યા પહેલા જાણવાની જરૂર છે.

લી૦ સેવક,

બોરા બજાર સ્ટ્રીટ,<br>કોટ, મુંબઇ }

**જીવરાજ ગોકલદાસ નેણશી.**

ઓ. ને, સેક્રેટરી

# ગુલામહુસેન ઇસમાલજી ઍન્ડ બ્રધર્સ કરાંચીવાળા

No G. 110 H. H. Lieut Col. Raja Ramshing's Travelling Despatch box.






સ્થાપના ઈ૦ સ૦ ૧૮૭૪ માં થઈ.

ખાસ મુંબઈના નામદાર ગવરનરના આશરા હેઠળ.

**આજ વરસો થયાં**

**વિખ્યાતી પામેલા**

**સ્ટીલ ટ્રંક અને દરેક જાતના બૉક્સ બનાવનાર.**

હિંદુસ્તાનનાં દરેક ભાગના મહાન એકઝીબીશનોમાંથી




**૧૩**

**સોનાના**

**ચાંદ**

મેળવ્યા છે. જેથી હમારા દરેક જાતના સ્ટીલના બૉક્સ મોટા સરકારી અધિકારી ખાતાંઓ, હાઇકોર્ટો, સોલીસીટરની ઑફીસો, બૅન્કો, તેમજ દેશી અધિકારીની ઑફીસો અને પહેડીઓમા ઘણાજ વિશ્વાસ અને ઉલટથી વપરાય છે. એજ અમારા બૉક્સની ઉત્તમ બનાવટની ખરી જામીનગીરી છે.

વધુ વિગત માટે હમારું કૅટલૉગ મંગાવી ખાત્રી કરો.

**ગુલામહુસેન ઈસમાલજી ઍન્ડ બ્રધર્સ.**

ફેક્ટરી કેમ્પ કરાંચી, ઑ રૂમ નં૦ ૨૭-૯ હોરનબી રોડ, મુંબઈ.

# જાહેર ખબરની અનુક્રમણીકા.



# INDEX.

# ધી હિન્દ બટન ફેક્ટરી

એન્ડ




## "ક્લિડાયન્સ"

ટૉનીક સોલ્યુશનઃ—એના પદાર્થો "ગ્લિસરો ફૉસ્ ફેટ" સહેલાઇથી લોહીમાં મળી જાયછે, અને તેથીજ જ્ઞાન તંતુની નબળાઇ તેમજ બીજા રોગો દુર કરવામાં ઘણી સારી છે. રૂ. ૨–૮–૦ અને ૧–૮–૦

દંત મંજનઃ—ફીનાઈલ જેવી નુકશાનકારક દવાઓથી નીરાળો અને ફાયદાકારક જલદ પ્રાણવાયુ (ઑક્સિજન) ઉત્પન્ન થવાથી મોનાં સઘળાં જંતુઓ નાશ પામે છે અને દાંત ઉજળા થાયછે. રૂ. ૦–૮–૦ અને ૦–૫–૦.

**ધી આયોનિક ફાર્મસી,**

૨૨–૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, હોંગકોંગ બેંકની પાસે, ફૉર્ટ, મુંબઇ.

---

(મ. જે. ગજ્જરની)

# ધી કેમીકલ લેબોરેટરી

જુદી જુદી જાતના ઉદ્યોગોમાં વપરાતી કાચી વસ્તુઓનું તથા વેપારની ચીજોનું પૃથ-ક્કરણ કરવાનું કામ આ લેબોરેટરી માથે લે છે; જેવાં કે પાણીઓ, તેલો, ખળતણો, ખનીજો, રસાયણિક પદાર્થો વિગેરે.

મીલોમાં અને બીજા ધધાઓમાં વપરાતા જુદા જુદા પદાર્થોની તથા સાધારણ રીતે વેપારના પદાર્થોની જાતો નક્કી કરવાની અગત્યતા ઉપર ખાસ ભાર મુકવો નકામો છે, તે પણ વળી હાલના જમાનામાં તો ખાસ કે જ્યારે હદ વિનાનું અને હીકકમતી ભેળશેળ જે ચાલી રહ્યું છે તે નક્કી આંખને છેતરે એવી ઘણી વકી છે.

આ લેબોરેટરી વળી જુદા જુદા વેપારને લગતી તથા ઉદ્યોગને લગતી શાખાઓને માટે અભિપ્રાય તથા સલાહ આપે છે; અને તપાસ કરો એમ માગણી કરે છે.

કૅટલોગો તથા વધારે વિગતોને માટે નીચેને શિરનામે અરજ કરવી.

મ. જે. ગજ્જર, કેમીકલ લેબોરેટરી.

૨૨–૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, હોંગકોંગ બેંકની પાસે ફૉર્ટ, મુંબઇ.

જુની અને જાણીતી વીશ્વાસુ કાંટાની દુકાન.

## ફીદાઅલી ગુલામઅલી કાંટાના વેપારી.

નંબર ૧૩૯, જંજીકર સ્ટ્રીટ, ખોખાબજાર નાકા ઉપર-મુંબઇ.



હમારે ત્યાં દરેક જાતના કાંટા જેવા કે વીલીઅમના, એવરીના, બીમ તથા પ્લાટફારમનો અને ફેરબેંકના બે હંડ્રવેટથી વીસ હંડ્રવેટ સુધી તથા સ્પ્રીંગના દરેક જાતના અને સાઇઝના રતલ ૫૦૦ સુધી તથા ચીનાઈ તથા ઝવેરાત તોલવાના કાંટા દરેક જાતના, પીતળના વજન, તોલાના સર્વે જાતના, મોટા વીલાયતી, ગામઠી લોખ, કાંટાના પલ્લાં, સાંકળ વગેરે સારો માલ ઘણા કીફાયત ભાવે મળશે. હમારે ત્યાં માલની જાત નકી થયા પછી પછવાડે તેમાં કશી જાતનો ફેરફાર થતો નથી. તેમજ ભાવમાં ઠગાવાની ધાસ્તી રહેતી નથી. એક વખત પધારી ખાત્રી કરવા ભલામણ કરીએ છીએ. અસલ રાજસ મેકરના હંસ છાપના કાંટા અમારે ત્યાં મળે છે નકલી માલથી સંભાળજો.

બહારગામના ઓરડરો ઉપર પુરતું ધ્યાન આપીએ છીએ.

---



## GAGANDAS JETHMAL & Co.

Wholesale, Retail & General Merchants.

*Bazar Camp*—DEOLALI.

Jewellery, China, and Japan Silk, Indian Curio-ites Embroidery Works, Brass Works, Silver Works Sandal Wood Boxes, Indian Carpets, Ceylon Lace, Madras Works, Delhi Works, Agra Works Bengal Works, Drawn Thread Works, and Bokhara Works.

*Head Office Dana Bunder,*

BOMBAY 3.

## MARBLE FLOORING

તાંદુર, શાહબાદ, નાવરંગી મદરાસી લાદીઓ, રફ તથા પોલીશ લાદીઓ, પાણીઆરા, મીડીના ટપા, બાથ-રૂમ, સ્લેબ્ઝ વીગેરે મળશે.

બહારગામના ઓરડરોપર પુરતું ધ્યાન આપવામાં આવે છે એક વખત રૂબરૂ મળી-ખાત્રી કરો, ભાવ ઘણાજ કીફાયત છે.

આર. જીવરાજની કુંo

હેડ ઓફીસ, ડંકન રોડ નં. ૧૫,

બ્રાંચ પરેલ, ચમાર બાગ,

પોસ્ટ નંo ૨૧, મુંબઈ.

વાંચો—

ધી લક્ષ્મી આર્ટ

વેપારીઓ તથા સાહિત્યના શોખીનો માટે

# ઉત્તમ સાધન.

THE LAKSHMI ART

આ ભયંકર લડાઈના વખતમાં દરેક ચીજ બેહદ મોંઘી થઈ છે
તેવા વખતમા
વેપારીઓને પોતાના માલ સારૂ જોઈતા
**નવનવીન લેબલો**
તથા વાર્તાઓ તથા સાહિત્યના પુસ્તકોમાં નાંખવા લાયક
**ત્રણ રંગમાં તથા એક રંગમાં**
૫૦૦ ઉપર ચિત્રોના બ્લોક અમારી પાસે તૈયાર છે,
જેમાંથી તમોને મનપસંદ જરૂર મળી શકશે

એકવાર આવો અને ખાત્રી કરો

ધી લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ,
માંકલી સ્ટ્રીટ, ભાયખલા, મુંબઈ.

ધી લક્ષ્મી આર્ટ ભાયખલા મુંબઈ.

BOMBAY.

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધધાદારીઓને માટે ટુક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામા આવશે ૧૬ શબ્દ દીઠા ચાર આના અને તે ઉપરાત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમા લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવ જોઇએ અદર લખાણ અને પૈસા સાથે પોસ્ટમા મોકલી આપવા

**સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો,**
ઓલ્ડ ટેલીફોન બિલ્ડીગ્સ ૧૯,
ઍાઠ સ્ટ્રીટ—કોટ—મુબઇ

---

મણીવીજય ટૉનિક પીલ્સ તાત્કાલિક તાકાદ આપી પોતાની અદભૂત શક્તિ આબેહુબ બતાવે છે

કિમત ૩૨ ગોળીના રૂપીઆ ત્રણ
ડૉક્ટર એમ એમ પારેખ
વાસાવડ, (કાઠીઆવાડ)

---

**જોઇએ છે.** ખેતી વધારવા માટે રૂ. ૧૮૦૦૦) સારૂ વ્યાજ, કમીશન મળશે

રેવાશકર નારાયણજી,
નાગરવાડા, વડોદરા.

---

જોઇએ છે —વીમા એજન્ટો વથા જા રર અગર કેનવાસરો-ભરપુર કમીશન—

ઠાકોર એન્ડ, છી એમ
અગરામપરા, સુરત

---

## કેશશાસ્ટ.

ધોળા, પીળા, અને રાતા, રગનો જથાબધ તથા છુટક આખો તથા પાઉડર વેચવાનો છે લખો યુ એસ આચાર્ય, ગોડલ (કાઠીઆવાડ)

---

**એમ લક્ષ્મીદાસ એન્ડ કું૦**
જનરલ મરચન્ટસ એન્ડ કમીશન એજન્ટ
૩૨૭, નવાબ બીલડીંગ્ઝ,
હોર્નબી રોડ,—મુબાઇ.

---

M LAXMIDAS & Co.
General Merchants & Commisson agents,
327, Nawab Buildings,
Hornby Road,—Bombay.

---

ઓરડર મળેથી, તમામ જાતના અનાજ, દીવેલી, ઘી, લોયશિગ, વિગેરે શ્રીકાર માલ ખરીદી પુરો પાડવામા આવશે.

લખો—કે. જી ભટ્ટ એ ડ કુ
મોઢુકા, પોસ્ટ હરસોલ.

---

## ધી ઉમરેઠ હેન્ડલુમ્સ વીવીંગ વર્કસ ફેકટરી.

અમારા કારખાનામા ચાડી, સુકગ, તાસા સીલ્ક, ચાયના સી-ક વિગેરે સ્વદેશી માલ બને છે.

ઠરુ પાડી ખાત્રી કરો

ઠે—પટેલની ધર્મશાળા ઉમરેઠ"

---

## જોઇયે છીયે.

નીચેનો કાઇ પ ૧ નવો ધધો ખીલવવા માટે મોટી મુડી વાળા વેપારીઓ ચાહ ખતમા આ ધધાઓ જેટલો નફો બીજા કોઇ ધધામા નથી

૧ રબ્બર ૨ ગીલીટ કામ Artificial Jewelry
૩ કોલસેવર ૪ ફીના'લ
૫ મ રી ૬ નાના ધધાને ઉપયોગી યત્રો ઓજારો તથા યત્રોના ભા । બનાવવાનુ કારખાનુ

---

વધારે વીગત માટે લખો
ડા૦ પ્રભાકર પ ગે ઓદ્યોગીક રસાયન શાસ્ત્રી
૧૩ એ પન્નાલાલ ટેરેસ ગ્રાટરોડ મુબઈ

૨૦એ.

# ધી સેંટ્રલ બેંક ઑફ ઇન્ડિયા લીમીટેડ.

| | | |
|---|---|---|
| શેરો ભરાયલી થાપણ | રૂ. | ૫૦,૦૦,૦૦૦ |
| પગાર થયેલી થાપણ | રૂ. | ૨૫,૦૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ | રૂ. | ૩,૦૦,૦૦૦ |

આ બેંકમાં ડીપૉઝીટ મુકેલી દરેક પાઇની સલામતી માટે ખાસ ગોઠવણ બેંકની આરટીકલમાં કરવામાં આવેલી છે.

મેશર્સ એ. એફ. ફરગ્યુસનની કું. ચારટરડ એકાઉન્ટંટસ આ બેંકના હીસાબો અને જામીનગીરીઓ દર અઠવાડીએ તપાસે છે.

પ્રેસીડંસી બેંકો માફક આ બેંક પોતાના હીસાબનાં પખવાડીક સરવૈયાં બહાર પાડે છે.

દરેક રીતનું બેંકને લગતું કામકાજ કરવામાં આવે છે.

હાલમાં ટુંકી તેમજ લાંબી મુદતના વ્યાજના દરો માટે મેનેજરને મળવું.

ચેકો તથા બેંકને લગતો પત્ર વ્યવહાર ગુજરાતીમાં પણ થઇ શકે છે.

વડી ઑફીસઃ—એલાઇસ બીલ્ડીંગ, કોટ, મુંબઇ.

શાખા ઑફીસોઃ—ઝવેરી બજાર, મુંબઇની માંડવી, તથા શેરબજાર.

ચાલુ ખાતાં ઉપર. રોજની બાકી ઉપર.

જાનેવારીથી જુન.......... ૩ ટકા.

જુલાઇથી ડીસેમ્બર.......... ૨ાા ટકા.

૧૨ માસની ડીપૉઝીટ........ ૫ ટકા.

રૂ. ૫૦૦૦ થી વધુ રકમ માટે... ૫ા ટકા.

ટુંકી મુદતના ભાવો અરજ કરવાથી માલમ પડશે.
વધુ વીગતો માટે મેનેજરને મળવું.

સોરાબજી ન. પોચખાનાવાલા,
મેનેજર.

## નામદાર વાઇસરોય સાહેબ.

બહાદુરના ઓનરેબલ સરજ્યન જનરલ સર લ્યુકીસ પારડી કે. સી. એસ. આઇ. એમ. ડી. ડીરેકટર જનરલ ઓફ મેડીકલ સરવીસવાલા પ્રમુખ હતા તે સ્પેશીયલ રેડ ક્રોસ વોર હોસ્પીટલ કે જેમાં મેજર ઓનરેબલ સર એફ સ્ટેવર્ટ સી. આઇ. ઇ. કલકતા તથા મેજર એ. ઇ. વાલ્ટર આઇ. એમ. એસ. જેવા મોટા નામાંકિત સરકારી ડાકટરો અને અંગ્રેજ અમલદારો વ્યવસ્થાપક છે તે હોસ્પીટલમાં, રાજા મહારાજાઓમાં નવાબો, નામદાર સરકારના ધારા સભાના ઓનરેબલ મેમ્બરો, સેસન જજો, કર્નલો, મેજરો, કેપટનો, ડેપ્યુટી ડીરેકટર જનરલ ઓફ પોસ્ટ ઓફીસ, નામદાર ઇન્ડીયા સરકારના કોમર્સ અને ઇન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, સરકારી સીવીલયન ઓફીસર, પોલીટીકલ એજન્ટ, યુરોપીયન સીવીલ સરજ્યન, લેફટેનન્ટ આઇ. એમ. એસ, એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગ્રહસ્થોમાં બાદશાહી યાકુતી નામની જગ જાહેર દવા બહુ વપરાય છે.

# બાદશાહી યાકુતી

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા, અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામા કોઇપણ જાતની પરેજીની જરૂર નથી, ૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

ડાકટર કાલીદાસ મોતીરામ–રાજકોટ–કાઠીયાવાડ.

---

# હીસ્ટિરિયા-વાયુ મુકતા–

## કીં. રૂ. ૪–૧૦–૦ પો. જુદું.

મૃગી–રેફરૂં કે વાઇથી આંકડી, તાણ, ખેંચ કે ઠાકણી આવતા બેશુદ્ધિ, દાતખીલી શ્વાસ રૂંધાવો, થંડાગાર બનવું, ફીણના ફીસોટા, પેટના દુખાવા ૬૦ નવા કે જુના દર્દ માટે રા

વળી ચિત્તભ્રમ–ઉન્માદ કે ઘેલછાને લીધે, રડવું, કુટવું, ધુણવું, નાસવું, બકવું, મૌનતા, વિચિત્ર જોવું, પ્રેતાદિચેષ્ટા વગેરે લક્ષણો ઉપર તેજદાર વસ્તુ છે.

ઉપયોગ કરેથી ખાત્રી. દવા મહિનાભરની–વનસ્પતિની–રિપ્લાય પત્રે જવાબ. વ્યાયામ કળાશાસ્ત્ર–શરીર કેળવવા ૩૫૦ કદનું રૂ. ૨, પો. )=–દેશીનામું–નામું શિખવાનું ગવર્નમેન્ટ ટેકસ બુક કી ૦)≈. પો–)–

છગનલાલ લલ્લુભાઇ શાહ દેશીનામાવાળા. સંશોધિક હીસ્ટિરિયા–વિજાપુર–ગુજરાત.

*Registered No. B. 510.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૧ મું VOL. XI. NOV 1918. No 5 નવેંબર ૧૯૧૮. અંક ૫ મો.

અનુક્રમણિકા.



CONTENTS

## અમે પોતે.

આ માસિકમા બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનુ લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ૩-૮-૦ તથા બહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂ ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધા રાખવામા આવ્યુ છે છુટક નકલ એકના આના ૬ છ નમુનાની કોપી મફત મોકલવામા આવતી નથી

આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમા કઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલા આપવી જોઈએ નહિ તો તે પ્રમાણે કરવુ બની શકશે નહિ

અનેરા જૂના કૉન્ટ્રેક્ટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમા અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનતિ કરવામા આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા મટે આપવી

## COMMERCIAL SUBJECTS.
## વ્હેપારી વિષયો.

### INDIA: HER RESOURCES AND HER ECONOMICS
### હિંદની આર્થિક સ્થિતિ.

(માસિક માટે ખાસ લખનાર—મી જે લ દુ બારભાયા)

" જો કમ્પની ઉપર બળવાનો દોષ મૂક- ' વામા આવતો નથી, તો પાર્લામેન્ટદ્વારા " કાંઇપણ તપાસ કરાવ્યા વિના કમ્પનીનો તુર- " તજમા અન્ત લાવવાની દરખાસ્ત લાવવામા " આવે છે. તે જોઇને અમને આશ્ચર્ય થાય " છે અને ધારીયે છીયે કે હિંદુસ્થાનમા સદ્ " રાજ્યને માટે કમ્પનીના જેવા એક મધ્યસ્થ " અરાજ્યકીય અને પુર્ણરીતે સ્વતન્ત્ર મડળની " જરૂર છે. અને જો નવા રાજ્યમંડળના " સભાસદો બધા તાજથીજ નિમવાના હોય તો, " આવા પ્રકારનુ મંડળ શી રીતે રચી શકાશે, " તે અમો સમજી શકતા નથી "

આ શિવાય સ્વચ્છ દ્રષ્ટિવાળા જૉન સ્ટુઅર્ટ મિલની પાસે ઘડાવીને એક અરજી કમ્પનીએ દિવાનને ખાસ અને દિવાને અમને મોકલી આ અરજી જો કે વ્યર્થ ગઇ, છતા તે મિલ જેવા વિચારશિલ અને તત્વાનુરાગી લેખકને હસ્તે ઘડાએલી હોવાથી તે આજે પણ

બોધક લાગે છે, અને તેમાંથી માત્ર એકજ થોડો ઉતારો લઇશું:—

"એક પ્રધાન અને કાઉન્સીલ જેની "સલાહ લેવી કે ન લેવી એ પોતાની મુનસફી "ઉપર રહે, તે દ્વારા હિન્દુસ્થાનનું રાજ્ય "ચલાવવું એના જેવું વધારે ખરાબ રાજ્ય- "તંત્ર અમો ધારી શકતા નથી. પ્રધાનની "સાહાયતામાં મૂક્યા સભાસદો જો અંકુશરૂપે "ન હોય, તો પછી માત્ર તેઓ આડા ધરવા- "નાજ ઉપયોગમાં રહેશે. અમને એવું લાગે "છે કે, જો સભા તાજ તરફથી નિમાશે. તે "સભા સૂત્રધારોની સભા જેવી સ્વતંત્રતા "રાખી નહિ શકે વળી જો આ સભા પ્રધા- "નનાથીજ નિમાશે તો હિન્દુસ્થાનનું રાજ્ય "અને તે દેશની વિશ્રામ અને અગત્યની "જગાઓ ઉપર માણસોની ગોઠવણ, જે અત્યારે "પાર્લામેન્ટના પક્ષતંત્રથી કેવળ અલગ છે, તે, "પછી તેજ પ્રમાણે શી રીતે રહેશે તે આપના "અરજદારો સમજી શકતા નથી. વળી એવડા "રાજ્યના સંબંધે જે કહેવામાં આવે છે. "તે માટે કહેવાનું કે, પાર્લામેન્ટના બંધારણમાં "રાજ્ય બંધારણ દ્વિદલ નહિં, પરંતુ ત્રિદલ "હોવામાં ખુબી મનાય છે; ખામી મનાતી "નથી. આપના અરજદારો વિનતી કરે છે કે "કાર્યભાર વહન કરનાર સત્તા એકલી હોવામાં "ફાયદો છે. કારણ ત્વરા—એ એમાં અવશ્યક "છે પણ ગયેલા કૃત્યો ઉપર વિચારપૂર્વક "અભિપ્રાય બાધવો અને ભવિષ્યની રાજ્ય- "નીતિના ધોરણો મુકરર કરવાં, એમાં આ "પના અરજદારોના ધારવા મૂજબ, એક કરતા "વધુ મગજો ભેગા થાય તો હરકત નથી, એટ- "લુંજ નહિ પણ તેમ કરવાની આવશ્યક- "તાજ છે. આવું મંડળ દ્વિદલ હોવામાં "ખામી નથી. અનન્ય હોવામાં ખૂબી પણ "નથી."

રાણી વિકટોરિઆના સિક્કા અમલ પછી, જો આપણે હિન્દુસ્થાનની આર્થિક સ્થિતિને લાભ થયેલો માનીયે તો જેમ તેનો પાયો આગળ કહેલા ઢંઢેરા ઉપરથી ચણાયલો હતો, તેમ હિંદની સરકાર અને હિંદના ઇંગ્લંડમાં રહેતા પ્રધાન તરફના પરસ્પર થતા વ્યવહારને અંગે જે કેટલીક ફરીયાદો થતી રહી છે, તે ઉપર જણાવેલા મી. મીલના વિચારો ઉપરથી તાદૃશરૂપે પ્રત્યક્ષ થાય છે.

લૉર્ડ પામર્સ્ટને કમ્પનીના રાજ્યનો અંત લાવવાનો અને તાજનો અધિકાર પ્રત્યક્ષ રીતે દાખલ કરવાનો કાયદો રજુ કીધો અને તેમાં એવી ગોઠવણ કરવામાં આવી કે "હિંદનો કારભાર વિલાયતમાં તાજના નિમેલા એક અધ્યક્ષ અને આઠ સભાસદોના હસ્તક રહે. તેઓ આઠ વર્ષ સુધી આ અધિકાર ભોગવે, અને તેમાંથી વારાફરતી વર્ષોવર્ષ બબ્બે નિવૃત થાય." આ બીલ (ખરડા)નું બીજીવારનું વાંચન બહુ મતોથી પસાર થયું, પરંતુ તે સિદ્ધ થાય ન પૂર્વે લૉર્ડ પામર્સ્ટનનું પ્રધાન મંડળ અધિકાર ઉપરથી ઉતર્યું.

આ પછી લૉર્ડ ડર્બીએ સંરક્ષક પક્ષનું પ્રધાન મંડળ રચ્યું, અને કોશાધ્યક્ષ બેન્જામીન ડીઝ્રાયેલીએ એક યોજના દાખલ કરી, તેની ગોઠવણ એવી હતી, કે "પ્રધાન મંડળ (ઇન્ડીઆ કાઉન્સીલ) ના સભાસદોમાંથી થોડાનેજ તાજે નિમવા, અને થોડા મેનચેસ્ટર અને બીજા શેહેરોના * નાગરીકોએ ચુંટી કાઢવા; અને બાકીના ઇસ્ટ ઇન્ડીઆ સ્ટૉક (શેર) ધારણ કરનારાઓએ નિમવા" આ યોજના હાંસીથી ગરી ગઇ, અને તે હાંસીમાં ભાગ લેનાર લૉર્ડ પામર્સ્ટને ટકોર કરતો હતો કે.—"જો રસ્તામાં કોઇ માણસો રચતા માલુમ પડે તો જરૂર એમ સમજવું કે તેઓ મી. ડિઝરાયલની યોજના સંબધીજ ચર્ચા કરતા હશે." અને ઇસ્ટરના તહેવારો પછી જ્યારે આ બાબે આમની સભા મળી ત્યારે મી.

* બીજા શહેરો તે પણ ત્યાંનાજ. હિંદુસ્થાનનુ તો નામે નહિ. લેખક

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

ડિઝરાયલીની યોજનાને ટેકો દેનાર કોઇ મળ્યું નહિં. પરંતુ એક યોજનાઓને સુત્રધારક સભાએ કાળજીપુર્વક તપાસી, અને પૂર્ણ તેઓએ તેના ઉપર મી. જોન સ્ટુઅર્ટ મિલને હાથે ઘડેલો એક સમર્થ અહેવાલ મોકલ્યો, તેમાંનો એકજ ફકરો નિચે આપવામાં આવે છે:-

"એક પ્રજાને હાથે બીજી પ્રજા ઉપર રાજ્ય ચલાવવાની મુશ્કેલીનો જે ઉપાય શોધી કાઢવામાં આવ્યો છે, તે એજ છે કે, બધી લગામ કોઇપણ પ્રકારના અંકુશ વગર એક પ્રધાનના હાથમાં મૂકવી. આ બે યોજનાના બાબમાં તેમા ફેર પડતો નથી. એ વાત સત્ય છે કે પ્રધાનને એક સભા આપવાની છે. પણ વધારેમાં વધારે આપ ખુદ એવા રાજાને પણ એક સભા હોય છે. એક આપખુદ રાજાની સભા, અને રાજાને આપખુદ થતો અટકાવનારી સભામા ફેર એટલોજ હોય છે કે, પહેલી તેને આશ્રિત થઇને રહે છે, બીજી તેનાથી સ્વતંત્ર છે. એકને પોતાની કંઇક સત્તા હોય છે બીજીને તેવી સત્તા હોતી નથી. પહેલી યોજનામાં બધા સભાસદોને તાજ નિમે છે; બીજીમા અરધ ભાગના સભાસદો તાજ નિમે છે, અને સભાના અધિકારનો સવાલ તો મહેજ અપવાદ સાથે ઉભય યોજનાઓમાં પ્રધાનની મુનસફી ઉપરજ રાખવામાં આવેલો છે."

ઉપલી દલીલ નિરૂતર છે, અને અર્ધા સૈકા ઉપર (૫૬ વર્ષ) ના અનુભવ પછી, એમ કહી શકાય કે, એક સ્વતંત્ર અને મજબુત વિચાર કરનારૂં મંડળ પ્રધાનનાં કૃત્યોને માફકસર કરીને હિંદુસ્થાનને માટે સારો રાજ્યકારભાર સિદ્ધ કરી શકયું હોત. કમ્પનીના સુત્રધારોકોની સભા એ આવું મંડળ હતું, તોપણ તેઓ કમ્પનીના ભાગીદારોનાંજ હિત વિચારતા, હિન્દુસ્થાનના લોકોનાં તો નહિંજ. જૂનિ પદ્ધતિની આવી ખામી સુધારવાનો પ્રયત્ન, ૧૮૫૮ માં ફરીથી રચના કરતી વેળાએ પાર્લીમેન્ટે ન કીધો તેજ આપણી ફરિઆદ છે.

મી૦ ડિઝરાયલીની યોજના નષ્ટ થઇ, અને પછી એવી ગોઠવણ કરવામાં આવી કે યોજનાના ધોરણો સભામાં ચર્ચા કરીને પહેલાં નક્કી કરવાં, અને બન્ને પક્ષની એક સંયુક્ત યોજનાદ્વારા તે રજુ કરવી. આ મુજબ અમલ થયો અને ૧૮૫૮ ના ઑગસ્ટ માસમાં હિંદુસ્થાનનાં રાજ્યને સુધારવાનો કાયદો પસાર થયો. આ કાયદાની એકંદરે ૭૫ કલમો છે, અને આપણું રાજ્યતંત્ર તેનાજ ધોરણે ચાલે છે. આ માહેની અગત્યની કલમો નિચે મૂજબની છે, અને તે ઉપર વિવેચન કરવું અસ્થાને નહિં થઇ પડે:—

રાજ્યતંત્ર-ઇસ્ટ ઇન્ડીઆ કુાં૦નો તમામ મુલક મહારાણીના હસ્તક સોપયો. તેમજ ઇસ્ટ ઇનડીઆ કુાં૦ની સભા જે સત્તા ભોગવતી હતી તે સત્તા હિંદુસ્થાનના પ્રધાનને સોપવી. આ પ્રધાનને એક પંદર સભ્યોની સભા આપવામાં આવી જેઓની નિમણુંક શુદ્ધ વર્તન પર્યંત, એટલે સ્થાયીજ હતી. (ત્યાર બાદ સભ્યોની સંખ્યા દશની કરવામાં આવી હતી, અને તે બધાને સેક્રેટરી ઓવ સ્ટેટજ નિમતો હતો. લૉર્ડ મોર્લી અને મીન્ટોવાળી યોજનાથી આ સદસ્યની સભામા બે હિંદીઓનો હવે વધારો કરવામાં આવ્યો છે). દરેક સભ્યનો પગાર બારમાસે ૧૨૦૦ પાઉંડ હિંદની તીજોરીમાથી આપવા ઉપરાંત. તેઓના મદદનીશો, કારકુન, પટાવાળા, વિશ્રાંતિસ્થાન વગેરેનો ખર્ચ પણ હિંદની તીજોરીમાથી પગાર થાય. તે સિવાય અમુક નિયત કીધેલી બાબતોમાં પ્રધાનને સભાસદોની બહુમતીથી પણ વિરૂદ્ધ ચાલવાની સત્તા આપવામા આવી. એટલુંજ નહિં પણ પરરાજ્ય સાથે લડવાના કે સલાહ કરવાનાં પ્રશ્નોમાં 'સેક્રટરી ઓવ સ્ટેટ' પોતાની સભાને પૂછયા વગર હિંદ ઉપર પરબાર્યો અમલ

કરી શકે, અને તેની ખબર સુધા પણ આપે નહિં.

ગવનરો હિંદુસ્થાનનો ગવર્નર-જનરલ અને મુંબઇ તેમજ મદ્રાસનો ગવર્નર* માત્ર મહારાણી નિમે, અને લેફટનન્ટ ગવર્નરની નેમણુકો મહારાશ્રીની મંજુરીથી ગવર્નર જનરલ કરે

અમલદારી, અમલદારો મુખ્યત્વે 'સનદી નોકરી પસાર કરનારાઓને આપવી અને તે પસાર કરવાના નિયમો કરવાનુ સેક્રેટરી ઓવ સ્ટેટને સોપવામા આવ્યુ

નાણાં વ્યવહાર બધામા નાણા પ્રકરણી કલમો વધારે વિચિત્ર છે તેમા એવું ઠરાવવવામા આવ્યુ કે,"ઇસ્ટ ઇન્ડીયા કમ્પનીની મુડીનુ વ્યાજ અને કમ્પનીનુ ગ્રેટબ્રીટન માહેનુ દસ્તાવેજી અને બીજુ તમામ કરજ, અને કમ્પનીનુ હિંદુસ્થાન માહેલુ બીજુ કરજ એ બધુ હિંદની ત્રીઝેરી અથવા ઉપજ ઉપર નાખવામા આવે છે, અને તે નાખવા યોગ્ય છે

આ વિષે ગી રોમશહત્ર કહે છે કે—"આ "વિચિત્ર કામથી ઇસ્ટ ઇન્ડીયા કમ્પનીની "હુંડી અને કરજ આપણા દેશના જાહેર કર-"જમા ઉમેરાયાલા અને મુડીના વ્યાજ તરીકે તે "રકમ આપણો દેશ કમ્પનીને અત્યાર સુધી "આપતો હતો તે સ્થિર થયો તાજે હિન્દુ-"સ્થાનનુ સામ્રાજય એક પાઇ પણ આપ્યા "વિના લઇ લીધુ અને તે બદલ વેચાણના "નાણા આપણા દેશના લોકોએ આપ્યા, "અને હજુ આપે જાય છે અગ્રેજી સામ્રા-"જયના ઇતિહાસમા તેના આશ્રીત દેશો "ઉપર કદિ ન થયેલો એવો આ ગેરઇન્સાફ "છે તે ગેરઇન્સાફના કૃત્યનુ લોકો "ઉપર ભારે દબાણ થઇ પડ્યુ, કારણ કે "હજી હમણાજ બળવાને શાન્ત કરવાના "ખર્ચના ચાર કરોડ રૂપીઆ હિંદની ધોસરીને "ઓઢવામા આવ્યા હતા"

* જ્યા સુધી કલકત્તા પાટનગર હતુ ત્યા સુધી વાઇસરોય ત્યા રહેવાથી બગાળાને લેફટનન્ટ ગવર્નર હતો, પરતુ દિલ્હી પાટનગર થતા, બગાળાનો ગવર્નર, મુબઇ અને મદ્રાસની માફક જ રાજ્યકર્તા નિમે છે

પરંતુ આ કાયદામાં એક હીતકર કલમ "હતી, અને તે એકે,—રાણી સરકારના "હિન્દના મુલક ઉપર સવારી અટકાવવાના "અથવા બીજા કાંઇ તાતકાલીક અને "અચિંતી જરૂરના પ્રસગ સિવાય, "પાર્લામેન્ટના બન્ને દિવાનખાનાઓની "મંજુરી વિના હિંદુસ્થાનની ઉપજ-"માથી નીભાવવામા આવતા રાણી સરકારના "લશ્કરને હિંદુસ્થાનની બાહારની સરહદની "પેલીપાર યુદ્ધમા કામે લગાડ્યુ હોય, તો "તેનુ ખર્ચ હિંદુસ્થાનની ત્રીઝેરીમાથી આપી "શકાય નહિ."

પરંતુ દિલગીરી સાથે કહેવુ પડે છે કે આ ન્યાયી અને હિતકર ધોરણનો કમનસીબે ઘણીવાર ભગ થયો છે ઇજીપ્ટ અને એબીસીનીયાની સ્વારીઓ, અફગાનીસ્તાનની લડાઇ, બર્માની જીત, દક્ષિણ આફ્રિકાની લડાઇ વગેરેના ખર્ચો આપણા દેશ ઉપર પડયા છે અને હાલના યુરોપના મહાન યુદ્ધમા હિંદના બહાદુર સિપાઇઓ લોહિ રેડી જે વફાદારી દેખાડી છે તેમજ દરેક જને જે પૈસા કાઢી આપ્યા છે, તે પછી હિંદુસ્થાનની ત્રીઝેરી ઉપર કેટલો તરાપ પડે છે, તે હવે જોવાનુ રહ્યુ છે

લોકસમુદાયને નવા ધારાની ખબર નહોતી, ઇગ્લંડની રાણીને હિંદના લોકો માત્ર નામથી જાણતા હતા, અને તેના નામ માટે પ્રેમ અને માનની લાગણી ધરાવતા હતા, તેથી જ્યારે હિંદુસ્થાનમા ઢંઢેરા જાહેર થયો ત્યારે રાણીએ સ્વહસ્તે રાજ્યતત્રના સમાચાર પ્રજાએ હર્ષ સાથે, પ્રફુલીત મને વધાવી લીધા આ જાહેરનામું હિંદના જનોને અતિ પ્રિય છે, કારણ કે તેમા દર્શાવેલા મનોભાવો મહારાણીશ્રીના ખુદનાજ છે તે નિચલી બીના ઉપરથી જણાશે.

### ઢંઢેરા પ્રત્યે મહારાણીની અપૂર્વ કાળજી

ઢંઢેરાનો પહેલો મુસદો મહારાણી શ્રીને પસદ પડયો નહોતો, અને તે ઉપરથી તે વખતના પ્રધાન લૉડ ડર્બીને મહારાણીશ્રીએ કહ્યુ હતું કે,—

" જાહેરનામું ઘડતાં ધ્યાનમાં રાખજો કે
" એક લોહીલુહાણ યુદ્ધ પછી સામ્રાજ્યનો
" કાબુ પ્રત્યક્ષ રીતે હાથમાં લેતી વખ્તે, પૂર્વ
" તરફની દસ કરોડ પ્રજા પ્રત્યે ભવિષ્યમાં
" પાળવાનાં, અનુસરવાનાં અને કોલો આપ-
" નારાં અને સારાં રાજ્યતંત્રનાં ધોરણો
" સમજાવનાર એ વચનો એક સ્ત્રી સાર્વભૌ-
" મનાં વચનો છે. માટે ઉદારતા, હિતકારિતા,
" અને ધાર્મિક સમાનતાની લાગણીઓ
" આવા દસ્તાવેજના પ્રાણરૂપ હોવાં જોઇએ,
" અંગ્રેજી ક્રિશ્ચિયનની પ્રજાની સાથે સમાન-
" તાના સંબંધમાં મૂકવાથી જે હક્કો તેમને
" મળવાના તે, અને નાગરિકતાને અનુસરતી
" સમૃદ્ધિ એ બધું તેમાં બતાવવુંજ જોઇએ.

---

## પ્રકરણ ૨ જું.

## INDIA DURING THE VICTORIAN AGE..

### રાણીના અમલ દરમ્યાન હિન્દુસ્તાન.

જે સમયે હિંદમાં બળવો થયો અને તે શાંત થયો, તેજ વખતે રૂશિયાની દક્ષિણે આવેલા ક્રિમીયા ખાતેના 'ક્રિમીઅન યુદ્ધ' પછી શાન્તિ કાપકુપ અને સુધારાનો યુગ શરૂ થયો. જ્યારે પ્રજાને શાન્તિની મરજી થઇ ત્યારે પ્રદેશ ખાતાંનાં પ્રધાન તરીકે અત્યંત ધામધુમીઓ હોવા છતાં લોર્ડ પામર્સ્ટનને મુખ્ય પ્રધાન તરીકે, શાન્તવૃત્તિ ધારણ કરવી પડી. તે સાથે જગતના ઇતિહાસમાં પણ મોટા બનાવો એક પછી એક બનવા લાગ્યા. ૧૮૬૦માં ઇટલીએ સ્વાતંત્ર્ય સંપાદન કીધું. અમેરીકાએ એક મોટા યુદ્ધમાં લોહી રેડીને પોતાની એકતા સજ્જડ કીધી. પ્રશિયાયે ડેનમાર્ક કનેથી પ્રાન્તોના પ્રાન્તો પડાવી લીધા અને તે ઉપરાંત મહત્વ લોલુપતાનું જીવન શરૂ કીધું. રૂશિયાએ પૂર્વ ભણી સ્વારીઓ લઇ જવાની યોજનાઓ કીધી. લોર્ડ પામર્સ્ટન આ બધું નિહાળતો, પરંતુ તેજ શાંત રહ્યો નહિં. આવી રીતે મોટી પ્રજાઓના ઉદયથી જો કે તેને ઇર્ષા થઇ આવી, પરંતુ તેની દરમિયાનગીરી કરવા સુધી તે ઉશ્કેરાયો કિંવા ડગ્યો નહિં. ૧૮૫૯માં જ્યારે તે પરલોકવાસ થયો. ત્યારે સર્વત્ર શાન્તિ વર્તી રહી હતી.

રાણી વિક્ટોરિઓના અમલના પ્રારંભમાં, તેમજ તાજના વહીવટનાં પહેલાં અઢાર વર્ષમાં હિંદના કાર્યભારમાં પણ આ શાન્ત ઉત્કર્ષ દ્દષ્ટિગોચર થાય છે. લૉર્ડ કેનિન્ગ આપણો પહેલો વાઇસરૉય—ઉપરાજાધિરાજ—થયો. ૧૮૫૮ ના નવેમ્બરની ૧ લી તારીખે અલાહાબાદમાં એક મ્હોટો દરબાર ભરાયો, અને તેમાં લૉર્ડ કેનિન્ગે મહારાણીનો ઢંઢેરો વાંચ્યો. આપણા દેશના દરબારોમાં આ દરબાર ભપકા વગરનો છતાં મોટામાં મોટો અને મહત્વનો હતો. લૉર્ડ કર્ઝનના વખ્તના દરબારની જેમ તે અંહકારવાળો નહિં, પરંતુ દબદબાદાર અને લોકલાગણીથી ભરપુર હતો. કાનપુર આગળ ભરાયેલા એક બીજા દરબારમાં ઉપરાજાધિરાજ મહાશયે (વાઇસરૉયએ) એક પ્રીતિકર ઠરાવ એ પસાર કીધો કે "દતક લેવાનો પ્રતિબન્ધ કરનાર જે નિયમથી મોટા રજવાડાઓનાં રાજ્યવંશો નાશ પામ્યા હતા તે નિયમ રદ કરવો." અને તેની રૂએ આપણા રાજા મહારાજાઓનો દત્તક લેવાનો હક મહારાણીએ સ્વિકાર્યો. આ ઠરાવ સાંભળતાં જેમ રજવાડાઓમાં વિશ્વાસ પેઠો, તેમ પ્રજાએ તાજનો નવલ વહીવટ આનન્દોદગાર સહિત વધાવી લીધો.

માત્ર લૉર્ડ વિલીઅમ બેન્ટીકની ટુંકી કારકીર્દી બાદ કરીએ તો આપણા દેશના અર્વાચીન ઇતિહાસમાં એવો કોઇ કાળ નથી આવ્યો કે જ્યારે લૉર્ડ કેનિન્ગના અમલ જેટલી ટુંક મુદતમાં મોટા સુધારા થઇ શકયા હોય. કેનિન્ગનું

---

મૂખ્ય કામ આપણી કૃષિ સંપત્તિ વધારવાનું, આપણા ખેડુતોને માટે કૃષિનો નફો નિર્ણય કરવાનું હતું. પણ તેણમને છેક ખરાબ વખતે લૉર્ડ કેનિન્ગે પોતાના મનની શાંતિને ડગવા દીધી નહિં. આ તેની નિષ્પક્ષપાત જાતિને લીધે બેઉ તરફના માણસોએ વારા ફરતી તેનાં વખાણ કીધા અને વાંક કાઢયો.* વળી તેના વિરોધિઓએ તેને તિરસ્કારમાં (ક્લેમન્સિ કેનિન્ગ) 'દયાળુ કેનિન્ગ' નું ઉપનામ આપ્યું હતું. ૧૮૫૯ ના જુલાઈ માસની ૮ મી તારીખે આખા હિંદનાં શાન્તિનાં જાહેરનામા પ્રકટ થયા, અને તેની રૂએ બ્રિટીશ પ્રજાનાં ખુન કરવામાં જેણે ખુલ્લો ભાગ લીધો હતો, તેમનાં સિવાય બીજા બધાને તેણે માફી બક્ષી.

વસુલાત ખાતું—બળવો બેસાડી દેવામાં હિંદના કરજમાં લગભગ ચાળીસ કરોડ રૂપિયાનો વધારો થયો, તેમજ લશ્કરી ખાતામાં ફેરફાર થવાથી આશરે દશ કરોડ રૂપિઆનો વાર્ષિક ખર્ચ વધ્યો. આ ખોટ પુર્ણ કરવા માટે મી૦ જેમ્સ વિલ્સન નામના જાણીતા અર્થશાસ્ત્રી અને પાર્લામેન્ટના વસૂલાત ખાતાના અધિકારીને, હિંદી કાઉન્સીલનો વસુલાત ખાતાનો સભ્ય નીમીને ઈંગ્લંડથી અત્રે રવાના કીધો. તેણે જકાત લેવાની પદ્ધતિની ફરી વ્યવસ્થા કીધી. કમાણી અને ધંધાવેરા (ઇનકમ એન્ડ લાઇસન્સ ટેક્સીસ) બેસાડયા, અને સરકારી કાગળનાં નાણાં ચાલુ કીધાં. આ મહત્વનું કાર્ય પુર્ણ કરવા પહેલા તેનો કાળ થયો, પરંતુ હિંદના વસુલાત ખાતાનાં પ્રથમ અને શ્રેષ્ઠ તેમજ પ્રતાપી મંત્રીરૂપે તેનું નામ અમર રહ્યું છે. ૧૮૩૭ માં મેકોલેએ જે હિંદી ફોજદારી કાયદાનો ખરડો ઘડયો હતો તે 'ક્રીમીનલ પ્રોસીડયૉર કોડ' ૧૮૬૦ માં અત્રે મંજુર થયો અને તે સાથે ૧૮૬૧ માં દિવાની અને ફોજદારી વહીવટના પણ કાયદાઓ મંજુર થયા.

આવી પ્રતાપી કારકિર્દી કરી, લન્ડન યુનિવરસીટીની નમુના ઉપર કલકત્તા, મદ્રાસ અને મુંબઈના વિશ્વવિદ્યાલયો સ્થાપી લૉર્ડ કેનિન્ગ જ્યારે દાર્જીલીંગથી પાછો ફરતો ત્યારે તેની પત્નિને ગંભીર માંદગી આવી પડી, અને ૧૮૬૧ ના નવેમ્બર માસમાં તે મરણ પામી. તે પછી આ અથાક શ્રમ કરનાર પુરૂષના બળિષ્ટ ચેતનનો ભંગ થવા લાગ્યો. ૧૮૬૨ ના માર્ચ માસમાં તેણે હિંદનો કિનારો ત્યજ્યો અને ઇંગ્લન્ડ માંગે ૧૮૬૨ ના જુન માસમાં તેણે દેહ ત્યજ્યો.

અવ પ્રાંતોમાં ભૂમિનો સવાલ આખા દીના મુળ રૂપ છે, અને લૉર્ડ કેનિન્ગે જે ઉદારતાથી આ પ્રશ્ન હાથ ધર્યો હતો, તે માટે એટલુજ કહેવું બસ થશે કે, ૧૮૫૯ ના બંગાળના (પ્રતબન્ધથી–કર પ્રબન્ધથી) ખેડુ- લોકોને એક એવુ રક્ષણ મળ્યુ કે, જે પૂર્વે તેમને નહોતુ. અને દશ વર્ષ બાદ મી. ગ્લેડસ્ટને જ્યારે આયર્લેન્ડ માટે પહેલો ભૂમિ પ્રબન્ધ રચ્યો, ત્યારે પણ કેનિન્ગના પ્રબન્ધની કલમો તેની પાસે હતી. પાશ્ચાત્ય કેળવણીનો નવો પ્રાણ આપનારો પ્રતાપ વિશાળ જનમંડળમા વધુ પ્રસરવા પામ્યો. બંગાળના મોટા ગણાતા એવા લેખકો— ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર; બંકિમચન્દ્ર ચેટરજી વગેરે એ સાઠના અરસામાંજ પ્રસિદ્ધ થયા હતા. ઉપર કહ્યુ તેમ લૉર્ડ વિલીઅમ બેન્ટીકના સમય પછી, મહારાણીશ્રીના રાજ્ય વહીવટના પ્રથમ વર્ષોમાં પહેલા ઉપ-રાજાધિરાજના અમલમા આપણા દેશમાં જે મહત્વકાંક્ષા અને હિતાવહ ઉચ્ચ અભિલાષ દેખાતો હતો, તેવો અગાઉ કદી દેખાયો નહોતો.

લૉર્ડ એલગીન ૧૮૬૨–૬૩ તે ૧૮૬૨ ના માર્ચ માસમાં અત્રે આવી ૧૮૬૩ ના નવેમ્બર સુધીજ જીવ્યો. તે દરમ્યાન લૉર્ડ કેનિન્ગનો તે ઉત્તરાધિકારી નિવડયો, તેણે તેજ

---

* લૉર્ડ ડાર્લીમની બીના પણ લગભગ આને મળતીજ આવે છે. લેખક,

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક ઓફ લોર્ડ. મુંબઈ

શાન્તિની નીતિ ચલાવી અને તેજ અનુકમ્પા રાખી હતી.

લૉર્ડ લૉરેન્સ ૧૮૬૪—૬૯. તેને હિંદના અને અત્રેના લોકોને લાંબો અનુભવ હતો. ૧૮૬૪માં લાહોરમાં મોટો દરબાર ભરી છસેં રાજા મહારાજા અને સરદારોની સમક્ષ લૉરેન્સે ભાષણ કીધું. આ ભાષણ તેણે હિંદી ભાષામાં કીધું હતું, જે તેની પહેલાંના અને પછીના કોઇપણ વાઇસરૉય માટે અસંભવિત હતું તેના અમલ દરમ્યાન ભૂતાનની સાથે એક નાની લડાઈ થઇ હતી, અને તેના પરિણામે તેણે દોઆરનો મૂલક અર્ધી ઉપજ ભૂતાનને આપવાની સરતે ખાલસા કીધો. ૧૮૬૬મા ઓરિસામાં સખ્ત દુષ્કાળ પડયો. લશ્કરનું ખર્ચ તેણે ૧.૩૧,૮૨,૦૦૦ પાઉંડથી ઉતારીને ૧.૨૯.૯૦,૦૦૦ ઉપર આણ્યું. છનાં પાંચ વર્ષમાં કુલ ખોટ રૂ. ૩૭૫૦૦૦૦ પાઉંડની જણાઇ. લોકો ઉપર વેરા નાંખવાનો અવધિ આવી રહ્યો હતો, અને વ્યાપાર ઉપર નાખવા લાયક વેરાના સંબંધમાં અંગ્રેજ વ્યાપારીઓ સખ્ત વિરૂદ્ધ હતા. આથી હિંદી પ્રધાનને, લૉર્ડ લૉરેન્સે ૧૮૬૭મા લખ્યું કેઃ—જો ધન્ધાવેરો નામંજુર થશે, તો બીજા અમલદાર યુરોપીઅન વર્ગની સાથે સંબંધ રાખનાર સર્વ તરેહના કરો અસંભવિત બનશે.” ૧૮૬૭માં એબિસિનીયાના રાજા થિઓડોર સાથે ગ્રેટબ્રીટનને લડાઇ થઇ હતી. મુંબઇના લશ્કરના સરદાર રોબર્ટ નેપીઅર આની સરદારી લઇ ફત્તેહમંદ થયો, પણ તેનો ખર્ચ જંગી આવ્યો. તેનો મોટો ભાગ, વર્ષો વર્ષની ખોટ અને અવ્યવસ્થિત રાષ્ટ્ર કોશ છતાં, પણ હિંદુસ્તાન ઉપર ગેરરાજબી રીતે નાંખવામાં આવ્યો. આ સાથે લૉરેન્સે સખ્ત વાંધો ઉઠાવ્યો, પણ તે હિંદુસ્થાનને કરજના એક અન્યાય વધારાથી મૂકત કરવામાં નિશફળ નિવડયો, કારણ કે તેનું સાંભળે કોણ?

લૉર્ડ મેયો. ૧૮૬૯–૭૨ તેણે હિંદની દ્રવ્યવૃદ્ધિને ઉત્તેજન આપ્યું. મીઠાં ઉપરની જકાતમાં સુધારો કીધો. તેણે પુષ્કળ સડકો, રેલ્વે વ્યવહાર, અને નહેરો બંધાવી, દેશની ઉપજ વધારવાનાં સાધનો ખીલવ્યાં હતાં. તે માયાળુ સ્વભાવનો અને ઉદાર દીલનો હતો. કામ કરવાની શક્તિને લીધે તે કુશળ નિવડયો હતો. તેમજ શાન્તિના ધોરણને વફાદારીથી વળગી રહેવાને અંગે તે તેના પૂર્વાધિકારીની નીતિ કાયમ રાખી શકયો હતો. તેને પ્રધાન મી. ડીઝરાયલીએ પસંદ કરી અત્રે મોકલ્યો હતો, પરંતુ ૧૮૬૮થી પ્રધાન મંડળ બદલાયું હતું, અને પ્રધાનપદે મી. ગ્લેડસ્ટન બિરાજમાન થયો હતો. હિન્દનું જાહેર કરજ ૧૮૭૦માં દશ કરોડ વીસ લાખ પૉંડ હતું.

આના ઉપર ભારે રકમનું વ્યાજ ભરવું પડતું હતું. આ બોજો કાઢી નાખવા લૉર્ડ મેયોએ આમદાની વેરો ૧ થી ૨॥ ઉપરથી ૩૧/૮ ટકા કીધો અને વધારો પેદા કરવા મદ્રાસ અને મુંબઇમાં નિમક ઉપરનો કર વધાર્યો. ૧૮૭૨ માં તે અંડામાન ફરવા ગયો હતો. જ્યાં ફેબ્રુઆરીની ૮ મી તારીખે એક કેદીના હાથે થયેલા ખંજરના ઘાને લીધે તે મૃત્યુ પામ્યો.

લૉર્ડ નૉર્થબ્રુક–૧૮૭૨–૭૬–તેના આવ્યા બાદ તુરતજ બંગાળના દક્ષિણ ભાગમાં દુકાળ પડયો. ૧૮૭૪ માં તેણે આ દુઃખ ટાળવા મોટો પ્રયત્ન કીધો. ૧૮૭૫ માં વડોદરામાં અંગ્રેજ રેસીડન્ટને ઝેર આપવાનું તહોમત રાજ્ય સામે મૂકાયું, તેની મૂશ્કેલી ઉભી થઇ. તેનો તોડ એવો આણ્યો કે રાજાને રાજ્ય ચલાવવાને નાલાયક લેખી તે રાજ્ય બાળકને સોંપવામાં આવ્યું. તેજ સમયમાં મર્હુમ રાજા એડવર્ડ સાતમો 'પાટવી કુંવર' રૂપે હિંદમાં ફરવા આવ્યો. કેનિન્ગ, લૉરેન્સ, મેયો અને નૉર્થબ્રુક જેવાના બલિષ્ઠ અને મિત્રાચારિથી વર્તતી પ્રજાઓમાં શાન્તિ રાખવાના શ્રમશિલ યત્નોથી ઇંગ્લન્ડમાં જોઇએ તેવી તેની તુલના નહોતી,

તેથી આપણા દેશનું સ્વચ્છ આકાશ, પાશ્ચાત્ય તરફના એક નાના વાદળાના અંધકારથી છવાવા માંડયું. બ્રિટીશ સામ્રાજ્ય ભક્તોના મનમાં પુનઃ એક ઉર્મી થઇ કે પૂર્વ તરફ રશિઆને અંકુશમાં રાખવું, અને એવો વિચાર થયો કે સાર્વભોમી ખેલનું ખર્ચ હિન્દ કનેથી લેવું. તે વખતના મુંબઇના ગવર્નર સર બાર્ટલ ફ્રીઅરે ૧૮૬૪ મા આવી નીતિની તરફદારી કીધી હતી, પરંતુ તે વ્યર્થ ગઇ હતી, પરંતુ જયારે ઇંગ્લન્ડમાજ સામ્રાજ્ય લોલુપતાનો પુનઃ યુગ પેઠો ત્યારે સર બાર્ટલ ફ્રીઅરે પુનઃ પોતાની તક શોધી, અને ૧૮૭૪ માં એક પ્રસિદ્ધ યાદીદ્વારા આ પ્રશ્ન તેણે સજીવન કીધો. તેણે પહેલાં બે વખત કરેલા યત્ન, અને લૉરેન્સની સીમાની નીતિ ઉપરનો તેનો હુમલો લૉરેન્સના હાથમાં પડયો હતો, જેનો અસરકારક જવાબ લૉરેન્સે આપ્યો હતો આવા ભગીરથ પ્રયત્નો છતાં સર બાર્ટલનો ત્રીજો યત્ન સફળ થયો કારણ કે સમય અનુકુળ હતો. ૧૮૭૬ મા સર બાર્ટલ ફ્રિઅરની યાદીમાં એવી હીમાયત કરવામાં આવી હતી કેઃ-હિરાત, કન્દહાર અને કાબુલમાં બ્રિટીશ પ્રતિનિધીઓ રાખવા, અને અફઘાનિસ્તાનને બળવાન મિત્ર તરીકે રખતાં, ને બદલે વજનદાર બ્રિટીશ પ્રતાપનું તે દેશમાં સ્થાપન કરવું. ૧૮૭૪ મા લૉર્ડ લૉરેન્સે અનો જવાબ હિંદી પ્રધાનને વાળ્યો કેઃ-" સર બાર્ટલ ફ્રીઅરની" 'નીતિ' થી રશિઆનો ધસારો બંધન થતા સરળ થશે. અફઘાન પ્રજા અંગ્રેજોની દુશ્મન થશે, ત્યાં અંગ્રેજોનાં ખુન થશે, તેને પરિણામે તાજા યુદ્ધો લડવાં પડશે." એક ભવિષ્યવક્તાની દ્રષ્ટિથી આ વૃદ્ધ સત્ય દ્રષ્ટાએ પાંચ વર્ષ પછી જે બનાવો પાછળથી બન્યા તે આગળથીજ કહ્યા, હતા ૧૮૭૫ માં લૉડ લૉરેન્સને આનો પ્રત્યુતર મળ્યો. લૉર્ડ સોલ્સબરી જેણે એ વેળાએ ઉગ્રનીતિનું તીક્ષ્ણ કટાક્ષોથી ઉપહાસ કર્યું હતું, તેણેજ સર બાર્ટલ ફ્રીઅરની નીતિ સ્વિકારી, અને હિરાત, કન્દહાર અને છેવટે કાબુલમાં પણ-અંગ્રેજી કોઠી નાંખવાનું સુચવ્યું. લૉર્ડ સાલ્સબરીનો આ માટેનો જવાબ * મી. રોમેશદત્ત કહે છે કે ઘણો ન છાજતો હતો. જેનો સખ્ત રીતનો પ્રત્યુતર લૉર્ડ નોર્થબ્રુકવાળી તેજ જવાબ* સાથે પોતાનુ રાજીનામું મોકલી આપ્યુ.

આ રીતે લાર્ડ નૉર્થબ્રુકની કારકીર્દી સાથેજ ૧૮૫૮ માં શરૂ થયેલો શાન્તિ અને સુધારાનો યુગ સમાપ્ત થયો અને સામ્રાજ્ય ભક્તિનો નવીન યુગ શરૂ થયો.

લૉર્ડ લીટન ૧૮૭૬-૮૦. હવે આપણે વિક્ટોરિઆના યુગના છેલ્લા ખંડમાં પ્રવેશ કરીએ છીએ. ગ્રેટબ્રિટનમાં જેને સંરક્ષક પ્રત્યાઘાતના યુગનુ નામ મળ્યું છે તે યુગના ભાવો, વિચારો અને ઉમેદોના ફેરફારનો પ્રારંભ ૧૮૭૪ ની સાલમાં, જ્યારે ગ્લેડસ્ટનનો પહેલો કારભાર ઈગ્લન્ડમા ઉતર્યો ત્યારથી શરૂ થયો એમ કહી શકાય. જગતની મોટી પ્રજાઓનાં ત્વરિત વિકાસથી નવી ઈર્ષ્યાઓ ઉત્પન્ન થઈ અને નવીન અભિલાષાઓ જાગ્રત થઈ. જગતના અર્ધા ભાગમાં એક આંતર યુદ્ધ પછી, એકચિત્ત થયેલી પ્રજાએ સર્વોપરિપણું પ્રાપ્ત કીધું અને બીજા અર્ધાએ રાજ્ય વ્યવહાર અને વ્યાપારમાં ભાગ પડાવવા માંડયો. સેડોઆ-સેડાનના યુદ્ધમાંથી એક રાક્ષસ જેવું બળ સંપાદન કરી સંયુક્ત જર્મની જન્મ પામ્યું; અને યુરોપનાં રાજ્યોની મસલતમાં ઐશ્વર્ય સંપાદન કીધું. ફ્રાન્સ પણ પરાભવ પામ્યાબાદ પુનઃ ઉભુ થયું, અને આ પરાભવનો બદલો તે એશિયા અને આફ્રિકામાંથી લેવા ઇચ્છતું. જ્યારે રશિયા બ્લેક સીનું તહનામું રદ કરી પૂર્વ તરફ વધતું જતું હતું. આથી અંગ્રેજોના મનમાં બેચેની પેદા થઇ, અને હિંદુસ્થાનની દિશામાં રશિયાના આવાગમનને

* આના પૂરા શબ્દો જોવા માટે જુઓ "India In The Victorian age" by Mr. R. Dutt.

માર્કિર્વસ ઑવ રિપન ૧૮૮૦-૧૮૮૪-- ૧૮૮૦ ના સપ્ટેમ્બરની ૧ લી તારીખે યાકુબ ખાનના લશ્કરને પુરું હરાવી જેનરલ સર ફ્રેડરીક રૉબર્ટસ (લૉર્ડ ર્ફોર્ટસ) પાછો ફર્યો. દોસ્ત મહુમ્મદના કુળના વડા પુરુષ અબદુર રહેમાનને અંગ્રેજે અમીર તરીકે કબુલ રાખ્યો, અને ક્રેડલીક શહેરનો ફરી રાજ્યાધીનીનો કબજો તેને સોંપ્યો. ૧૮૭૬ નો દુકાળ મદ્રાસ જેટલોજ મ્હેસુરમાં સખત હતો. અને તેથી હિંદુસ્થાનની સરકાર તેમ મહિસુરની સરકાર પણ ભારે દેવામાં તણાઇ હતી. એક સરકારનું કરજ આઠ લાખ પાઉંડ અને તે ઉપરાંત બેંગલોર મહિસુર રેલ્વેનું કરજ જુદું. તેથી એવો ઠરાવ કરવામાં આવ્યો કે પાંચ વર્ષ સુધી જમા ૨૪૫૦૦૦ પાઉડજ રાખવી અને ૩૫૦૦૦૦ પાઉંડ કરવાનો વિચાર ત્યાં સુધી મુલતવી રાખવો. આવી રીતની મહિસુર માટેની વ્યવસ્થા કરી મહિસુરના રાજાને સનદ બક્ષી. પરંતુ લૉર્ડ રીપનના સર્વથી કલ્યાણકારી કૃત્યોમાં ખેડુતોનું રક્ષણ કરવાના ભરેલાં પગલાં છે વળી ફોજદારી કાયદાઓમાં સુધારો કીધો, અને ત્યારથી દેશી મેજીસ્ટ્રેટોને અંગ્રેજ ગુન્હેગારો ઉપર કામ ચલાવવાની સત્તા મળી છે. વળી મ્યુનીસીપેલીટીઓ અને લોકલ બોર્ડોદ્વારા સ્થાનિક સ્વરાજના પાયો તેણે નાખ્યો. ચુંટણીનું ધોરણ કાયમ કરવામાં, અને લોકને પોતાના સ્થાનિક કાર્યભારમાં કંઇક આપવામાં આ રીતે એક નમ્ર આરમ્ભ થયો. વળી લૉર્ડ રિપનના સમયમાં વસુલાત ખાતાના પ્રધાન સર એવેલિન બેરિંગે ૧૮૮૨માં પ્રદેશથી આવતાં કાપડ ઉપર જકાત કાઢી નાંખી. તેણે વિદ્યાની પ્રવૃત્તિ કરવા એજ્યુકેશનલ કમીશન નિમ્યું. હિન્દુસ્થાનમાં રાજ્યવહિવટની ફરજોમાં અને જવાબદારીઓમાં લોકોને ભાગ આપતાં કરતાં બ્રિટીશ રાજ્યને લોક પ્રિય અને વધુ સલામત કરવાનું, અને પ્રદેશી રાજ્યકર્તાઓનો રૈયતની સાથેનો સંબંધ વધુ ગાઢ કરવાનું બીજું સાધન નથી તે એ સમજતો હતો. શાણો અને અનુકમ્પાશીલ વહીવટ, જે લોકોના માન્ષીય સંવર્ધનની દરકાર કરે છે, અને સ્થાનિક સ્વરાજ્યને અને પ્રતિનિધિત્વને ધીમે ધીમે વિસ્તારે, તે વહીવટ હિન્દુસ્થાનમાં બ્રિટીશ રાજ્યને દૃઢ કરે છે. તેમજ હિન્દુસ્તાનની શુદ્ધ રૈયતને સામ્રાજ્યાભિમાની બનાવે છે આ લક્ષ્યબિંદુ મુખ્ય સમજનાર મહાન પ્રતાપિ, હિંદ હિતેષિ માર્કિર્વસ ઑવ રિપન જ્યારે રાજીનામું આપી ૧૮૮૪મા આ દેશ છોડી ગયો, ત્યારે જેણે તે વખતના દેખાવ નજર જોયો હશે, તેજ કહી શકશે કે તેના જેવો દેખાવ ફરીથી પણ દૃષ્ટમાન થયો નહિ હતે. શ્રીમલાથી મુંબઇ સુધીની તેની મુસાફરી એક વિજય યાત્રા હતી જેમા એક લાખ જેવાં ૭ કરોડ માણસોએ ગાવા વાળાઓ સુદ્ધાં ભાગ લીધો હતો.

માર્કિવસ ઑવ ડફરિન ૧૮૮૪-૮૮. તેણે આવતાને વાર ૧૮૮૫ માં રાવળપિંડી મધ્યે દરબાર ભરી ત્યાં અમીરની પરોણાગત કરી, અંગ્રેજ સાથની મૈત્રિમાં વધારો કીધો બ્રહ્મ દેશના થીબો રાજાએ કઇંક તોફાનો કીધાં હતા. તેની સાથે લઢી, તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી તેને મુંબઇ ઈલાકાના, રત્નાગીરીના કીનારે મોકલી ૧૮૮૬ માં બ્રહ્મદેશ ખાલસા કીધો. ખરી રીતે આ કૃત્ય નવા દેશની ગ્રેટબ્રીટનને માટે જીતજ હતી, છતાં, હથીઆરબંધ બળવાઓને સમાવવા લીધેલાં પગલાંઓ સુદ્ધાંનો ખર્ચ હિંદને આપવો પડયો. ઉપરાંત હિંદના કર ભરનારાઓને ખર્ચે મેન્ડલેથી ચીન તરફ એક રેલ્વે બાંધવામાં આવી. એટલે ઝપાટાબંધ ચીનનો વ્યાપાર વધારવાની આશાની લોલુસા, તેજ ઉપલા લડાઇનું મુખ્ય કારણ હતું. તે તો વ્યર્થ ગયું. ગ્વાલીયરનો ગઢ જે અંગ્રેજોને હસ્તક હતો, તે તેણે સિંધિયા સરકારને પાછો સપૂર્દ કીધો. તેજ વખતે મહારાણી વિકટોરીયાની જ્યુબીલીનો ઓચ્છવ પાળવામાં આવ્યો હતો. ડફરિનના

સમયમાં, દેશીઓને રાજ્ય કારભારની ઉચી સત્તા અને સ્થાનો આપવાને લગતું કમીશન નેમવામાં આવ્યું હતું. કારણકે તેનાજ અમલ દરમ્યાન રાસ્ટ્રીય પરિષદ્ (નેશનલ કૉન્ગ્રેસ) નો જન્મ થયો હતો. આપણા લોકો કેટલાક સમયથી પ્રતિનિધિ રાજ્યને માટે, અને આપણા પોતાના રાજ્ય વ્યવહારમાં વધારે ભાગ મેળવવાની માંગણી કરતા હતા. આવી માંગણીઓ કરવાના ઇરાદાએ કલકત્તાના એક અગ્રગણ્ય પુરૂષ મી. વ્યોમેશચન્દ્ર બૅાનરજી; મુંબઇવાળા મી૦ (સર) ફીરોઝશાહ મેહેતા; અને બીજા કેટલાક આગેવાનોએ મી. એચ. ઓ. હ્યુમની સાહ્યાતાએ, પોતાના બળથી, વિવેક બુદ્ધિથી, અને દેશભક્તિના પ્રયત્નોથી આવી રાષ્ટ્રીય પરિષદ્‌ને માટે વિજય સંપાદન કીધો. લૉર્ડ ડફરીન કૉંગ્રેસનો વિરોધિ ન તો. પરંતુ પ્રથમમાં તેણે તેની કદર કીધી હતી. એમ મનાય છે કે ડફરીને હિંદુસ્થાનની પ્રબન્ધ સભામાં ચુંટણીને ધોરણે કેટલાક સભ્યો નિમવાની ભલામણ કીધી હતી. આ બધા સુધારાઓ છતાં, તેના વહીવાટમાં આપણા દેશનું લશ્કરી ખર્ચ અને લશ્કરી સંખ્યા એમાં બહુ વધારો થયો હતો, અને હિંદુસ્થાનની વાવ્ય સીમા ઉપર ખરચાળ અને ભયંકર પ્રવૃતિ શરૂ થઇ હતી.

માર્કિવસ ઑફ લૅન્સડાઉન ૧૮૮૮-૯૩. જે કળ અને ડહાપણ ડફરિનમાં હતાં તે લેન્સડાઉન વાપરી શકયો નહિં. તે પ્રવૃતિશિલ અને રાજ્યલોભી નીતિના આવેગમાં સંપડાયો અને ૧૮૮૯ ના પ્રારંભમાં કાશ્મીરના રાજાની તમામ સત્તા તેણે છીનવી લીધી. જેના બદલ તેણે વિચલાં કારણો જણાવ્યાં:—

(૧) રાજ્ય વહિવટની બાબતમાં વિરૂદ્ધના આવેલા અહવાલો.

(૨) નાણાં સંબંધી અવ્યવસ્થા.

(૩) સુધારા વધારા કરવામાં બેદરકારી.

(૪) મહારાજાએ રાજ્યદ્રોહ કાગળો લખ્યા છે તેવો આરોપ.

(૫) મહારાજાએજ રાજ્ય છોડી દેવાની કીધેલી માંગણી.

પહેલા ત્રણ આરોપો સાધારણ રીતના હતા. ચોથો આરોપ જેમ સાબીત થયો ન હોતો. તેમ ૧૮૮૯ ના એપ્રીલમાં અંડર સેક્રેટરીએ કહ્યું હતુ કેઃ—"આ પકડેલા પત્રોને "ઇંડીયા' સરકાર કશી અગત્ય આપતી "નથી. પત્રો સાબીત થયા નહોતા વખત- "પર મહારાજાના દુશ્મનોએ લખ્યા હશે." પાંચમો આરોપ કંઇક દબાણને અંગે મહારાજાએ પોતાના ભાઇ ઉપર લખેલા પત્રમાંથી અમુક શબ્દો લઇને મૂકાયો હતો, પરંતુ તેઓ તે શબ્દો રાજ્ય ત્યજવા માટેના નહોતા. આ ખુલાસા બાદ લેન્સડાઉનનું આચરણ ખુલાસો આપી શકે એવું નહોતું. દરમ્યાન ઇંગ્લન્ડમાં ૧૮૮૬ થી ૧૮૯૨ સુધી સંયોગાગ્રહી રાજ્યતન્ત્ર ચાલ્યો હતો. મી. ગ્લેડસ્ટને આયરીશ યોજના પસાર કરવાનો યત્ન કીધો, જેમાં તે ૧૮૮૬ ના જુલાઇમા નિષ્ફળ નિવડ્યા, અને તેની વિરૂદ્ધ પક્ષના ૧૮૯૨ સુધી ટકી રહ્યા. જે સમયે લૉર્ડ સાલ્સબરી બીજી વેળાએ વડો પ્રધાન નિમાયો હતો. ૧૮૯૨-૯૩ માં મી. ગ્લેડસ્ટનની ઉમ્મર ઍંસી વર્ષની હતી, તોપણ તે પોતાનાં કર્તવ્યમાં કે ઉત્સાહમાં મંદ પડગો નહોતો. ૧૮૯૨ માં જ્યારે પાર્લામેન્ટની ફરીથી ચુંટણી થઇ ત્યારે, બહુમતિએ વળી પાછો, ચોથી વેળાએ મી. ગ્લેડસ્ટન મૂખ્ય પ્રધાન નિમાયો. મી. ગ્લેડસ્ટનની ફરીથી ચુંટણી થવાથી લોકોને રાહત મળી કે ઈન્સાફ મળશે. વળી વધુ હર્ષની બીના એ બની કે તેજ ચુંટણીમાં પહેલવહેલા હિંદી ગૃહસ્થને પાર્લામેન્ટમાં બેસવાનું માન મળ્યું.

મી. ( ડૉકટર ) દાદાભાઇ નવરોજજી. ૬૬ વર્ષની પરિપકવ વયે મધ્ય ફિન્સબરી તરફના પાર્લીમેન્ટના સભ્ય તરિકે ચુંટાયા તે વખતે ઇગ્લન્ડ અને હિંદ ખાતેની રચના નિચે મૂજબ હતી.

લીબરલ પક્ષ—મુખ્ય પ્રધાન મી૦ ગ્લેડસ્ટન; મી૦ જે મોરલી આઇરીશ સેક્રેટરી; મી૦ એસ્કવીથ-હોમ સેક્રેટરી અને લૉર્ડ રોઝબરી–વિદેશ ખાતેનો સેક્રેટરી.

લૉર્ડ એલજીન, ૧૮૯૩-૯૯—૧૮૯૩ના જુલાઇ માસમાં પાટવીકુંવર ( એડવર્ડ ૭ મા) ના પુત્ર ( જ્યૉર્જ પાંચમા )ના લગ્ન ડયુક ઑવ ટેકની પુત્રી ( રાણી મેરી ) જોડે થયાં. ઇન્ડીઅન કાઉન્સીલ એકટ જે ૧૮૯૨ માં પસાર થયો હતો, તેની રૂએ પ્રાન્તિક ધારાસભાઓનાં સભ્યો ચુંટીને મોકલવાનો પ્રજાને તેના સમયમાં પ્રાપ્ત થયો, અને પ્રાંન્તિક ધારાસભાઓના પ્રતિનિધિઓને વડી ધારાસભામાં મોકલવાનો હક્ક મળ્યો. આથી બીનઓદ્ધેદાર પ્રજાવર્ગના સભ્યોને સરકારને પ્રશ્ન પૂછવાનો હક્ક મળ્યો. ૧૮૯૪ માં વૃદ્ધ રાજ્યપુરૂષ મી૦ ગ્લેડસ્ટને નિવૃતિ સ્વીકારી. તેથી તેની જગ્યાએ લોર્ડ રોઝબરી નિમાયો. ૧૮૯૪-૯૫ માં ચીનની સરકારનો જેપાને ભુક્કો કીધો. એ પાગળાં સામ્રાજ્યમાં 'પ્રભાવ પ્રદેશ' કરવા યુરોપના રાજ્યો ટોળે મળ્યાં. રૂશિઆએ પોર્ટ આર્થર લીધું અને મંનચુર્યામાં ઐશ્વર્ય સંપાદન કીધું. જર્મનીએ પણ કીઆઉચાઉ'ચ અને કેટલોક ભાગ મેળવ્યો. ઇગ્લન્ડે વાઇ-હઇ–વાઈ ઝડપ્યું. ૧૮૯૫ ના જુનની ૨૪ગી તારીખે લૉર્ડ રોઝબરીનું પ્રધાનમંડળ ફારેગ થયું. નવી ચુંટણીમાં નિચે મૂજબ પ્રધાન મંડળ ગોઠવાયું :—

કૉનઝરવેટીવ.—લૉર્ડ સોલ્સબરી ત્રીજી વેળાએ મુખ્ય પ્રધાન નિમાયો. મી. બાલફર ફૉરીન સેક્રેટરી; મી૦ ચેમ્બરલેન–કૉલોનિઅલ સેક્રેટરી.

૧૮૯૬ માં દક્ષિણ આફ્રિકાની લડાઇ શરૂ કરવામાં આવી. ખુરસાથનું આ યુદ્ધ બે વર્ષ ચાલ્યું. અંગ્રેજ સરકારને ૨૦૦૦૦ માણસ તેમજ વીસ કરોડ પાઉંડના ખર્ચનુ નુકશાન ખેંચવું પડયું દરમ્યાન હિંદના લોકો ભયંકર આપદામાં સપડાયેલાં હતાં હિંદના ઘણા ભાગોમા સર્વત્ર દુષ્કાળ ત્રાહિ ત્રાહિ વર્તાવી રહ્યો. લોકોના મૃત્યુનું પ્રમાણ વધ્યું. મુંબાઇ અને મદ્રાસ પ્રાન્તમા લોકો ઘણા મરવા લાગ્યા. મધ્યપ્રાન્તોમા તેથી બમણુ વધ્યું. આ દુષ્કાળની એક વર્ષની મૃત્યુ સંખ્યા દશ લાખ-થીજ લેખાય છે. વળી બીજો જે કેર વ્યાપ્યો તે મરકીનો ઉપદ્રવ હિંદુસ્થાનના અગ્રગણ્ય શેહેરોમા ચાલ્યો. તેનો ત્રાસ અટકાવવા લશ્કરી લોકની મદદ લેવામાં આવી, તેથી લોકો ભડકયા. પુનાના રસ્તામા બે લશ્કરી અમલદારોના ખુન થયા. સરકાર પણ ભયાવષ્ટ થઇ ગઇ. વર્તમાનપત્રો ઉપર સખ્તાઇથી કામ ચલાવવામાં આવ્યું, અને બે પ્રસિદ્ધ અને પ્રતાપી પુરૂષોને કામ ચલાવ્યા વિના કેદ કીધા વર્તમાનપત્રો ઉપર અંકુશ મુકી તંત્રીઓની સારી ચાલ માટે જમાન લેવાની મેજીસ્ટ્રેટોને સત્તા અપાઇ. આ રીતે ૧૮૯૭-૯૮ નો સમય ત્રાસદાયક દુષ્કાળ, લડાઇ, મરકી સિવાય પણ બીજાં કારણોએ લોકોના મન ઉપર કડવા સંસ્કારો પાડયા ઇજીપ્ટની લડાઇ; ટર્કીને ગ્રીસનું અથડાવુ, ફાસોડા ખાતે ફ્રેંચની માગણી, બુરની સાથે દક્ષિણ આફ્રિકાની લડાઇ આ સર્વ તેજ સમયે ચાલી રહ્યુ. આવા સમયમાં શાન્ત મનવાળો પણ અમલદારોના કહેવાનુસાર દોરવાઇ જનાર લૉર્ડ એલ્જીન આ કાંઠો ત્યજી ગયો.

લૉર્ડ કર્ઝન ૧૮૯૯-૧૯૦૫ આવી રીતે જ્યારે લોકોમાં અશાન્તિ પ્રવર્તી હતી, તેવામાં

તે હોળીમાં તેલ રેડનારો લૉર્ડ કર્ઝન અત્રે આવ્યો. ૧૯૦૦ ના સપટેમ્બર માસમાં પ્રધાન મંડળ ફારેગ થયું, અને ત્યાર બાદ થોડીક માંદગી ભોગવી આઇલ-ઑવ-વે ખાતે ઓસબૉર્ન મધ્યે સર્વભૌમ સમ્રાટ મહાકૃપાળુ રાણી વિકટોરિયાએ ૧૯૦૧ ના જાન્યુઆરીની તા. ૨૨ મીએ દેહ તયજ્યો. જે વખતે મહારાણીનું કુટુંબ નિચે મૂજબ હતું:—

વિકટોરિઆ=પ્રિન્સ ઑલબર્ટ.

વિકટોરિઆ. | એડવર્ડ=એલેકઝાનડ્રા. | હેલીના. | આર્થર. | લુઇસ | લીઓપોલ્ડ. | બીએટ્રીસ.

એડવર્ડ=એલેકઝાનડ્રા.

ઑલબર્ટ વિક્ટર મરણ ૧૮૯૨. | જ્યૉર્જ=મેરી. | લુઇસ. | વિકટોરિઆ. | મૉડ. | એલેકઝાનડર.

જ્યૉર્જ=મેરી.

એડવર્ડ (પ્રિન્સ ઑવ વેલ્સ.) | ઑલબર્ટ. | વિકટોરિઆ. | હેનરી. | જ્યૅાર્જ. | જ્હૉન.

## પ્રકરણ ૩ જું.

DIA DURING WARD VII'S RULE. } એડવર્ડ સાતમાના સમયમાં હિંદ.

—:o:—

મહારાણી વિકટોરીઆના મૃત્યુથી તેનો જ્યષ્ઠ પુત્ર એડવર્ડ ગાદીએ બેઠો. તે વખતે મુખ્ય પ્રધાનપદે લૉર્ડ સૉલ્સબરીજ હતો અને હિંદમાં લૉર્ડ કર્ઝન હતો. છેક ૧૮૭૬ માં બંગાળની સરકારે કલકત્તાની નગરસભામાં સ્વરાજ્ય જેવું થોડુંક દાખલ કીધું હતું. જેમાં જેમાં ૫૦ સભ્યો પ્રજા તરફથી અને ૨૫ સરકાર તરફથી ચુંટાતા. લૉર્ડ કર્ઝનના સમયના બંગાળના લેફ્ટેનન્ટ ગવર્નર સર એલેકઝાન્ડર મેકેન્ઝીને આ સત્તા ઓછી કરવાની ઇચ્છા ઉદ્ભવી. કલકત્તાની રૈયતે તે પ્રતિ વાંધો લીધો. લૉર્ડ કર્ઝન વચ્ચે પડયો અને તેણે વધુ ખરાબ યોજના ઉભી કીધી. લોકનિહિત સભ્યોની સંખ્યા તેણે ૨૫ ની કીધી, એટલે તેમની સંખ્યા રાજ્યનિહિત પક્ષના સભ્યો જેટલીજ થઈ. ૧૯૦૦ માં દુષ્કાળ પડયો, તેના ઉપર કમીશન તેણે નિમ્યું. હિંદુસ્થાનમાં ચલણનો નિર્ણય થયો, અને રૂપિયાની કિંમત ૧ શિ. ૪ પે. નક્કી કરાઈ. ૧૮૯૩ માં મોટો દરબાર ભરી રાજા એડવર્ડ સાતમાનો ગાદીનશીન થવાનો સમય દિલ્હી ખાતે લૉર્ડ કર્ઝને મોગલાઇ ઠાઠમાઠથી ઉજવ્યો. ૧૯૦૨ માં દક્ષિણ આફ્રિકાની લડાઈનો અંત આવ્યો. ૧૯૦૨ માં ઈંગ્લન્ડ ખાતે નવીન પ્રધાનમંડળ ગોઠવાયું:-

યુનિઅનિસ્ટ પ્રધાનમંડળ. સૉલ્સબરીનો

આણેજ મી. એ. જે. બાલફર, મૂખ્ય પ્રધાન થયો, બાકી તો પ્રધાનમંડળમાં બીજો ફેરફાર થયો નહિં. રાજા એડવર્ડ ૭ માંએ યુરોપનાં મોટાં રાજ્યો પે ર્ટુગાલ, ફ્રેન્સ, ઇટલી, જર્મની, મૉલ્ટા, જીબ્રાલ્ટર, નેપલ્સ, ઑયર્લેન્ડ વગેરે મુસાફરી કરી, સર્વત્ર મિત્રાચરી બાંધી. હિંદને ખળભળાવી મૂકનાર એવુ કૃત્ય હિંદ ખાતે લોર્ડ કર્ઝને કીધુ અને બંગાળના ભાગલા પાડયા. આથી ત્યાં લોકો ઉશ્કેરાયા અમલ દારોના જાન લેવાયા અ ગ્રેજી માલનો બહિષ્કાર અને સ્વદેશીની ચળવળ શરૂ થઇ. હિંદની રાષ્ટ્રીય ભાવનામાં સર્વત્ર નવિન ચેતન પ્રેરાવા લાગ્યુ ૧૯૦૪-૦૫ માં રૂશિયા અને જાપાનની લડાઈ ચાલી જેમા નહિં ધારેલો એવો વિજય જાપાને પ્રાપ્ત કીધો. હિંદમાં લોર્ડ કર્ઝન એક પછી એક કમીશનો નિમતોજ ગયો. સર્વ ઠેકાણે કરી લાંબા ભાષણો આપી ગજના ગજ ભરી કાઢયા, પણ કાઢયા નહિં ઉલટું કેળવણી ઉપર અંકુશ મૂકવાનુ કાર્ય એ કીધુ કે મેટ્રીક્યુલેશનની પરિક્ષા આપનારાઓ માટે અમુક વય ઠરાવી ૧૯૦૫ મા નવીન પ્રધાનમંડળ રચાયું અને તે નિચે મુજબ ૧૯૦૫ થી ૧૯૦૮ સુધી રહ્યુ.-

લીબરલ પક્ષ—સર હેનરી કેમ્પબેલ-બેનરમેન, મૂખ્ય પ્રધાન. સર એડવર્ડ ગ્રેફોરીન મીનીસ્ટર, મી૦ જૉન મોર્લી, હિંદ ખાતાનો પ્રધાન, મી૦ એસ્કવીથ-ચેનસેલર ઓવ એકસ ચેકર, મી૦ લૉઇડ જ્યૉર્જ-વ્યાપારી બૉર્ડનો પ્રમુખ.

તેજ અરસામા, લૉર્ડ કર્ઝનની-ઘણી ઇચ્છા એવી હતી કે હિંદ ખાતે વધુ રહે, અને બંગાળનાભાગલા જેને તે Settled fact તરીકે વર્ણ્યો હતો. તે મજબુત કરે, પણ તેમ છતા તેને જવું પડયું. લૉર્ડ કર્ઝનમાં એક રાજ્યકર્તાના ગુણો મોહિના ઘણા હતા. તેનામાં ઉત્સાહ, ઉધમ, ઊંચા પ્રકારની બુદ્ધિ હતી. ઉપરાંત ઇગ્લન્ડના સાર્વજનિક જાહેર જીવનમાં તેણે નાની વયે પ્રખ્યાતિ મેળવી હતી. તેને વાગ્મિતાની બક્ષિસ છે, શેલી સુંદર છે; કીર્તિની કદર અને જાહેર વિવેચનનો સત્કાર કરનાર તે હતો સાહિત્ય તરફ પુજ્ય ભાવ દર્શાવનારો, આગે થનાર બળીઆની કદર કરનારો હતો (જુઓ-જે વખતે સ્વર્ગસ્થ મી૦ ગોખલેને સી. આઇ ઈ નો એટકાબ બક્ષ્યો ત્યારે તેણે તેને લખેલો પત્ર.) આવી બધી કિંમતી બક્ષિસો છતા તેનામા કેટલાક ગુણોની ખામી હતી. દ્રઢ અને ધગધગતી સામ્રાજ્ય ભાવનાથી તે સ્વરાજ્યની તુલના કરવાને અને લોક સાહ્યતામાં શ્રદ્ધા રાખવાને અશક્ત હતો. તેજસ્વી જુવાન અને ઉચ્ચાભિલાસી હોઇને બ્રિટીશ વ્યાપારને માટે તેના મનમા ઉંચી દરકાર હતી. પણ તેટલીજ ચિંતા તે આપણા આર્થિક અને રાજકીય સંવર્ધનને માટે રાખતો નહિ. આત્મસત્તા તેજ તેની રાજકીય ભાવના હતી.

લૉર્ડ મિન્ટો ૧૯૦૫-૧૦—તેના અમલ દરમ્યાન નવેમ્બર ૧૯૦૫ થી માર્ચ ૧૯૦૬ સુધી પાટવીકુંવર અને તેની પત્નિ (હાલનાં રાજા રાણી) હિંદની મુલાકાતે પધાર્યાં હતાં. લૉર્ડ મિન્ટોએ પ્રથમમા શાન્તપણે 'મહેતાજી મારે નહિં ને ભણાવે નહિં' એવી રીતે અમલ ચલાવ્યો. ૧૯૦૮ ના એપ્રીલમા હેનરી કેમ્પબેલ-બેનરમેનનું પ્રધાનમંડળ ફારેગ થયું, અને નિચે મૂજબ નવું નિમાયું :—

લીબરલ પક્ષ—મી. એચ. એચ. એસ્ક વીથ, મૂખ્ય પ્રધાનઃ સર એડવર્ડ ગ્રે-ફોરથી સેક્રેટરી, મી. જૉન મોર્લી-હિંદ ખાતાનો પ્રધાન; મી. હેનરી કેમ્પબેલ-બેનરમેન-એન સેલર ઑવથી એકસચેકર અને મી. લૉઇડ જ્યોર્જ, વ્યાપારખાતાનો પ્રમુખ. તેજ વખ્તે રાજા સાતમા એડવર્ડે જર્મનીની પુન . મૂલાકાત લીધી, અને રૂશિઆનો રાજા ઇંગ્લન્ડ આવ્યો હતો. હિંદના પ્રધાન મી. મોર્લી અને લૉર્ડ મીન્ટોએ હિંદની ધારાસભાઓ તેમજ દેશીઓને વધુ હક બક્ષવાની યોજના ઘડી કાઢી, જે ઇન્ડીઅર કાઉન્સીલ એક્ટ ૧૯૦૯ માં પસાર થયો. આ યોજનાને મોર્લી-મીન્ટો એક્ટ કહેવામાં આવે છે, અને તેની રૂએ વડી તેમજ પ્રાન્તિક ધારાસભામા અમાત્યપદો હિંદીઓને જેમ મળ્યા, તેમ હિંદી પ્રધાનની કાઉન્સીલમા હિંદીઓને સ્થાન આપવામા આવ્યા.

સેક્રેટરી ઓવ સ્ટેટ અને તેની કાઉન્સીલ. આ કાઉનસીલ ઓછામા ઓછા ૧૦ અને વધુમા વધુ ૧૪ સભ્યોની બનેલી હોય છે, જેની નિમણુક પ્રધાનમંડળ કરે છે. ૧૯૧૧ મા ૧૩ સભ્યો હતા જેમાંથી ૨ હિંદી હતા. ( ૧ ઇસ્લામી અને ૧ હિંદુ-હાલમાં ૨ ઇસ્લામી છે. ) આ કાઉન્સીલ ઓછામા ઓછી અથવાડીએ એક વેળાએ મળે છે.

વડી ધારાસભા. આ ધારાસભા વાઇસૅરોયની છે. જે બે ખાતામા વહેંચાયલી છે. (૧) ધારા બાધનારી Making Laws અને (૨) તેનો અમલ કરનારી Carrying out these laws.) એકઝીક્યુટીવ કાઉન્સીલ ૭ સભ્યોની બનેલી હોય છે, જેમાં લશ્કરનો અધ્યક્ષ ( કમાન્ડર-ઇન-ચીફ ) ખાસ વધારાનો સભ્ય હોય છે. લેજીસ્લેટીવ કાઉન્સીલ ૬૮ સભ્યોની બનેલી હોય છે, જેમાં ૩૬ ઓદ્ધેદાર સરકાર તરફના અને ૩૨ બીનસરકારી સભ્યો હોય છે.

આ કાઉન્સીલ એક્ટ અત્યાર સુધીમા નિચલો છ તબક્કાઓમાંથી પસાર થયો છે:—

(૧) ૧૭૭૩ નો રેગ્યુલેટીંગ એક્ટ, (૨) ૧૭૮૪ નું પીટવાળું ઇનડીઆ બિલ, (૩) ૧૮૩૩ નો ચાર્ટર, (૪) ૧૮૫૮ નો એક્ટ (૫) ૧૮૯૨ નો ઇનડીઆ કાઉન્સીલ એક્ટ; (૬) ૧૯૦૯ નો મોર્લી-મીન્ટો કાઉન્સીલ એક્ટ.

રાજા સાતમ એડવર્ડનું અવસાન. થોડી માદગી ભોગવી રાજા એડવર્ડ સાતમો ૧૯૧૦ ના મેની તારીખ ૧૦ મીએ મૃત્યુ પામ્યો અને રાજા જ્યૉર્જ પાંચમો ગાદીએ આવ્યો

---

# વિભાગ ૨ જો.

## પ્રકરણ ૪ થું.

### LAND RENT—જમીન ભાડું.

૧. ઉત્તર હિંદુસ્થાન—બંગાળા ઉત્તર હિંદુસ્થાન અને પંજાબમા, જમાનાં ધોરણો ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીના સમયથીજ સિદ્ધ થઈ ચુકયાં છે. અને તાજના ઓગણા વર્ષોમાં જમીનદાર તેમજ ખેડુત વચ્ચેના સંબંધ, નિયત કરવાને પગલાં ભરાયાં હતા.

બંગાળા—૧૮૫૯ ના સાંથના પ્રબન્ધે જમીન ખેડવાવાળાઓને સાંથ અને હકની સલામતી આવી હતી. પરંતુ વિહારના ખેડુતો, પૂર્વ તરફના ચંચળ ખેડુતોએ જેવો લાભ લીધો તેવો લઈ શકયા નહિં. વીસ વર્ષના અનુભવથી ખેડુતોને જમીનદારોની ગેરવાજબી માંગણીઓમાંથી બચાવવાને પગલાં લેવાની જરૂર સિદ્ધ થઇ ચુકી હતી. આનુ નિરક્ષણ કરવા દરેક જીલ્લાઓમાં કમીટી નિમવામાં આવી હતી, જેના પરિણામે પ્રબન્ધ યોજનાના મુસદ્દા સુધર્યાં અને વખતોવખત કર્યાં. આખરે આ યોજનાને લૉર્ડ રિપને ખરૂ સ્વરૂપ આપ્યું, અને તેના ગયા બાદ લૉર્ડ ડફરીનનના સમયમાં તે યોજના મંજુર થઇ. અત્યારે બંગાળના દરેક ભાગમાં ૧૭૯૩ ના સ્થાયી બંદોબસ્તથી અને ૧૮૫૯ અને ૯૫ના ખેડહકના પ્રબન્ધોથી જમાદાર (સરકાર) ના જમીનદાર પાસેના હક, અને જમીનદારના ખેડુત પાસેના હક મર્યાદિત થયાના કલ્યાણકારક ફળ બંગાળામાં સ્પષ્ટ દેખાય છે.

ઉત્તર હીંદુસ્થાન—૧૮૮૭ માં રેવન્યુ સભાએ જે નિયમો કર્યાં હતા તે નિચે મૂજબ હતા :—

“ ગામની જમા બને ત્યાં સુધી ગામડાંના દફતરમાં નોંધેલી વાસ્તવિક ઉપજ ઉપરથી નક્કી કરવી. આ નોંધ જરૂર જણાય ત્યાં સુધારવી. આ નોંધમાં ભવિષ્યમાં સાંથની રકમો વધશે. અથવા ભવિષ્યમાં ખેતિનું ક્ષેત્રફળ વધશે, તે કારણથી કંઇપણ અંદાજ ઉમેરવાનો જમાબન્દી અધિકારીને હક્ક નથી.”

એટલે કે વાસ્તવિક ઉપજના અર્ધ ભાગની જમા મુકરર કરવાનો સરકારનો ઈરાદો હતો. ૧૮૯૦ પછી થયેલા બન્દોબસ્તોમાં પણ આ સ્પષ્ટ નિયમને વળગી રહેવામાં આવ્યું નથી, એ દિલગીરીની વાત છે. ત્યાંનો સાર્વજનિક ઉત્સાહવાળો એક જમીનદાર ઑ. નિહાલચંદ્રે ત્યાંની ધારાસભામાં ૧૯૦૩ માં આ ખિના પ્રસિદ્ધ કીધી હતી. અને દેખાડી આપ્યું હતું, નિચે મૂજબ વધારો કરવામાં આવ્યો હતો :—

| | | |
|---|---|---|
| મુઝફર જીલ્લામાં વાસ્તવિક રોકડ ઉપર | ૩૦૭ | પાઉંડનો વધારો કીધો હતો. |
| સહરાનપુર ” ” ” ” | ૫,૬૪૪ | ” ” ” ” |
| મીરત ” ” ” ” | ૧૧,૯૦૬ | ” ” ” ” |
| બદાઉન ” ” ” ” | ૨,૭૧૪ | ” ” ” ” |

વાય્ય પ્રાન્તો—જેને હવે આથાનો પ્રાન્ત કહેવામાં આવે છે તેને માટે પ્રથમ સાંથનો ધારો ૧૮૭૩ માં રચવામાં આવ્યો હતો. ૧૮૮૧ માં તેનો સુધારો થયો હતો, અને ત્યાર બાદ ૧૯૦૧ માં આ ધારો પાછો ઘડવાનો મૂખ્ય હેતુ ૧૮૮૫ માં બંગાળાનો ધારો ઘડવાનો જે હેતુ હતો તેજ હતો એટલે (૧) કર્જદાર ખેડુતના હક્ક સબળ કરવા. (૨) ગણોતીઆ ખેડુતનું સ્વછંદે વધારવા થાય, તેમાંથી અને કબજો છોડાવવાથી રક્ષણ કરવું.

પંજાબ—પંજાબ ખાલસા કીધા બાદ ત્યાંના સરદારો અને લોકો પ્રતિ સરકાર અલ્પન્યાયથી વર્તિ હતી. ત્યાર બાદ સાથીઓના હક્ક માટે લૉર્ડ લૉરેન્સે એક ધારો ૧૮૬૮ માં પસાર કીધો, અને ત્યાર બાદ ૧૮૮૭ માં ખેડહક્કનો ધારો પસાર થયો. ૧૮૯૫ માં જમાબન્દીની મુદત સર્વ સ્થળે ઘટાડી ૨૦ વર્ષની કીધી છે અને છેવટે ૧૯૦૧ માં હસ્તાન્તર કરવાના હક્ક ઉપર અંકુશ મૂકવાનો ધારો પસાર કરવામાં આવ્યો છે. જેની સાર્થકતા માટે શક છે. પંજાબમાં નાના વેરાગી હદ સાથ, જે જમાનાની બમણી રકમ ગણાય છે તેના સાડાબાર ટકા બાંધેલી છે.

અપૂર્ણ.

# CHAMBER'S SECTION.

## ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીની એક સભા તા. ૨૩–૯–૧૮ને સોમવારના રોજ બપોરે ૨ કલાકે (મું. ટા.) મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ—

સર વિઠ્ઠલદાસ ડી ઠાકરશી (પ્રમુખ)
શેઠ ચત્રભુજ શીવજી.
,, મોતીલાલ વલભજી.
,, મોતીલાલ કાનજી.
,, મોરારજી વેલજી.
,, એસ. ઇ. વોર્ડન.
,, મનુભાઇ સુબેદાર.

(૧) ગઇ મીટીંગની મીટીટ વાચી સંભળાવ્યા બાદ મંજુર રાખવામા આવી હતી

(૨) સબ કમીટીએ તૈયાર કરેલા મોન્ટેગ્યુ–ચેલ્મસફર્ડના રીપોર્ટ ઉપર ચેમ્બર તરફથી આપવાના અભિપ્રાયનો ખરડો વાંચવામાં આવ્યા બાદ તે પ્રમાણે છપાવી જનરલ સભા પાસે મંજુરી માટે રજુ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું.

(૩) ઇન્કમટેકસને લગતી બાબત ઉપર વિચાર ચલાવવા માટે ચેમ્બરની અસાધારણ જનરલ સભા ભરવા માટે ધારા મુજબ અરજી મોકલી સભાસદોએ માગણી કરી છે. તે પ્રમાણે સભા તા. ૩૦–૯–૧૮ને સોમવારેજ બોલાવવી અને તેમાં એ વિષયનો વિચાર ચલાવવો.

(૪) તે ઉપરાંત તેજ સભામા શેઠ સુરજમલ લલ્લુભાઇની તરફથી રજુ કરવામાં આવનારી કેટલીક દરખાસ્તો, ઉપર વિચાર ચલાવવાનુ ઠર્યું હતું.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની ચાલુ વર્ષની પહેલી સભા શનીવાર તા. ૧૨–૧૦–૧૯૧૮ ને દિવસે ૧–૩૦ (મું. ટા) કલાકે મળી હતી જે પ્રસગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ—

ઓન. શેઠ ચુનીલાલ. વી મહેતા. (પ્રમુખ).
,, જહાંગીર બી. પીટીટ (ઉપ પ્રમુખ).
સર વિઠ્ઠલદાસ. ડી ઠાકરશી.
ઓન. ,, ફાજલભાઇ કરીમભાઇ.
,, શેઠ લલ્લુભાઇ શામળદાસ.
,, ,, પુરૂષોત્તમદાસ ઠાકરદાસ.
,, હંસરાજ પ્રાગજી ઠાકરશી.
,, ચત્રભુજ શીવજી.
,, ફીરોઝ જે. બીલીમોરીઆ.
,, મોતીલાલ કાનજી.
,, સોરાબજી એદલજી વોર્ડન.
,, લક્ષ્મીદાસ રવજી તેરસી.
,, મનુભાઇ સુબેદાર.
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી.

(૧) ગઇ સભાની મીનીટ પસાર કરવામાં આવી હતી.

(૨) નામદાર મુંબઇ સરકાર તરફથી આવેલા બોર્ડ ઓફ ટ્રેડને લગતા કાગળ ઉપર વિચાર ચલાવવામાં આવ્યો હતો. હિંદુસ્થાનના રૂનો નિકાસ કરવા ઉપર અંકુશ મુકવાની બાબતમાં ચેમ્બરનો અભિપ્રાય તે કાગળદ્વારા માગવામાં આવેલ હોવાથી એવું ઠરાવવામાં આવ્યું હતું કે નીચેના મુદ્દાઓનો સમાવેશ કરી યોગ્ય [illegible]—

દુશ્મનની સાથે જ્યારે વેપારની બાબતમાં સાટાંની અને માલનો બદલો કરવાની બાબત ઉપર વિચાર કરવામાં આવે તથા જ્યારે મિત્ર-રાજ્યો સાથે વેપાર સંબંધી વષ્ટિ કરવાનું કામ હાથ ધરવામા આવે ત્યારે હિંદુસ્થાનના હકોને ખાસ ધ્યાનમાં લેવા અને તે પણ અલગ રીતે એટલે કે [illegible] ભાગ તરીકે ફકત નહિ પણ નિરાળા હિંદુસ્થાનના સ્વતંત્ર રીતે હકો ખાસ ધ્યાનમાં લેવા જોઇએ. તે ઉપરાંત આ વિષયના સંબધમાં જે કાંઈ કોન્ફરન્સ વગેરે ભરવામાં આવે તેમા હિન્દી પ્રતિનિધિ ખાસ નીમાવો જોઇએ. હિંદુસ્થાનની જરૂરીઆત પૂરી પાડયા પછી રૂની નિકાસ કરવાને માટે પરવાનો આપવાની બાબતનું ધોરણ મંજુર કરવા જેવું છે. બધાને સરખી રીતે હક ભોગવવાના હેતુથી બધા અરજ કરનાર નિકાસ કરવાવાળાઓને છૂટથી નક્કી કરેલા નિકાસ માટેના જથ્થાની હદમાં રહીને પરવાનાઓ આપવા જોઇએ. કોઇ રીતે રૂની કિંમત મુકરર કરવાની જરૂર નથી, અને આ બાબતમા ખેડુતોને સારી કિંમત પેદા થાય નહિ તો રૂની કિંમતની દરમીઆન સરકારે આવવાની જરૂર હોવી ન જોઇએ. જો અમેરિકા અંકુશ મૂકવાના ઇલાજો હાથ ધરવાનું કબુલ ન કરે તો આ દેશમાં હિંદુસ્થાનની જરૂરીઆતને લીધે પાક કમતી હોવાને કારણે પરવાના આપવાની ઇચ્છવા જોગ વાત છે. નહિ તો જ્યાથી માગણી આવે તે દેશોમાં નિકાસ કરવાને હિંદુસ્થાનને છૂટ હોવી જોઇએ.

(૩) 'એકસેસ પ્રોફીટસ' ઉપર નાખવામાં આવેલા કરને લગતા કેટલાએક મુદ્દાઓ વડી સભાના અમુક અમુક સભાસદોની 'ઈન્ફોર્મલ' મારંમીટીંગમાં રજુ કરવામાં આવ્યા હતા તેની ઉપર ચેંબરનો અભિપ્રાય માગવામાં આવેલ હોવાથી નીચે મુજબ ઠરાવવામાં આવ્યું હતું:—

કમીટીનો એવો અભિપ્રાય છે કે હાલની લડાઇની કરી ગએલી પરિસ્થિતિ તપાસતા એકસેસ પ્રાફીટસ ટેકસનું બીલ હાથ ધરવું જોઇએ નહિ; અને જો હાથ ધરવાની જરૂર હોય તો નીચે પ્રમાણે કમીટીનો મત છે:—

બીલની અંદર આ કર ભરવાને માટે કાંધાં કરવાનું ધોરણ જરૂરનું છે, અને કાંધાં દર વર્ષ માટે થાગ હોવા જોઇએ. રૂપિયા ૫૦,૦૦૦ ના નીચેના નફાની ઉપર આ કર લાગુ પડવો ન જોઇએ સાધારણ વર્ષનો નિયમિત રીતે નફાનું પ્રમાણ ૧૫ ટકા નક્કી થવું જોઇએ ૧૯૧૨-૧૩ ના માર્ચથી ૧૯૧૭-૧૮ ના માર્ચ સુધી જ છ વર્ષ થાય તે માંહેનાં સારાંમાં-સારા ચાર વર્ષની ગણત્રી થવી જોઇએ. દરેક ધંધાને પોતાને અનુકુળ પડતું વરસ સ્વેચ્છાએ ગણવા દેવું જોઇએ. 'કેપીટલ'નો અર્થ ભરાઇ ગએલું કેપીટલ રીઝર્વ ફન્ડ સહિત કે જેમાથી ડીબેન્ચર્સ, ક્રેડીટ અને લોન બાદ કરવાં જોઇએ. જેઓએ પોતાનું 'કેપીટલ' ઉપર કહેલા છ વર્ષોની દરમીઆન ધંધામાં વધાર્યું હોય તેઓને સાધારણ નિયમિત નફામાં રોકેલા નાણાના પ્રમાણમા વધારો થવો જોઇએ. કોટન અને જ્યુટ મીલની બાબતમાં ૧૫ ટકા, બીજા ધંધાની બાબતમાં પણ તેજ રીતે ૧૫ ટકા રહેવા જોઇએ. હિન્દુસ્થાનમાં કમાણી કરી હોય તેવી પરદેશી પેઢીઓ પાસેથી આ કર હિન્દુસ્થાનમાં લેવાવો જોઇએ હિન્દુસ્થાનમાં સામાન્ય રીતે 'એડવાઇઝરી કમીટી' સંતોષકારક રીતે મેળવવાની કાંઇપણ મુશ્કેલી પડશે નહિ. ખાસ કરીને મુંબઇ અને કલકત્તામાં તે મુશ્કેલી બીલકુલ નડવા સંભવ નથી.

(૪) ચેમ્બરની કમીટીને દર વર્ષે 'કો-ઓપ્ટેડ સભાસદો પાંચ સુધી નીમી શકાય છે તેના સંબંધમાં ઠરાવ પસાર કરવામાં આવ્યો કે નીચે જણાવેલા ત્રણ સભાસદોને હાલતો વધારાના સભાસદ તરીકે નીમવાઃ—

શેઠ નારણજી હરિભાઇ ( ધી ગ્રેન મરચેન્ટસ એસોસીએશન. )

શેઠ એસ. બી. બીલીમોરીયા ( ધી પ્રોફેશનલ એકાઉન્ટસ એસોસીએશન )

શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી ( ધી બોમ્બે આફ એસોસીએશન )

(૫) નામદાર સરકારે નીમેલી 'પ્રાયોરીટી કમીટી'મા પ્રતિનિધિ તરીકે ઓન શેઠ મનમોહનદાસ રામજી સભાસદ હતા તેનું તેઓએ મોકલી આપેલું રાજીનામું રજુ થયું હતું અને તેની નોંધ લેવામા આવી હતી.

બાદ કમીટી બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઆન મરચન્ટસ ચેમ્બર એન્ડ બુરોની સાધારણ વાર્ષિક સભા સોમવાર તા૦ ૩૦—૯—૧૮ ના રોજ બપોરે ૨ કલાકે ( મું. ટા. ) મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ-

સર વિઠલદાસ ડી. ઠાકરસી
ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતા
,, ,, લલ્લુભાઈ શામળદાસ
સર ફાજલભાઇ કરીમભાઇ
શેઠ લક્ષ્મીદાસ પુરૂશોતમ
,, મોરારજી વેલજી
,, જહાંગીર બો. પીટીટ
,, ચતુર્ભુજ શીવજી
,, જેઠાભાઈ વાલજી
,, વાલજી ગોવિંદજી
,, વિઠલદાસ દામોદર ગોવિંદજી
શેઠ મોરારજી હેમરાજ કાનજી
,, વાલજી ગોવિંદજી
,, ગોકળદાસ જીવરાજ
,, રણછોડદાસ વલ્લભદાસ
,, વસનજી મુળજી દામોદર
,, ચતુર્ભુજ કરસનદાસ શરાફ
,, ખરશેદજી જમશેદજી
,, કરસનદાસ હુન્ગેવિંદ
,, જગજીવન શેશકરણ
,, મોતીલાલ વલ્લભજી
,, મથુરાદાસ કુરજી
,, મુળજી લક્ષ્મીદાસ
,, મોતીલાલ કાનજી
,, જીવણદાસ હેમરાજ વાલજી
,, રણછોડદાસ બાલાભાઇ
,, જમનાદાસ દ્વારકાદાસ
,, મનુભાઇ સુબેદાર
,, હરિદાસ ગોરધનદાસ
,, રેવાશંકર જગજીવન
,, પુરૂશોતમ જીવણદાસ
,, મથુરાદાસ વસનજી
,, કૃષ્ણરાવ પુરૂષોતમ
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી
,, પેસતનજી એદલજી ધાલા
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી
,, લક્ષ્મીદાસ હરિદાસ
,, લક્ષ્મીદાસ રવજી તેરસી
,, સુરજમલ લલ્લુભાઇ
,, એન. એસ. બાયનકર
,, નગીનદાસ એ. આડતીઆ
,, માવજી ગોવિંદજી
,, જાફરભાઇ ગુલામહુસેન

શેઠ નારણદાસ પુરુષોત્તમ
,, કાવશાહ એન. બાટલીવાળા
,, બેહેરામજી બમનજી મોરીસ

શરૂઆતમાં ૧૯૧૭-૧૮ ની સાલનો અહેવાલ બહાલ રાખવાની દરખાસ્ત રજુ કરતાં પ્રમુખ સર વિઠલદાસ ડી. ઠાકરશીએ નીચે મુજબ ભાષણ કર્યું હતું:—

ગયા વર્ષનો ચેમ્બરનો રીપોર્ટ રજુ કરતાં ચેમ્બરનાં કાર્યોનો ટુંક હેવાલ આપતાં લડાઇ વિષે બે બોલ કહી મિત્રરાજ્યોના વિજયને લીધે હર્ષ બતાવ્યો હતો. મિત્રરાજ્યો સુલેહની શરતો દુશ્મનો ઉપર ઠસાવવાને શકિતવાન થવા પહેલા કેટલોક વખત લાગશે બ્રીટીશ કાફલાએ પણ સમુદ્રોનું સર્વોપરિપણું જાળવવાનુ અને મિત્રરાજ્યોના વ્યાપારનું રક્ષણ કરવાનુ ચાલુ રાખ્યું છે. હિન્દુસ્થાન ખાસ કરીને તેનું આભારી છે, કારણ કે તે સિવાય આ દેશનો વ્યાપાર અને આબાદી હાલની સ્થીતિએ પહોંચ્યાં નહત.

હિન્દે પણ પૂરેપૂરા પ્રમાણમાં બ્રીટીશ રાજ્ય પ્રત્યેનું પોતાનુ કર્તવ્ય અદા કર્યું છે. હિંદુસ્થાન અને ઇંગ્લંડની સરકારે હિન્દની અનેક રીતે સેવાની કદર કરી છે. માણસો, નાણાં અને સાધનોની મોટી મદદ કરવાં છતાં આ દેશ આબાદ થતો રહ્યો છે જો કે ઉંચા ભાવો, દુકાળ અને ઇન્ફ્લુએન્ઝાથી લોકોએ સામાન્ય રીતે ખરાબ-સ્થિતિ અનુભવી છે. પુરો જય અંતે સાામ્રાજ્ય મેળવે ત્યાં સુધી તેની બને તેટલી મદદ આપવી ચાલુ રાખવી એ આપણું કર્તવ્ય છે.

સામ્રાજ્યના બીજા ભાગો કરતાં ચાલુ લડાઇમાં હિંદુસ્થાનને ઓછુ સોસવું પડયું છે. બેશક નવા કર નખાયા છે પણ ખજાનચી સર વિલીયમ માયરે એકંદરે વિશેષ વ્યાજબી રીતે આવકનાં સાધનો પસંદ કર્યાં છે. કેટલેક ઠેકાણેથી થયેલી ગાંડી સૂચનાઓ છતાં તેઓ હિન્દી લાભોના કાયદેસરના રક્ષણ માટે મક્કમ ઉભા રહ્યા છે.

એક અગત્યની બાબદે હિન્દની વ્યાપારી કોમના મનમાં મોટો ખળભળાટ મચાવ્યો છે. જયારે ગયે વર્ષ નવો 'ઇન્કમટેક્ષ એકટ' પસાર કરવામાં આવ્યો ત્યારે આ ચેમ્બરે ખાસ કરીને એ એકટના ફૉર્મો અને તેની કલમો મુજબ તુરત અમલ કરવાની હિંદી વ્યાપારી કોમની મુશ્કેલીઓ બાબે કેટલીક સૂચનાઓ કરી હતી પરતુ આ વર્ષે ફોર્મો ભરવાને મોકલાયા ત્યારે વ્યાપારીઓને એમ લાગ્યું કે માગવામાં આવેલી કેટલીક માહિતી જરૂરની નથી અને કેટલાંક ખાનાં ભરવાં મુશ્કેલ છે. આ બૂમ કાઇ સ્થાનિક નથી. પણ આખા દેશની વ્યાપારી કોમમાંથી ઉઠી છે. હિન્દી લાભો પ્રત્યે ખજાનચી દીલસોજ છે; આપણી મુશ્કેલીની ખાત્રી સરકારને કરી આપવી જોઇએ; અને ખજાનચી આપણી ફરીઆદ દૂર કરવાને ખચીતજ તાકીદે પગલા લેશે.

સરકારે ફક્ત સરકારી રીપોર્ટો ઉપરજ આધાર રાખવો ન જોઇએ પણ આ સંકટના કારણોની સંપૂર્ણ તપાસ કરવી જોઇએ. જે દેશમાં વહીવટ સાથે લોકો પોતે સમાગમમાં આવ્યા નથી તે દેશની પદ્ધતિના ગેરલાભોમાનો આ એક ગેરલાભ છે કે લોકસંકટો ઘણાં મોડાં, અને ઘણી વખત તો તેનો ઉપાય થઇ શકે નહિ તેવી સ્થીતિએ આવ્યા પછી સત્તાધારીઓને કાને પહોચે છે. સરકારને મ્હારી નમ્ર સૂચના છે કે સમય ગુમાવ્યા વિના તેણે ઇન્કમટેક્સના ફોર્મોમાં માંગેલી માહિતી સબંધમાં લોકોની ફરીઆદોની તપસીલો સંપૂર્ણ રીતે તપાસવાને અને રાજ્યને કાયદેસર આવક રજ પણ ઓછી ન થાય અને હિન્દી વ્યાપારી કોમની મુશ્કેલીઓ દૂર થાય, એમ ફેરફારો સૂચવવાને બીનઓહ્‌દેદારો અને ઓહ્‌દેદારોની એક

કમીટી નીમવી. અરજીઓ ઉપર અમલદારી રીપોર્ટો મંગાવવા અને જયાં લાગણી બહોળી રીતે પ્રસરી હોય ત્યાં સેંકડો માઈલ દૂર રહીને વ્યાપારી કોમને રૂઢી મુજબનો જવાબ આપવો એ આ પ્રશ્નનો નિકાલ આણવાની વ્યાજબી રીતિ નથી.

આ ઉપરથી ગયે વર્ષે નંખાયેલો 'સુપર-ટેક્ષ' અને 'વધારાના નફા ઉપરનો કર' એ બે પ્રશ્નો અગત્યના છે. ગયે વર્ષે સર વિલિયમ માયર ગ્રા ચેંબરમાં આવ્યા ત્યારે કંપનીઓનાં અમાનત કંડો ઉપર 'સુપરટેક્ષ'ની અનારી અસર તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું તે વેળાએજ તેને કહેવામા આવ્યું હતું કે એથી કંપનીઓની નાણાસ્થિતિ નિર્બળ થશે અને આ ગાયું પડે છે. સરકારે તેટલા માટે આવી રૂઢીમાં મોટો ફેરફાર કરવો. રીઝર્વ ફંડ ઉપર વધારાનો કર નાખવાના કામને કલકત્તાએ પણ વખોડી કહાડયું છે. ઇંગ્લંડમાં પણ એવી રીતનો કર નાખવામાં આવતો નથી.

વળી લડાઇને લગતા નફાપરના કરની બાબદમાં હું એમ કહીશ કે આ બાબદ તદ્દન વ્યાજબી અને સંગીન પાયાપર રચાયલી છે. લડાઇને લીધે જેઓએ વેપારમાં મોટો નફો કર્યો હોય તેનો લડાઇ ચલાવવાના કામમાં મદદ કરે તે તદ્દન કુદરતી છે પણ મને ભય છે કે હિન્દુસ્તાનમાં લડાઇનો નફો નક્કી કરવાનું ઘણુ મુશ્કેલ થઇ પડશે. આ મુશ્કલીઓને લીધે ઓ વીલીયમ માયરે 'સુપર ટેકસ' દાખલ કર્યો છે 'સુપર ટેકસ' હવે નાખવામા આવે છે અને તેની ઉપર સેંકડે ૫૦ ટકાનો વધારાનો નફાનો કર આવે છે. હું ધારૂ છુ કે આ લગાર સખ્તાઇભરેલું છે. લડાઇ માટેના વધારાના ૪૫૦ લાખ પૌંડ માટે કાંઇક કર નાખવો પડે તેમાં તો કાંઇ શક નથી. પણ હું ધારૂં છું કે આવી એક મોટી રકમ બે વર્ષમાં ભેગી કરવાને બદલે જો આ કર સંખ્યાબંધ વર્ષોની મુદતપર વહેંચી નાખવામાં આવે તો આ બોજો થોડો ક્જ લાગશે.

ગયા વર્ષનો સહુથી વધારે અગત્યનો બનાવ હિન્દી પ્રધાનની મુલાકાત છે. આ દેશના સઘળા પક્ષોને સાંભળ્યા પછી તેણે સુધારાની યોજનાનો પોતાનો રીપોર્ટ ઘડી કહાડયો તે બેહુ તારીફલાયક છે. એકંદરે એ અહેવાલ અમોને પસંદ છે પણ નાણા સંબંધી સ્વતંત્રતા આપવાની બાબદનાં અહેવાલમાં કાંઇપણ ભલામણો કરવામાં આવી નથી તે અમારી મોટી નિરાશા છે. અલબતાં લડાઈ પછી એ બાબદપર આખાં શહેનશાહતમાં વિચાર ચલાવવામાં આવશે.

જીંદગીની સઘળી જરૂરીઆતોના ભાવો વધી પડયા છે અને મધ્યમ અને ગરીબવર્ગોનાં સંકટો વધી ગયા છે. ગરીબોને રાહત આપવાને સરકારે જૂદા જૂદા ઉપાયો યોજ્યા છે અને એ દિશાએ બધાએ સાથે મળીને કામ કરવાની ફરજ છે. ખોરાકીને લગતો સવાલ મુશ્કેલ તો હતોજ અને તેટલામા તો દુકાળે એ સવાલને ઘણો વધારે મુશ્કેલ બનાવ્યો છે. કેટલાક વેપારીઓ એવા વખતનો લાભ લઇને મોટો નફો ખાય છે અને હવે એ બધા નફાનો છેડો લાવી મેલવાનો વખત આવી પુગ્યો છે.

સરકારે જે બીજું અગત્યનું પગલું લીધું છે તે સુતરાઉ કાપડપરનો અંકુશ છે. આપણા વિચારમાંથી સ્વાર્થને બાજૂએ મૂકતાં જો આખા સવાલ બાબે આપણે સ્વતંત્રપણે વિચાર કરીએ તો માલમ પડશે કે કાપડના વેપારની અંદર સરકારને વચ્ચે પડવાનો સબબ ખુદ આપણાજ લોકોએ આપ્યો છે. આ વર્ષના જુલાઈ માસ સુધી કાપડનો ભાવ જૂદી જૂદી રીતે રતલ દીઠ ૧-૬-૦ થી તે રૂા. ૨) સુધીનો હતો; પણ ઓગસ્ટમાં સટોરીઆઓએ ભાવ રૂા. ૨-૧૨-૦ થી રૂા. ૩) સુધી ચ્હડાવ્યો છે. આવે મોટે ભાવે જો કે વેપાર ઘણો ઓછો ચાલ્યો છે તો-

પણ માલ ખપાવનારાં બજારો માટેની અસર ઘણી ઉલટા પ્રકારની થઇ છે અને તેથી ગરીબોનો મરો થઇ જાય છે. સટ્ટાથી કોઇનેબી ફાયદો થતો નથી અને તેટલા માટે સરકારે એ બાબતમાં કામ લઇને કોન્ટ્રોલર નીમ્યો છે તે ઘણું ડહાપણભર્યું પગલું છે. અને તે માટે મી. ગોઇસની પસંદગી ઘણી ડહાપણભરેલી છે તે ઘણો બાહોશ છે અને કોટન કમીટીનો તેનો અનુભવ આપણને ઘણો કામ લાગશે તેની ખાહેશ ગરીબોને સસ્તુ કાપડ મળે તેજ જોવાની છે અને તેના સંબંધમાં તે ઘણો આતુર છે. આપણે આશા રાખીશું કે લડાઇના બીજા સ્થાનિક અમલદારોની મદદ સહિત તેની કોશીશો ફતેહમંદ ઉતરશે. અલબત્તાં એ બાબતમાં મીલમાલેકોને થોડાક ભાગો આપવા પડશે પણ તેમના એવા ભોગોની ગરીબોને તેમના સંકટમાં રાહત મળી છે એમ જ્યારે તેઓ જાણશે ત્યારે તેવા ભાગો આપવાને તેઓ અચકાશે નહિ.

ગયે વર્ષે ચેમ્બરે ઘણું ઉપયોગી અને કિંમતી કામ કરેલુ છે જેથી તે સરકાર તેમજ બીજાં મંડળોના વિશ્વાસને પાત્ર થયું છે. હવેના મંડળના અસ્તદીન તરીકેના સારા ઓધાનો ચાર્જ મારા મિત્ર મી. શ્રી ચુનીલાલ મહેતાને આપતા મને ખુશી ઉપજે છે, કે જેમને તમે તમારા આવતા વર્ષના પ્રમુખ તરીકે ચુટી કહાડયા છે અને એ ચુંટણી માટે હું ચેમ્બરને મુબારકબાદી આપું છું તેમનો બોહળો અનુભવ, ફરજ તરફનુ તીક્ષ્ણ ભાન, અને ઉદ્યોગીક આલમના લાભો તરફના ને કામ કરવાને તેઓની બારે ખંતીલી ઉલટ એ બધુ તમારા ચેમ્બરના કામ કાજ દરમ્યાન તેઓને ઘણું ફાયદાકારક માલુમ પડશે છેવટે કમીટીએ તેમજ નવા સેક્રેટરીએ જે રીતે કામ બજાવ્યું છે તે માટે હું તેમને પણ મુબારકબાદી આપુ છુ.

દરખાસ્તને ટેકો આપતાં ઓ. મી. ચુનીલાલ વી. મહેતાએ પોતાના ભાષણમાં જણાવ્યું કે:—

શિરસ્તા મુજબ ચુંટણીનું કાર્ય પુરૂં થતાં જનરલ સભાનું વાર્ષિક કામ હાથ ધરવાનું દર વર્ષે બને છે તે પ્રમાણે સર્વેના સમજવા મુજબ અનિવાર્ય કારણોને લીધે આ વર્ષે જરા વિલંબ થયો છે પ્રાંતિક ધારાસભા, વડી સરકારની ધારાસભા વિગેરે રાજકીય બાબતોમાં વધારે ગંભીર પ્રશ્નો તરફ તમારી કમીટીના સભાસદોનું ધ્યાન ખેંચાયેલ હતું; અને તે માંહેના મોટા ભાગને હાલના અનેક સવાલો સાથે સંબંધ રહેલો છે ઇન્કમટેક્સ, સુપરટેક્સ, એક્સેસ પ્રોફીટસ ટેક્સ એક તરફથી હાલ આખી હિંદુસ્થાનમાં ધ્યાન ખેંચી રહ્યુ છે, તો બીજી તરફથી રૂ અને કાપડ ઉપર અંકુશ મુકવાની વાત બજારને અને વેપારને ચોંકાવનાર નીવડી છે

૧૯૧૭ના ઓકટોબરની તા. ૨૫ મીને દિવસે લંડન ચેમ્બર ઓફ કોમર્સની જે સભા ભરવામાં આવી હતી તેમાં વેપાર ઉપર સરકારે મૂકેલા અંકુશ ઉપર વિચાર ચલાવ્યો હતો. વેપાર ઉપર દબાણ કરાય તથા અંકુશ મુકાય ત્યારે ધંધોરોજગાર કરનારો વર્ગ ઉશ્કેરાય એ કુદરતી પરિણામ અહિં અને ત્યાં તથા સર્વત્ર જોઇ શકાય છે દરેક સ્થળે અહાજનો માલ લાવવા લઇ જવાનો પુરતો અવકાશ મળી શકતો નથી; તેમ કરવાના સાધનોની ખામી ઘણી છે; દરેક જાતના માલની પેદાશ અને પૂરતી આવક ઠેકાણે ઠેકાણે સિદ્ધ કરી શકાતી નથી, અને દેશાવરનો માલ આપણા દેશમાં આવવાથી બીજી સગવડો સંપડાવીને આપણા દેશનો માલ દેશમાંજ જૂદે જૂદે સ્થળે લઇ જવાનો વખત લઇ શકાતો નથી—આવા આવા સંયોગો વચે ઘણીખરી ચીજોના ભાવો એકદમ અને અત્યંત વધવા પામ્યા છે. માલ ભરી રખાય તે કુદરતી છે; માલને બહાર નિકાસ કરવાની સગવડ કરી આપનારા સાધનો મળે

નહિ ત્યારે માલ ભરી રાખ્યા વગર છૂટકો નથી. કદાપિ સટ્ટાને જોરે અમુક દરજ્જે માલ કૃત્રિમરીતે ભરી રખાય તે જૂદી વાત છે; પરંતુ નિકાસ એટલે આપણાજ દેશમાં એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં, એક જીલ્લામાંથી બીજા જીલ્લામાં અને એક શહેર કે ગામમાંથી બીજામાં જવાનાં સાધનો પણ પુરતાં નથી. આવા બારીક પ્રસંગે નામદાર સરકાર વેપારી તરીકે વચલી વ્યક્તિ બની માલ પેદા કરનારની અને ઉપયોગમાં લાવનાર બંનેની (Producers and Consumers) દરમીઆન આવી અંકુશરૂપી દખલગીરી કરે ત્યારે તે સહન કરી ન શકાય તેવી બાબત વેપારી કોમને લાગે તેમાં આશ્ચર્ય જેવું નહિ ગણાય. એજ પ્રકારનો વાંધો લંડન ચેમ્બરે ઉઠાવ્યો હતો; અને એવું જણાવ્યું હતું કે વેપારી કોમની મદદનો દરેક વખતે સરકાર લાભ લઇને વર્તશે તો તેને પોતાનું ધાર્યું કરી શકાશે; અને કોઇ જાતનો પ્રતિબંધ વેપારી કોમને નડશે નહિ. આયાત કરનારા, નિકાશ કરનારા અને માલની વ્હેંચણી કરનારાઓનાં હિત અને તેઓના સ્વાર્થ માલને પેદા કરનારાઓ જેવા અને જેટલાજ ગણવા જોઇએ; અને વેપારી સંસ્થાઓની સલાહ નામદાર સરકારે વેપારને લગતી અંકુશ મુકવા વગેરે દરેક બાબતમાં ખાસ લેવાની જરૂર છે, એ વાત રજુ કરી હતી. ઇંગ્લંડના મુખ્ય વજીરે તે વિષય ઉપર ધ્યાન આપી લંડન ચેમ્બરની તરફેણમાં ફેંસલો કર્યો હતો.

તમારી કમીટીએ લંડન ચેમ્બર જેવી પોતાની નેમ જાળવી છે. શું ઇન્કમટેક્ષને લગતી કે શું સુપરટેકસને લગતી, શું રૂને અંકુશ તળે લાવવામાં કે શું કાપડની ગણત્રી કરી મીલોની સાલો કબજે લેવાની બાબતમાં તમારી કમીટીએ જે લડત કરી છે, તે ઉપરના ધોરણ નિયમની અનુસારજ છે; અને સેક્રેટરી તરફથી રજુ થયેલા વાર્ષિક હેવાલમાં તે તે બાબતોનો ટુંકામાં સમાવેશ થયો છે.

હિન્દુસ્તાનને લગતા વેપારી ગંભીર સવાલો અનેક છે, અને ભવિષ્યમાં નવા નવા નીકળતા જશે, તેને માટે તૈયારી ચેમ્બરને કરવાની છે. કરો માંહે એકસાઇઝ ડયુટીનો સવાલ પણ લડાઇ પછી હાથ ધરવાને યોગ્ય છે. લોર્ડ હાર્ડીંજની સરકારે તે કરને ' અન્યાયનો તદ્દન આગંતુક ભાગ ' છે એવી રીતે ગણેલ છે; અને લેંકેશીયરની મરજી મૂજબ નાખવામાં આવતો આકર ઓ. ગી. ચેમ્બરલેનને પણ અન્યાયના કટકા તરીકે લગભગ કબૂલ કરવો પડયો છે. હિંદી નાણાં સંબંધી અંકુશ અને વ્યવસ્થા કરવાનો હક હિંદી સરકારને મળે અને હિંદની ટેરીફ ડયુટી ફરીથી ગોઠવવામાં આવે તો બ્રીટીશ સામ્રાજ્ય સાથે સંકળાયલી આર્થિક ગાંઠ હિન્દના વ્યાપારનું રક્ષણ કરવામાં મજબુત બંધાય. આ સ્થળે આપણે ઉજળી આશાનાં ચિન્હો "ધી મોંટેગ્યુ ચેલ્મસફર્ડ રીપોર્ટ "ના અમલમાં મૂકાયાથી જે રાજનીતિનો ફેરફાર જોઈ શકીશું તેની ઉપર આધાર રાખે છે. અનેક વિષયો ચેમ્બરને આવતા વર્ષમાં હાથ ધરવાના છે, અને તમારી કમીટીની મુખ્યતને કરીને તથા સમગ્ર સમુદાયની સામાન્ય રીતે જે સહાય કાયમ મળે જાય છે તે સહાયથી તમારા ચેંબરનું કાર્ય સફળ નીવડશે એવી મારી ખાત્રી છે. હવે વખત એવો નજીક આવ્યો છે કે જ્યારે ચેંબરને વધારે ખંતથી, કાળજીભર અને દીર્ઘદૃષ્ટિથી પોતાની પ્રતિષ્ટા જાળવીને કામ કરવાનું છે; તેની સાથે એ પણ એકાગ્રપણે લક્ષમા લેવાનું છે કે આખા દેશની વ્યાપારી સ્થિતિનું બંધારણ બાંધવાની જરૂર છે. વળી વખત બારીક આવતો જશે કે જ્યારે ભુલો કરીને પણ સ્વચ્છ અને સંગીન અનુભવ મેળવવો પડશે, અને એ બધું સિદ્ધ કરવામાં સહાનુભૂતિ, પરસ્પર સહાયકપણું અને આખો વેપારી વર્ગ એકજ સ્વાર્થ તાકે છે એ બાબતનો હરદમ ખ્યાલ રાખી એકવાનો માર્ગ, એ

---

સાધનો વધારી કમીટીને જેટલે દરજ્જે ચેંબરના સર્વે સભાસદો પૂરા પાડે છે તેટલે દરજ્જે ચેંબરની પ્રતિષ્ઠા વધારે ઉન્નતિવાળી થશેજ અને મારી ખાત્રી છે કે આપણે યુરોપીઅન ચેંબરની સરખાવટ કરી તેનું પદ અને તેના જેટલી પ્રતિષ્ઠા સહેલાઇથી પામીશું'.

બાદ રીપોર્ટ એક મતે બહાલ રાખવામા આવ્યો હતો.

ચુંટણીનું પરિણામ નીચે પ્રમાણે જાહેર કરવામા આવ્યું હતું.—

ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતા (પ્રમુખ)
શેઠ જહાંગીર બી પીટીટ (ઉપપ્રમુખ.)
,, ,, મનમોહનદાસ રામજી
,, ,, લલ્લુભાઇ શામળદાસ. સી. આઇ ઇ
,, જમનાદાસ દ્વારકાદાસ
,, સર ફાજલભાઇ કરીમભાઇ
,, શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
સર વિઠલદાસ દામોદર ઠાકરશી
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી
ઑન સર દીનશા. એદલજી વાચ્છા
શેઠ મનુભાઇ સુબેદાર
,, દેવીદાસ માધવજી ઠાકરશી
,, વસનજી ઠાકરશી હાલાઇ.
સર શાપુરજી બી ભરૂચા
શેઠ મોતીલાલ વલ્લભજી
,, મોતીલાલ કાનજી
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી
,, સોરાબજી એદલજી વૉર્ડન.
,, મુળજી હરિદાસ
,, નારણદાસ પુરૂષોત્તમ
, મથુરાદાસ વસનજી.
,, ફીરોજ જે. બીલીમોરયા
,, રેવાશંકર જગજીવન.
,, ચત્રભુજ શીવજી.
,, લક્ષ્મીદાસ રવજી તેરશી.

શેઠ જમનાદાસ દ્વારકાદાસે ચુંટણી બહાલ રાખવાની દરખાસ્ત મુકી હતી જેને શેઠ મોતીલાલ વલ્લભજીએ ટેકો આપ્યો હતો અને દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી

ત્યાર બાદ શેઠ જહાંગીર પીટીટે નવા વર્ષના હીસાબ તપાસનાર તરીકે શેઠ દેવીદાસ વિઠ્ઠલદાસની નિમણુંક ચાલુ રાખવાની દરખાસ્ત મૂકી હતી જેને શેઠ ચત્રભુજ શીવજીએ ટેકો આપ્યો હતો અને દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

શેઠ હંસરાજ પ્રાગજીએ પ્રમુખ તથા ગયા વર્ષની કારોબારી કમીટીનો ઉપકાર માનવાની દરખાસ્ત કરી હતી જેને શેઠ ચતુર્ભુજ કરસનદાસ શરાફે ટેકો આપ્યો હતો અને દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી.

ઑન. શેઠ લલ્લુભાઇ શામળદાસે સર વિઠ્ઠલદાસ ઠાકરશીનો ચરનશીન તરીકે કાબેલ્યત રીતે ફતેહમંદ કામ કર્યા માટે ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરી હતી જેને ઑન સર ફાજલભાઇએ ટેકો આપ્યો હતો અને દરખાસ્ત સર્વાનુમતે પસાર કરવામા આવી હતી.

ત્યાર બાદ હિન્દી સુધારાઓની યોજના ઉપર ચેમ્બરની કમીટીએ પોતાના અભિપ્રાયના રીપોર્ટનો ખરડો ઘડી કહાડયો છે, તે ખરડા ઉપર વિચાર ચલાવવા માટે એક અસાધારણ સભા ઑ. મી. ચુનીલાલ મહેતાના પ્રમુખપણા નીચે મળી હતી, જેણે કમીટીનો ખરડો બહાલ રાખી તે સરકારને મોકલી આપવાનો ઠરાવ પસાર કર્યો હતો.

આ ખરડામા યોજનાના સબંધમા નીચે પ્રમાણે સૂચનાઓ કરવામા આવી હતી:—

પ્રાંતિક કારોબારી:—ગવર્નર તરીકે આવનાર મ ણુસને ઇંગ્લંડ ખાતેથી મોકલવો જોઇએ અને તેને પાર્લામેન્ટને લગતો અનુભવ હોવો જોઇએ

અનામત વિષયોનો અખત્યાર ધરાવનારા પ્રધાનો તથા હવાલે કરવામા આવેલા વિષયોનો અખત્યાર ધરાવનારા પ્રધાનોનો દરજ્જો એક

સરખો હોવો જોઇએ. 'પોર્ટ ફોલીઓ' વગરના વધારાના સભાસદો હોવા જોઇએ નહિ

હવાલે કરવાના વિષયો માટે પ્રધાનોની નિમણુંક ધારાસભાની લાગણીઓને માન આપીને કરવી જોઇએ. તથા તેઓ પહેલેથીજ ધારાસભાને જવાબદાર હોવા જોઇએ.

પ્રાંતિક ધારાસભા:—

મોટા પ્રાંતોમા ચુંટી કહાડેલા સભાસદોની બહુમતી $\frac{4}{5}$ જેટલી રાખવી જોઇએ.

કોમી પ્રતિનિધિત્વ મુસલમાન કોમ સિવાય રાખવું જોઇએ નહિ. તેમજ ખાણોવાળાઓ, બગીચાવાળાઓ વિગેરે માટે ખાસ ચુંટણી કરનારા મંડળો નાખવા જોઇએ નહિ.

ફ્રેંચાઇઝ કમીટી બહાર આવે ત્યાં સુધી તેના સંબંધમા પોતાનો અભિપ્રાય જાહેર કરવાનો પોતાનો હક ચેમ્બર અનામત રાખે છે.

'લેજીસ્લેટીવ એસેમ્બ્લી' ને પોતાના કાનુનો ઘડવાની સત્તા હોવી જોઇએ.

પાંચે વરસની સરાસરીમાંનાં ધોરણ ઉપર અનામત વિષયો ઉપરની ગ્રાંટો પ્રાંતિક બજેટમાંથી પહેલી જૂદી કહાડવી જોઇએ.

અનામત રાખવાના વિષયો:—મોટા પ્રાંતોમાં ફક્ત કાયદો, પોલીસ અને ન્યાય ખાતાને અનામત વિષયોમાં રાખવાં અને અમુક ઠરાવેલે વખતે બધા વિષયો હવાલે કરવાની જોગવાઇ પહેલેથીજ કરવી જોઇએ.

હિન્દી સરકાર:—હિન્દી સરકારના સંબંધમા પણ પ્રાંતિક સરકારોના ધોરણ મુજબની પદ્ધતિ એક સાથે કરવી જોઇએ. વડી સરકારમાં પ્રધાનોની ઓછામાં ઓછી અર્ધી સંખ્યા હિન્દીઓની રાખવી જોઇએ.

'લેજીસ્લેટીવ એસેમ્બલી'માં ચુંટી કહાડાએલા સભાસદોની બહુમતી $\frac{4}{5}$ જેટલી હોવી જોઇએ અને અનામત વિષયોના સંબંધમાંજ 'લોઅર હાઉસ' તરફથી ના પાડવામાં આવે ત્યારેજ તેનાં સિવાય બધી બાબતોના સંબંધમાં તે કાયદા ઘડશે. તેમાં ચુંટી કહાડાએલા સભાસદો ૫૦ ટકા જેટલા હોવા જોઇએ.

બધા અનામત વિષયો માટે જોઇતાં નાણાં માટે બજેટમાંથી પહેલી જોગવાઇ કરવામાં આવશે પણ 'લેજીસ્લેટીવ એસેમ્બલી' એ બજેટ ઉપર મત આપવો જોઇએ. આવા મત વગર કર નાખવાની સત્તા હોવી ન જોઇએ.

હિંદી પ્રધાનની કાઉન્સીલ: કહાડી નાખવી જોઇએ. અને ઇન્ડીયા ઓફીસનો બધો ખર્ચ હિન્દી પ્રધાનના પગાર સહિત બ્રીટીશ અંદાજાઓ ઉપર મેળવો જોઇએ.

હુન્નર ઉદ્યોગની રાજ્યનીતિ:

હુન્નર ઉદ્યોગોને લગતી રાજ્યનીતિ આગળ વધનારી હોવી જોઇએ અને એક હિંદી સભાસદના અંકુશ નીચે નામદાર હિન્દી સરકારનું એક ખાતું રાખવું જોઇએ અને હિન્દનાં હુન્નર ઉદ્યોગોને લગતા આગેવાનોની એક બોર્ડ નીમવી જોઇએ કે જે તેને મદદ કરે.

હિંદી સરકારને નાણાં સંબંધી સંપૂર્ણ સત્તા આપવા માટે તા. ૨૦ મી ઓગસ્ટના જાહેરનામા જેવુંજ એક જાહેરનામું બહાર પાડવું જોઇએ. નાણાં સંબંધી સત્તા સિવાય બીજા સુધારા નકામા છે.

પ્રમુખે આ ખરડો બદલ રાખવાની દરખાસ્ત મૂકી, જેને શેઠ જહાંગીરજી બી પીટીટે ટેકો આપ્યો. શેઠ જમનાદાસ દ્વારકાદાસે (પારીગ્રાફ ૨૨૫ માં) થોડોક સુધારો રજુ કર્યો જેને ઓનરેબલ ફાજલભાઇ તથા શેઠ મનુભાઇ મુગેદારે ટેકો આપ્યો અને સુધારો પસાર થયો હતો.

શેઠ કે. જીવ બાટલીવાલાએ બીજો સુધારો મૂક્યો જેને શેઠ બી. મોરીસે ટેકો આપ્યો. મત લેતાં બે વિરૂદ્ધ સઘળા મતોએ તે સુધારો રદ ગયો હતો. ખરડો ત્યાર બાદ સર્વાનુમતે પસાર થયો હતો.

ત્યાર બાદ તે દિવસના કાર્યક્રમ પ્રમાણે નવાં 'ઇન્કમટેક્સ ફોર્મ્સ' ઉપર વિચાર ચલાવવામાં આવ્યો હતો.

શેઠ જહાંગીર પીટીટે એવી દરખાસ્ત મૂકી કે ચેમ્બરે નામદાર હિન્દી સરકારને અરજ કરવી કે આ ઇન્કમટેક્સ ફેરો બાબે હિન્દી વેપારી કોમની ફરીયાદો ઉપર વિચાર ચલાવવા માટે સરકારે સરકારી અને બીન સરકારી અમલદારોની કમીટી નીમવી જોઇએ જે કમીટી એ ફરીયાદો ઉપર વિચાર ચલાવી સરકારને રીપોર્ટ કરે અને આવો રીપોર્ટ મળે ત્યાં સુધી સરકારે આ એક્ટ બાબે કાંઇપણ પગલા લેવાં નહિં.'

આ દરખાસ્તને શેઠ હંસરાજ પ્રાગજીએ ટેકો આપ્યો હતો. શેઠ મોતીલાલ વલ્લભજી અને મગ ફાજલભાઇ આ દરખાસ્તની વિરૂદ્ધ પડ્યા હતા; અને શેઠ મોતીલાલે એવી દરખાસ્ત કરી હતી કે "ચેમ્બરે સરકારને મોકલી આપવા માટે 'રેપ્રીઝેન્ટેશન' તયાર કરવા એક કમીટી નીમવી જે કમીટીએ ૧૫ દિવસની અંદર 'રેપ્રીઝેન્ટેશન' તયાર કરી સાધારણ સભામા પસંદગી માટે રજુ કરવું અને ત્યાર પછી તે સરકારને મોકલી આપવું. તે દરમ્યાન મુંબાઇ સરકાર મારફત હિન્દી સરકારને તથા મુંબાઇ સરકારને આ બાબતમાં કાંઇપણ આગળ પગલાં ન લેવાની વિનંતી કરવી.'

આ દરખાસ્તને શેઠ માણજી ગોવીંદજીએ ટેકો આપ્યો હતો. શેઠ પીટીટે પોતાની દરખાસ્ત પાછી ખેંચી લીધી. શેઠ મોતીલાલની દરખાસ્ત ઉપર મત લેવાતાં તે પસાર થઇ હતી.

ત્યાર બાદ પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

---

## નવાં પુસ્તકો.

નીચે જણાવેલાં પુસ્તકો ચેંબરની લાયબ્રેરીમાં વધારવામાં આવ્યાં છેઃ—

1 Agricultural Research Institute Pusa Bulletins No. 69, 79, and 81, 1918.
2 Report on Indo Italian trade 1918.
3 Legislative Orders Relating to the War 1918.
4 Report on the Administration of the Registration Dept. in the Bombay Presidency for the year 1917.
5 Report on the operations of the Madras Currency Dept 1917-18.
6 Records of the Geographical Survey of India 1918.
7 Annual Statement of the Coasting trade and Navigation 31st March 1917.
8 Indian food-stuffs and their tonnage 1918.
9 Proceedings of the Bombay Legislative Council.
10 White Ships' List July 1st 1918.
11 Report on the Administration of the mints at Calcutta and Bombay 1917-18.
12 The Improvement of the Indigenous Methods of Gur and Sugar making in the United Provinces by William Hume.
13 Report of the working of the David Sassoon Industrial & Reformatory Institution for 1917-18
14 Land Revenue Administration Report Part II of the Bombay Presidency including Sind for 1916-17.

---

ધી ઓરીએન્ટ ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# OTHER CHAMBER'S SECTION.

# બીજી ચેમ્બરનો વિભાગ.

## ઇન્કમટેકસનાં નવાં એસેસમેન્ટ ફોર્મ્સ સંબધે ધી મદ્રાસ ચેમ્બર ઓફ કોર્મસનો અભિપ્રાય.

ધી મદ્રાસ ચેમ્બર ઓફ કોમર્સની કમીટી મીટીંગમાં ઉપરની બાબત ઉપર વિચાર ચલાવવામાં આવતાં 'ધી પંજાબ ચેમ્બર ઓફ કોમર્સ' તરફથી મળેલો એક કાગળ વાંચવામાં આવ્યો હતો જેમાં મદ્રાસ ચેમ્બરને જણાવવામાં આવ્યું હતું કે ઇન્કમટેકસના નવા ફોર્મો ઘણાંજ ગુંચવાડાભરેલા અને ઘણાખરાની બાબતમાં નુકસાનકારક છે તેથી મદ્રાસ ચેમ્બર તે ફોર્મો માટે અસંતોષ જાહેર કરવામાં માટે નામદાર સરકારને 'જોઇન્ટ રેપ્રીઝેન્ટેશન' કરવામાં બંગાળ ચેમ્બરને ટેકો આપવા તૈયાર છે કે નહિ તે પૂછાવ્યું હતું.

ત્યાર બાદ એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે 'પંજાબ ચેમ્બરને જણાવવું કે તેઓના કાગળમાં લખેલ સામાન્ય ટીકા સાથે ચેમ્બર મળતી થાય છે અને ફોર્મોમાં કેટલીક વીગત બીનજરૂરી અને વાંધો ઉઠાવવા જેવી છે પરંતુ કમનસીબે આ ચેમ્બરને તે ફોર્મો સામે કાયદેસર વાંધો ઉઠાવવાને આધાર નથી. તે ઉપરાંત આ ચેમ્બરનો એવો અભિપ્રાય છે કે તે ફોર્મોમાં વણી વીગતો પૂછેલ હોવાથી 'ઇન્કમટેકસ એકટની રૂયે જે આસામીઓ ઇન્કમટેકસમાંથી છટકી જવા પામે છે તે આસામીઓને ઇન્કમટેકસ કલેકટર તથા કમીશનર સપડાવી શકશે.

ત્યાર બાદ ન્યુકેટાઇ નાગારથારા એસોસીએશન તરફથી મદ્રાસ ચેમ્બર ઉપર મોકલવામાં આવેલ ઠરાવ વાંચવામાં આવ્યો હતો જેમાં એવી ભલામણ કરવામાં આવી હતી કે જે કર ભરનારાઓ પોતાના કરના ફડચા (Composition) માટે અરજ કરે તેઓની બાબતમા મુદતની હદ ત્રણ વર્ષને બદલે પાંચ વર્ષની કરવી; અને નામદાર સરકારને તે બાબતમાં અરજ કરવામાં મદ્રાસ ચેમ્બર તેઓને સામેલ થશે કે નહિ તે પૂછાવ્યું હતું.

ત્યાર બાદ એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે 'ઇન્કમટેકસના ફડચા (Composition) માટે મુદતની હદ વધારવાની ઉપરના એસોસીએશનની ભલામણને આ ચેમ્બર ટેકો આપે છે, અને હિન્દુસ્થાનની બીજી ચેમ્બરોનો આ ભલામણમા ટેકો માગવા માટે આ ઠરાવની નકલ તેઓને મોકલી આપવી.

વળી આગળ એવું ઠરાવવામાં આવ્યું હતું કે હાલના કાયદાની રૂયે કંપનીઓને ઇન્કમટેકસના સંબંધમાં ફડચો (Composition) કરવાની છૂટ નથી; અને તેથી નામદાર સરકારને એવી ભલામણ કરવી કે બીજા કર ભરનારાઓની માફક કંપનીઓને પણ ઇન્કમ ટેકસવાળા અમલદારો સાથે ફડચો (Composition) કરવાની છૂટ આપવી. જો સરકાર પબ્લીક કંપનીઓની બાબતમાં આ માગણી સ્વીકારી ન શકે તો આ ચેમ્બરનો એવો અભિપ્રાય છે કે ઇન્ડીઅન કંપનીઝ એકટની રૂયે ખાનગી કંપનીઓને તો તે છૂટ આપવી.

---

# WAR AND TRADE

## GOVERNMENT NOTIFICATIONS.

## વિગ્રહ અને વેપારઃ સરકારી જાહેરનામાં.

યુનાઇટેડ કીંગડમમાંથી નિકાસ થતા માલ ઉપરના પ્રતિબંધ અને અંકુશ મુકાયેલા માલના લીસ્ટમાં સુધારા વધારા કરનારૂ લીસ્ટ અમને ના. મુંબઇ સરકારના અંડર સેક્રેટરી મી. એ. એફ. એલ બ્રેઇન આઇ, સી, એસ તરફથી મળ્યું છે જે ચેમ્બરની ઓફીસમાં ગખવામા આવ્યું છે 23-9-1918

---

તાર મોકલાવા માટે 'ટેસ્ટ વર્ડઝ'ના ઉપયોગની બાબતમાં 'યુનાઇટેડ સ્ટેટસ રેગ્યુલેશન્સ'ને લગતા લંડનના ચીફ સેન્સરે બહાર પાડેલ જાહેરનામાંની એક નકલ અમને નામદાર મુંબઇ સરકારના અંડર સેક્રેટરી મી એ. એફ. એલ. બ્રેઇન આઇ. સી, એસ તરફથી મળેલ છે, જે ચેમ્બરની ઓફીસમાં રાખવામાં આવી છે.

૨૪-૯-૧૯૧૮

---

ના. મુંબઇ સરકારના સેક્રેટરી મી. જી. એ થોમસ, આઇ. સી. એસ. એક પત્રમા જણાવે છે કે કલકતાને હવેથી પ્લેગમુકત ગણુવામા આવ્યું છે . ૩૦-૯-૧૮

---

ચીનમાં આયાત નિકાસ થઇ શકે તેવા વેપારીઓના લીસ્ટમાં સુધારા કરનારાં લીસ્ટની એક નકલ અમને ના. હિન્દી સરકારના કામ ચલાઉ અન્ડર સેક્રેટરી મી. એ. એમ. ગ્રીન, આઇ. સી. એસ તરફથી મળેલી છે જે આ ચેમ્બરની ઓફીસમાં આપવામા આવેલ છે.—

વધારા.

કોન્સોર્ટીઅમ ડેમ ઇન્ડસ્ટ્રીએટસ બેલ્જીસ એન એકસ્ટ્રીમ-ઓરીઅન્ટ, પેકી ગ.

ફર્નબાક આર. આર. ન્યુઅવાગ અને હાંકઉ ગ.

ફ્રેન્ગીંગર એન્ડ ફ્રર્નો .

લાફીલી. જે. ટીન્ટઅીન.

મેઇલંગ સીલ્ક ફીલેચર—ન્યુચવાંગ અને હાંકઉગ.

સુધારા:—

લે સી, પેકી ગને ... ... ...

બદલે .. ... લે ચાર્લ્સ (કોન્સોર્ટીઅમ ડેસ ઇન્ડસ્ટ્રીએલ્સ બેલ્જીસ એન્ડ એકસ્ટ્રીમ ઓરીએંટ) પેકીંગ.

ફ્રાંગ વીલીઅમ ... ... ...

શે ગાહીને બદલે. ... ફ્રાંગ વીલીઅમ (ફ્રેન્ગી ગર અને ફ્રર્નો)

૭-૧૦-૧૮

---

યુનાઇટેડ કીંગડમમાં કેટલીક જાતનો માલ આયાત કરવાની મના કરવામાં આવેલ છે તેનું લીસ્ટ અમને મી. પી. ઇકલીસ, આઇ. સી. એસ, કલેકટર ઓફ કસ્ટમ્સ, તરફથી મળેલ જે ચેંબરની ઓફીસમા રાખવામા આવેલ છે.

૧૦-૧૦-૧૮

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## મોંઘવારી અને હિન્દુસ્થાન.

હાલની વધતી જતી મોંઘવારીના વખતમા લડાઇની અસરવાળા બીજા ઘણાખરા દેશો કરતાં હિન્દુસ્થાનમાં ભાવો એકંદર વધારે સ્થિર રહેલ છે એ એક નોંધ લેવા જેવી બાબત છે. ૧૯૧૭ ની આખરના અને ૧૯૧૪ ના જુલાઇ માસ એટલે કે લડાઇ પહેલાના તરતના ભાવો તથા ઘરભાડાના નીચે આપેલ આકડા ઉપરથી તે સમજાશે:—

જથાબંધ માલના ભાવમાં રંગુનમાં ૪૩ ટકા, કલકત્તામા ૬૮ ટકા, કરાચીમા ૯૪ ટકા, મુંબઇમા ૧૦૯ ટકા અને મદ્રાસમા ૧૧૧ ટકાનો વધારો થએલ છે. જ્યારે છુટક માલ કે ઘણે ભાગે ખાધા ખોરાકીની ચીજો છે તેના ભાવોમાં વધારો સરખાવટમાં થોડો છે, મદ્રાસમાં ૧૩ ટકા, રંગુનમા ૧૭ ટકા, કલકત્તામા ૨૧ ટકા, મુંબઇમાં ૨૯ ટકા, અને કરાંચીમા ૩૫ ટકા. કરાચીમાં સહુથી મોટો વધારો સાકર, ઘઉંનો આટો, ઇંડા, બટાટા અને અનાજના ભાવોમાં થએલ છે. મુંબઇમાં દુધ, ચા અને માંસના ભાવમાં, અને કલકત્તામાં મીઠું અને ઘીના ભાવમાં સહુથી મોટો વધારો જણાય છે. ઘરભાડાના વધારામા સ્થળવાર બહુજ ફેર છે અને તેમા સહુથી મોટો વધારો કરાંચીમાં ૪૧ ટકાનો અને સહુથી ઓછો કલકત્તામાં ૯ ટકાનો છે.

---

## હિન્દુસ્થાનમાં વહાણ બાંધવાનો ઉદ્યોગ.

નામદાર સરકારની વડી ધારાસભાની બેઠકમા બોલતા સર જ્યોર્જ બાર્ન્સે વહાણ બાંધવાના ઉદ્યોગને લગતી ઘણી ઉપયોગી બાતમી આપી છે. સરકારી મદદથી બાંધવામા આવતાં વહાણોની વીગત આપતા તેઓએ જણાવ્યું કે મદ્રાસ ઇલાકામાં કાલીકટ ખાતે ૧૧ વહાણ બાંધવામા આવે છે અને તે દરેક ૨૦૦ થી ૩૦૦ ટનનું છે; અને એક વહાણ ૫૦૦ ટનનુ પણ ત્યાજ બંધાય છે. કોચીન ખાતે ૭૦૦ ટનનું એક વહાણ, મસલીપટમ ખાતે ૨૦૦ ટનના બે અને ૧૦૦ ટનનું એક અને બીજાં ત્રણ વહાણો (જેના ટનેજની તેઓને ખબર ન હોતી) બાંધવામા આવે છે. બર્મામાં રંગુન ખાતે ૧૦૦૦ ટનના ત્રણ, ૩૫૦ ટનનું એક અને ૨૫૦ ટનના (આઠ) વહાણ બંધાય છે. મોલમીન ખાતે ૫૦૦ ટનના બે વહાણ બંધાય છે બંગાળામા ચીતાગાંગ ખાતે ૭ વહાણ બંધાય છે. (જેના ટનેજની સર જ્યોર્જ બાર્ન્સને બરાબર ખબર ન હોતી); કલકત્તા ખાતે એક વહાણ ૧૦૦ ટનનું બંધાય છે. મુંબઇમા વરસોવા ખાતે ચાર વહાણ બંધાય છે જેમા એક ૭૫૦ ટનનું, એક ૬૦૦ ટનનુ, એક ૨૫૦ ટનનું અને એક ૧૨૫ ટનનું છે. આ પ્રમાણે હિન્દુસ્થાનમાં કુલ ૪૪ વહાણો બંધાય છે અને આ સ્થિતિ સંતોષકારક છે.

---

## જાપાનના નવા ઉદ્યોગો –

જ્યારથી જર્મનીનો બીજા દેશો સાથે વેપાર બંધ પડયો ત્યારથી બીજી પ્રજાઓ સાથોસાથ જાપાનને પણ ઘણો ફાયદો થએલ છે. કારણકે જાપાનીઝ લોકો પોતાની નકલ કરવાની કળા તથા સોંઘી મજુરીને લીધે બીજા દેશો સાથે સારી રીતે હરીફાઇ કરી શકે છે. તેઓએ 'ગ્લવ'ના નવા ઉદ્યોગમાં સારી ફતેહ મેળવી છે. તેઓ બનાવટી ચામડું, લીનોલીઅમ, રંગીન કાચ, આગ્સ; લેકર અને વાગ્નીશો નિકાશ માટે તૈયાર કરે છે. જર્મન બનાવટ સાથે હરિફાઇ કરી શકે તેવાજ સસ્તા પીઆનાની નિકાશ જાપાને કયારની ચાલુ કરેલ છે સોયનો ઉદ્યોગ પણ તેઓએ ઘણો સુધર્યો છે અને તે ઉદ્યોગ હાલની પદ્ધતિ ઉપર ચલાવવાનું શરૂ કરેલ છે. અત્યાર સુધી જાપાનને સોય માટે જર્મની ઉપર આધાર રાખવો પડતે.. પેઇન્ટસ ગ્લીસરીન સ્ટીગઇન સોપ વેકસ, પોટેશીઅમ પરમેંગેનેટ, પોટાશીઅમ કારબોનેટ વિગેરે બનાવવાના નવા ઉદ્યોગો તેઓએ સ્થાપ્યા છે. લડાઇનાં વખતમાં જાપાનની ઘડીઆળોનો ચીન, હિન્દુસ્થાન, સાઉથ ગી આર્યલેન્ડઝ, સ્ટ્રેઇટ સેટલમેટસ અને યુનાઇટેડ કીંગડમ, ફ્રાન્સ અને ઇટાલી સુધી પણ નિકાશ થાય છે. એમ જણાવવામા આવે છે કે બીજા દેશોમાથી સ્ટીલની નિકાશ ઉપર અંકુશ મૂકાએલ હોવાથી કમાનની ઘણી અછત છે અને તેથી જાપાનના ઘડીઆળીઓ જ્યા સુધી કમાન મળી ન શકે ત્યા સુધી રાખી મૂકવાના ઇરાદાથી કમાન વગરની ઘડીઆળો બનાવી રાખે છે.

---

## એકસેસ પ્રોફીટસ ટેકસ :—

એ વિષય ઉપર ટીકા કરતાં 'કેપીટલ' જણાવે છે કે તે વિષય વેપારીવર્ગમા સારી રીતે ચર્ચાયેલ છે અને એકંદર રીતે સર વીલીઅમ મેયરની ભવિષ્યમા કર નાખવાની યોજનાથી લોકોને અસંતોષ થએલ નથી. એટલું તો ખરૂં કે આજ સુધી સર વીલીઅમે તે કર નાખવામાં ઢીલ કરેલ છે અને તેથી ઘણાખરા નાણાં રોકનારાઓને હવે ફરીઆદ કરવાનુ કારણ મળેલ છે. ૧૯૧૭-૧૮ નું બજેટ રજુ કરતી વખતના સર વીલીઅમના ભાષણથી સલામતીની ખોટી લાગણીથી દોરવાઇ જઇ જે લોકોએ ઉંચા ભાવના શેરો ખરીદ્યા હતા તે રાખી મૂકેલ છે. વળી સર વીલીઅમે જણાવ્યું હતું કે હિન્દુસ્થાનમા સાધારણ નફો કોને કહેવો અને અતિશય નફો કોને કહેવો તે નક્કી કરવા શાસનતંત્ર અને બોર્ડ ઓફ રેફરન્સ' મળી શકે તેમ નથી; અને તે પછી આટલા ટુંક સમયમા તે કેવી રીતે મળી શકેલ છે તે લોકો સમજી શકતા નથી

અમલદારો અને બીન અમલદારો જેની ઉપર અત્યારે સરકાર આધાર રાખે છે તેઓ ગયે વર્ષે પણ મળી શકયા હત એટલે હાલની ફેરવાએલી સ્થિતિ વિષે જે કહેવામા આવે છે તે માત્ર ભ્રમ છે ખરી હકીકત એમ છે કે લડાઇની શરૂઆતથીજ નામદાર હિન્દી સરકારે હિન્દુસ્થાનના વેપાર ઉદ્યોગોને ઉત્તેજન આપવા પોતાથી બનતું કરેલ છે અને દેશના ઉદ્યોગોની ખીલવણીમા અંતરાય કરે એવું એક પણ પગલું લેતા નામદાર સરકાર અચકાય છે. અને તેજ કારણથી ૧૯૧૭ ના એપ્રીલ માસમા 'એકસેસ પ્રોફીટસ ટેકસ' નાખવામા આવ્યો નહોતો, નાના અને લડાઇને લીધેજ ટકી રહેલા ઉદ્યોગો માટે નામદાર હિન્દી સરકારે આટલી બધી કાળજી રાખેલ છે તે ખાતે તેમને ધન્યવાદ ઘટે છે હજી પણ નામદાર સરકાર નાના ઉદ્યોગોના લાભ જાળવવા માટે આતુર છે; કારણ કે વ્યક્તિઓ અને જે ખાતાંઓનો નફો મુકરર કરવામા આવનાર રકમ કરતાં ઓછો હશે તેઓને આ કર લાગુ પડશે નહિ.

---

## મુંબઈનો કાપડનો ઉદ્યોગ અને એકસેસ પ્રોફીટસ ટેકસઃ—

ઉપરના વિષય ઉપર 'કોમર્સ' માં લખતાં મી૦ ક્રુત્ર લખે છે કે એકસેસ પ્રોફીટસ ટેકસને પરિણામે શેર બજારમાં એકદમ મ ની આવી ગઇ છે અને તેથી શેર બજાર સાથે સંબંધ ધરાવનારા કેટલાક લોકો ખજાનચીના આ પગલાને વખોડી કાઢે છે. તેઓ આ કરમાથી છૂટી જવા માટે નીચેની દલીલો રજુ કરે છેઃ—

(૧) આ ઉદ્યોગ હજી શરૂઆતની સ્થિતિમાં છે.

(૨) મીલોએ વોર લોનમાં નાણાં રોકયાં છે.

(૩) તેઓના નફા મોટા નથી.

(૪) માન્ચેસ્ટર અને જાપાન પોતાનો માલ હિન્દુસ્થાનની બજારમાં ઘુંસાડે છે અને તેઓની સાથે હિન્દુસ્થાનની મીલોને હરીફાઈમાં ઉતરવું પડે છે.

(૧) મીલોની સ્થિતિઃ—કાપડનો ઉદ્યોગ હજી ઘણો વધી શકે એમ છે; પણ મીલના એજંટો આવી સારી સ્થિતિમા જે કમાણા છે તે મોટું ડીવીડન્ડ આપવામા અને પોતાના શેરોનો સટ્ટો કરવામાં તેઓએ ગુમાવ્યું છે.

(૨) વોર લોનમાં તેઓએ આપેલો ફાળોઃ-મુંબઈની મીલોએ પોતાનાં રીઝર્વ ફંડમાંથી ઘણો થોડો ફાળો આપેલ છે તે નીચેના આંકડા ઉપરથી જણાશેઃ—

### પહેલી વોરલોન.

| મીલનું નામ | રીઝર્વ | વોરલોનમાં રોકેલી રકમ. |
|---|---|---|
| ઇન્દોર માળવા | ૧૮,૫૦,૦૦૦ | ૧,૦૦,૦૦૦ |
| કુરલા ... | ૪,૦૮,૦૦૦ | ......... |
| ગોલ્ડ મોહોર | ૬,૦૦,૦૦૦ | ... .... |
| હોંગકોંગ સ્પીનીંગ | ૮,૦૦,૦૦૦ | ......... |
| હિન્દુસ્થાન | ૯,૪૭,૦૦૦ | ......... |
| વેસ્ટર્ન ઈન્ડીઆ | ૧૦,૪૩,૦૦૦ | ......... |
| ઈન્ડીઅન મેન્યુ૦ | ૪,૮૦,૦૦૦ | ......... |
| ન્યુ સીટી ... | ૩,૧૫,૦૦૦ | ......... |
| બોમ્બે ડાઈંગ ટેકસ્ટાઇલ | ૧,૦૦,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ |
| સોલાપુર ... | ૩૭,૦૦,૦૦૦ | ૧૦,૧૦૦ |
| ખટાઉ ... | ૨૮,૦૦,૦૦૦ | ૪૦,૦૦૦ |
| સ્ટાંડર્ડ ... | ૧૫,૦૦,૦૦૦ | ૨,૦૦,૦૦૦ |
| ડેવીડ ... | ૧૩,૦૦,૦૦૦ | ૩,૦૦,૦૦૦ |
| ફીનીક્ષ ... | ૬,૨૦,૦૦૦ | ......... |
| ફીનલે ... | ૩,૦૦,૦૦૦ | ......... |

(૩) મીલોના નફાઃ—મીલોના નફા સારા છે કે નહિ તે નીચે આપેલ મીલોના નફા અને શેરના ભાવોના કોઠા ઉપરથી જણાશેઃ—

### નફો.

| મીલ. | થાપણ. | ૧૯૧૩. | ૧૯૧૬. | ૧૯૧૭. |
|---|---|---|---|---|
| ફીનલે ... | ૨૦,૦૦,૦૦૦ | ૨,૧૮,૦૦૦ | ૨,૭૧,૦૦૦ | ૯,૦૫,૦૦૦ |
| સ્ટાંડર્ડ .. | ૧૨,૦૦,૦૦૦ | ૩,૭૨,૦૦૦ | ૬,૬૦,૦૦૦ | ૧૧,૫૦,૦૦૦ |
| ડેવીડ ... | ૨૪,૦૦,૦૦૦ | ૫,૭૮,૦૦૦ | ૧,૬૨,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ |
| ખટાઉ ... | ૯,૯૬,૭૫૦ | ૩,૬૭,૦૦૦ | ૫,૩૯,૦૦૦ | ૯,૫૫,૦૦૦ |
| સોલાપુર ... | ૮,૦૦,૦૦૦ | ૬,૧૧,૦૦૦ | ૭,૮૭,૦૦૦ | ૨૨,૭૮,૦૦૦ |
| ન્યુ સીટી ... | ૬,૦૦,૦૦૦ | ૧,૧૫,૦૦૦ | ૮૧,૦૦૦ | ૩,૦૦,૦૦૦ |
| કુર્લા ... | ૧૩,૦૦,૦૦૦ | ૧,૦૧,૦૦૦ | ૧,૩૨,૦૦૦ | ૪,૫૦,૦૦૦ |

# JOINT-STOCK COMPANIES

## જૉઈન્ટ–સ્ટૉક કંપનીઓ.

### ટેબલ પહેલું.

માઈસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમા જોડાઇ ગયેલી કંપનીઓ અને જે સપટેમ્બર ૧૯૧૮ ની સાલમાં રજીસ્ટર થઇ હતી. જેની વીગત નીચે લખવામા આવી છે.

| | સપટેમ્બર ૧૯૧૭ | | સપટેમ્બર ૧૯૧૮. | |
|---|---|---|---|---|
| જાત. | સંખ્યા. | થાપણ રૂ. ૧,૦૦૦ | સંખ્યા | થાપણ. રૂ ૧,૦૦૦ |
| બેંકીંગ અને લોન ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેંકીંગ અને લોન | ૩ | ૬,૩૦ | ૨ | ૧,૫૦ |
| ટ્રેડીંગ. | | | | |
| ૨. કોઓપરેટીવ એસોશીએશન | ૧ | ૨,૫૦ | ... | ..... |
| ૩. પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૩ | ૨,૧૦ | ૧ | ૨૦ |
| ૪. બીજીઓ | ૧૧ | ૪૭,૭૦ | ૯ | ૨૬,૦૦ |
| મીલો અને પ્રેસો.— | | | | |
| ૫ કોટન અને જ્યુટ સ્ક્રુસો અને પ્રેસો. | ૧ | ૨,૦૦ | ... | ...... |
| ૬ બીજી મીલો અને પ્રેસો. | ૧ | ૧૫,૦૦ | ... | .. |
| ચા અને બીજી વાવેતર કુા — | | | | |
| ૭ ચા. | ૨ | ૫,૨૦ | ૨ | ૫,૦૦ |
| ૮ ખોદવાની ખાણ અને પત્થરની ખાણો — કોલ | ૧ | ૧,૦૦ | ૨ | ૩,૫૦ |
| જમીન અને બાંધકામ. | ૧ | ૫૦ | ૨ | ૧૬,૦૦ |
| . બીજીઓ. | . | . | ૧ | ૬,૦૦ |
| ૧૦. ઉપર બાબત લખાઈ ઉપરાંતની કંપનીઓ | | . | ૩ | ૨૯,૦૦ |
| કુલે. | ૨૪ | ૮૨,૩૦ | ૨૨ | ૮૮,૧૦ |

### ટેબલ બીજું.

માઈસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ અને જે પાચ મહિનાની અંદર રજીસ્ટર થઇ હતી એટલે કે એપ્રીલથી સપટેમ્બર ૧૯૧૮ અને ૧૯૧૭ ના આગલા વર્ષ સરખાવતાં જેની વીગત નીચે મુજબ આપવામાં આવી છે

અેપ્રીલથી આગષ્ટ ૧૯૧૮. અને ૧૯૧૭ આગલા મહિના.

| જાત. | સંખ્યા. | થાપણ. રૂ ૧,૦૦૦ | સંખ્યા. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| બેકીંગ લોન અને ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેકીંગ અને લોન. | ૨૦ | ૧૯,૧૫ | ૧૧ | ૨૬,૭૩ |
| ૨. ઇન્સ્યુરન્સ. | ...... | .. ... | ૧ | ૧૦,૦૦ |
| ટ્રેડીંગ. | | | | |
| ૩. રેલ્વેઝ અને ટ્રામો. | ૩ | ૨૮,૦૦ | ...... | ...... |
| ૪. કોઓપરેટીવ એસોસીએશન | ૧ | ૨,૫૦ | ૧ | ૨૦ |
| ૫. શીપીંગ, લેન્ડીંગ અને વેર હાઉસીંગ. | ૧ | ૫,૦૦ | ...... | ... .. |
| ૬. પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૮ | ૩,૦૦ | ૭ | ૫,૧૯ |
| ૭. બીજાઓ. | ૪૨ | ૧,૨૬,૩૨ | ૫૪ | ૧,૯૩,૧૫ |
| મીલો અને પ્રેસો. | | | | |
| ૮. કોટન મીલો. | ...... | ...... | ૩ | ૫૧,૦૦ |
| ૯ ઉન, રેશમ અને શણ વગેરેની મીલો. | ૧ | ૧,૦૦ | ...... | .. ... |
| ૧૦. કોટન અને જ્યુટ સ્કુસો અને પ્રેસો. | ૧ | ૨,૦૦ | ૧ | ૫ ૦૦ |
| ૧૧. પેપર મીલો. | ૧ | ૨,૦૦ | ...... | ...... |
| ૧૨. રાઇસ મીલો. | ૨ | ૧,૭૦ | ૧ | ૪૫,૦૦ |
| ૧૩. સો અને ટીમ્બર મીલ | ...... | ...... | ૧ | ૧૦,૦૦ |
| ૧૪. બીજી મીલો અને પ્રેસો. | ૧ | ૧૫૦૦ | ૨ | ૭,૦૦ |
| ચા અને બીજી વાવેતર કંપનીઓ. | | | | |
| ૧૫. ચા | ૧૫ | ૩૪,૯૩ | ૧૭ | ૩૮,૪૦ |
| ૧૬. કોફી અને સીંકોના. | ૧ | ૩,૦૦ | ...... | ...... |
| ૧૭. બીજાઓ: | | ૫,૪૮ | ૫ | ૧૮,૯૦ |
| ખોદવાની અને પથ્થરની ખાણો. | | | | |
| ૧૮. કોલ | ૫ | ૧૪,૦૦ | ૪ | ૧૧,૫૦ |
| ૧૯. બીજાઓ. | ૪ | ૪૬,૫૦ | ૮ | ૩૬,૧૮ |
| ૨૦. જમીન અને બાંધકામ. | ૧ | ૧,૦૦ | ૧ | ૬,૦૦ |
| ૨૧ જવાના દારૂ બનાવવાની જગ્યા. | . | ૬,૮૮ | ૨ | [illegible] |
| ૨૨. બરફ બનાવવાનું કારખાનું. | | ૬૦ | ...... | ...... |
| ૨૩. શાકર બનાવવાનું કારખાનું. | ...... | ...... | ૧ | ૪,૦૦ |
| ૨૪. ઉપર બતાવ લખાઇ ઉપરાંતની કંપનીઓ. | ૬ | ૩૨,૩૫ | ૫ | ૩૭,૫૫ |
| કુલ. ... ... | ૧૧૯ | ૩,૫૧,૩૧ | ૧૨૫ | ૫,૦૭,૫૨ |

## ટેબલ ત્રીજું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્તાનમા સંયુક્ત થયેલી જોઇન્ટ સ્ટોક કંપનીઓ ૧૯૧૮ આગસ્ટ મહિનામાં રજીસ્ટર થઇ હતી જેની સંપૂર્ણ વિગત નીચે પ્રમાણે છે.

| નં૰ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧. બેંકીંગ, લોન, અને ઇન્સ્યુરન્સ. | | | |
| ૧. હિંદુપુર મ્યુચ્યુલ બેનીફીટ ફંડ. | હિંદુપુર, મદ્રાસ. | નાણાં ધીરધાર. | ૪૯,૯૯૫ |
| ૨. સેલાકારીચલ બેંક ... | સેલાકારીછલ. | ,, ,, | ૧,૦૦,૦૦૦ |
| | | બેંકીંગ કુલ. | ૧,૪૯,૯૯૫ |
| ૨. ટ્રેડીંગ. | | | |
| (અ) પ્રીન્ટીંગ પબ્લીશીંગ અને સ્ટેશનરી. | | | |
| ૪. નેપાલી ટ્રેડીંગ અને પબ્લીશીંગ કું ... ... | બનારસ મધ્યપ્રાંતો | ન્યુસપેપર છાપનાર અને પ્રસિદ્ધ કરનાર. | ૨૦,૦૦૦ |
| (બ) બીજાઓ. | | | |
| ૫. એસ. જે. વેદી એન્ડ કું. ... | કલકત્તા. | લોખંડના વેપારી. | ૫૦,૦૦૦ |
| ૬. ઇન્ડીયા ટેનેરીઝ. ... ... | ,, | ચામડાના વેપારી. | ૧૦,૦૦,૦૦૦ |
| ૭ ઓરીસા સીમેન્ટ કુાં. ... | ,, | સીમેન્ટ બનાવનાર. | ૫,૦૦,૦૦૦ |
| ૮. બ્રીટાનીઆ બ્રાસ એન્ડ આર્યન કુંપની. ... ... ... | ,, | પીતળ અને લોખંડનું કામકાજ કરનાર. | ૫,૦૦,૦૦૦ |
| ૯. સીવરામ પેર સ્ટારચ કુાં. ... | ,, | સ્ટારચ બનાવનાર. | ૩,૦૦,૦૦૦ |
| ૧૦. કલકત્તા બીલ્ડરસ સ્ટોર્સ. .. | બંગાળ. | ઘરનું કામકાજ બાંધનાર. | ૨,૦૦૦ |
| ૧૧. વીલીઅરસ એનજીનીયરીંગ ... | કલકત્તા | એનજીનીયરીંગનું કામકાજ કરનાર. | ૨,૮૦,૦૦૦ |
| ૧૨. નોર્થ બંગાલ એગ્રીકલચરલ ડેવલપમેન્ટ કું. ... ... | બંગાલ. | ડેરીનો ધંધો કરનાર. | ૧,૦૦,૦૦૦ |
| ૧૩. નેરસનાથ એન્ડ કુાં. ... | કનોજ મધ્યપ્રાંત. | હિંદમાં વેપાર કરનાર. | ૨૦,૦૦૦ |
| | | બીજાઓ કુલ | ૨૬,૯૦,૦૦૦ |
| | | ટ્રેડીંગ કુલ | ૨૭,૧૦,૦૦૦ |

| નં. નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | ભાપણૂરૂ. |
|---|---|---|---|
| ૩. ચા અને બીજી વાવેતર કુંપનીઓ. | | | |
| ૯. એથલબારી ટી. કુાં. ... | કલકત્તા. | ચા ઉગાડનાર વગેરે. | ૪,૦૦,૦૦૦ |
| ૧ હુસનપુર ટી. કુાં. ... | કરીમગંજઆસામ | ” ” | ૧,૦૦,૦૦૦ |
| | | ચા અને બીજી વાવેતરની કુલ. | ૫,૦૦,૦૦૦ |
| ૫. ખોદવાની ખાણ અને પત્થરની ખાણો:— | | | |
| (અ) કોલ. | | | |
| ૬. ચતાબાર કોલીઅરી. ... | કલકત્તા. | કોલસાની ખાણોના માલીક. | ૨,૫૦,૦૦૦ |
| ૧૭. સેંટ્રલ ઇન્ડીયા કોલ અને મીનરલસ કુાં. ... ... | મુંબાઇ. | કોલસાની ખાણો વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| (બ) બીજાઓ. | | | |
| ૧૮. યુનીયન ઓઇલ કુાં. ઓફ બરમા. ... ... ... | બરમા. | પેટ્રોલમાં કામકાજ કરનાર. | ૧૫,૦૦,૦૦૦ |
| ૧૯. સાઇલ હેટલાઇમ અને ટ્રેડીંગ કુંપની ... ... ... | બંગાલ. | ચુના અને ચુના પત્થર ખોદવાનું વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| | | બીજાઓ કુલ. | ૧૬,૦૦,૦૦૦ |
| | | પત્થરની ખાણો કુલ. | ૧૯,૫૦,૦૦૦ |
| જમીન અને બાંધકામ. | | | |
| ૨૦. ભવાનીપુર ઝમીનદારી કુા. ... | બંગાલ. | મોઝાં, ગાંમો, જમીનો, ઘરો વગેરે લીઝનું કામકાજ કરનાર. | ૬,૦૦,૦૦૦ |
| ૬. બીજીઓ. | | | |
| ૨૧. બંગાલ ફાર્મસની કુા. ... | કલકત્તા. | પીસકી કલચરમાં કામકાજ કરનાર. | ૧,૦૦,૦૦૦ |
| ૨૨. ટેકસટાઇલ અને જનરલ ઇનવેસ્ટમેન્ટ કુાં. ... ... | ” | શેરોમાં કામકાજ કરનાર. | ૨૫,૦૦,૦૦૦ |
| ૨૩. બરાકપોર રેસીસ. ... ... | બરાકપોર બંગાળ. | ઘોડા માટે જમીન બનાવનાર અને બીજી રેસો વગેરે. | ૩,૦૦,૦૦૦ |
| | | કુલ ... | ૨૯,૦૦,૦૦૦ |
| | | ગ્રાન્ડ ટોટલ ... | ૮૮,૦૯,૬૯૫ |

ધી બામ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# SEA-BORNE TRADE OF INDIA

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર

ઇ૦ સ૦ ૧૯૧૮ ના આગસ્ટ માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ Imports. | આયાત. ૧૯૧૭ મા રૂ. | ૧૯૧૮ માં રૂ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... ... | ૪૨,૯૯૮ | ૨,૦૪,૨૮૫ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... ... | ૧,૮૫,૯૩૫ | ૪,૩૪,૫૧૨ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... ... | ૩,૪૫,૫૦૪ | ૨,૦૯,૫૯૨ |
| બુટસ અને શુઝ ... ... ... ... | ૪,૦૯,૧૬૭ | ૧,૮૫,૨૧૯ |
| ઘર બાંધવાનો સામાન ... ... ... | ૧૧,૧૧,૨૧૪ | ૪,૮૪,૫૪૯ |
| મીણબત્તી ... ... ... | ૪૦,૧૮૪ | ૨૭૧ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... ... | ૮૪,૩૩૫ | ૮૦,૫૭૬ |
| રસાયણિક પદાર્થો ... ... ... | ૧૯,૩૯,૩૬૪ | ૧૪,૪૧,૫૪૮ |
| ઘડીયાળો ... ... ... ... | ૧,૭૯,૧૨૩ | ૫૬,૪૨૫ |
| કોલસા ... ... ... ... | ૨૮,૭૬૮ | ૨,૦૪,૭૪૯ |
| કૉફી ... ... ... ... ... | ૪,૬૫૯ | ૨૩૯ |
| કાથો (સીંદરી) ... ... ... ... | ૯૬૨ | ૨,૨૧૧ |
| દોરડાં ... ... ... ... ... | ૧,૬૨,૬૯૦ | ૧,૯૦,૬૬૮ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... ... | ૧,૯૯,૩૫૯ | ૧,૧૧,૫૭૬ |
| સાઇકલો ... ... ... ... | ૨,૩૦,૫૩૫ | ૧,૭૦,૭૭૮ |
| કપુર ... ... ... ... | ૫,૨૮,૯૮૪ | ૧,૩૭,૧૯૯ |
| બીજી જાતની દવા મળી કુલ ... . | ૧૪,૧૨,૦૬૯ | ૯,૩૦,૩૦૩ |
| લુગડા રંગવાની ચીજો .. ... ... | ૮,૦૨,૨૭૮ | ૬,૦૪,૮૨૩ |
| કટાકડા ... ... ... .. | ૧,૫૩,૩૮૬ | ૪૮,૦૭૬ |
| ફ ચર ... .. .. .. | ૧,૧૪,૬૦૦ | ૯૪,૧૪૬ |
| કાચનો સામાન ... ... .. ... | ૧૬,૬૧,૦૯૨ | ૮,૨૯,૩૬૭ |
| ચોખા . ... .. ... | ૧૪,૯૮૬ | ૧,૮૩૯ |
| ઘઉ . ... ... ... | ૬ | ...... |
| ઘઉનો લોટ ... ... .. ... | ૫૦૮ | ૫૫,૭૩૧ |
| હાર્ડવેર . ... ... ... | ૩૩,૧૮,૮૧૩ | ૧૬,૬૭,૭૩૦ |
| હપ .. ... ... ... | ૫૧૫ | ....... |
| ચામડાં બિન કેળવાયલા .. ... ... | ૧,૨૮,૫૩૯ | ૪૨,૫૬૭ |
| ઈલેક્ટ્રીસીટીને લગતા હથીઆરો ... ... | ૧૮,૩૦,૬૬૭ | ૧૧,૪૪,૭૦૭ |
| સંગીત વિગેરેને લગતા હથીઆરો ... ... | ૯૯,૧૭૦ | ૮૬,૦૯૨ |
| હાથીદાંત ... ... ... ... | ૧,૯૩,૫૫૪ | ૧,૯૨,૪૬૮ |
| જવેરાત ... ... ... .. | ૪૪,૩૦૮ | ૪૮,૪૫૦ |

મેટ્રીક શીક્ષીજની સારી કીંમત ગણશે કે?

| ચીજનું નામ. | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલાં ચામડા... | ૩,૭૫,૧૭૦ | ૨,૦૩,૯૪૨ |
| દારૂ | ૨૫,૫૦,૭૭૭ | ૨૯,૪૪,૫૯૩ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ | ૫૩,૦૨,૩૯૩ | ૨૧,૦૯,૪૩૭ |
| દીવાસળી | ૧૬,૭૧,૭૯૧ | ૧૫,૯૪,૫૦૬ |
| પીત્તળ | ૬,૧૭,૫૪૯ | ૬,૧૯,૬૭૩ |
| ત્રાંબુ | ૬,૯૨,૫૬૭ | ૫,૭૧,૭૭૧ |
| જર્મન સીલ્વર | ૬,૫૭૧ | ......... |
| લોઢું | ૬,૨૮,૫૦૫ | ૯૧,૪૧૩ |
| લોઢું અને સ્ટીલ | ૮૫,૯૦,૨૪૭ | ૬,૭૦,૦૪૧ |
| સ્ટીલ | ૩૮,૮૮૮ | ૨૦,૯૪,૫૫૨ |
| સીસું | ૨,૪૫,૪૨૬ | ૩,૪૫,૭૦૧ |
| મોટર ગાડીઓ અને સાઇકલો | ૯,૦૯,૯૨૨ | ૧,૦૮ ૩૨૦ |
| કેરોસીન તેલ | ૩૫,૬૫,૩૯૯ | ૧૦,૧૪,૯૭૪ |
| અળસીનું તેલ | ૯૫,૯૩૨ | ૩,૬૦૮ |
| બીજી જાતનાં તેલો મળી કુલ | ૫૬,૭૬,૦૪૬ | ૩,૫૪,૪૬૦ |
| રંગ રોગાન વિગેરે... | ૧૧,૨૧,૪૧૧ | ૮,૯૯,૨૭૬ |
| કાગળો | ૨૩,૪૨,૨૦૬ | ૧૫,૩૪,૨૩૧ |
| રેલ્વે ગાડીઓ તથા સામાન મળી કુલ | ૧૧,૨૪,૨૭૩ | ૭,૫૦,૪૧૨ |
| રબર | ૮,૮૮,૫૬૮ | ૭,૮૮,૨૦૫ |
| મીઠું | ૧૦,૯૧,૮૭૯ | ૧૭,૯૬,૮૭૪ |
| સાબુ | ૧૩,૧૯,૬૪૪ | ૮,૦૭,૪૯૩ |
| સોપારી | ૯,૧૮,૬૨૨ | ૧૬,૫૩,૧૯૩ |
| તેજાનો કુલ | ૧૨,૮૪,૮૬૨ | ૧૭,૬૯,૭૧૭ |
| સ્ટેશનરી | ૫,૩૫,૦૯૭ | ૪,૫૩,૦૫૫ |
| ખાંડ | ૧,૧૦,૬૯,૦૧૫ | ૮૮,૨૭,૮૬૭ |
| સુતર કાચું | ૪,૩૭,૩૨૫ | ૧૬,૪૧,૦૧૨ |
| ટવીસ્ટ અને યાર્ન | ૩૯,૫૯,૮૮૩ | ૫૯,૭૯,૧૮૭ |
| વગર ધોએલાં પીસ ગુડઝ | ૧,૭૧,૬૨,૭૭૨ | ૨,૦૧,૪૩,૯૫૩ |
| ધોયેલાં પીસ ગુડઝ... | ૧,૫૭,૪૭,૪૫૭ | ૧,૪૩,૪૮,૯૬૯ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ | ૧,૬૧,૮૦,૨૮૦ | ૭૯,૨૨,૬૯૯ |
| શીવવાના દોરા | ૬,૯૪,૩૩૬ | ૩,૬૬,૬૧૧ |
| સુતર એકંદર | ૫,૬૭,૪૦,૯૨૩ | ૫,૧૯,૮૦,૧૧૬ |
| રેશમ કાચું | ૧૨,૭૪,૩૭૧ | ૨૧,૩૩,૩૮૨ |
| રેશમના પીસ ગુડઝ... | ૧૭,૦૮,૭૦૧ | ૨૮,૭૨,૨૦૯ |
| કાચું ઉન | ૧૧,૭૪,૬૮૫ | ૬૫,૯૨૦ |
| હોઝીઅરી | ૧,૭૨,૬૨૫ | ૯૩,૩૪૯ |
| ઉનના પીસ ગુડઝ | ૧૭,૦૩,૭૧૪ | ૧૧,૮૬,૮૪૯ |
| ઉન કુલ | ૨૩,૦૯,૫૪૭ | ૧૫,૪૪,૩૫૪ |
| તંબાકુ | ૧૪,૪૧,૨૦૩ | ૧૩,૦૯,૧૩૧ |

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, કોર્ટ, મુંબઈ.

| ચીજનું નામ. | ૧૯૧૭ રૂ. | ૧૯૧૮ રૂ. |
|---|---|---|
| લાકડાં ... ... .. | ૧૧,૬૮,૬[illegible]૫ | ૬,૨૩,૩૦૯ |
| રમકડાં ... ... ... | ૨,૨૦,૭[illegible]૧ | ૨,૧૫,૬૦૨ |
| છત્રીઓ ... ... ... | ૨,૮૫,[illegible]૮૯ | ૫૭,૮૨૦ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૧,૨૫,[illegible]૪૦ | ૭૮,૬૬૭ |
| કુલે આયાત | ૧૪,૫૧,૩૭,૦૨૭ | ૧૨,૪૧,૧૮,૫૪૬ |

## Exports. / નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૭-રૂ. | ૧૯૧૮-રૂ. |
|---|---|---|
| જીવતા જનાવરો ... ... ... | ૧,૮૪,૭૭૨ | ૨,૮૧,૫૭૭ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૧,૨૩,૯૧૨ | ૨,૪૪,૪૦૯ |
| મીણબત્તી ... ... ... | ૮૯,૬૪૩ | ૨,૬૧,૬૬૫ |
| સૉલ્ટ પીટર ... .. ... | ૧૧,૩૭,૯૧૩ | ૯,૮૩,૮૨૧ |
| કોલસા ... ... ... ... | ૧,૧૬,૭૦૩ | ૧,૧૧,૬૭૦ |
| કૉફી ... .. ... ... | .. ... .. | ........ |
| કાથો, (સીંદરી) ... ... .. | ૩૩૬ | ૨,૦૫૦ |
| દોરડાં ... ... ... ... | ૧,૪૯,૧૦૭ | ૧,૬૧,૦૯૦ |
| દવાઓ ... . ... ... | ૧,૯૭,૪૫૩ | ૪,૧૧,૪૩૦ |
| ગળી .. .. .. ... | ૩,૪૫,૮૮૩ | ૧૮,૮૫,૫૭૧ |
| હરડાં બેડાં ... .. | ૫,૨૧,૧૩૫ | ૭,૨૭,૦૬૫ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ .. | ૯,૯૯,૨૪૬ | ૨૯,૨૦,૮૯૫ |
| ફળ ને શાક ... ...<br>કાંગર ... ... ...<br>ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ<br>ઘઉંની સરકારી ચઢત ... ...<br>ઘઉંનો લોટ ... ... | ૧૯,૨૯,૪૧૭ | ૨૫,૧૨,૫૧૦ |
| વગર કેળવાયલાં ચામડાં ... .. | ૨૩,૧૮,૯૭૮ | ૨૮,૨૬,૭૨૬ |
| લાખ ... ... ... .. | ૧૮,૦૧,૭૧૫ | ૪૨,૮૩,૮૭૭ |
| કેળવાયલા ચામડાં ... ... ... | ૭૯,૩૪,૩૫૮ | ૮૦,૬૭,૬૫૬ |
| દારૂ ... ... ... ... | ..... | ......... |
| રબર ... ... .. ... | ૧૩,૨૮,૪૭૫ | ૯,૭૪,૩૬૯ |
| અત્તર ... ... ... ... | ૨,૯૨,૭૩૫ | ૩,૭૪,૬૨૩ |
| મેંગેનીઝ .. .. ... ... | . | ......... |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ..... | ......... |
| ધાતુ કુલ .. ... .. ... | ૮,૯૭,૮૩૫ | ૫,૨૪,૩૫૪ |
| નીળ .. ... .. ... | ૬,૯૯,૮૧૩ | ૩,૨૦,૦૨૭ |
| અબરખ .. ... .. ... | ૧૦,૮૮,૭૨૦ | ૭,૦૪,૦૪૫ |
| નાવેલ ... .. . ... | .. ...... | ......... |
| કાપરેલ ... ... ... ... | .. ...... | .. ...... |

| | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ ... ... ... ... | ......... | ......... |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૧૪,૦૨,૭૨૦ | ૪૧,૨૫,૦૪૫ |
| ખોળ ... ... ... ... ... | ૫,૧૧,૦૬૬ | ૭,૫૮,૮૫૦ |
| અફીણ ... ... ... ... .. | ૪૪,૪૦,૦૧૦ | ૪૫,૨૧,૬૪૦ |
| દીવેલ ... .. ... ... ... | ......... | ......... |
| કોપરાં ... .. ... ... ... | ......... | ......... |
| કપાસીયા ... . .. ... ... | ......... | ......... |
| ભોંયસીંગ ... ... .. ... | ......... | ......... |
| અળસી .. .. ... ... ... | ......... | ......... |
| ખસખસ ... . ... ... ... | ......... | ......... |
| સરસવ ... .. . ... .. | ......... | ......... |
| તલ ... .. ... . | ......... | ......... |
| તેજાનો ... ... ... ... | આ ખાબતના આકડાં આવ્યા નથી. | |
| ખાંડ ... ... ... ... | | |
| ચા ... ... ... ... ... | ૧,૦૮,૯૮,૩૩૫ | ૨,૦૩,૬૩,૩૯૨ |
| કાચું રૂ ... ... . ... ... | ૨,૪૮,૪૨,૭૭૮ | ૧,૬૭,૭૬,૯૭૪ |
| ટવીસ્ટ અને યાર્ન .. .. ... ... | ૧,૦૭,૦૨,૯૯૯ | ૪૭,૯૪,૩૧૭ |
| રૂમાલ અને શાલો ... ... ... ... | ૩૭,૦૦૦ | ૩૪,૭૦૫ |
| પીસ ગુડઝ ... ... ... ... | ૨૨,૬૬,૩૭૭ | ૬૦,૦૯,૮૮૮ |
| શણ . ... ... ... ... | ૫,૦૬૨ | ૫,૪૬,૭૯૯ |
| જ્યુટ કાચું .. ... ... ... | ૨૩,૬૬,૭૧૬ | ૮૩,૫૮,૬૩૬ |
| રેશમ ( કાચું ) .. .. ... ... | ૧,૨૧,૭૮૧ | ૧,૧૧,૫૪૦ |
| રેશમ કુલ . .. ... ... | ૧,૨૯,૨૬૦ | ૨,૨૬,૭૧૨ |
| ઉન કાચું . ... ... ... | ૫૪,૫૧,૯૦૬ | ૭૦,૭૬,૧૮૫ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... ... | ૨૮,૪૧૩ | ૧,૯૩,૬૦૦ |
| તંબાકુ બીડી વિગેરે ... ... ... | ૩૧,૪૨૭ | ૪,૩૫,૬૭૪ |
| લાકડાં પાટીયાં વિગેરે ... ... ... | ૨,૫૨,૯૬૩ | ૩,૮૬,૬૪૦ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ધણની નિકાશ સાથે ... | ૧૬,૫૯,૩૧૯ | ૧૬,૬૧,૯૬૭ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ધણની નિકાશ સિવાય. ... | ૧૭,૧૨,૨૧,૨૫૭ | ૨૩,૭૨,૨૫,૦૯૧ |

ધી ગોરખે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

## શહેનશાહી અમ્બર પિલ્સ સોનાના વરકવાલી.

આ દવા અમ્બર તથા સોનાના વરક અને પૌષ્ટીક યુનાની દવાઓની બનાવેલ છે હસ્તદોષ અગર બીજા ગમે તે કારણથી તાકાત ખોઇ બેઠેલા નિરાશ નામરદ શખસોનુ નપુંશકપણુ આ અમ્બર પિલ્સથી દુર થઇ પુરૂષાતન પ્રાપ્ત થાય છે

ધાતુક્ષય અને વીર્યશ્રાવ તેમજ તેથી ઉતપન્ન થતા દરદો મગજ અને જ્ઞાનતંતુઓની નબળાઇ છાતીની મુઝવણી સ, ગભરાટ, ભરમ, ખાસી, માથાના દરદ, અજીર્ણ, કબજીયત, કળતર, કમરનો દુખાવો, વાસાની ફાટ વિગેરે આ અમ્બર પિલ્સથી દુર થાય છે આ અમ્બર પિલ્સથી પાચનશકિત જોરાવર થઇ શારીરિક બળમા વધારા સાથ વીર્ય ઘટ બની ઇન્દ્રિયની રગો નસો ટાઈટ થઇ બળ ધેર્યમાં સંપૂર્ણ વધારો થાય છે ફકત ત્રણ દીવસમા ફાઇદો જણાઇ ખાત્રી થાય છે અને વીસ દીવસ ખાધાથી લાંબી મુદત સુધી તાકાત કાયમ રહે છે. આ અમ્બર પિલ્સ વર્ધાવસ્થાના લોકોને નવી જુવાનીની તાકાત બક્ષે છે જુવાનોને તેથી પૂર જોશ તાકાત પેદા થઇ ડબલ મરદાઈ ઉતપન્ન થાય છે તેમા પરેજી કાઇ નથી

**નામદાર મુંબઈ સરકારની ગવરમેન્ટ** લેબોરેટરીના કેમીકલ એનાલાઇઝર સાહેબે અમારી દવાની પરિક્ષા કરી સરટીફીકેટ આપ્યુ છે કે તેમા કોઇ ઝેરી પદાર્થ, દવા કે રસાયન વિગેરે નુકસાનકારક ચીજ નથી

**નામદાર એમ આર. સી એસ** (ઇંગલાંડના) તથા એલ આર સી પી (લંડનના) તથા જેતપુર સ્ટેટના ચીફ મેડીકલ ઓફીસર સાહેબ વિગેરેએ અમારા હકીમાતના પુરતા અનુભવ અને પ્રવીણ હોવાના સરટીફીકેટો એનાયત કર્યા છે

કીમત ગોળી ૭ ના રૂ ૨ બે ગોળી ૪૦ ના રૂ ૧૦ દશ

**શહેનશાહી તિલ્લા (લેપ)** ઘણીજ કિંમતી યુનાની દવાઓથી બનાવેલ છે તે દરરોજ લગાડવાથી એક બે અઠવાડીયામા ઇંદ્રીયની રગો નસોની કમજોરી તથા નબળાઇ અને સુસ્તી દુર થઈ સંપૂર્ણ જોશ અને સખતાઇ આવે છે તેથી કોઈ જાતની ઇજા થતી નથી કી ૩ ૫

**શહેનશાહી તિલ્લા નાં. ૨** તદન અશકત નામરદ જેની ઇંદ્રીય પાતળી પડી ગઈ હોય તેને માટે અકસીર છે કીમત રૂ ૧૦ દશ વિષેશ ખુલાસો પ્રાઇસ લીસ્ટમા છે.

**હકીમ નુરમહમદ બી એચ મોલવી એન્ડ કાજી, અબાસી દવાખાના**

**જેતપુર, કાઠીયાવાડ**

---

## પોરબંદર પોરટલેંડ સીમેંટ

"ગણપતી" છાપ




હમારો સીમેંટ હીંદુસ્તાનમા આયાત થતા સારામા સારી સીમેંટની બરોબરી કરે છે, અને જાણીતા ખાતાઓમા વપરાય છે એનુ પેકીંગ એક એક હંડરવેટના મજબુત કોથળાઓમા આવે છે, જેથી પીપ કરતા ઘણીજ સહેલાઈથી હચકી શકાય છે.

વધુ વિગત તથા ભાવ માટે લખો.

## ધી ઇન્ડીયન સીમેંટ કું૦ લી૦

તાતા સન્સ એન્ડ કું૦

એજન્ટસ,

નવસારી બીલ્ડીંગ કોટ. મુંબઈ.




# અમૃતાંજન.

અમૃતાંજન એ દેશી દવામાંથી હિંદુસ્તાનમાં તૈયાર કરવામાં આવેલું છે. તેનો ઉપયોગ માત્ર શરીરમાં જ્યાં દુખાવો હોય ત્યાં લગાડવામાંજ કરવાનો છે. એમ કરવાથી દરદ જલદીથી મટી જશે.

માથાનો દુખાવો, મોથાનું શુળ, ગળાંનો સર્વ જાતનો દુખાવો, લચક, છાતીની ઠંડીનો વિકાર, સંધીવા, કમરનો દુખાવો, ઠેસ. ઘા, વગેરેનો દુખાવો એ સર્વ રોગ ઉપર આ ઔષધનો લેપ ચોપડવાથી તરત આરામ થશે.

**કિંમત માત્ર આઠ આના.**

## ટુથ પાઊડર.

**કિંમત માત્ર બે આના.**

## દાદરની દવા.

સુકી ખરજ, દાદર વગેરે ચામડીનાં દરદો આ મલમથી સારાં થાય છે.

**કિંમત માત્ર છ આના.**

અમૃતાંજન ડીપો.
૧૦૯, ફ્રીઅર રોડ—મુંબઈ.

---

## સુપરટેક્ષ તથા ઇનકમટેક્ષના નવા ફૉર્મ માટે.

**તાકીદે મળો ચોખી સલાહ સાથે કાયદેસર ફૉર્મ ભરી આપવામાં આવશે.**

વ્યાપારીઓની ચિન્તા દૂર થાય એવી ચોખ્ખી સલાહ આપનારી એકજ શાખા છે. જેની ખાત્રી એકજ વખત ઑફીસમાં પધારવાથી થઈ જશે માટે જલદી મળો.

# ધી ઇન્ડીયન ક્લેમ એજન્સી

જે કે

**ઇનકમટેક્ષના** કામ માટે એકજ વખતે જે સલાહ હીસાબના અને લખાપટી કરવા માટે આપવામાં આવશે તે બાબત શીખવાથી તમોને બીજી વખતે કોઇની પાસે જવાની જરૂર પડશે નહી અને દરેક વરસે તમો પોતે કામ કરી શકશો. આ બાબતમાં ગેરંટી સાથે સંતોષ આપવાને એજન્સી બંધાએલી છે.

રેલ્વે, સ્ટીમર કંપની, પાસેથી નાણાં વસુલ કરવાનું અથવા નોટીસો વિગેરે બીજાં કોઈપણ જાતની કાયદેસર લખાપટી કરવાનું અને કોર્ટને લગતાં કામ તથા અહીયાં અથવા બહારગામની ડીક્રીઓનાં નાણાં વસુલ કરી આપીએ છીએ અને તેનું કમીશન પણ પાછળથી લેવામાં આવશે.

જે કે કોર્ટનું તથા લખાપટી કરવાનો ખર્ચ થશે તે અગાઉથી લેવામાં આવશે, માટે આપ તાકીદથી મળો નીચેના સરનામે.

ઠેકાણું:—મુસા બીલ્ડીંગ પહેલે માળે નં. ૧૮
એડવર્ડ સીનેમાની બાજુમાં. ધોબી તળાવની પાસે કાલબાદેવી રોડ—મુંબઈ.


Regd
HERON
TRADE MARK

# સ્વદેશી આગની વીમા કું.

## ધી ઈન્ડીયન મર્કન્ટાઇલ ઈન્સ્યુરન્સ કંપની લીમીટેડ.

(સને ૧૮૮૨ ના ૬ ઠા એકટની અને ૧૮૯૫ ના ૧૨ મા એકટની
રૂએ રજીસ્ટર્ડ કરી છે.)

ફંડ રૂ૦ ૫૦,૦૦,૦૦૦ જે ૫૦,૦૦૦ શેરોમાં
વેહેંચાયેલું છે. દર શેર રૂ. ૧૦૦ નો,
ભરાયલી કેપીટલ રૂ. ૨૧,૧૫,૩૦૦,
રીઝર્વ ફંડ રૂ. ૧,૯૬,૦૦૦
મીલકતની કીંમતમાં ઘટાડાનું રીઝર્વ ફંડ રૂ. ૫૦,૦૦૦
આગની નુકશાનીના દાવાની ભરેલી કુલ રકમ આશરે રૂ. ૨,૬૦,૦૦૦.

## ડીરેકટરો.

ઑન. શેઠ મનમોહનદાસ રામજી (ચેરમેન.)
સર વિઠુલદાસ દામોદરદાસ ઠાકરસી નાઇટ
શેઠ ચતુરભુજ શીવજી.
શેઠ માધવજી ઠાકરશી.
શેઠ મોરારજી વેલજી.
શેઠ જેઠાભાઇ વાલજી
શેઠ વાલજી સુંદરજી.
શેઠ પરશોત્તમ કાનજી.
શેઠ જગજીવન શેષકરણ

દરેક જાતનું આગના વીમાનું કામ (જેવુ કે બીલ્ડીંગસપર, મીલોપર વિગેરે વિગેરે) હાથમાં
કરવામાં આવે છે જાહેર પ્રજાને તથા વેપારી વર્ગને એલ્તેમાસ કરવામા આવે છે કે આ સ્વદેશી
કંપનીને પુરતું ઉત્તેજન આપવાની મેહેરબાની કરવી. વધુ વિગત સારૂ આ કંપનીની ઓફિસમાં
લખવું અથવા જાતે મળવું

**પેસ્તનજી એદલજી ધાલા.**
સેક્રેટરી, ધી ઇન્ડીયન મર્કન્ટાઇલ ઇન્સ્યુરન્સ કું૦ લી૦
૧૯, બેન્ક સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધંધાદારીઓને માટે ટુંક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાંત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામાં આવશે ૧૬ શબ્દ દીઠ ચાર આના અને તે ઉપરાંત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમાં લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવા જોઇએ અંદર લખાણ અને પૈસા સાથે પોસ્ટમાં મોકલી આપવાં

**સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટ્સ એક્સચેન્જ એન્ડ બ્યુરો,**
ઓલ્ડ ટેલીફોન બિલ્ડીંગ્સ ૧૯,
બેંક સ્ટ્રીટ—કોટ—મુંબઈ.

---

## કેલશાઇટ.

ધોળા, પીળા, અને રાતા, રંગનો જથાબંધ તથા છુટક આખો તથા પાઉડર વેચવાનો છે લખો. યુ એસ. આચાર્ય, ગોંડલ (કાઠીઆવાડ.)

---

## પ્રેમચંદ કશનાજી સુરતવાલા.

**વીજલીનો દરેક જાતનો સામાન વેચનાર તથા રીપેરીંગ અને ફીટીંગ કામ કરનાર.**

ગ્લોબ, સેન્ડ, તથા વાયરની દોર, તથા ઝુમર, તથા બેટરી ટેબલફેન, વગેરે માલ કીફાયત ભાવે મળશે. એક વખત પધારી કામ પાડી ખાત્રી કરશો.

ઠે૦ સુળજી જેઠા બીલડીંગ, બીજે માલે,
બ્લોક નં. ૭, મુંબઈ નં. ૨.

---

સુરંગીના મુળીઆની બારીક કાતરણ તથા આલની છાલ કે જેને સચામાં દળીને લોટ બનાવી દેશી તથા જરમની રીત મુજબ રંગવાથી અસલ એલીઝરીન પાકો લાલ રંગ સુતર ઉપર રંગાય છે તેનો મોટો બારીક કાતરણનો તથા આલની છાલનો જથ્થો અમારી પાસે હમેશ મળશે

અરદેસર એદલ બારીયા
બંદર સ્ટ્રીટ,
બીલીમોરા

---

## કુદરતે કામીલ પીલ્સ.

ધાતુ પુષ્ટીની છે ગોળી મરદાઈ કાયમ રાખે જોડી કીંમત બત્રીસ ગોળીના રૂપીઆ પાંચ પોષ્ટેજ માફ.

M. M. Khokhar & Co. Rajkot-Kathiawar.

# ઘણીક અમેરીકન તીજોરીઓ કચરા જેવી હોય છે એવું અમેરીકનોજ કહે છે.

—:o:—

વેચાતી બનાવટની તીજોરીઓ આગમા કેવી ઠરે છે તેનો હીસાબ ગોદરેજે પ્રજાને આપ્યો છે. કોટની ઇવર્ટ લેથમની આફીસની આગમાં અને કાપડ બજારની મોટી આગમાં જુદા જુદા મેકરોની સંખ્યાબંધ તીજોરીઓમાં સઘળું બળી ગયું તેની ખબર મેળવવા પછી ઇવર્ટ લેથમવાળાઓએ તેમજ સર સાસુન જે૦ ડેવીડે પોતાની હજારોની કીમતની વેચાતી મોટા જાણીતા મેકરોની તીજોરીઓ લીલાંછીથી વેચી નાખી તેની જગ્યાએ ગોદરેજની તીજોરીઓ ખરીદી હતી

હીંદુસ્તાન અને બરમાની સેવીંગ બેંકો માટે સરકારને ૩૭૨ તીજોરી જોઇતી હતી ત્યારે જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાખી તપાસ કરી અને ફક્ત ગોદરેજની માં કાગળો સલામત રહેવાથી આખો ૩૭૨ તીજોરીનો ઓરડર ગોદરેજને આપ્યો હતો.

અમેરીકામાં સાન ફ્રાનસીસકોમાં થોડાં વરસ ઉપર મોટી આગ થઇ હતી અને હજારો ઘરો બળી ગયાં હતાં. તે આગમાં અમેરીકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતા અમેરીકાનું હુન્નરઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાન્યું નામે સાયનટીફીક અમેરીકન તા૦ ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે:—

" મોટી દલગીરી સાથે કહેવું પડે છે કે, સાન ફ્રાનસીસકોની આગથી ઘણીક મેકરોની ફાયરપ્રુફ હોવાની ગેરંટી સાથ વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઇ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગએલી તીજોરીઓ જો કે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહીં, તોપણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોવાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનું નામ આપી વેચનારાઓનાં કારખાનાં અને દુકાનો સરકાર હમેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ."

ગોદરેજનું કારખાનું:—

ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

# દુઃખમાં સબડતા પુરૂષો.

દુવે મુંઝાવાની જરૂર નથી. હાલના જમાનામાં સેંકડે ૯૦ ટકા જેટલો ભાગ કમતાકાતીનાં બુરાં
દરદથી પીડાય છે, અને પછી સલામત રીતે ઇલાજ કરાવાને બદલે ચકચકીત જાહેર ખબરો
વાંચીને ગભરાટના મારેલા, મોટી મોટી કીંમતની દવાઓ અને તેવીજ ગંભીર અને નુકશાનકારક
પટીઓ વાપરીને કાંઇજ ગુણ તો નહીંજ થતાં પોતાના શરીરની અને પઇસાની ખરાબી
કરીને બીચારા આબરૂને લીધે ગીરફતારીમાં ફર્યા કરે છે, અને ઘણીક વખતે પોતાની
કીંમતી જીંદગીનો કમોતે અંત પણ લાવે છે. બાબદ વીચારવા જેવી છે ખરી, પણ એમ
નથી કરતું જે ત બીચારાઓએ તેવીજ હાલતમાં સબડ્યા કરવું. માટે હાલમાં જાણીતા
તબીબે ઘણોજ ચોકસ, ઇજા વગરનો અને ગમબાણ ઇલાજ શોધી કાઢ્યા છે, જે ઇલાજ
કરવાથી તે માણસ પાછી તાકાત મેળવી શકે છે. છેલ્લાં (૫) વરસમાં આ ઇલાજ રકમબંધ
પારસી, ખોજા, ભાટીયા, મેમણ, વોહરા, ઇંગ્રેજ, ખ્રીસ્તી તથા યાહુદી ગૃહસ્થોનો કરવામાં
આવ્યો હતા અને તનું પરીણામ સેંકડે ૭૫ ) ટકા લાભકારક આવ્યું હતું. ઉપલાં લાભ
કારક પરીણામ પછી ઇલાજ બહાર પાડવામાં આવ્યો છે, માટે એક ગ્રહસ્થ ગમે તેવી
કમતાકાતીથી પીડાતો હશે, નાદાનીયતની ગફલતીથી અથવા કોઇબી કારણથી તાકાત
જતી રહી હોય, અસલ કરતાં ઓછી માલમ પડતી હોય, તો નીચે લખેલે ઠેકાણે પહેલાં
૧ કાગળ લખીને વીગતવાર છાપેલું ખુલાસાપત્ર મંગાવવું. તે ધ્યાનથી વાંચીને સાથે
બીડેલા સવાલ પત્રક ભરીને દવા જો મંગાવવી હોય તો કાંઇબી શરમાવા વગર મોકલી
આપવું, જ ખુલાસા પત્રમાં દરેક બાબદનો સંતોષકારક ખુલાસો જેવો કે, દવા શું છે, દવા શું
કામ કરે છે, દવાની કીંમત શું છે, દવા વાપરીને આરામ પામેલા ગૃહસ્થો શું સરટીફીકેટ આપે છે
વીગેરેનો સર્વ ખુલાસો કાંઇબી ટપાલ ખર્ચ લીધા વગર તદનજ મફત તદનજ સાદાં કવરમાં, મોકલી
આપવામાં આવશે, પછી તે આવેલી હકીકત પ્રમાણે દવા બનાવીને મોકલવામાં આવશે જેથી કરીને
શરમાવાનું કારણ રહેશેજ નહી. ખાત્રીથી માનવું જ દરેક દરદીની હકીકત તદનજ ખાનગી
રાખવામા આવશે, એક દરદીનું નામ બીજા દરદી આગળ બાંહાં કુંકવાની મતલબથી દેવામાં
આવશેજ નહી. ખાનગી રાખવાની બાબદ તો વકીલને બારણે થએલાં લખતબરાબર સમજવી.
જે ગૃહસ્થાએ મોટા મોટા ડાકટરો તથા રાજવંશી હકીમોની મુલાકાત લીધી હોય, સેંકડો
રૂપીઆ બગાડયા હોય, તેવા ગૃહસ્થોને પણ આ દવાથી ફાયદો તો થશેજ દવામાં રસાયણ
મારેલી ખાક, ધાતુ, સોમલ, પારો, અફીણ વછનાગ અથવા તો શરીર પર ફુટી નીકળે
એવી અથવા તો દવા વાપરવા પછી આબરૂને નુકશાન પહોંચે તવી કશી પણ ચીજ વાપર
વામાં આવતીજ નથી, જે વીષેની ખાતરી નામદાર મુંબાઇ સરકારની ગવરમેંટ
લેબોરેટરીમાં વીદ્વાન સરકારી ડાકટરે આ દવા તપાસીને આપેલી સરટીફીકેટ ખુલાસા
પત્રમા વાચવાથી પુરેપુરી ખાતરી થશે, જેથી પરેજી કરવાની પણ જરૂર નથી. દવા નીભય છે,
દવાની કીંમત સેંકડો રૂપીઆ નથી. કીંમત પણ ઘણીજ નજીવી, શકતીની દવાની જાહેરખબરો
તો હાલમાં ઉભરાઇ તંગાઇ જાએ છે, પણ હવે લોકો તે વાપરીને કંટાળી જઇને સમજવા
લાગ્યું છે જે એકજ પેટંટ દવા સર્વેની તબીઅતને માફક આવતી નથી કારણ દરેક
માણસની તબીઅત અને ખાનપાન જુદુંજ રહે છે અને ફોકટમાં પઇસાની બરબાદી
થાય છે, તેટલા માટેજ આ દવા ફકત મુંબાઇમાંજ નહિ, પણ આખા હીંદુસ્થાન,
ગુજરાત અને લબાણ દુર દેશાવરોમાં પણ આશકારા થઇને વીશ્વાસ પામી છે, એજ તેની
ખરાપણાની સાબેતી છે. ખુલાસા પત્ર વાંચીને દવા મંગાવવાનીજ જરૂર નથી, પણ એ
બાબદના ઇલાજની જરૂર હોય તો ખુલાસા પત્ર મંગાવીને વાંચવાની ખાસ ભલામણ
કરવામાં આવે છે. બહારગામ તથા મુબઇના ગૃહસ્થોએ ઇંગ્રેજી અથવા તો ગુજરાતીમા
કાગળ લખીને ખુલાસાપત્ર મંગાવી વાચી પોતાની ખાત્રી કરવી.

**પેતરીક ફારમસી.**

લાલસીંહ બીલડીંગ લોહાર ચાલન
નાકે ૧ માળે કાલ્બાદેવી માર્કેટ સાંબે-મુંબઈ.

Registered No. B. 810.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૧ મું. VOL. XI. JANU. 1919. No. 7. જાન્યુ. ૧૯૧૯. અંક ૭ મો.

અનુક્રમણિકા.



CONTENTS.

# અમે પોતે.

આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઈના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩-૮-૦ તથા બહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.



આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઈએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.



અમારા જૂના કૉન્ટ્રેક્ટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે ત્હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી.

આ વખતે મુંબઇમાં ચાલતા કોલેરાના ઉપદ્રવને લીધે પ્રેસમાં માણસો બીમાર હોવાથી આ માસિક પ્રકટ થવામાં જરા ઢીલ થએલ છે.

## EDITORIAL STUDY.

## અધિપતિની નોંધ.

લડાઇ શરૂ થયા પછી જે જે ઉદ્યોગોને આ દેશમાં ઉત્તેજન મળેલું છે તેમાં કાચનો ઉદ્યોગ મૂળ છે. આ ઉદ્યોગ સેંકડો વર્ષ થયાં આ દેશમાં સારી રીતે ચાલતો હતો પણ જુદા જુદા સંજોગોને લઇ કરીને તે નબળી સ્થિતિમાં આવી ગયો તે એટલે સુધી કે આપણી નાનામાં નાની જરૂરિયાતો માટે જર્મની અને ઑસ્ટ્રિયા-હંગરી પાસે જવું પડતું. તે દેશોમાંથી બંગડી જેવી ચીજ કે જે એક વખત આ દેશમાં બહુ સારી થતી તે પણ પુષ્કળ જથ્થામાં આવતી હતી. લડાઇ શરૂ થઇ તે વખતે જર્મની અને ઑસ્ટ્રિયામાંથી નીચે પ્રમાણે કાચનો સામાન આયાત થતો હતો.

## જર્મની.

| માલની જાત. | ૧૯૧૦-૧૧ પૌંડ. | ૧૯૧૧-૧૨ પૌંડ. | ૧૯૧૨-૧૩ પૌંડ. | ૧૯૧૩-૧૪ પૌંડ. |
|---|---|---|---|---|
| બંગડી... .. | ૧૩,૪૬૩ | ૪,૭૪૦ | ૮૮,૦૩ | ૧૮,૦૬૫ |
| ખોટાં મોતી ... | ૨૨,૯૩૫ | ૧૦,૭૧૨ | ૧૫,૨૯૫ | ૨૪,૩૧૬ |
| શીશીઓ ... | ૧૨,૩૪૨ | ૧૨,૦૦૬ | ૩૫,૬૪૮ | ૪૮,૨૦૧ |
| ગ્લોબ તથા દીવા માટે કાચનો સામાન. | ૨૯,૯૪૦ | ૨૧,૪૩૦ | ૪૨,૮૭૩ | ૪૯,૦૫૪ |
| આખા કાચ, રકાબીઓ વિગેરે... | ૧૪,૧૭૮ | ૮,૧૯૫ | ૨૦,૪૬૯ | ૧૩,૦૮૭ |
| કાચનો બીજો સામાન | ૭૨,૪૪૩ | ૬૪,૧૬૯ | ૪૯,૦૨૮ | ૩૭,૮૫૪ |
| કુલ... | ૧,૬૫ ૩૦૧ | ૧,૨૧,૨૫૨ | ૧,૭૨,૧૧૬ | ૧,૯૦,૫૭૭ |

## ઓસ્ટ્રીઆ.

| માલની જાત. | ૧૯૧૦-૧૧ પૌંડ. | ૧૯૧૧-૧૨ પૌંડ | ૧૯૧૨-૧૩ પૌંડ. | ૧૯૧૩-૧૪ પૌંડ. |
|---|---|---|---|---|
| બંગડી... ... | ૩,૧૯,૭૬૪ | ૩,૭૯,૦૦૨ | ૩,૭૨,૪૩૧ | ૪,૮૩,૫૫૫ |
| ખોટાં મોતી ... | ૫૩,૦૦૪ | ૪૧,૪૪૬ | ૩૨,૦૧૮ | ૩૭,૫૭૨ |
| શીશીઓ ... | ૨૪ | ૧૫ | ૮૩૬ | ૭૪૧ |
| ગ્લોબ તથા દીવા માટેનો કાચનો સામાન. | ૨૮,૧૨૫ | ૨૦,૭૦૮ | ૩૧,૮૦૬ | ૩૩,૭૦૯ |
| આખો કાચ રકાબીઓ વિગેરે. | ૩૯૮ | ૫૧ | ૪૮૯ | ૬,૩૮૨ |
| કાચનો બીજો સામાન | ૩૨,૮૪૬ | ૨૭,૧૮૫ | ૨૨,૯૦૨ | ૨૦૫૮૨ |
| કુલ .. | ૪,૩૪,૧૬૧ | ૪,૬૮,૪૦૭ | ૪,૬૦,૪૮૨ | ૫,૮૨,૫૪૧ |

લડાઇ શરૂ થઇ ત્યાર પછીના સમયનો લાભ આપણાં મિત્રરાજય જાપાને પુરેપુરો લીધો કારણ કે જર્મની અને ઑસ્ટ્રિયા સાથેનો આપણો વ્યવહાર અટકયો અને આ દેશની જરૂરિઆતો દેશમાથીજ પુરી પડી શકે તેમ હતુ નહિ ઔદ્યોગિક કમિશને પોતે પણ કહ્યુ છે તેમ આવી જાતની સ્થિતિ માટે સરકારના વેપારની છુટાપણાની રાજયનીતિજ આભારી હતી. જાપાને પેતાનો માલ કેટલો આ દેશમા દાખલ કરેલો છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

## જાપાન.

| માલની જાત | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬ | ૧૯૧૬-૧૭ |
|---|---|---|---|---|
| બગડી. | ૯૯૧ | ૧૨,૬૬૫ | ૧૦૧,૮૨૭ | ૨૪૩,૬૮૭ |
| ખોટા મોતી. | ૩૯,૯૪૯ | ૪૩.૩૦૦ | ૪૨,૦૬૧ | ૯૨,૦૧૯ |
| શીશીઓ. | ૨૧,૨૫૬ | ૨૭,૨૬૭ | ૫૨,૯૨૧ | ૯૭,૬૧૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ગ્લોબ તથા દીવા માટે | | | | |
| કાચનો સામાન. | ૫,૭૪૭ | ૨૩,૪૪૮ | ૧૦૨,૯૭૦ | ૫૯,૬૯૦ |
| આખા કાચ, રકાબીઓ વિ. | ૪૪ | ૩૭૮ | ૨૪,૩૭૨ | ૨૧,૫૨૧ |
| કાચનો બીજો સામાન. | ૩૭,૪૩૫ | ૨૩,૯૫૭ | ૭૬,૫૯૨ | ૮૪,૭૪૨ |
| | ૧૦૫,૪૨૨ | ૧૩૧,૦૧૫ | ૪૦૦,૪૪૩ | ૫૯૮,૭૭૩ |

૧૯૧૩-૧૪ કરતાં કુલ વધારો.

| વરસ. | વધારો ટકા. |
|---|---|
| ૧૯૧૪-૧૫ | ૨૪-૩ |
| ૧૯૧૫-૧૬ | ૨૭૯-૮ |
| ૧૯૧૬-૧૭ | ૪૬૭-૯ |

જાપાન જ્યારે આ પ્રમાણે પોતાનો કાચનો ઉદ્યોગ આ દેશમાં દાખલ કરાવતું હતું ત્યારે અંહિંયાના કંપનીવાલાઓ પણ જાગવા લાગ્યા કારણ કે તેઓએ જોયું કે તે વખત ઉદ્યોગની ખીલવણીનો હતો. કાચનાં કારખાનાંઓ છેલ્લાં ૨૫ વર્ષમાં લગભગ ૩૦ જેટલાં ભાંગી પડયાં હશે અને તેથી જો કોઇ પણ આદમી નાસીપાસ થઇ જાય તો સ્વભાવિક હતું, પણ તે છતાં લડાઇ શરૂ થયા પછી કેટલાકોએ નવા કારખાનાં કાઢયા અને કેટલાકોએ જુનાં સજીવન કર્યાં. મ્યુનિશન બોર્ડ વિગેરે સરકારી ખાતાંઓ તરફથી પણ ઑર્ડરો મળવા લાગ્યા એટલે એક મોટું જરૂરી ઉત્તેજન મળ્યું. આ ઑર્ડરોની બીજી મોટી અસર એ પણ થઇ કે જે કારખાનાંઓને આ પ્રમાણે સરકારી ઑર્ડરો મળ્યા તેઓને કોલસા તથા રેલવેનાં વૅગનોની સગવડ પણ મળી કે જે એ સગવડોની તો લડાઇના હિંગામમાં મોટી મારામારી હતી. અલ્હાબાદ ગ્લાસ વર્કસ કરીને અલ્હાબાદમાં મોટું કાચનું કારખાનું છે તેને તો આ ઉપરાંત કેટલાએક લશ્કરીઓને પણ રેજીમેન્ટોમાંથી છોડાવી હોંશિયાર કારીગર તરીકે તે કારખાનાને આપવામાં આવ્યા.

આ બધી ચળવળનું પરિણામ એ આવ્યું કે આ કારખાનાંઓ કોઇ દિવસ પહેલાં ન ધરાયલો એવો માલ પણ કાઢવા લાગ્યાં. શીશીઓ, લેબોરેટરીને માટે યોગ્ય સામાન, રેલવેને માટે ગ્લોબ, વિગેરે માલ સારા જથ્થામાં નીકળવા લાગ્યો. પણ આ બધાં સાથે પણ હવે આ કારખાનાંઓ જાપાનની સામે ટકી શકશે કે કેમ તે જોવાનું છે. મુંબઇમાં જે કારખાનાઓ છે તેઓને કોલસાની મોટી મુશ્કેલી છે તેમ તે ઉદ્યોગમાં વપરાતી કાચી ચીજો જેવી કે રેતી તે પણ દૂરથી લાવવી પડે છે તેમજ જાપાનનો માલ અંહિયાંજ ઉતરતો હોવાથી જે પ્રમાણે અલ્હાબાદ કે જબલપુરને એટલા માઇલની રેલવેનો નુર પણ જપાનીઝ માલની સામા સંરક્ષણ રૂપ છે, તે પ્રમાણે અહિયાં નથી. તે છતાં જો હિંમતથી કામ લેવામાં આવે અને સરકાર તરફથી કોલસાની મુશ્કેલી અને રેલવેનાં વેગનોની મુશ્કેલી દૂર કરવામાં આવે, લડાઇના વખતમાં ઑર્ડરો મળતા હતા તેવીજ રીતે ઑર્ડરો આપવામાં આવે અને એકસપર્ટની સલાહ બાબત બંદોબસ્ત કરવામાં આવે તો અત્રેનાં કારખાનાંઓ જાપાનની સામે શા માટે ટકી શકે નહિ તે સમજાતું નથી.

* * *

ઉંચી પોલીશ કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યાં જશો?

આવક ઉપરના હદથી બહારના નફા ઉપરના કરને લગતો ખરડો બહાર પાડવામાં આવ્યો છે અને તેની સામાં જે વિવેચનો અત્યાર સુધીમાં થયેલાં છે તે ઉપરથી જણાય છે કે હિંદી તેમજ ઈંગ્રેજી વેપારી કોમ આ કરની સામે છે, આ ચેમ્બરની કમિટીએ તે બાબતમાં હિંદી સરકારના ખજાનચી ઑન. સર જેમ્સ મેસ્ટનની મુલાકાત લીધી હતી જે મીટીંગનું વર્ણન આ અંકમા બીજે ઠેકાણે આપવામાં આવેલું છે.

---

મેસોપોટેમીયા સાથેનો વેપાર અત્યારે ઘણા વેપારીઓનુ ધ્યાન ખેંચી રહ્યો છે. જ્યારથી બગદાદ લેવાયું ત્યારથી ઘણા સાહસિક વેપારીઓની દ્રષ્ટિ એ વિશાળ ક્ષેત્ર તરફ દોરવાઇ છે પણ લડાઇ ચાલતી હતી ત્યારે જુદા જુદા પ્રતિબંધોથી એ વેપાર સ્વાભાવિક રીતે જેટલો ખીલવવો જોઇએ તેટલો ખીલવાઇ શક્યો નહિ. આ બાબતમા આ ચેમ્બરની કમિટીએ ૧૯૧૭ ની સાલમાં ઇરાની અખાતના ખાસ નિમાયેલા ટ્રેડ કમિશનરો મી૦ હૉલેન્ડ અને મી૦ વિલ્સન સાથે મસલત ચલાવી હતી જેનું વર્ણન તે સાલના માસિકમા આપવામાં આવ્યું હતું. હવે જ્યારે લડાઈ અટકી છે ત્યારે સ્વાભાવિક રીતે મેસોપોટેમીયા સાથે આ વેપાર તરફ ઘણું આકર્ષણ થયેલું છે અને તેથી ચેમ્બરની કમિટીએ હિંદી સરકારનાં વેપાર અને ઉદ્યોગ ખાતાને પત્ર લખી એ વેપાર બાબે કેટલીએક ખબર પુછાવેલ છે. ત્યાંના વેપાર બાબે અમેરીકન કૉન્સલે લખેલા લેખમાંથી આ અંકમાં ઉતારા પણ આપવામાં આવેલ છે કે જેથી આપણા વેપારી ભાઈઓને એ બાબતમાં ઉપયોગી માહિતી મળે.

---

સુલેહની કૉન્ફરન્સ જે ચાલુ મહિનામાં મળનાર છે તેને અંગે બ્રિટીશ વૉર કૅબિનેટમાં આ દેશના પ્રતિનિધિઓ ઑન. સર એસ. પી. સિન્હા અને બિકાનેરના મહારાજાને નિમવામાં આવ્યા છે પણ હિંદી વેપાર અને ઉદ્યોગનાં ઉપયોગી તત્વોનો કોઇ પણ પ્રતિનિધિ આ ઐતિહાસિક કૉન્ફરન્સમાં જોઇએ તે બાબે આ ચેમ્બર તરફથી નામદાર વૉઇસરાય ઉપર તાર કરવામા આવ્યો હતો. આ બાબત ઉપર ચેમ્બરની કમિટીનું લક્ષબિન્દુ અને ઘણો વખત થયેલાં ચોટેલું છે. આજથી લગભગ ત્રણ વર્ષ ઉપર જ્યારે નામદાર લૉર્ડ ચેમ્સફર્ડ વૉઇસરાય તરીકે આવ્યા ત્યારે તેઓને ચેમ્બર તરફથી માનપત્ર આપવામાં આવ્યું ત્યારે સુલેહની કૉન્ફરન્સમા હિંદી વેપાર અને ઉદ્યોગનો પ્રતિનિધિ હોવો જોઇએ તે ઉપર ખાસ ભાર મુકવામા આવ્યો હતો. ત્યાર પછી જ્યારે સર એસ. પી. સિન્હા, બિકાનેરના મહારાજા અને સર જેમ્સ મેસ્ટન ઇમ્પીરીયલ વૉર કૉન્ફરન્સમા જવા નીકળ્યા અને ચેમ્બર તરફથી તેઓને વિદાયગીરીનું માન આપવામાં આવ્યું ત્યારે પણ આજ બાબત ઉપર ભાર મુકવામાં આવ્યો હતો. એવીજ બીજી બાબત જેના ઉપર કમિટી વારંવાર લાગતા વળગતાઓનું ધ્યાન ખેંચે છે તે Fiscal Autonomy એટલે કે આ દેશને જકાત સંબંધી સંસ્થાનોની માફક સ્વતંત્રતા મળવી જોઇએ તે છે. ઉપર જણાવેલા બે પ્રસંગો વખતે તેમજ બીજી ઘણી વખતે તેમજ નામદાર નવા ગવર્નરને માનપત્ર આપતી વખત પણ આ બાબત ઉપર મજબુત ધ્યાન ખેંચવામાં આવેલું છે.

---

શ્રી આરજે ટાઇપ માર્ટ ૨૧ મેંડ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

(કોમર્સના એક લેખ ઉપરથી).

## વેપારમાં જાપાનની હરીફાઇ:—

જાપાન ઔદ્યોગિક પ્રગતિમાં ખહુજ આગળ વધેલું છે અને તે પરિણામ કેટલેક અંશે તે લડાઇમાંથી અલગ હતું તેને આભારી છે. જાપાને તકનો સંપૂર્ણ લાભ લીધો છે, અને લડાઇ શરૂ થઇ ત્યારથી તેની નિકાસમાં અજબ વધારો થએલ છે. ૧૯૧૭ની સાલમાં જાપાનનો બીજા દેશો સાથેનો કુલ વેપાર ૨૫૩૦,૫૭૭,૦૦૦ યેન જેટલો હતો જેમા નિકાસની કિંમત ૧,૫૪૦,૦૩૬,૦૦૦ યેન અને આયાતની કિંમત ૯૯૦,૫૪૧,૦૦૦ યેન હતી એટલે આયાત કરતાં નિકાસમાં ૫૪૯,૪૯૫,૦૦૦યેનનો વધારો હતો. આ આંકડા ખરેખર ચોકાવે તેવા છે અને આગલીં વર્ષ સાથે સરખાવતા ૪૦ ટકાનો વધારો બતાવે છે. નિકાસની કિંમતમાં ૪૬૨,૯૪૭,૦૦૦ યેન અથવા ૪૩ ટકાનો વધારો અને આયાતમાં ૨૬૦,૭૦૨,૦૦૦ યેન એટલે ૩૫-૭ ટકાનો વધારો થયો હતો. ચાલુ વર્ષના બે મહિનાના આકડા પણ ચોંકાવે તેવા છે. તેટલા વખતમાં નિકાસની કિંમત ૧૯,૨૪૨,૦૦૦ પૌંડથી વધીને ૨૩,૭૫૬,૦૦૦ પૌંડની થઇ હતી જ્યારે આયાતમાં ૯૮,૧૬,૦૦૦ પૌંડનો વધારો થયો હતો. જાપાનના દરેક હુન્નરમા ઓડે કે ઘણે અંશે પ્રગતિ થએલ છે.

જાપાનનો રૂ કાંતવાનો ઉદ્યોગ જે મુંબઇ અને મેન્ચેસ્ટર સાથે સખત હરીફાઇ કરે છે તે ચીનમાં પણ ઝડપથી પગપેસારો કરે છે. જાપાનના કાંતવાવાળાઓની ટીન્ટસીન અને સીંગટાઓ ખાતે આવેલી મીલો ઉપરાંત તેઓ બીજી ૧૦ મીલો શાંગાહી ખાતે સ્થાપે છે. શાગાહી ખાતેની ચુવાન કોટન મીલ ચીનના વેપારીઓના હાથમાં છે અને ત્યાં ૨૮,૭૦૦ સ્પીન્ડલથી કામ ચાલે છે.

ધી નાઇગાઇ કોટન ટ્રેડીંગ કંપની જેઓ શાગાહી ખાતે કેટલીક મીલોના માલેક છે તેઓએ તે મીલ ૮૦૦,૦૦૦ ટેઇલથી ખરીદી લેવાનો કોન્ટ્રેકટ કરેલ છે. ચીનમાં 'ટેરીફ' ની નવી પદ્ધતિ સ્થાપવાની વકી હોવાથી તે કંપની થોડા વખતથી ચીનમાં કાંતવાનો ઉદ્યોગ ફેલાવવા માટે પ્રયાસ કરે છે પણ સાંચાકામ વિગેરે મેળવવાની મુશ્કેલીને લીધે તે પોતાની યોજનામાં હજી ફતેહમંદ થઇ નથી. શાંગાહી ખાતે ધી નાઇગાઇ કોટન ટ્રેડીંગ કંપનીએ પહેલી મીલ ૧૮૯૦ માં શરૂ કરી. તે મીલમાં અત્યારે ૨૦,૩૯૨ સ્પીન્ડલ અને ૨૭૦ લુમો છે. બીજી મીલ ૧૯૦૮ માં કાઢવામાં આવી હતી અને તેમા ૨,૦૦૦,૦૦૦ ટેલ રોકવામાં આવ્યા હતા. તેમાં હાલ ૨૫,૪૮૦ સ્પીન્ડલ અને ૫૧૦ લુમો છે. આ વર્ષ દરમીઆન તેજ કંપની તરફથી શાંગાહી ખાતે એક બીજી મીલ શરૂ થશે; અને તેમાં ૨૦,૦૦૦ સ્પીન્ડલ અને ૬,૦૦૦ લુમોથી કામ કરવામાં આવશે. ધી ગોડો કોટન સ્પીનીંગ કંપનીએ શાંગાહી

ખાતે એક મોટી મીલ સ્થાપવાની યોજના ઘડી કાઢેલ છે. પરંતુ તેનું કામ શરૂ થતાં હજી વખત લાગશે. ટીન્ટસીન ખાતે જાપાનની કેટલીક પ્રખ્યાત પેઢીઓએ સાથે મળી મીલ કાઢેલ છે અને તેણે થોડું કામ પણ શરૂ કરેલ છે. ધી નાઈશાઈ કૉટન કંપનીની એક મોટી મીલ સીંગટાઓ ખાતે ચાલે છે. તેનું કામ ૧૯૧૭ માં શરૂ કરવામાં આવ્યું હતું અને તેમાં ૨૦,૦૦૦ સ્પીન્ડલ છે.

પરંતુ જાપાનને કાચા માલ માટે બીજા દેશો ઉપર સમુળગો આધાર રાખવો પડે છે; અને આ તેની મુખ્ય મુશ્કેલી છે. અને જાપાનના મીલવાળાઓ હાલમા હિન્દના રૂના પાકની નિષ્ફળતા, રૂના વધતા જતા ભાવો તથા ઇજીપ્તના રૂ ઉપર સરકારે મુકેલા અંકુશોને લીધે તેઓના ઉદ્યોગને ધોકો પહોંચવાની વકીને લીધે ભયભીત થએલ છે. આ માહેનુ સહુથી અગત્યનું કારણ હિંદુસ્તાનના રૂનો પુરતો જથ્થો મેળવવાની મુશ્કેલી છે. જાપાનમાં હિન્દના રૂની વાર્ષિક વપરાશ લગભગ ૧૫,૦૦,૦૦૦ ગાંસડીની છે અને અમેરીકન રૂની લગભગ ૫૦,૦૦,૦૦૦ ગાસડીની છે. આ ઉપરથી જણાશે કે જાપાનને રૂ પુરૂં પાડનાર મુખ્યત્વે કરીને હિદુસ્તાન છે અને ગયા ઉનાળામાં હિન્દના બજારમા લગભગ ૧૦,૦૦,૦૦૦ ગાંસડી ઓછી હોવાનું જણાવવામા આવેલ છે અને એમ સૂચવવામાં આવ્યું છે કે આ કારણને લઈનેજ ઇમ્પિરીઅલ જાપાનીઝ ગવર્નમેન્ટના ફીનેન્શીઅલ સેક્રેટરી તથા જાપાનના એગ્રીકલ્ચર અને કોમર્સ ખાતાના સેક્રેટરી હાલમાં હિન્દુસ્તાનની મુસાફરી ઉપર નીકળેલ છે અને તેઓ તે દરમીઆન દેશની ગામાન્ય આર્થિક અને નાણાંસબંધી સ્થિતિનો પણ અભ્યાસ કરશે. વળી ઇમ્પીરીઅલ ફીનેન્સ ડીપાર્ટમેન્ટના મી. એસ નાકામુરા પણ તેઓની સાથે છે આ બધુ જાપાનના લોકો હિન્દુસ્તાનનું બજાર હાથ કરવા કેટલા ઇન્તેજાર છે તે બતાવી આપે છે. દરમીઆન જાપાનનું કાપડ હિંદુસ્તાન અને ચીનમાં એટલાં સસ્તા ભાવે પૂરૂં પાડવામાં આવે છે કે બ્રીટીશ લોકો તેની સાથે હરીફાઇ કરી શકશે નહિ એ બાબત તરફ મેન્ચેસ્ટર ચેમ્બર ઑફ કોમર્સે કૉટન કન્ટ્રોલ બોર્ડનું ધ્યાન ખેંચેલ છે અને એમ પણ કહેલ છે કે અત્યાર સુધી કેટલીક જાતની જે ચીજો બ્રીટીશ લોકોજ પૂરી પાડતા તેમાં પણ જાપાને પગ પેસારો કરેલ છે. બોર્ડે જવાબમાં કહ્યું છે કે તે સવાલ ઉપર વિચાર ચલાવવામા આવે છે રૂટરના આ ટુંકા સમાચારથી મેન્ચેસ્ટર ચેમ્બરને જાપાન સામે રક્ષણ માટે કોટન કોન્ટ્રોલ બોર્ડને શા કારણથી અરજ કરવી પેડી તે સમજી શકાતું નથી; પરંતુ જ્યારથી દક્ષિણ મેન્ચુરીઆ જાપાનની રાજ્ય સત્તા હેઠળ આવ્યું ત્યારથી તેથી સાથેના જાપાનના વેપારમાં થએલો વધારો તથા તે વધારો કરવાની રીતિ મેન્ચેસ્ટરની ફરીઆદનાં કારણ હોઇ શકે. ચાઇનીઝ કસ્ટમ્સ રીટર્ન્સમાં દક્ષિણ મેન્ચુરીઆના મુખ્ય બંદર ન્યુચવેંગ માટે 'કોરા સાદા કાપડ'ના આંકડા નીચે પ્રમાણે છે.—

| | તાકા. |
|---|---|
| અમેરીકન. | ૧૦,૩૩,૦૮૯ |
| જાપાનીઝ. | ૭૦,૮૦૦ |
| ઇગ્લીશ. | ૫,૨૦૦ |

૧૯૧૩ મા આ આંકડા નીચે પ્રમાણે હતા.—

| | તાકા. |
|---|---|
| અમેરીકન. | ૨,૨૫,૨૮૦ |
| જાપાનીઝ. | ૨,૨૪,૮૪૦ |
| ઈંગ્લીશ. | ૧૪,૨૯૦ |

જો કે કુલ વેપાર ઘણોજ ઘટી ગએલ છે તોપણ જ્યારે અમેરીકાનો વેપાર લગભગ ૭૫ ટકા અને ગ્રેટ બ્રિટનનો લગભગ ૨૦ ટકા ઓછો થયેલ છે ત્યારે જાપાનનો વેપાર લગ-

લગ ૭૫ ટકાનો વધારો બતાવે છે. સામાન્ય રીતે આ આંકડા વેપારમાં ઘટાડો બતાવે છે પરંતુ ૧૯૧૩ ના ન્યુચવેંગ ખાતાંના એકંદર સુતરાઉ કાપડના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| | તાકા. |
|---|---|
| જાપાનીઝ | ૧,૩૭૪,૭૪૪. |
| ઈંગ્લીશ. | ૨૭,૦૦૭. |
| અમેરીકન. | ૯૦. |

આ ઉપરથી જણાશે કે મેન્ચુરીઆનો જે વેપાર અગાઉ ન્યુચવેંગ મારફત ચાલતો તે હવે એન્ટંગ મારફત ચાલે છે. વળી હવે જાપાને વેપાર એક હાથ કરેલ છે તે પણ દેખીતું છે. ઉપર આપેલ 'શીટીંગ' ના આંકડા તે ખુલ્લું બતાવે છે અને તેજ પ્રમાણે ડ્રીલના આંકડા તપાસતા પણ એજ સ્થિતિ માલમ પડે છે. ડ્રીલના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| | ૧૯૦૩ | ૧૯૧૩ |
|---|---|---|
| અમેરીકન | ૫૬૯,૬૫૫ | ૭૨,૬૭૦ |
| જાપાનીઝ. | ૧૭,૪૩૦ | ૮૦,૦૭૫ |
| ઇંગ્લીશ. | ૩૮૦ | ૧૮૨૯ |

આ પ્રમાણે જાપાને અમેરીકાને ઘણુંજ પછાત પાડી દીધુ છે. વળી આંકડાઓ ઉપરથી જણાય છે કે જાપાનને જ્યારે દક્ષિણ મેન્ચુરીઆ ઉપર કુલ સત્તા હતી નહિ ત્યારે પણ તે બીજા દેશોનો વેપાર ઘટાડી દેવામાં ફતેહમંદ થયું હતું.

કોરા 'શીટીંગ' અને 'શર્ટીંગ' ના આંકડા તપાસતાં જણાય છે કે ૧૯૦૯ માં એટલે કે કોરીઆને જાપાન સાથે જોડી દેવામાં આવ્યું ત્યાર પહેલાના વર્ષમાં વેપારમાં જાપાનનો હિસ્સો ૫૦ ટકા હતો જ્યારે ગ્રેટ બ્રીટનનો ૪૯ ટકા હતો ૧૯૧૩ માં જાપાનનો હિસ્સો વધીને ૯૦ ટકાનો થયો અને બ્રીટનનો ઘટીને ૮ ટકાનો થયો. તે વખતે બ્રીટીશ 'ટી' (T) કાપડનો વેપાર તદ્દન બંધ પડયો. જાપાનના વેપારના આટલા મોટા વધારાનાં કારણો મેનીલાનું ફાર ઇસ્ટર્ન રીવ્યુ નીચે પ્રમાણે દર્શાવે છેઃ—

(૧) જાપાનનો વેપાર આગળ વધારવામાં સાઉથ મેન્ચુરીઅન રેલ્વેનો કબજો સહુથી વધારે અગત્યનું કારણ છે. આ રેલ્વે જાપાનના અંકુશ હેઠળ છે. જાપાનના માલ તરફ આ રેલ્વે તરફથી જો કે દેખીતો પક્ષપાત દેખાડવામાં આવતો નથી છતા મેન્ચુરીઆમાં ચાઇનીઝ લોકોને અનુભવથી ખાત્રી થએલ છે કે વ્યાજબી વખતમાં માલની ડીલીવરી માટે જાપાનની પેઢીઓ મારફત માલ મંગાવવાનો સહુથી સરળ રસ્તો છે.

(૨) જાપાનને બીજા હરીફો સામે વેપારમાં આગળ વધવાનું બીજું કારણ એ છે કે મેન્ચુરીઅમા દાખલ થતાં માલ ઉપર એન્ટવન્ગ ખાતે જકાત લેવામાં આવે છે તેમાથી જાપાનના માલ ઉપર ૧–૩ ઓછી લેવામાં આવે છે. ૧૯૧૩ ના જુનની ૨ જી તારીખે ઇન્સ્પેકટર જનરલ ઓફ કસ્ટમ્સ અને પેકીંગ ખ તેના જાપાનીઝ મીનીસ્ટર વચ્ચે ઠરાવ કરવામાં આવ્યો હતો જેથી કોરીઅન રેલ્વે મારફત આવતા માલ ઉપર જકાતમાં ઘટાડો કરવામાં આવ્યો હતો. જાપાનના ઉદ્યોગોને આ અને બીજી અનેક જાતની મદદ મળતી હોવાથી અમેરીકા અને ઇંગ્લંડનો માલ તેની સામે ટકી શકતો નથી.

૩ ત્રીજું કારણ જાપાનને જે ઉદ્યોગોમાં ખાસ લાભ છે તે ઉદ્યોગોમાં જાપાનની સરકાર અને વેપારીઓ વચ્ચેની સહાનુભુતિ છે. દેખીતી રીતે સહુને સરખી તક આપવામાં આવે છે પણ ખરી રીતે જાપાનના વેપારીઓનેજ મદદ કરવામાં આવે છે.

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૬-૧૧-૧૮ ના રોજ ૨ (સ્ટાં. ટા.) કલાકે મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતા.—

ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતા (પ્રમુખ)
,, જહાંગીર બી પીટીટ (ઉપ-પ્રમુખ.)
,, ,, લલ્લુભાઇ શામળદાસ.
,, સર ફાજલભાઇ કરીમભાઇ.
,, વિઠલદાસ ડી. ઠાકરશી.
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી.
,, એમ સુબેદાર.
,, દેવીદાસ માધવજી ઠાકરશી.
,, વસનજી ઠાકરશી હાલાઇ.
,, મોતીલાલ કાનજી
,, મુળજી હરીદાસ.
,, હીરાજી જે. બીલીમોરીઆ
,, ચત્રભુજ શીવજી.
,, લક્ષ્મીદાસ રવજી તેરસી.
,, એસ. બી બીલીમોરીઆ.

(૧) ગઇ સભાની મીનીટ પસાર કરવામા આવી હતી.

(૨) આવતી 'પીસ કોન્ફરન્સ'મા નામદાર હિન્દી સરકારે નીમેલા પ્રતિનિધિ સર એસ. પી. સિંહાની સાથે હિન્દી વેપારી કોમના પ્રતિનિધિને મોકલવાની માંગણી ઉપર વિચાર ચલાવવામાં આવતા નામદાર વાઇસરોયને નીચે પ્રમાણે તાર કરી મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો:—

'ઇમ્પીરીઅલ વોર કેબીનેટ' માટે હિન્દુસ્તાનના પ્રતિનિધિઓને બ્રીટીશ સરકારે ફરીથી આમંત્રણ કર્યું છે તેથી અમને સંતોષ ઉપજ્યો છે કે જે પ્રતિનિધિઓ અમારી જાણ મુજબ સુલેહ કોન્ફરન્સમા પણ બીરાજનાર છે, તે માટે સર એસ. પી. સિંહા અને બીકાનેરના મહારાજાની થયેલી નિમણુંક કમીટી પસંદ કરે છે. હિન્દી વેપાર અને ઉદ્યોગોના લાભ જાળવવા માટે હિન્દી વેપારીવર્ગમાથી પુરતા વધારાના પ્રતિનિધિઓ નીમવાની જરૂરીઆત તમો નામદાર સન્મુખ રજુ કરવાની આ તક કમીટી લે છે બીજા સંસ્થાનો સાથે સરખાવતાં હિન્દી પ્રતિનિધિઓની સંખ્યા બિલકુલ પુરતી નથી અને કમીટી આશા રાખે છે કે આ અરજ બહાલ રાખવાની તમો નામદાર ઇંગ્લંડના સત્તાવાળાઓને અરજ કરશો"

૩ નીચે પ્રમાણે બીજો તાર નામદાર વાઇસરોય ઉપર કરી મોકલવાનું ઠરાવવામાં આવ્યું હતું—

"આજના ખુશાલીભર્યા દિવસે મિત્રરાજ્યોની ફત્તેહ માટે ચેમ્બરના પ્રમુખ તથા મેમ્બરો તમો નામદારને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપે છે અને આ શુભ પરિણા-

મથી હિન્દી વેપારી કોમને ઉપજેલી ખુશાલીથી તમો નામદારને વાકેફ કરે છે."

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા૦ ૩૦-૧૧-૧૮ ના રોજ ૨ ( મું. ટા. ) કલાકે મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ—

ઓન. શેઠ ચુનીલાલ વી. મહેતા ( પ્રમુખ. )
,, જહાંગીર બી. પીટીટ. (ઉપ-પ્રમુખ.)
ઑન. સર ફાજલભાઇ કરીમભાઇ
ઑન. શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ.
સર વિઠલદાસ ડી ઠાકરસી
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી.
,, વસનજી ઠાકરસી હાલાઇ.
,, મોતી[illegible] વલ્લભજી.
,, ન[illegible]દાસ પુરૂશોતમ
,, [illegible]દાસ વસનજી.

(૧) શેઠ વસનજી ઠાકરશી હાલાઇનો પત્ર આવ્યો હતો કે કાપડ બજારની હાલની સ્થિતિ-પર નામદાર સરકારનું ધ્યાન ખેંચવું અને અરજ કરવી કે માલનો ઉઠાવ થઇ શકે એવા હેતુથી સ્ટીમર તથા રેલ્વેપર માલ મોકલવા માટે જે અંકુશો મેલવામાં આવ્યા છે તે હિન્દના વેપારની સલામતી ખાતર તાકીદે કાઢી નાખવા. આ પત્ર ઉપર વિચાર કરતાં એમ ઠરાવ કરવામાં આવ્યો હતો કે નામદાર હિન્દી સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતાં ઉપર એક પત્ર લખવો કે કાપડ મારકીટની સ્થિતિ કંઇક અંશે સુધારવા માટે સ્ટીમરોની સગવડ ના૦ સરકારે કેટલેક દરજ્જે કરી અપાવી જોઇએ.

આ સંબંધી એમ પણ ઠરાવ કરવામાં આવ્યો હતો કે વેપાર અને ઉદ્યોગ ખાતાને પૂછી જણાવવું કે મેસોપોટેમીઆમાં કાપડના વેપારને માટે શી સગવડો છે, બસરાથી બગદાદ માલ લઇ જવાની છૂટ છે કે કેમ-વિગેરે વિગેરે.

(૨) લડાઇને લીધે થયેલા હદ ઉપરાંતના નફા ઉપર કર મુકવાને લગતી ના. સરકારની દરખાસ્ત જે થોડુંકપર છાપામાં પ્રસિદ્ધ કરવામાં આવી હતી તે સંબંધી શેઠ વસનજી ટી. હાલાઇ તથા શેઠ સુરજમલ લલ્લુભાઇ તરફથી કમીટીનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. તે સંબંધમાં વિચાર ચલાવ્યા પછી એમ ઠરાવ કરવામાં આવ્યો કે ના. હિન્દી સરકારનાં નાણા ખાતાં ઉપર એક પત્ર લખવો કે કમીટીનો એમ મત છે કે હાલની ફેરવાએલી સ્થિતિ જોતાં નવા કરની યોગ્યતા લાગતી નથી. પણ કમીટી પોતાનો મત વધારે વીગતવાર આપી શકે ત્યાર પહેલાં સર વિલિયમ મેયરના ઠરાવની રૂયે ચાલુ સરકારી વર્ષમાં હિન્દી આમદાનીમાથી કેટલો અર્ધ આપવાનું કરવાનો વિચાર કરવામાં આવેલ છે તેના આંકડા નાણાં ખાતાંએ મહેરબાની કરીને મોકલી આપવા.

(૩) આવક ઉપરના કરના ફોર્મ ડી૦ બાબત ધી બોમ્બે નેટીવ પીસ ગુડઝ મરચન્ટસ એસોસીએશનનો જે પત્ર આવ્યો હતો તે ઉપર વિચાર ચલાવતાં ઠરાવ કરવામાં આવ્યો હતો કે તેઓના ઉપર ઇન્કમટેક્સ કલેકટરના આવેલ પત્રની એક નકલ મોકલાવી આપવી તથા તેઓને વિનંતી કરવી કે વેપારી પ્રતિનિધિ મંડળના જે પ્રતિનિધિઓ મોકલવામાં આવે તેમને આ સવાલ બાબત ચેમ્બરના પ્રતિનિધિઓ સાથે મળી કલેકટરને મળી આ તકરાર સંબંધી કાંઇક સંતોષકારક ફડચો લાવવાની કુલ સત્તા આપવી.

(૪) શેઠ પદમશી મનજી તરફથી એક પત્ર આવ્યો હતો જેમાં પ્રીન્સેસ ડાક વેરહાઉસમાં લાગેલી આગ તરફ કમીટીનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. તથા કમીટીને

---

વિનંતી કરવામાં આવી હતી કે આ વેરહાઉસમાં જે રૂ ભરવામાં આવ્યું હતું તે કાર્ય હંમેશના નિયમ વિરૂદ્ધ હતું અને કે તે સંબંધે કમીટીએ તપાસ કરવી. શેઠ પદમશી જેઓ કમીટી મીટીંગમાં હાજર હતા તેમને તે સંબંધમાં વધુ તપાસ કરવાની વિનંતી કરવામાં આવી હતી; તથા સર વિઠલદાસ ડી. ઠાકરશીએ આ તપાસમાં તેમને મદદ કરવાનું જણાવ્યું હતું.

બાદ વખત થઇ જવાથી સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક અસાધારણ સભા શુક્રવાર તા૦ ૬-૧૨-૧૮ ના રોજ ૧ (મું. ટા.) કલાકે મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ—

ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતા (પ્રમુખ.)
સર વિઠલદાસ ડી. ઠાકરસી.
શેઠ હંશરાજ પ્રાગજી ઠાકરશી.
ઑન. ,, લલ્લુભાઈ સામળદાસ.
,, પી. જે. બીલીમોરીઆ.
,, જમનાદાસ દ્વારકાદાસ.
,, લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી.
,, લક્ષ્મીદાસ રવજી તેરસી.
,, મથુરાદાસ વસનજી.
,, વસનજી ઠાકરશી હાલાઇ.
,, નારણદાસ પુરૂષોત્તમ

(૧) ઇન્કમટેક્સ ડી. ફોર્મ બાબે બોમ્બે નેટીવ પીસ ગુડઝ મરચન્ટસ એસોસીએશનના સેક્રેટરીનો પત્ર આવ્યો હતો જેમાં જણાવવામાં આવ્યું હતું કે તેઓના પ્રતિનિધિઓને કુલ સત્તા આપવામાં આવેલ છે. તે ઉપરથી ચેમ્બર તરફથી નીચેના પ્રતિનિધિઓની નિમણુંક કરવામા આવી હતીઃ—

ઑન શેઠ ચુનીલાલ વી. મહેતા.
,, જહાંગીર બી. પીટીટ.
ઑન. સર ફાજલભાઇ કરીમભાઇ.
શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી.
,, મોતીલાલ વલ્લભજી.

તથા કલેકટરને એ પ્રમાણે લખવાનો ઠરાવ થયો હતો કે આ સર્વે પ્રતિનિધિઓ શુક્રવાર તા. ૧૩ મી ને રોજ બપોરે ૨-૩૦ (સ્ટાં. ટા.) કલાકે મળવા માગે છે તો તેઓને તે વખત અનુકુળ છે કે કેમ તે મહેરબાની કરી લખી મોકલવું.

(૨) શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશીનો પત્ર આવ્યો હતો જેમાં તેઓએ થોડાક વખત ઉપર હાઇકોર્ટમાં ચુકવાએલા એક કેસ ઉપર કમીટીનું ધ્યાન ખેંચ્યું હતું તે કેસમાં 'ચેક' ઉપર 'ઓર બેરર' છેકી નાખ્યું હોય અને 'ઓર ઑર્ડર' ન લખ્યું હોય તો તેને 'નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટ' ન ગણી શકાય એવી મતલબનો ચુકાદો આપવામાં આવ્યો હતો. શેઠ હંસરાજે કમીટીને સૂચના કરી હતી કે આ બાબતમાં કાયદો સુધારવા માટે કમીટીએ લખાણ કરવું. આ બાબત ઉપર વિચાર કરતાં કમીટીએ એવો ઠરાવ કર્યો હતો કે નીચે જણાવેલા ગૃહસ્થોની 'સબ કમીટીએ' તે બાબતમાં વિચાર ચલાવવો અને યોગ્ય લાગે તો લખાણ કરવુંઃ—(૧) ઓન. શેઠ ચુનીલાલ વી. મહેતા (૨) શેઠ જહાંગીર બી. પીટીટ. (૩) ઓન. શેઠ લલ્લુભાઈ સામળદાસ (૪) શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી.

(૩) કાનપુર પીસ ગુડઝ મરચન્ટસ કમીટીનો પત્ર આવ્યો હતો જેમાં એમ સૂચના કરવામાં આવી હતી કે મેન્ચેસ્ટર ચેમ્બર ઓફ કોમર્સવાળાઓને વિનંતી કરવી કે વિલાયતી કાપડના માલમાં 'ફોર્વર્ડ કોન્ટ્રેકટસ' હાલના સંજોગો જોતાં બને તો રદ કરવા. આ બાબતમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે આ પત્રની એક નકલ અત્રેની પીસ ગુડઝ મરચન્ટસ એસોસીએશનને મોકલી આપવી તથા કાનપુર

પીસ ગુડઝ મરચન્ટસ કમીટીને લખી જણાવવું કે તેઓએ અત્રેની પીસ ગુડઝ મરચન્ટસ એસોસીએશન સાથે પત્રવ્યવહાર કરવો.

(૪) લડાઇના શુભ પરિણામ માટે ચેમ્બર તરફથી જે અભિનંદનનો તાર નામદાર વાઇસરૉય ઉપર કરવામાં આવ્યો હતો તે માટે તેઓના પ્રાઇવેટ સેક્રેટરી તરફથી આભાર માનવામાં આવ્યો હતો.

(૫) સુલેહની કોન્ફરન્સમાં હિન્દ તરફથી નીમાએલા બે પ્રતિનિધિઓ ઉપરાંત એક પ્રતિનિધિ વેપારી આલમ તરફથી નીમવો તે બાબત ચેમ્બરે કરેલી સૂચનાના જવાબમાં નામદાર હિન્દી સરકારના વેપાર અને ઉદ્યોગખાતા તરફથી જવાબ આવ્યો હતો કે તે બાબત ઉપર વિચાર ચલાવવામાં આવે છે.

(૬) અમેરીકાની નેશનલ એસોસીએશન ઑફ મેન્યુફેકચર્સ કમીટીને પૂછાવ્યું હતું કે તેઓ અમુક પેઢીઓને માટે ક્રેડીટ રીપોર્ટ તેઓને મોકલી શકશે કે કેમ તે બાબતમાં 'ના' નો જવાબ લખવાનો ઠરાવ થયો હતો.

(૭) ઈન્ડીઅન રેલ્વે કોન્ફરન્સ એસોસીએશનનો પત્ર આવ્યો હતો જેમાં જણાવ્યું હતું કે ટેરીફ કમીટીની મીટીંગ કલકત્તા ખાતે ૧૯૧૯ ના ફેબ્રુઆરી માસમાં ભરાવાની છે તો તે બાબતમાં કાંઈપણ સૂચના ચેમ્બરની કમીટીએ કરવી હોય તો તે ૧૯૧૯ ના જાન્યુઆરીની ૧૫ મી તારીખ પહેલાં લખી મોકલવી. આ બાબત ચેમ્બરના બધા સભાસદોમાં સરક્યુલરથી ફેરવવાનો તથા સભાસદોને કાંઈપણ સૂચના કરવી હોય તો તે સૂચના તેઓને મોકલી આપવાની વિનંતી કરવાનો ઠરાવ થયો હતો.

ત્યાર બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## મુંબઈના નામદાર નવા ગવર્નરને માનપત્ર.

આ ચેમ્બર તરફથી મુંબઇના નામદાર નવા ગવર્નર કેપ્ટન સર જૉર્જ લોઇડને બુધવાર તા. ૧૮-૧૨-૧૮ ને રોજ ૧૨ વાગે સેક્રેટરીએટમાં માનપત્ર આપવામાં આવ્યું હતું જે વખતે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતા.

ઑન૦ મી૦ ચુનીલાલ વી૦ મેહતા (પ્રમુખ) મી૦ જહાંગીર બમનજી પીટીટ (ઉપ-પ્રમુખ), ઑન૦ મી૦ લલુભાઇ સામળદાસ, મી૦ જમનાદાસ દ્વારકાદાસ, ઑન૦ મી૦ પરસોત્તમદાસ ઠાકોરદાસ, સર વિઠ્ઠલદાસ ડી૦ ઠાકરસી, મી૦ હંસરાજ પ્રાગજી. મી૦ મનુ સુબેદાર, મી૦ મોતીલાલ વલભજી, મી૦ મોતીલાલ કાનજી, મી૦ ગુલાબચંદ દેવચંદ ઝવેરી મી૦ સોરાબજી એદલજી વોરકન, મી૦ મુલજી હરીદાસ, મી૦ નારણદાસ પરશોત્તમદાસ, મી૦ મથુરાદાસ વસનજી, મી૦ નારણજી હરીભાઇ, મી૦ લખમીચંદ એમ૦ ઓખાણી મી૦ એસ૦ બી૦ બીલીમોરીઆ અને મી૦ જયસુખલાલ કે૦ મેહેતા (સેક્રેટરી) ઑન૦ શેઠ ચુનીલાલ મહેતાએ નીચે પ્રમાણે માનપત્ર વાંચ્યું હતું.

નામદાર ગવર્નર, કેપ્ટન સર જૉર્જ એમબ્રોઝ લોઇડ જી૦ સી૦ આઇ૦ ઇ૦, ડી૦ એસ૦ ઓ૦.

ખુશાલ રહો તમો નામદાર,

હિંદી વેપારી ચેમ્બર અને બ્યુરો, કે જે મુંબઈની હિંદી વેપારી કોમના મોટા વેપારી લાભોના પ્રતીનીધીઓ ધરાવે છે, તે મુંબઇના ગવર્નરના ઓધાનો ચાર્જ લેવા અત્રે પધારવાં, તમો નામદારને આવકાર આપે છે. લેડી લોઇડને પણ દીલોજાન આવકાર આપતાં અમોને મોટી ખુશાલી થાય છે.

તમો નામદાર તથા અમારે માટે મોટા આનંદની વાત છે કે, જરમની અને તેનાં મીત્ર રાજ્યોની લશ્કરી હાર સામે બ્રીટીશ મહારાજ અને તેના મીત્ર રાજ્યોએ આખી દુનયામાં ચલાવેલી લડાઇનું ફતેહમંદ છેવટે આવવા સાથ તમો નામદારની અત્રે પધરામણી થઇ છે. અમોને મગરૂરી લેવાને કારણ છે કે, અમારા દેશે આ લડાઈ જીતવામાં શેહેનશાહતને વીના સંકોચે

અને આનંદથી પોતાથી બનતી સઘળી મદદ આપી છે. આ પરીણામ મેળવવામાં આ દેશે આપેલી મદદમાં અમે મુંબઇનાં લોકોએ હીસ્સો આપવા ઉપરાંત, આ શેહેર લડાઇમાં જતાં અને લડાઇથી પાછાં ફરતાં લશ્કર માટે હીંદમાં મુખ્ય મથક હોવાથી, અને તેને માટે અને ઘાયલ થયલા સીપાઓની સારવાર અને સંકટ નીવારણને લગતી સઘળી ગોઠવણો કરવાની હોવાથી, તે વાજબી મગરૂરી લઈ શકે.

લડાઇ પછીની નવી રચનામાં, તમો નામદાર સમક્ષ વેપાર અને ઉદ્યોગને લગતા ઘણા અગતના સવાલો રજુ થશે. આ દેશની વેપારી કોમની એકમતી લાગણી એવી છે કે, હીંદી વેપાર અને ઉદ્યોગીક લાભોનાં રક્ષણ માટે જગાતના છુટાપણાની ખાસ જરૂર છે. આ બધી જુદી જુદી બાબતોમા તમો નામદાર અમોને ટેકો આપશો, એવી અમે આશા રાખીએ છીએ

મોનટેગુ–ચેમસફર્ડ રીપોર્ટ ઉપર આમની સભામા તમો નામદારે કીધેલુ ભાષણ અમોએ ઘણી ઉલટ સાથ વચ્યું છે તે ઉપરથી અમારા દેશબ ધુઓની ઉમેદો તરફ તમારી અંતકરણની દેલસોઝી જણાતી હતી, અને અમને આશા છે કે તમો નામદાર જેમ જેમ લોકોના સંબંધમા આવતા જશો, તેમ તેમ અમારા દેશ બંધુઓની ઉમેદો તરફથી તમારી દેલસોઝી વધતી જશે. અમોને વળી વિશ્વાસ છે કે, તમો નામદારના બ્રીટનમા પારલામેંટ અને જાહેર જીંદગીના અનુભવને લીધે તમો નામદાર ઇલાકાની નઇતીક અને આરથીક સ્થિતિના સુધારાને લગતા બધા સવાલો તરફ ઉદાર અને દેલસોઝીભરી વલણથી કામ લેશો.

મોનટેગુ–ચેમસફર્ડ સુધારાને પરીણામે મુંબઈને પ્રાતીક સ્વતંત્રતા મળનાર છે, તેથી આપણી સ્થાનિક સરકારને આ ઇલાકાની ઉદ્યોગીક અને વેપારી બાબતો ઉપર વધુ ધ્યાન આપવું પડશે અને અમોને આશા છે કે, તમો નામદાર તરફથી હીંદી વેપાર અને ઉદ્યોગોનાં હીત તરફ સંભાળ ભર્યું અને માયાળુ ધ્યાન આપવામાં આવશે.

અમો તમો નામદારનું ધ્યાન ખેંચવા માગીએ છીએ કે લડાઇના સંજોગોને લીધે બધી ચીજોના તેમજ જીંદગીની ખાસ જરૂરીઆતની વસ્તુઓના ભાવો અસાધરણ ઉંચા રહ્યા છે. આ ગરીબ વર્ગોને મહાન દુખનું કારણ થઈ પડયું છે.

ખેતીની હાલની ગંભીર હાલતને લીધે એ સંકટમા કમનસીબે વધારો થયો છે તમો નામદાર જાણો છો તેમ ગુજરાત દખણ અને કોકણના મુલકના મોટા ભાગમા જુજ વરસાદ પડયો છે જેને પરિણામે એ જીલ્લાઓમા દુકાળનુ સંકટ ફેલાયું છે.

એ સંજોગોને લીધે તેમજ એક મહાન લડાઈની આખેરીએ થતી અવ્યવસ્થાને લીધે વેપાર તેમજ ઉદ્યોગની દશા ખરાબ થઇ છે, અને અમને ખ્યાલ આવે છે કે તમો નામદારના કારોબારનુ પેહેલું વરસ ખોરાકીની તગી, દુકાળ અને વેપારની ખરાબ સ્થિતીને લગતા મુશ્કેલ સવાલોથી રોકાયલુ રહેશે. એ બધા સવાલોનો સંભાળથી નીકાલ લાવવો પડશે, અને આ ચેમ્બર અને આખી દેશી વેપારી કોમ તમો નામદારને દીલોજાન મદદ આપશે એવી અમો તમોને ખાતરી આપીએ છીએ.

તમો નામદારને તથા લેડી લોઇડને એક વખત ફરીથી દીલોજાન આવકાર આપવાની અમો રજા લઇએ છીએ અને આ દેશમા તમારા નીવાસ દરમીઆન તમો તનદુરસ્તી ભોગવો એવી દુવા ગુજારીએ છીએ અને અમો આશા રાખીએ છીએ કે તમો નામદાર સનમુખ જે મહાન કાર્ય પડેલું છે, તેમા ઇલાકાની પ્રગતી અને ભલાં માટેના તમો નામદારના પ્રયત્નો ફતેહમંદ નીવડશે.

---

ધી ખોજે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

અમો છીએ, તમો નામદારના તાબેદાર
સેવકો,

ચુનીલાલ વી૦ મેહેતા ( પ્રમુખ ),
જે૦ બી૦ પીટીટ ( ઉપ-પ્રમુખ ),
જે૦ કે૦ મેહેતા ( સેક્રેટરી ).

નામદાર ગવર્નરનો જવાબ.

નામદાર ગવર્નરે ઉપલાં માનપત્રનો નીચે મુજબ જવાબ વાળ્યો હતો:—

ઇંડીઅન મરચંટસ ચેમ્બર અને બ્યુરોના પ્રમુખ અને સભાસદો.

ગ્રહસ્થો,

તમોને તેમજ તમારી સોસાયટીના સભાસદો, જેમાં મુંબઇના ઘણાક આગેવાન હીંદી વેપારીઓ મોટી સંખ્યામાં સમાઇ જાય છે, તેઓને ભેટવા માટેની આ તક મલવા માટે હું ઘણો ખુશી થયો છું. અને નામદાર શેહેનશાહે ઇલાકાના હાકેમ વરીકે મારી નેમણુંક કરીને મને મોટું માન આપ્યું છે તે મોટા ઓધા ઉપર આવતી વખતે તમોએ જે ભારે આવકાર મને આપ્યો છે તે માટે હું લેડી લોઇડ તરફથી તેમજ મારી તરફથી તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તમો કહો છો તેમ મારે માટે આ મોટી સંતોષની વાત છે કે આ ઇલાકામાં મારાં ઓધાની મુદત શરૂ થવા સાથ સારાં નસીબે લડાઇનો અંત પણ આવ્યો છે તેમજ આપણા શત્રુઓ ઉપર આપણી કીરતીવંત જીત પણ થવા પામી છે. હીંદે શેહેનશાહતને માણસ, નાણાં અને અસબાબ પુરાં પાડીને જે નમુનેદાર હીસો આપ્યો છે, તેમાં તેમજ લડાઇમાં આ મોટાં શેહેરે અને ઇલાકાએ જે ભાગ ભજવ્યો છે તેમા મગરૂરી લેવા માટે તમોને વાજબી કારણ છે, મુંબઇ શેહેરે મહાન લડાઇ માટે પોતાના માણસોનું, દોલતનું અને બીજી મદદોનું સંપૂર્ણ જોર ભેગું કર્યું છે. હીંદ શેહેનશાહતમાં જે વિશ્વાસ ધરાવે છે અને શેહેનશાહત હીંદમાં જે અચુક વિશ્વાસ ધરાવે છે તેનો પુરાવો તમારી કોશેશો અને દ્રઢ વિચારથી વાળી ચુકયો છે. લડાઇના સવાલેએ હવે સુલેહના સવાલોને માટે જગા કરી આપવી જોઇએ છે. આ સવાલો મુશ્કેલીઓ ઉભી કરશે એ વિશે મને કંઇ શક નથી, પણ મારી ખાતરી છે કે જે અરસપરસના વિશ્વાસ અને હીંમતથી આપણે લડાઇમાં જીત મેળવા પામ્યા છીએ તેજ વિશ્વાસ અને હીંમતથી આ મુશ્કેલીઓ સામે થઇશું તો આપણે તેટલાજ પ્રમાણમાં ફાવીશું. મેં અત્યાર આગમચનું જાહેરમાં જણાવ્યું છે કે હીંદી વજીરના તા. ૨૦મી ઑગસ્ટ ૧૯૧૭ ના ઢંઢેરા તરફ મારો ખરો ટેકો છે. લડાઇ દરમીઆન હીંદે દેખાડેલી સારી વ્યવસ્થા. દીલસોજી અને મદદની કેટલી બધી વલણ શેહેનશાહી પારલામેંટની શેહેનશાહતના સ્વરાજ્ય મેળવવા માટે હીંદની અભીલાષાઓ પુરી પાડવા માટેની ઇચ્છાને ઝડપથી જાહેર કરવા માટે જોખમદાર છે તે મને કહેવા દો. સઘળી સુધારાની મોટી યોજનાઓ પાર પાડવા માટે બે તત્વોની જરૂર છે. પેહેલું તત્વ અરસપરસનો વિશ્વાસ છે. જેઓ સુધારા માંગે છે. તેઓની ભલી નીયતમાં સરકારે વીશ્વાસ મેલવો જોઇએ છે તેમજ લોકોએ સરકારની ખરી ધારણાઓમાં વિશ્વાસ મેળવો જોઇએ છે. બીજું તત્વ એ છે કે લાગતાવળગતાઓએ સ્વીકારવું જોઇએ છે કે આ સવાલ મુશ્કેલી છે જેનો ફડચો ફકત બોલવાથી થઇ શકે નહી. પણ દેશનાં સઘળાં સારાં ભેજાં કામે લગાડવાથીજ થઇ શકે. હું જાણું છુ કે હીંદી વેપાર અને હુન્નરઉદ્યોગના લાભોને મારી દીલસોજીની જરૂર પડશે અને હું તેના તરફ દીલસોજીપુર્વક ધ્યાન આપતો રહીશ. અને હીંદી વેપારને વાજબી રીતે ખીલવવી અને આબાદ બનાવવા માટે મદદ કરવાને હું હમેશ આતુર રહીશ.

હું સાભળીને ઘણો દલગીર છું કે ખાધખોરાકીના ચહડી ગયલા ભાવોએ કોમના ગરીબ વર્ગોને સંકટમાં આણ્યા છે અને તે મામલો ખેતીવાડીની ચીંતાતુર સ્થિતીથી વધુ ગંભીર

બન્યો છે. હું જાણું છું કે મારી આગળના ગવર્નરની સરકારે પસાર કરેલા ભાડાંને લગતા ખરડાથી સંકટનું એક કારણ દુર થયું છે. જીંદગી માટેની દરેક ચીજના ભાવોમાં થતો વધારો મળી શકતા જથાનાં પ્રમાણમાંજ અટકાવી શકાય. મને ખબર મળી છે કે બાર માથી ચોખા અને હીંદના બીજા ભાગો માંથી અનાજ લાવવાની સગવડો માટે પગલાં ભરાઈ ચુકયાં છે અને તમારા જેવાં આગેવાન અને વગવાળાં મંડળ તરફથી મને ખાત્રી મળવાથી ખુશાલી ઉપજે છે કે તમો ગરીબ વર્ગો માટે અનાજ લાવવા માટેનાં આ પગલાં તરફ મદદ કરશો.

લડાઈની લાંબી મુદત પછી જે સ્થિતી રહેવા પામે છે તેનાં પરિણામે વેપાર ઉદ્યોગ સુસ્ત થવા વીના રહે નહીં. શેહેરી જીંદગીની ચળવળો સાધારણ રહા ઉપર આવી જતાં સુધારો થવાની હું આશા રાખું છું. લડાઈની જીતે આફ્રીકા અને મેસોપોટેમીઆમાં તમારા હુન્નરઉદ્યોગો માટે બોહોળાં ખેતરો ઉઘાડયાં છે. પશ્ચીમ હીંદની વેપારી કોમે છેલ્લાં વરસો દરમીઆન આફ્રીકા અને એશીઆના ઘણાક ભાગોમાં પોતાના સાહસો અને કુશળતા દેખાડી આપી છે અને મને આશા છે કે તેઓ આ નવી તકે હાથ ધરવાને પછાત પડશે નહીં.

ગ્રહસ્થો, છેવટે તમોએ મને તેમજ લેડી લોઇડને આપેલા આવકાર માટે હું ફરીથી તમારો આભાર માનું છુ અને તમારી ચેમ્બરના લાભો તરફ મારી સરકાર દીલસોજી ભર્યું ધ્યાન આપશે એવી તમોને ખાત્રી આપું છું.

નામદાર ગવર્નરનો ઉપલો જવાબ પુરો થયા બાદ ચેમ્બરની કમીટીના હાજર થયલા સભાસદો સાથે નામદાર ગવર્નરની ઓળખાણ કરાવવામા આવી હતી જે બાદ સઘળાઓ વીસર્જન થયા હતા.

## સર જેમ્સ મેસ્ટનની મુલાકત —

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા. ૧૮-૧૨-૧૮ના રોજ ૪-૩૦ (સ્ટા. ટા.) કલાકે નામદાર હિંદી સરકારના ખજાનચી સર જેમ્સ મેસ્ટનને મળવા માટે મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતા:—

ઑન. શેઠ ચુનીલાલ. વી. મહેતા (પ્રમુખ)
,, જહાંગીર. બી. પીટીટ (ઉપ-પ્રમુખ)
,, જમનાદાસ દ્વારકાદાસ.
,, પુરૂષોતમદાસ ઠાકોરદાસ.
સર વિઠલદાસ. ડી. ઠાકરસી.
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી.
,, એમ. સુબેદાર.
,, વસનજી ઠાકરસી હાલાઇ.
,, મોતીલાલ વલ્લભજી.
,, મોતીલાલ કાનજી.
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી.
,, સોરાબજી બેહરામજી વાર્ડન.
,, મુળજી હરિદાસ.
,, નારણદાસ પુરૂષોત્તમ.
,, મથુરાદાસ વસનજી.
,, ફીરોજ જે. બીલીમોરીઆ.
,, એસ. બી. બીલીમોરીઆ.
,, લક્ષ્મીચંદ માણેકચંદ બોળાણી.

ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતાએ નીચે મુજબ ભાષણ કર્યું હતું:—

આ ચેમ્બરની તમારી પહેલી વખતની મુલાકાત વખતે તમોને આવકાર આપતાં મને ઘણોજ આનંદ થાય છે. તમારી પુરવેનો મશહુર ખજાનચી જ્યારે જ્યારે આ શેહેરમાં પધારતો ત્યારે ત્યારે તેની મુલાકાત મેળવવાને આ ચેમ્બર ભાગ્યશાળી થઇ હતી. ખાનગી સભામાં આવી રીતે વીચારની આપલે થવામા હમેશાં ઘણોજ લાભ થાય છે. મને ખાત્રી છે કે હીંદી વેપારી કોમને લાગતાવળગતા સઘળા સવાલો ઉપર તમારા તરફથી દેલસોઝીથી ધ્યાન આપવામાં આવશે તથા આ ચેમ્બર સર વીલીઅમ મેયર સાથે જે

દીલોજાની ભરેલા સંબંધ ધરાવતી હતી તેવો સંબંધ તમારા તરફથી જારી રાખવામાં આવશે.

વધારાના નફા ઉપરનો વેરો.

હાલમાં યુરોપીઅન અને હીંદી વેપારીઓનું જે બાબત ખાસ કરીને ધ્યાન ખેંચી રહી છે તે વધારાના નફા ઉપરના કરને લગતી છે. સઘળી બાજુએથી એકમતે એવા વીચારો જાહેર કરવામાં આવે છે કે લડાઇથી ઉભા થયેલા સંજોગોને લીધે વધારાના નફા ઉપરના વેરાને લગતો ખરડો કહાડી નાખવો જોઇએ. સર વીલીઅમ મેયરે ૧૯૧૮ ના સપટેમ્બર માસમાં કરેલાં ભાષણમાં એમ ધારી લીધું હતું કે લડાઇ તા૦ ૩૧ મી મારચ ૧૯૨૦ સુધી ચાલુ રહેશે જે પછીથી ૧૯૨૦-૨૧ નું સાલ લશ્કરને ધીમે ધીમે વીખેરવામાં જશે. તેટલુંજ નહી પણ આ દેશ ઉપર પણ હુમલો આવવાની ધાસ્તી રાખવામાં આવતી હતી પણ પુરા બે મહીના નહી થયા હોય તેટલામાં દુશ્મનનું બળ નબળું પડતું જણાયું હતું અને સીત્ર રાજયોએ આ મહાન જંગમાં ફતેહ પ્રાપ્ત કરી હતી. સર વીલીઅમ મેયરના ઠરાવ અનુસાર ચાલુ નાણાંપ્રકરણી વર્ષ દરમીયાન હીંદી મેહેસુલમાંથી જે હીસ્સો આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો તેને લગતા સુધારેલા આંકડાઓ મેળવવા માટે મારી કમીટીએ તમારાં ખાતાંને અરજ કરી હતી. આ આંકડાઓ અમોને હજુ સુધી મળી શકયા નથી. તોપણ એટલું તો સ્પષ્ટ છે કે લડાઇ લંબાવાની મુદતના સંબંધમાં જે આગાહી કરવામાં આવી હતી તેમાંથી સવા વર્ષથી વધુ મુદતની તકલીફમાંથી અમો બચી ગયા છીએ, એટલુંજ નહી પણ સર વીલીઅમ માયરે લશ્કરના ખરચના સંબંધમાં જે અડસટો બાંધ્યો હતો તે ઓછાં પ્રમાણમાં થશે અને પરિણામે લશ્કરને વીખેરી નાખવાનો ખરચ પણ ઓછો થશે. તે સાથે હાલમાં ઇંગ્લંડમાં એવી લાગણી ફેલાઇ છે કે દુશ્મન દેશોને દંડ આપવાની ફરજ પાડવી જોઇએ અને આ દેશને પણ તેનો યોગ્ય હીસ્સો મળે તેમ સંભવે છે. વળી આ વેરાથી મોટી રકમ ઉભી થશે કે નહી તે શંકા ભરેલું છે અને આવા શકમંદ લાભ માટે વેપાર ઉદ્યોગને પાંગળા બનાવવાની અને બજારો કે જે ખરાબ હાલતમાં છે તેમાં વધુ અવ્યવસ્થા ઉત્પન્ન કરવાની જરૂર નથી પણ વેપારી કોમનું સરવાનુમતે માનવું છે. લડાઇના સંજોગો બદલાયા છે એટલુંજ નહીં પણ આ દેશના ખેતીવાડીને લગતા તથા વેપાર ઉદ્યોગને લગતાં સંજોગો બદલાયા છે અને તે હાલમાં ઘણીજ ખરાબ હાલતમાં છે અને વળી ઉદ્યોગીક અને નાણાં પ્રકરણી કટોકટીનો મામલો ઉભો થવાનો પણ ભય રહે છે, જેથી આ કારણોને લીધે વેરો લેવાનો ઠરાવ કહાડી નાખવાની નામદાર સરકારને સુચના કરવાની મારી કમીટી સાહસ કરે છે. આ મતલબનાં જાહેરનામાને જેમ બને તેમ જલદીથી પ્રગટ કરવાથી વેપારીઓની હાલની ચીંતા દુર થશે અને શાંતી ફેલાશે. આ શાંતી નજદીકના સમયમાં ભરાનારી સુલેહની કોનફરનસને લીધે ઉભી થનારી તકોનો તથા ઉદ્યોગીક કમીશનના અહવાલ અને સુચવવામાં આવેલા સુધારાઓનો લાભ લેવાને માટે ઘણીજ જરૂરની છે.

વેરાના ખરડાને બ્રીટીશ કાયદાનાં ધોરણ ઉપર મુકવાની જરૂર.

વધારાના નફા ઉપરના કરને લગતો ખરડો હજુ હમણાજ પ્રગટ કરવામાં આવ્યો છે અને જો નામદાર સરકાર તે ખરડાનું કામ આગળ વધારવાનો ઠરાવ કરે તો તેની સઘળી વીગતો ઉપર પોતાનો અભીપ્રાય આપવા પેહેલાં મારી કમીટીને તે ખરડાની સઘળી કલમો ઉપર બારીકીથી વીચાર ચલાવવો પડશે. પણ આ ખરડાનું કામ નીષપક્ષપાત રીતે થાય તે માટે કેટલાક સુધારા વધારાઓ સુચવવાને અમો આ તકનો લાભ લઇએ છીએ. પેહેલે પ્રથમ મારી કમીટી એવો મત ધરાવે છે કે

'સ્ટૅન્ડર્ડ' નફાની આંકણીમાં જેવી રીતે ઇંગ્લૅંડમાં અગાઉનાં ત્રણ વરસોમાંથી કોઈ પણ બે વરસની અને કેટલાંક દાખલાઓમાં અગાઉનાં છ વરષોમાંથી કોઈબી ચાર વરષોની પસંદગી કરવાની વેરો ભરનારાઓને છુટ આપવામાં આવે છે તેવીજ રીતે અહીંના વેરો ભરનારાઓને ખરડામાં જણાવવામાં આવેલાં ચાર વરષોમાંથી કોઈબી ત્રણ વરષોની પસંદગી કરવાની છુટ મળે તેવી રીતે મજકુર ખરડામાં જોગવાઇ કરવી જોઈએ. બીજું, ખરડાની ૬ ઠી કલમની પહેલી પેટા કલમમાં ઇંગ્લેંડના કાયદા પ્રમાણે એવી જોગવાઇ કરવી જોઇએ કે કલેકટરને જો સંતોષપુર્વક બતાવી શકાય કે સરાસરી નફો "પરસેન-ટેજ સ્ટેનડર્ડ" કરતાં ઓછો છે તો 'સ્ટેનડર્ડ' નફાને 'પરસેન્ટેજ સ્ટેનડર્ડ' તરીકે ગણવો. ત્રીજું ઇંગલેંડના કાયદા અનુસાર સ્પષ્ટ રીતે જોગવાઇ કરવી જોઇએ કે ચોકસ કંપની અથવા પહેડી ચારે વર્ષ માટે હસ્તીમાં ન હોય પણ તેણે એક, બે યા ત્રણ વરસ સુધી કામ કરયું હોય તો ખરડામાં કરવામાં આવેલી ગોઠવણ મુજબ થાપણ ઉપર દસ ટકા કબુલ કરવાનો યા તો તેના કામકાજના વરષ માટે નાદર નફાની ગણત્રી કરવાની પસંદગી કરવાની છુટ આપવી જોઇએ. ચોથું, અમારૂં માનવું છે કે ખરડાને જે સ્વરૂપમાં ઘડવામાં આવ્યો છે તે મુજબ રોકવામાં આવેલાં નાણાંમાંથી થતી આવકની ગણત્રી કરવાનો તેમાં ઇરાદો રાખવામાં આવ્યો નથી. આ મુદ્દો ઇંગલંડના કાયદા મુજબ સ્પષ્ટ કરવાની જરૂર છે. ઇંગ્લેંડનો કાયદો નીચે મુજબ છે.

નફાની આંકણી કરવામાં જીંદગીનો વીમો ઉતારવાને લગતો ધંધો યા તો જે ધંધાઓ નાણાં રોકવાને લગતાજ છે તે સીવાય બીજી કોઇપણ રીતે જો નાણાં રોકવામાં આવતાં હોય તો તેમાંથી થતી આવકની ગણત્રી કરવામાં આવશે નહી." પાંચમુ, જો કંપનીઓ અથવા પહેડીઓ ઉપર વધારાનો કર નાખવામાં આવે તો તેઓને સુપર ટેકસમાંથી મુક્ત કરવી, ઇંગ્લંડ માટે કંપનીના નહી વેંચાયલા નફા ઉપર સુપર ટેક્સ નાંખવામાં આવતો નથી. છઠું, આવવવેરાની માફક વધારાના નફા ઉપરનો કર જોકે અગાઉનાં વરસોના નફા ઉપર લેવામાં આવે તોપણ તેની આંકણી ચાલુ સાલનો નફો ધ્યાનમાં લીધા બાદ તેને બંધબેસ્તી રીતે કરવી. જો તેમ ન થાય તો જે વરષમાં આવી ભારે ખોટ ખમવી પડી હોય તે વરષમાં આવો ભારે વેરો આપવામાં વેરો ભરનારાઓને ભારે હાડમારીમાં ઉતરવું પડે.

## લડાઇનાં પ્રધાન મંડળની સભાઓ અને સુલેહની કોનફરન્સ.

મારી કમીટીએ કેટલાક દીવસ આગમચ નામદાર વાઇસરોય ઉપર તારનો સંદેશો મોકલાવી અરજ ગુજારી હતી કે નામદાર સરકારે લડાઇનાં પ્રધાન મંડળની થનારી સભાઓમા અને સુલેહની કોનફરન્સમાં હીંદી વેપારી પ્રતીનીધી નેમવાની મહેરબાની કરવી. હીંદી પ્રધાનને લડાઇની શાહી કોનફરન્સના સંબંધમા મદદગાર થવાને તમો અને તમારા ગોઠીયાને ઇંગ્લૅંડ જતી વખતે વીદાયગીરીનું દીલોજાની ભરેલું માન આપતાં મારી અગાઉના ચેમ્બરના પ્રમુખ ઑનરેબલ મી૰ લલ્લુભાઇ શામળદાસે જણાવ્યું હતુ કે હીંદી વેપાર ઉદ્યોગના લાભ માટે તેનો પ્રતીનીધી સુલેહની કોન્ફરન્સમાં હોવાની જરૂર છે, કારણ કે હીંદીઓપર ઉદ્યોગના નીકટના સંબંધમાં આવેલો અનુભવી પ્રતીનીધી ન હોય સુલેહની કોન્ફરન્સમાં જ્યારે આ દેશને લાગતાવળગતા વેપારી ભાગોના મહત્ત્વના સવાલો ઉભા થતાં તે ઉપયોગી મદદ આપી શકે નહી. તેઓએ વધુમાં જણાવ્યું હતું કે હીંદી વેપારીઓની એ માગણી છે કે નામદાર હીંદી સરકારને જકાતના સંબંધમાં સંપુરણ છુટાપણું આપવું જોઇએ કે જેથી દેશના લાભને માટે જે ઉપાયો શ્રેયસ્કર માલુમ પડે તે ઉપાયો નામદાર હીંદી સરકાર કામે લગાડી

શકે. બ્રાટીશ હીંદ અને દેશી રાજ્યોના પ્રતીનીધીઓ તરીકે સર એસ૦ પી૦ સીંહા અને બીકાનેરના નામદાર મહારાજાની કરવામાં આવેલી નેમણુંકને અમો આવકાર આપીએ છીએ પણ તે સાથે અમારી કમીટી જણાવવા માગે છે કે હીંદના વેપાર ઉદ્યોગના બહોળા લાભોના રક્ષણને માટે તથા જે હીન્દના વેપાર ઉદ્યોગની પ્રગતી કે જેની નામદાર સરકાર તથા પ્રજા ખાહેશ રાખે છે તે સાધ્ય થાય તે માટે જકાતને લગતા છુટાપણાંની હીંદની માગણી રજુ કરવાને માટે વેપારીઓનો પ્રતીનીધી રાખવાની જરૂર છે. સર એસ૦ પી૦ સીંહા અને બીકાનેરના નામદાર મહારાજા વેપારી પ્રતીનીધીની મદદને આવકારદાયક ગણશે તેમાં મને બીલકુલ શક નથી. તમો અમારી અરજીને સ્વીકારવાને નામદાર સરકારને સમજાવશો એવી અમો આશા રાખીએ છીએ, કારણ કે સુલેહની કોનફરનસમાં વેપારી પ્રતીનીધી મોકલવાને હજુ મોડું થયું નથી.

### હીંદમાં દુકાળ.

હીંદમાં હાલમાં જે વીનાશકારી દુકાળનું વાદળ ફેલાઇ રહેલું છે તે સંબંધી ધ્યાન ખેંચવાની મારી કમીટીને જરૂર નથી. નામદાર હીન્દી સરકાર તથા પ્રાંતીક સરકારો લોકો અને ઢોરોનાં દુઃખો ઓછાં કરવાને સંકટ નીવારણ ઉપાયો કામે લગાડશેજ. સાધારણ રીતે જેમ બને છે તેમ દુકાળમા ફસાયલા દેશોમાંથી લોકો મોટાં શેહેરમા ભરાય છે. સ્થાનીક સંસ્થાઓ ઉપયોગી જાહેર બાધકામો ખોલવાની આ તક લઇ શકે. પણ મ્યુનીસીપલ અને સ્થાનીક સંસ્થાઓ નાણાં બજારની મોટી હાલને લીધે તથા લડાઇ દરમ્યાન નાણાં ઉભાં કરવાના સંબંધમાં અંકોશ મુકવાને લીધે નજીવું ફંડ ધરાવે છે તે બીના જાણીતી છે. આ કારણથી તેઓને હીંદી સરકાર હીંદની લોન અથવા બીજા આકારમાં મદદની જરૂર છે. આ પ્રકારની મદદથી તેઓ પોતાની સ્થાનીક જરૂરીયાતોને પહોંચી વળશે તથા દુકાળમાં સપડાયલા લોકોને કામે લગાડી શકાશે

### મોતીની નીકાસ ઉપરનો અંકોશ.

મોતીની નીકાસનાં સંબંધમાં ચાલુ રાખવામાં આવેલા અંકોશના સંબંધમાં હુ તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. મોતીને દુરદેશાવર મોકલવાનું મુંબઇ શેહેર મુખ્ય મથક છે અને અહીં સાધારણ રીતે મોતીના મોટા જથાનો સંગ્રહ કરવામાં આવે છે. મોતીની આયાત ઉપર પણ જે કર નાખવા ધારર્યો હતો તે દુર કરી નામદાર હીંદની સરકારે મોતીના વેપારની અગત્ય સ્વીકારી છે, હવે લડાઇ બંધ થઇ ગઇ હોવાથી મોતીની નીકાસ ઉપર અંકોશ મુકવાના સંબંધમાં સર વીલીઅમ માયરે જે બે કારણો જણાવ્યાં હતાં તે હવે ચાલી શકે નહી. મારી કમીટી આશા રાખે છે કે બદલાયલા સંજોગો જોતા આ અંકોશ દુર કરવો જોઈએ.

હુંડીઆમણને લગતી સ્થિતી પણ અનુકુળ છે. આ બાબત થોડે દરજ્જે રૂબલને પણ લાગુ પડે છે.

### પેપર કરન્સી રીઝર્વ.

પેપર કરન્સી રીઝર્વમાં નાણાં રોકવાના સંબંધમાં એક બાબત ઉપર હું કંઇક કહેવા માંગું છું, ચલણની ફરતી નોટોમાં ચઉદ કરોડ રૂપીઆની નોટોમાં જે વધારો કરવામાં આવ્યો છે તે રકમ ઇંગ્લૅંડની સોનાના ચલણની જામીનગીરીમાં નહી રોકતાં હીંદની સરકારની જામીનગીરીમાં રોકવાથી હીંદી પ્રજાને ઘણો સંતોષ થશે.

આટલું કહી હુ તમારી મોલાકાત માટે ઉપકાર માનું છું અને આશા રાખું છું કે આવી રીતે બીજી મોલાકાતો પણ ભવિષ્યમાં લેવામાં આવશે.

### હીંદી ખજાનચીનો જવાબ.

ઓનરેબલ સર જેમ્સ મેસ્ટને જવાબ આપતાં ચેમ્બરનો ઉપકાર માની હીંદી વેપારીઓના વીચારો જાણવાની આવી તકોને આવકારદાયક જણાવી હતી. તેણે જણાવ્યું હતું કે હું ઇચ્છું છું કે મારી મોલાકાત વધુ સારા સંજોગોમાં થઇ હતે. અહીંઆં જે સવાલ ઉભો થયો છે તે એ છે કે વધારાના નફા ઉપર કર નાખવાને આ વખત યોગ્ય છે,

કે નહી. આ ખરડા સામે બતાવવામાં આવેલા વીરોધથી હું વાકેફ છું. કમીટી તરફથી જે ખબરો માગવામાં આવી છે તે મારા ખાતાં તરફથી ટુંક મુદતમાં પુરી પાડવામાં આવશે. વધારાના નફા ઉપરના કરની જગ્યાએ તમારી કમીટી બીજો માર્ગ સુચવી શકશે?

ચેમ્બરના પ્રમુખ-કમીટીએ આ મુદા ઉપર વીચાર ચલાવ્યો નથી પણ લોન તેની જગ્યા લઇ શકે.

હીંદી ખજાનચીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે કમીટી તરફથી જે મુદાઓ ઉભા કરવામાં આવ્યા છે તે વાજબી છે અને જ્યારે ખરડાનું કામ આગળ ચલાવવામાં આવશે ત્યારે તે ઉપર વિચાર ચલાવવાને હું વચન આપું છું. સુલેહની કોન્ફરન્સમાં હીંદી વેપારીઓનું પ્રતીનીધીત્વ રાખવાની બાબત હું નામદાર હીંદી સરકાર હજુરને રજુ કરીશ. નામદાર હીંદી સરકાર ઔદ્યોગીક પ્રગતીના સંબંધમાં હંમેશા મદદ કરવાનો પ્રયત્ન કરશે. પ્રાંતીક સરકારો તરફથી જે કંઇ નાણાંની મદદ માગવામાં આવશે તે આપવાને હું વચન આપું છું. મોતીની નીકાસના આંકોશના સંબંધમાં મારે જણાવવું જોઇએ કે જુદા જુદા માલની નીકાસ ઉપરના સરકારી આંકોશને કેટલી હદ સુધી દુર કરવો તેના સંબંધમાં નામદાર સરકાર વેપારી કોમ સાથે તાકીદે મસલત ચલાવશે. હીંદી સરકારની જામીનગીરીમાં નાણાં રોકવાના સંબંધમાં હું કહીશ કે જો સમાન હદની જામીનગીરી મળી શકતી હોય તો તે રસ્તા સામે હરકત નથી.

ત્યારબાદ કેટલીક બીજી બાબતો ઉપર ચરચા ચલાવી સભા બરખાસ્ત થઇ હતી.

## નવાં પુસ્તકો.

—:o:—

નીચે જણાવેલાં પુસ્તકો ચેમ્બરની લાયબ્રેરીમાં વધારવામાં આવ્યાં છે:—

1. Report of the Mysore Chamber of Commerce 1917 and 1918.
2. Report of the Punjab Chamber of Commerce 1917.
3. Report of the Bengal Chamber of Commerce 1917 Vol. II.
4. Report of the Bengal Chamber of Commerce 1918 appendices.
5. Historical introduction to Chemistry by Lowry.
6. The Central Provinces Code 1918.
7. The Land Revenue of Bombay Vol. I.
8. The Land Revenue of Bombay Vol. II.
9. The Journal of the Bombay Branch of the Royal Asiatic Society 1917-18.
10. Report of the Bombay Millowners' Association 1917.
11. Ships White List 1st Sept. 1918.
12. Ships' Black List 1st Sept. 1918.
13. Catalogue of Samples of Indian manufactures and of Articles; Commercial Inteligence Dept. India October 1918.
14. Annual Report of Statistics relating to Forest Administration British India 1916-17.
15. Joint stock Companies in British India & Mysore 1916 and 1917
16. Records of the Geological Survey of India Part 2. 1918.

---

# OTHER CHAMBERS' SECTION.

# બીજી ચેમ્બરનો વિભાગ.

## રૂ ઉપર અંકુશઃ—

ધી કરાંચી ચેમ્બર ઑફ્ કૉમર્સની મેનેજીંગ કમીટીની તા. ૫-૧૧-૧૮ ના રોજ મળેલી સભામાં હિન્દુસ્તાનના રૂ ઉપર અંકુશ મુકવાના સંબંધમાં ધી બોમ્બે ચેમ્બર ઑફ્ કૉમર્સ તરફથી તેઓને મળેલો તાર વાંચવામાં આવ્યો હતો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે હાલમાં રૂની નિકાસ ઉપર અંકુશ મૂકવાની ખાસ જરૂર છે પણ નામદાર સરકારે રૂ ખરીદ કરવાથી અથવા તો રૂના ભાવ મુકરર કરવાથી અંકુશ મૂકવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ. અમુક સ્થળોએ પરવાના શિવાય અને અમુક જથ્થાથી વધારે નિકાસ કરવા દેવામાં ન આવે તો બસ છે. લડાઇના વખતમાં અંકુશ મૂકવાના સંબંધમાં તેઓએ એમ સૂચવ્યું છે કે આ વર્ષના પાકની ખરાબ સ્થિતિને લીધે નામદાર સરકારે જાપાનની માંગ તથા બીજી જરૂરીઆતોની ખાત્રી કરવી જોઇએ જેથી જરૂર લાગે તો 'રેશનીંગ' ની પદ્ધતિ અમલમાં લાવી શકાય.

ત્યારબાદ નામદાર મુંબઇ સરકારના રેવન્યુ ખાતાના અંડર સેક્રેટરી ઉપર તા. ૨૯-૧૦-૧૮ ના રોજ લખેલ કાગળ વાંચવામાં આવ્યો હતો જેમાં જણાવવામાં આવ્યું હતું કે આ અંકુશ અમલમાં મૂકવામાં રૂ ઉગાડનારના લાભો જાળવવાની ખાસ સંભાળ લેવાવી જોઇએ. જેથી કરીને રૂ નો સારો જથ્થો ઉગાડવા માટે અને બજારમાં મૂકવા માટે તેઓને યોગ્ય બદલો મળે; તેથી કરીને સરકારી ખરીદ અથવા તો બીજી કોઇપણ રીતે રૂના ભાવ ઉપર અંકુશ મૂકવાના પ્રયત્નો ઇચ્છવા યોગ્ય નથી. પરવાના વિના રૂની નિકાશ કરવાની મના કરવાથી સ્થિતિને પુગી વળાશે અને પરવાના આપવામાં નીચેની બાબતો ઉપર ખાસ લક્ષ આપવું જોઇએઃ—

(૧) હિન્દુસ્તાનનાં કારખાનાઓની જરૂરીઆત.

(૨) યુનાઇટેડ કીંગડમ અને બ્રીટીશ રાજ્યના બીજા ભાગોની માંગ.

(૩) આપણાં હાલનાં મિત્ર રાજ્યોની માંગ.

(૪) તટસ્થ રાજ્યોની માંગ.

આ માટે 'રેશનીંગ' ની પદ્ધતિ સ્થાપવી પડશે જેમાં હિન્દુસ્તાન અને બ્રીટીશ રાજ્યની જરૂરીઆતો ઉપર પહેલું લક્ષ આપવામાં આવશે. વળી આવી પદ્ધતિ લડાઇ પછી થોડો વખત ચાલુ રાખવી એવો આ કમીટીનો મત છે.

આ કાગળની નોંધ લેવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

---

## ધી ઇમ્પ્રેસમેન્ટ ઓફ વેસલ્સ ઓર્ડીનન્સ ૧૯૧૪.–

બેંગાલ ચેમ્બર ઓફ કોમર્સની તા ૧૦–૧૦–૧૮ ને રોજ મળેલ કમીટીમાં આ ઓર્ડીનસના સંબંધમાં નામદાર બંગાળ સરકારનાં ફરીઆઇ ખાતા તરફથી આવેલ પત્ર ઉપર વિચાર કરવામાં આવ્યો હતો. નામદાર બંગાળ સરકારને નામદાર હિંદી સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું કે આ ઓર્ડીનસની રૂએ પકડવામાં આવેલાં વહાણોના હિંદના વતની માલેકોને બદલો આપવા માટે હજી સુધી કાંઇ પણ ધારા ઘટવામાં આવેલ નથી. અત્યાર સુધી બ્રીટીશ નૌકા ખાતાંની સત્તા નીચેના બ્રીટીશ વહાણોનેજ પકડવામાં આવતાં હોવાથી આવા ધારાની જરૂર નહોતી. પરંતુ થોડા વખતથી હિન્દી કંપનીઓનાં વહાણો પણ પકડવામાં આવતા હોવાથી તફાવત નક્કી કરવાની પદ્ધતિ સ્થાપવાની જરૂર છે. આ માટે નામદાર હિન્દી સરકાર ઓર્ડીનન્સની કલમ ૫ (૨) નીચે ધારા ઘડવાની સૂચના કરે છે; જે ધારાથી બદલા વરીકે આપવાની રકમ જે બંદરે વહાણ પકડવામા આવે તે બંદરે નીમવામાં આવનાર બોર્ડ ઓફ આર્બીટ્રેશન નક્કી કરી શકે. આ બોર્ડ નામદાર હિન્દી સરકારના મત પ્રમાણે ત્રણ સભાસદોની બનવી જોઇએ જેમના બે નામદાર ગવર્નર જનરલની કાઉન્સીલ નીમે અને એક વહાણના માલેકો નીમે. નામદાર સરકાર તરફથી નીમવામા આવનાર બે સભાસદોમાંનો એક અનુભવી ધારાશાસ્ત્રી અમલદાર હોવો જોઇએ.

આ યોજના તપાસતાં 'કમીટી બોર્ડ ઓફ આર્બીટ્રેશન'નું બંધારણ કબુલ રાખી શકી નહિ. આર્બીટ્રેશનમાં હમેશાં બે પક્ષ હોય છે અને તેમાંના એકને બે સભાસદ નીમવા દેવા અને બીજાને માત્ર એકજ સભાસદ નીમવાની છૂટ આપવી તે વ્યાજબી નથી. કમીટીના મત પ્રમાણે બન્ને પક્ષે એક એક સભાસદ નીમવો અને તે બે સભાસદો ત્રીજો સભાસદ નીમે. પરંતુ જો નામદાર સરકાર આ સૂચના ન સ્વીકારે તો તેઓ જે બીજો સભાસદ નીમે તે વેપારી કોમમાથી અનુભવી માણસ હોવો જોઇએ જેને વહાણમા માલ મોકલવાનો તથા મંગાવવાનો અનુભવ હોય.

બીજી એક બાબત તરફ પણ કમીટીએ 'નામદાર સરકારનું' ધ્યાન ખેચ્યું છે તે એ કે બોર્ડ ઓફ આર્બીટ્રેશન' નાના તથા મોટા બન્ને વહાણોની બાબતમા કામ લેશે કે કેમ. ઇંગ્લંડમા ચાલતી ખરચુ બુક પદ્ધતિ માત્ર ૩૦૧ ટન તથા તેની ઉપરના વહાણને લાગુ પડે છે. હિન્દુસ્તાનમા ૧૯૧૭ માં સ્થાપવામાં આવેલ 'રીવર ક્રાફ્ટ આર્બીટ્રેશન બોર્ડ' હજુ સુધી નાના વહાણોના સંબંધમાજ કામ લીધેલાં છે. અને કમીટીએ એવો મત દર્શાવ્યો હતો કે નાના વહાણના સંબંધના દાવાઓ 'રીવર ક્રાફ્ટ આર્બીટ્રેશન બોર્ડ'જ નક્કી કરવા જોઇએ, અને નાના વહાણના સંબંધમાં નવી પદ્ધતિ સ્થાપવાની જરૂર નથી; અને નવું, સ્થાપવામા આવનાર ' બોર્ડ ઓફ આર્બીટ્રેશને માત્ર મોટા વહાણોના સંબંધમાંજ કામ લેવું.

---

# WAR AND TRADE

## GOVERNMENT NOTIFICATIONS.

## વિગ્રહ અને વેપારઃ સરકારી જાહેરનામાં.

મુંબઇના કલેકટર ઑફ કસ્ટમ્સ તરફથી કેટલીક જાતના માલની આયાત ઉપર અંકુશ મૂકવા માટે યુનાઇટેડ કીંગડમમાં તા ૮–૧૧–૧૮ ના રોજ બહાર પાડવામાં આવેલી જાહેરખબરની એક નકલ અમને મોકલવામાં આવેલ છે જેથી બોર્ડ ઑફ ટ્રેડના પરવાના શિવાય નીચે લખેલ માલની આયાતની મના કરવામાં આવેલ છેઃ—

ઓલીઓ સ્ટીરાઇન, ચરબી, ઓલીવ ઓઇલ અને કાંદા.

તા. ૨૦-૧૧-૧૮

---

ચીનમાં આયાત નિકાસ કરી શકે તેવા વેપારીઓના લીસ્ટમાં સુધારા વધારા કરનારા લીસ્ટની એક નકલ અમને ના. હિંદી સરકારના અંડર સેક્રેટરી મી. જી. એચ. હાર્ડી આઇ. સી. એસ. તરફથી મળેલ છે જે આ ચેમ્બરની ઑફીસમાં આપવામાં આવેલ છેઃ—

વધારાઃ—

| | |
|---|---|
| વીલીઅમ્સ ઍન્ડ વીગમોર કેસ્ટન ઇલેક્ટ્રીકલ એન્જીનીઅરીંગ કોરપોરેશન ... .. | શાંગાહી. |
| ધી કોહેન્ડા કું. ... ... | એમોય. |
| પેંગકી (સીઉલીઓગ ઍન્ડ કાં.)... | એમોય. |
| સેઇન્ટલી ઍન્ડ કાં. ... ... | પેકીંગ. |
| જેમ્સ સ્કોટસન ઍન્ડ કાં. ... | શાંગાહી. |
| સીઉલીઓંગ ઍન્ડ કાં. (પેંગકી)... | એમોય. |

---

સુધારા.

| | | |
|---|---|---|
| કોન્સોર્ટીઅમ ડેસ ઇન્ડસ્ટ્રીએલ્સ બેલ્જીસ એન એકસ્ટ્રીમ ઓરીએન્ટ ટીન્ટસીન. | ને બદલે | કોન્સોર્ટીઅમ ડેસ ઇન્ડસ્ટ્રીએલ્સ બેલ્જીસ એન એકસ્ટ્રીમ ઓરીએન્ટ પેકીંગ અને ટીન્ટસીન. |

---

બટાડા.

કોન્સોર્ટીઅમ ડેસ ઇન્ડસ્ટ્રીએલ્સ બેલ્જીસ એન એકસ્ટ્રીમ ઓરીએન્ટ—પેકીંગ.

એચ. એ. જી. કરીમબક્ષ ચાંગહટી.

૭—૧૨—૧૮.

---

અત્રેના કલેકટર ઑફ ઇન્કમટેક્ષ તરફથી ૧૪—૧૨—૧૮ ના રોજ નીચે પ્રમાણે જાહેર ખબર બહાર પાડવામાં આવેલ છે.—

નામદાર હિન્દી સરકારે નીચેની ચીજ ઇન્ડીઅન એક્સપોર્ટ પ્રોહીબીશન લીસ્ટમાંથી કાઢી નાખેલ છેઃ—બુટસ અને શુઝ, સીવવાના દોરા, વંખુઓ, કાર્પેટ સિવાયનો ઉનનો સામાન.

૧૪—૧૨—૧૮

---

ચીનમાં આયાત નિકાસ કરી શકે તેવા વેપારીઓના લીસ્ટમાં સુધારા વધારા કરનારા લીસ્ટની એક નકલ અમને ના. હિન્દી સરકારના અંડર સેક્રેટરી મી. જી. એચ. હાર્ડી આઇ. સી. એસ. તરફથી મળેલ છે જે આ ચેમ્બરની ઑફિસમાં રાખવામાં આવેલ છેઃ—

વધારાઃ—

| | | |
|---|---|---|
| એસ. જે. ડીકસ ... ... | | શાંગાહી. |
| હૉંગકૉંગ ટ્રેડીંગ કું. ... ... | | ,, |
| ઇન્ટરનેશલ સ્લીપીંગકાર એન્ડ એકસ્પ્રેસ ટ્રેઇન્સ કું. ... | | ,, |
| સોસાયટી ફ્રેન્કો-ચાઇનોઇન્ડ ડી. ડીસ્ટીલેરી. ... ... | | હૅન્કાઉ. |

સુધારાઃ—

| | |
|---|---|
| ઇઆહુ લૅંગ ડીસ્પેન્સરી ને બદલે. | સ્વેટાઉ. |
| યાહુ લૅંગ ડીસ્પેન્સરી... ... | ,, |

ઘટાડાઃ—

| | |
|---|---|
| જી. જે. ગ્રીક. . ... | શાંગાહી. |

૧૬-૧૨-૧૮

---

મીઆમમાં આયાત નિકાસ કરી શકે તેવી પેઢીઓનું લીસ્ટ અમને ના હિન્દી સરકારના અંડર સેક્રેટરી મી. જી. એચ. હાર્ડી આઇ. સી. એસ તરફથી મળેલ છે જે આ ચેમ્બરની ઑફીસમાં રાખવામાં આવેલ છે.

તાર મોકલવા માટે 'ટેસ્ટ વર્ડ્ઝ' નો ઉપયોગ કરવાની છૂટ અમેરીકાની જે બેન્કોને આપવામા આવેલ છે તેમાં નીચે લખેલ બેન્કોને લંડનના ચીફ સેન્સરે ઉમેરી છે —

| | |
|---|---|
| ( ૧ ) નોથ, નેકોાડ એન્ડ કુહને ... ... ... | ન્યુયોર્ક. |
| ( ૨ ) કોન્ટીનેન્ટલ એન્ડ કોમર્શ્યલ નેશનલ બેન્ક ઓફ ચીકાગો ... | |
| ( ૩ ) નેશનલ બેન્ક ઓફ કોમર્સ. ... .. ... ... | સેન્ટ લુઇ. |
| ( ૪ ) કોલમ્બીઆ ટ્રસ્ટ કું. ... ... ... .. ... | ન્યુયોક. |
| ( ૫ ) ડબ્લ્યુ. આર. ગ્રેસ એન્ડ કું. ... ... ... ... | સેન ફ્રાન્સીસ્કો. |
| ( ૬ ) બેન્ક ઓફ ધી મેનહેડન કું. ... .. ... .. | ન્યુયોર્ક. |
| ( ૭ ) હાલ ગાર્ટન એન્ડ કું. ... ... ... ... | ,, |
| ( ૮ ) એમ્પાયર ટ્રસ્ટ એન્ડ કું. .. ... ... ... | ,, |

૧૭-૧૨-૧૮

અત્રેના કલેકટર ઓફ કસ્ટમ્સ તરફથી અમને જણાવવામા આવ્યું છે કે બ્રીટીશ હિન્દુસ્તાનમાં મોટરકાર, ચેસીસ, મોટર સાઇકલ વિગેરેની આયાત ઉપર મુકવામાં આવેલા અંકુશ તા. ૧૪-૧૨-૧૮ થી નામદાર હિન્દી સરકારે કાઢી નાખેલ છે. ૧૮-૧૨-૧૮

---

## ઇન્ડીઆ ઑફીસના નવા કોન્ટ્રેકટસ સપ્ટેમ્બર, ૧૯૧૮.

| | |
|---|---|
| કેબલ—સી મેકીનટોશ એન્ડ કું. ... ... ... ... ... | મૅન્ચેસ્ટર. |
| ક્રુસીબલ્સ—મોરગન ક્રુસીબલ કું. ... . ... .. ... | બટર મી. એસ. ડબ્લ્યુ. |
| ઇન્સ્યુલેટર્સ—બુલર્સ લીમીટેડ ... ... ... ... | લંડન ઇ. સી. |
| ,, —ટેઇલર ટની કલીફ એન્ડ કું. ... ... ... ... | ઇસ્ટવુડ, હેનલી. |
| કાગળ—એલકસ કુપ્લીકિટર કું. ... ... ... ... | લંડન ઇ. સી. |
| કરવત—આર. ઇબટસન એન્ડ કું. . ... ... ... ... | શેફીલ્ડ. |
| ટ્યુબ્ઝ—હોવેલ એન્ડ કું. ... ... ... ... ... | ,, |
| ટાયર્સ—ટેલર બ્રધર્સ એન્ડ કું. ... .. ... ... | લીડ્ઝ |
| વેગન્સ—જે એન્ડ એફ હાવર્ડ ... ... ... ... | બેડફર્ડ. |
| વાયર—બ્રીટીશ ઇન્સ્યુલેટેડ એન્ડ હેલ્સબી કેબલ્સ ... ... | લંડન સી ડબલ્યુ. |
| ,, —શ્રોપશાયર આયર્ન કું. ... .. ... ... | હાડલી, સેલોપ. |
| ,, —ડોરમન લોંગ એન્ડ કું. ... ... ... . . ... | મીડલ્સ બરો. |
| ,, —એફ સ્મીથ એન્ડ કું. ... ... ... ... | હેલી ફેક્સ. |
| સ્ટીલ—વોટ્સન સેવીલી એન્ડ કું. ... .. ... ... | શેફીલ્ડ. |
| ,, —એડગર એલન એન્ડ કું. ... ... ... ... ... | ,, |
| વેલ્ડીંગ પ્લેન્ટ—ટી. અસ. એન્ડરસન ... ... ... | ,, |

---

મી બોરબે ટાઇપ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## બગદાદનો વેપારઃ—

તા. ૧૮-૧૦-૧૮ ના 'પ્રીનન્સીઅર'મા બગદાદના વેપાર સંબંધી એક લેખ આવ્યો હતો જેનો સાર અત્રે આપવામાં આવેલ છે.

બગદાદ શહેર લડાઇ પહેલાં એક બહુજ અગત્યનુ વેપારનું મથક હતું. તે મુખ્યત્વે કરીને ખેતીવાડી માટેનું મધ્યસ્થાન છે અને તેની આસપાસની જમીન ઘણી ફળદ્રુપ છે. ભુત કાળમાં જ્યારે ત્યાની જમીનને નેહેરોથી પાણી પાવામાં આવતુ ત્યારે તે દુનિયાની "વાડી" (Garden Spot) કહેવાતું.

પરંતુ ભૂગોળને લગતા અને આર્થિક કારણોથી બગદાદ હાલમા વપાર માટે વધારે અગત્યનું છે ટાઇગ્રીસ નદીના ઉપરના ભાગમાં તે છેલ્લું મથક છે અને પર્શીઆના રસ્તાનું પણ છેલ્લું મથક હોવાથી કેરમાનશાહ, હામાદાન અને બીજાં અગત્યનાં સ્થળોએ મોકલવામાં આવતો માલ બગદાદ ખાતેથી ઉંટ ઉપર અથવા બીજાં જાનવરો ઉપર લઇ જવામાં આવે છે વળી અપર અને લોઅર મેસોપોટેમીઆને માલ પૂરો પાડનારૂં તે મુખ્ય મથક છે અને નિકાસ માટે દેશનો સઘળો માલ ત્યાં એકઠો કરવામાં આવે છે.

મોસલ, કાંઆર બેકીર અને સુલેમાનીઆ ખાતેની સઘળી નિપજ ટાઇગ્રીસ નદી મારફત બગદાદ લઇ જવામાં આવે છે જ્યાંથી અગત્યની ચીજો જેવી કે ઉન, ગુંદર, ચામડાં, સાદડીઓ, ખજુર, અફીણ, ચરબી, અનાજ, વગેરે બસરાને રસ્તે થઇને બીજા દેશોમાં મોકલવા માટે સ્ટીમરમાં ચઢાવવામાં આવે છે.

બીજા દેશોમાથી બસરાને રસ્તે થઇને આયાત કરવામાં આવતી ચીજોમાં કાપડ, સુતળી, ખાંડ, કાફી, ગુણી, તેજાનો, રેશમ, રેશમી તથા ઉનનાં કપડા, ધાતુઓ, ગળી, રંગ, ચા, તમાકુ, ખેતીવાડી માટેનું સાચા કામ વિગેરે મુખ્ય છે આ માહેની ઘણી ચીજો ત્યાંથી પર્શીઆ ખાતે મોકલવામાં આવે છે— ખાસ કરીને કાપડ, ખાંડ, ચા અને ગળી બગદાદની નિકાસની કેટલીક ચીજો પણ પર્શીઆમાથી આવે છે જેવી કે સાદડી અને રંગ.

ત્યાં જૂદી જૂદી જાતની ચીજોના વેપાર માટે જૂદી જૂદી પેઢીઓ નથી. ઘણી ખરી પેઢીઓ દરેક જાતની ચીજોનો વેપાર કરે છે.

આયાતની મુખ્ય ચીજ મેન્ચેસ્ટરનું કાપડ છે. અને મેન્ચેસ્ટરમા બગદાદની જૂની અને સધર ઘણી પેઢીઓ છે. નિકાસની મુખ્ય ચીજ ઉન અને જેઠીમધના મૂળીઆં (લીકો રાઇસ) છે જેનો મોટો ભાગ અમેરીકા ખાતે મોકલવામાં આવે છે.

લગભગ સઘળો વેપાર પરદેશી અને સ્થાનિક બેન્કો મારફત કરવામાં આવે છે. બગદાદ ખાતે મોકલવામાં આવતા માલનાં નાણાં માટે—વેપારી ઉપર શીપીંગ ડોકયુમેન્ટસ સાથે એક ડ્રાફટ મોકલવામાં આવે છે જેનાં

નાણાં બગદાદ માલ પહોંચતાંજ ભરી દેવામાં આવે છે. બગદાદથી નિકાસ કરવામાં આવતાં માલ માટે ઘણે ભાગે ચાર મહિનાની મુદતના ડ્રાફ્ટ લાવવામાં આવે છે જે સ્થાનિક બેન્કોમાં વટાવી શકાય છે.

માલનું વેચાણ દલાલો મારફત ચોકસ છ મહિનાની મુદતની શરતે કરવામાં આવે છે અને નાણાં માટે હુંડી લાવવામાં આવે છે જે જે હુંડીઓ બેન્કમા અથવા ખાનગી શરાફો પાસે ૭ થી ૧૨ ટકાના દરથી વટાવી શકાય છે.

બગદાદમાં બે મુસલમાન બે યાહુદી અને એક ક્રીશ્ચીઅનની એક વેપારી કમીટી વેપારને ઉત્તેજન આપવા સારૂ અને લડાયક સરકારને તથા નવી સ્થાપવામા આવેલી દીવાની અદાલતોને સલાહ આપવા માટે નીમવામાં આવેલ છે. હાલમાં કમીટીનું મુખ્ય કામ માત્ર સલાહ આપવાનુંજ છે અને બધી સત્તા લડાયક સત્તાવાળાઓનાજ હાથમા છે, છતા વેપારમાં કંઇક સુધારો થએલ છે અને આયાત માટે અને પરદેશી માલના વેપારીઓને અમુક અમુક સગવડો આપવામા આવેલ છે,

બગદાદનો વેપાર લગભગ કેટલો હશે તેનો અડસટો કાઢવાનું કામ હાલ બહુ મુશ્કેલ છે. લડાઇને લીધે રસ્તાઓ બંધ થઇ ગએલ હોવાથી થોડા વખત માટે બગદાદની જગ્યા બસરાએ લીધી હતી જ્યાં આયાત અને નિકાસનો સઘળો વેપાર ચાલતો અને હજી પણ ચાલે છે. બગદાદે થોડા વખત માટે પોતાની વેપારી અગત્યતા ખોઇ છે એમ કહી શકાય; કારણ કે પર્શીઆ જે બગદાદના વેપારનો મુખ્ય ભાગ છે, તેનો વેપાર પર્શીઅન ગલ્ફ ઉપર બસરામાંથી ઇસ્પેહાન, અને મોહામેરાહ, બુચીર, અને આહુવાન મારફત ચાલે છે. આ અરસામાં બગદાદ માત્ર બસરા ખાતેથી બહુજ જરૂરની ચીજોની આયાત કરતું અને તેજ માત્ર તેનો વેપાર હતો. આવી સ્થિતિને અંગે બગદાદની ઘણી પેઢીઓ બસરા ખાતે ગએલ છે.

છતાં પણ બગદાદે હંમેશને માટે પોતાની વેપારી મહત્વતા ખોએલ છે એમ માનવાનું કારણ નથી. ટાઇગ્રીસ નદીના મથાળા ઉપર તે આવેલું હોવાથી અને વળી લડાઇના વખતમાં રેલ રસ્તાઓનું તે મધ્ય બિન્દુ થએલ હોવાથી—કે જે રેલ્વે રસ્તાઓ લડાઇ પછી આગળ વધારવામાં આવશે—બગદાદ પહેલા કરતાં પણ વેપારના સંબંધમાં વધારે ઉંચી સ્થિતિએ પહોંચશે તેમાં જરા પણ શંકા નથી. વળી તે શહેરની વેપારી આબાદી દેશની ખેતીવાડી કે જે આગળ વધારવા બ્રીટીશ સત્તાવાળાઓ અનેક પ્રયત્નો કરે છે તેમા પ્રગતિ થતાં આગળ વધશે.

---

યોકોહામા ખાતેના કેનેડાના ટ્રેડ કમીશનરે ઓટાવાના વેપાર ઉદ્યોગને લગતાં ખાતાં ઉપર ૨૭-૬-૧૮ના રોજ મોકલાવેલ રીપોર્ટમાં તે લખે છે કેઃ—

"કપુરના તેલની આખી દુનિયામાં વધતી જતી માંગને લીધે જાપાનીઝ મોનોપોલી બ્યુરો તેની નિકાસ વધારવા માટે પ્રયત્નો કરે છે. ભૂત કાળમા કપુરની માંગ કરતાં પેદાશ વધારે હતી જોકે સત્તાવાળાઓએ તે અટકાવવા પ્રયત્ન કર્યા હતા. ૧૯૧૭માં ફારમોસાની પેદાશનો સમાવેશ કરતાં કપુરની પેદાશ ૮૦,૯૦,૦૦૦ કીન સુધી પહોચી. તેજ અરસામા વેચાણ ૭૮,૫૦,૦૦૦ કીન જેટલું હતું અને બાકીના ૨,૪૦,૦૦૦ કીનનો વધારો રહ્યો હતો. તે માંહેનું ૩૨,૪૦,૦૦૦ કીનનું કપુર સાફ કરવાના કામમા વાપરવામા આવ્યું હતું, ૬,૩૦,૦૦૦ કીનનું સેલ્યુલોઇડ બનાવવા માટે વાપરવામાં આવ્યું હતું અને બાકીનું ૩૭,૨૦,૦૦૦ કીનનું કપુર નિકાસ કરવામાં આવ્યું હતું. સરકાર

માત્ર સાફ કરેલા કપુરની નિકાસને ઉત્તેજન આપતી હોવાથી કપુરની ચીજો બનાવવાનાં, તથા કપુર સાફ કરવાનાં કારખાનાંઓને તે મદદ કરે છે."

---

જાપાનીઝ બીર વિષે તે લખે છે કેઃ—આ વર્ષે માર્ચ મહિના સુધી સામાન્ય વર્ષ સાથે સરખાવતાં જાપાનીઝ બીરની વપરાશમાં ફેરફાર થએલ નથી; પરંતુ એપ્રીલ મહિનાથી વપરાશમાં મોટો વધારો થએલ હોવાથી આ વર્ષના પહેલા છ મહિનાના વેચાણમાં આગલા વર્ષમાં તેટલાજ વખત કરતાં ૧૦ ટકાનો વધારો દેખાશે. દરમીઆન સીંગાપોર, મુંબઇ અને કલકત્તાથી મોટા આર્ડરો આવેલ છે અને તે એટલે સુધી કે ફક્ત બ્રીટીશ ઇન્ડીઆનાજ ઓર્ડરો ૩૫૦,૦૦૦ થી ૪,૦૦,૦૦૦ પેટી માટે થશે જ્યારે તે ગયે વર્ષે ૩૦,૦૦૦ પેટી માટે હતા. એટલે દેશની અને પરદેશની ખપત સાથે લેતાં આ વર્ષના પહેલા છ મહિનાની ખપતમાં ગયા વર્ષના તેટલાજ વખત કરતાં ૩૦ ટકાનો વધારો થશે. દેશની ખપતમાં વધારો થવાનું કારણ જાપાનની નાણાં સંબંધી સારી સ્થિતિ છે. હાલમાં સાપોરો યેબીસુ અને આસાહી બીરનો ભાવ ૪ ડઝનની એક પેટીનો ૧,૫૦૦ યેન છે.

જાપાનમાંથી બીરની આયાત કેટલી વધેલી છે તે નીચેના આંકડા ઉપરથી જણાશે:—

| વરસ. | પોંડ. |
|---|---|
| ૧૯૧૨-૧૩ | ૮૭ |
| ૧૯૧૨-૧૪ | ૬૫૯ |
| ૧૯૧૪-૧૫ | ૭,૧૧૧ |
| ૧૯૧૫-૧૬ | ૨૯,૩૩૦ |
| ૧૯૧૬-૧૭ | ૭૫,૬૬૩ |

---

## જાપાન ખાતે હિન્દુસ્તાનનું રૂ લઈ જવા માટે નવો કોન્ટ્રેકટઃ—

યોકોહામા ખાતેનો કોમર્શીયલ એટેચી 'ઇન્ડીઅન ટ્રેડ જર્નલ' ઉપર તા. ૧૦-૧૦-૧૮ ને રોજ નીચે પ્રમાણે લખે છેઃ—

ઘણા લાંબા વખત સુધીના પત્રવ્યવહાર પછી મુંબઇ અને ટસુટીકોરિન તથા જાપાનમાં બીજાં બંદરો વચ્ચે કાચું રૂ લઇ જવા સંબંધમાં નીપન યુસેન કેઇસા અને જાપાન કોટન સ્પીનર્સ એસોસીએશન વચ્ચે ગયા અઠવાડીઆમાં નવો કોન્ટ્રેકટ કરવામાં આવેલ છે. નાના પાયા ઉપર એક કબૂલાત કલકત્તા ખાતે પણ કરવામાં આવેલ છે.

'એગ્રીમેન્ટ'ના મુખ્ય મુદ્દાઓ જે જાપાન કોટન સ્પીનર્સ એસોસીએશન તરફથી લખી મોકલવામાં આવેલ છે તે નીચે પ્રમાણે છેઃ—

(૧) આવતી રૂતુમાં (એટલે ૧-૧૧-૧૮ થી ૩૧-૧૦-૧૯ સુધીમાં) હિન્દુસ્તાનનું રૂ માત્ર નીપન યુસેન કેઇશાજ લઇ જશે પણ હંમેશની માફક આ કંપની ઓસાકા શોસેન કેઇસા અને પી. ઓ. કંપની સાથે ગોઠવણ કરશે.

(૨) જાપાન કોટન સ્પીનર્સ એસોસીએશને ઓછામાં ઓછી ૬૦૦,૦૦૦ ગાંસડી મંગાવવાની ગેરંટી કરેલ છે જ્યારે નીપન યુસેન કેઇશાએ વધારેમાં વધારે ૧,૦૦૦,૦૦૦ ગાંસડી માટે ગોઠવણ કરવાનું માથે લીધેલ છે.

૬૦૦,૦૦૦ ગાંસડી સુધી તે લઇ જવાનો દર ટનના ૬૦ યેન ઠરાવવામાં આવેલ છે અને એ આના કરવાં વધારે ગાંસડી લઇ જવામાં

---

આવે તો દર નીચે પ્રમાણે ઠરાવવામાં આવેલ છેઃ—

| ગાંસડી | ટન દીઠ યેન. |
|---|---|
| ૭,૦૦,૦૦૦ સુધી | ૫૮–૫૦ |
| ૮,૦૦,૦૦૦ ,, | ૫૭ |
| ૯,૦૦,૦૦૦ ,, | ૫૫–૫૦ |
| ૧,૦૦,૦૦૦ ,, | ૫૪ |

જો ૧૦૦,૦૦૦ કરતાં વધારે ગાંસડી હોય અને નીપન યુસેન કેઇસા વહાણુ પૂરાં પાડી શકે તો તે માટેનો દર ટન દીઠ ૫૨–૫૦ યેન નક્કી કરવામાં આવેલ છે.

અત્યાર સુધીના કોન્ટ્રેકટમાં અને નવા કોન્ટ્રેકટમાં મુખ્ય તફાવત એ છે કે નવા કોન્ટ્રેકટની રૂયે રૂ લઇ જવાનું ભાડું કોબે ખાતે યેનમાં આપવામાં આવનાર છે જ્યારે જૂના કોન્ટ્રેકટની રૂયે તે મુંબઇમાં રૂપિયામાં આપવામાં આવતું હતું. ભુતકાળમાં ભાડું રૂપિયામાં અપાતું હોવાથી ડીફર્ડ રીબેટ જે યેનમાં આપવામાં આવતું હતું તે ગણવામાં બહુ મુશ્કેલી નડતી જે હવે દૂર થશે.

વળી હવે સ્ટીમશીપ કંપની વીમા માટે પ્રીમીઅમ ભરશે અને વ્યાજની ખોટની ગણત્રી કરશે.

આ બંને દર ટને લગભગ ૧·૧૧ યેન થશે. ભાડાના દરમાં આખી દુનિયામાં વધારો થએલ હોવાથી ભાડાના દરમાં પણ ઘણો વધારો કરવામાં આવેલ છે

મુકાબલા માટે એમ કહી શકાય કે નવો દર ટન દીઠ ૫૪ થી ૬૦ યેન છે જે કોબે ખાતે આપવામાં આવશે જ્યારે જુનો દર ટન દીઠ ૪૦ હતો અને તે મુંબઇમાં અપાતો.

હિંદુસ્તાન અને જાપાન વચ્ચે સુતર અને કાપડ લઇ જવા માટેના દર સંબંધમાં બીજા કૉન્ટ્રેકટ ઉપર વિચાર ચાલે છે પરંતુ હજી કાંઇ પણ નિર્ણય થએલ નથી.

---

## હિન્દુસ્તાનના કોલસાની નિકાસઃ

છેલાં ૨૬ વર્ષમાં હિન્દુસ્તાનના કોલસાની કરવામાં આવેલી નિકાસના આંકડા બહાર પાડવામાં આવેલ છે. આ આંકડામાં 'બન્કર' કોલનો સમાવેશ થતો નથી. ૧૯૦૨ થી ૧૯૦૬ સુધી કુલ નિકાસ ઝડપથી વધી હતી. જે ૧૯૦૬ માં ૧,૦૦૩,૦૦૦ ટન સુધી પહોંચી ૧૯૧૪ માં તે ઘટીને ૫૮૦,૦૦૦ટન થઇ ગઇ પરંતુ ૧૯૧૫ તે વધીને ૭૫૩,૦૦૦ ટન થઇ અને ૧૯૧૬મા નિકાસ ૮૮૨,૦૦૦ ટન સુધી પહોંચી. ૧૯૦૬ સુધી નિકાસ પેદાશના પ્રમાણુમા વધતી હતી. ત્યારબાદ ૧૯૦૯ સુધી નિકાસનું પ્રમાણુ ધીમે ધીમે ઘટતું ગયું. ૧૯૧૦ મા વળી પ્રમાણુ ઘટતું બંધ થયું હતું. પણ પાછુ તે પ્રમાણુ થોડા વર્ષથી ઘટતું ચાલ્યું છે. સરેરાશ ૧૯૦૦ થી ૧૯૦૬ સુધી હિન્દુસ્તાનના કોલસાની નિકાસ પેદાશના ૮ ટકા જેટલી હતી અને ૧૯૦૭ થી ૧૯૧૩ સુધી તે લગભગ ૬ ટકા જેટલી હતી. ૧૯૧૪ માં તે ઘટીને ૩·૫ ટકાની થઇ. ૧૯૧૫ અને ૧૯૧૬ માં તે અનુક્રમે ૪·૪ અને ૫·૧ ટકા જેટલી રહી હતી. કોલસાનો મોટો ભાગ કલકત્તા ખાતેથી ચડાવવામા આવે છે. ૧૯૧૬માં કરવામા આવેલી નિકાસમાંથી ૬૨·૩ ટકા સીલોન ખાતે અને ૧૬·૧ ટકા સ્ટ્રેઇટસ ખાતે મોકલવામાં આવ્યો હતો. હાલમાં સુમાત્રા હિન્દુસ્તાનનો કોલસો વાપરવામાં ત્રીજે નંબરે છે અને નિકાસમાં તેનો હિસ્સો લગભગ ૧૧·૮ ટકા જેટલો છે.

## હિન્દુસ્તાનનું ઉનઃ—

ધી લીવરપુલ વુલ બ્રોકર્સ એસોસીએશન તરફથી નવેમ્બરમાં જણાવવામાં આવ્યું હતું કે ગવર્નમેન્ટ આર્મી કોન્ટ્રેકટસ ડીપાર્ટમેન્ટની યોજનાની રૂયે ઉનની હવે પછીની વહેંચણી લીવરપુલ ખાતે નવેમ્બરની ૨૭ થી ૨૯ તારીખ સુધી થશે અને નવેમ્બરની ૨૧ મી થી ૨૭ મી

તારીખ સુધી ઉન જોવા માટે ખુલ્લું રહેશે. વહેંચણી માટે હિન્દુસ્તાનના ઉનની લગભગ ૩૧,૦૦૦ ગાંસડી નવી આવેલ છે અને તેથી કુલ ગાંસડી ૩૨,૦૦૦ થઈ છે. તપાસવામાં આવેલી ગાંસડીઓ નીચે પ્રમાણે છે:—

| | | | | ગાંસડી. |
|---|---|---|---|---|
| જોરીઆ | ... | ... | ... | ૧,૬૦૦ |
| બીકાનેર | ... | ... | ... | ૪,૩૦૦ |
| કંદહાર | ... | ... | ... | ૧,૬૦૦ |
| બીણક અને હાર્નાઇ... | | | ... | ૭૦૦ |
| જેસલમેર અને મારવાડ | | | ... | ૨,૦૦૦ |
| ચેલોઝ | ... | ... | ... | ૮,૨૦૦ |
| જીન્ડ | ... | ... | ... | ૭૫૦ |
| કાળી | ... | ... | ... | ૧,૧૦૦ |
| સફેદ | ... | ... | ... | ૪,૬૦૦ |
| કાશ્મીર અને બસરા... | | | ... | ૧૦૦ |
| બકરાના વાળ | | ... | ... | ૨૦૦ |
| સપ્ટેમ્બરની બાકી ... | | | ... | ૧,૩૦૦ |

હવે પછીની વહેંચણીઓ માટે લગભગ ૪૨,૭૫૦ ગાંસડીઓ નવી આવેલ છે.

---

નામદાર હિન્દી સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતા તરફથી તા. ૨૨-૧૧-૧૮ ના રોજ નીચે પ્રમાણે 'પ્રેસ કોમ્યુનિક' પ્રકટ કરવામાં આવેલ છે:—

આથી ખબર આપવામાં આવે છે કે વહાણોને લગતી ખબર પ્રકટ કરવા ઉપર જે અંકુશો મૂકવામાં આવ્યા હતા તે હવે કાઢી નાખવામાં આવેલ છે. હવેથી વહાણની મુસાફરીનો તારીખ, આવજા, રસ્તા વિગેરેને લગતી માહિતી પ્રકટ કરવાની છૂટ છે અને તારમાં પણ વહાણ નીકળવાની તથા પહોંચવાની તારીખ જણાવેલી હોવા છતાં પણ વહાણનાં નામ, નંબર, માસ્તરનાં નામ વિગેરે જરા પણ વાંધા વિના આપી શકાશે.

---

સીલોનના સરકારી ગેઝેટમાં જણાવવામાં આવ્યું છે કે બ્રીટીશ હિન્દુસ્તાનમાંથી સીલોનમાં મોતીની આયાત કરવાની ૧૮મી નવેમ્બર ૧૯૧૮ થી મના કરવામાં આવી છે.

---

નામદાર હિન્દી સરકારને જણાવવામાં આવ્યું છે કે યુનાઇટેડ કીંગડમમાં નિકાસ અને આયાત ઉપરના અંકુશોમાં બોર્ડ ઓફ ટ્રેડ તરફથી ઘણી છૂટ છાટ, જાહેર કરવામાં આવી છે જેનાં લીસ્ટ મેલમાં આ તરફ રવાને કરવામાં આવેલ છે અને અહિં તે જેમ બને તેમ જલદી બહાર પાડવામાં આવનાર છે.

---

નામદાર નીઝામ સરકારના ખેતીવાડી ખાતાના ડીરેક્ટર મી. જોન કેની તરફથી આ ચેમ્બરને નીચે પ્રમાણે પત્ર મળેલ છે:—

હૈદ્રાબાદ ગૌરાણીના ઉંચા રેશમ જેવા રૂના છ નમુના આપની ઉપર મોકલવા માટે મ્હેં પરભાનીના રૂના સુપ્રીન્ટેન્ડન્ટ ઉપર લખેલ છે, આ નમુનાઓ તમારી ઓફીસમાં જોવા માટે ખુલ્લા છે એમ મીલ માલેકોને જણાવશો અથવો તો તે નમુનાઓ તેઓને જોવા મોકલાવશો. આ ખાતું રૂ અથવા કપાસનો વેપાર કરતુ નથી; પરંતુ ખરૂં હૈદ્રાબાદ ગૌરાણી રૂ કેવું છે તે મીલ માલેકો જાણી શકે અને ભરોસાદાર આડતીઆઓને રૈયત પાસેથી કપાસ ખરીદવા મોકલે તેટલા માટે આ નમુના મોકલાવેલ છે; આ નમુનાથી આડતીઆઓ બીજી જાતનો માલ તે નામ નીચે મોકલાવી શકશે નહિ. વળી આ વર્ષે આખા પરભાની તાલુકામાં અને જીંતુરના મોટા ભાગમાં ગૌરાણીનું ચોક્ખું રૂ ઉગેલ છે. પરભાનીનો રૂનો સુપ્રીન્ટેન્ડન્ટ ખરીદનારાઓને જોઇતી મદદ અને ખબર આપશે.

---

ઉપર જણાવવામાં આવેલ નમૂનાઓ આ ચેમ્બરની ઓફીસમાં જોવા માટે ખુલ્લા

છે અથવા તો મંગાવવામાં આવેથી નમૂનાઓ જોવા માટે મોકલવામાં આવશે.

બેન્ક ઓફ બંગાલના એજન્ટ તરફથી જણાવવામાં આવ્યું છે કે પરભાની ખાતે તે બેન્કની એક સબ-એજન્સી ખોલવામાં આવેલ છે; અને હાલ તુરત તો તે માત્ર રૂની ખરીદદીની ઋતુમાંજ ખુલ્લી રહેશે.

---

અત્રેના ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ મી. પી. જે.મીડ સી. આઇ. ઈ.'આઇ. સી. એસ તરફથી જણાવવામાં આવ્યું છે કે બેહરીન માટેના કોન્સલ મી. છ. એ. એ. ગાર્વીન હિન્દુસ્તાનના આ ભાગમાં વેપાર સ્થાપવા માટે આતુર છે.

ઘણું કરીને જાપાન અને બીજા દેશો સાથે હરીફાઇમા બેહરીન ખાતે બંગડી, ધાબળી, સીગારેટ, બ્રશ દાંતીઆ, હોઝીયરી, લેમ્પવેર, સસ્તા ચામડાના જોડા, સસ્તા સુગંધી અને બાર સાબુઓ, આરસા વિગેરે માટે ખાસ તક છે.

જો ઉપર લખેલ ચીજોના કોઇપણ વ્હેપારીઓ ભાવતાલ સાથે નમુના મી ગાર્વીન ઉપર પરભાર્યા અથવા તો ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝની ઓફીસ મારફત મોકલી આપશે તો તે ઉપર ધ્યાન આપવામાં આવશે.

---

નામદાર હિન્દી સરકારના ડીરેકટર ઓફ સ્ટેટીસ્ટીકસ તરફથી અમને જણાવવામાં આવ્યું છે કે તા. ૧-૪-૧૯૧૯ થી હિન્દુસ્તાનના દરિઆઇ વેપારમાં આયાત અને નિકાસના આકડામા ' ચોખાના મથાળા હેઠળ નીચે પ્રમાણે વર્ગ પાડવામાં આવશે:—

(૧) ફોતરાંવાળા ચોખા.

(૨) ફોતરાં વગરના ચોખા:—

(અ) સાફ કરેલ ચોખા.

(બ) ,, ,, અર્ધા ચોખા.

(ક) બીજી જાતો.

(૩) ચોખાનો લોટ અને પીસેલા ચોખા.

(૪) ચોખાનો આટો.

' ચોખાના આટા 'નો વર્ગ ફ્લોર ગ્રેન એન્ડ પોલર્ડઝ 'ના વિભાગમાં પણ જુદા મથાળા નીચે મૂકી શકાશે અને તે માટે ત્રીજા નંબરના વર્ગ સાથે ફૂટ નોટમાં લખાશે કે ' ચોખાનો આટો ' ' ફ્લોર ગ્રેન એન્ડ પોલર્ડઝ'ના વિભાગમા મૂકવામાં આવેલ છે.

---

## કોરીઆમા રૂની ખેતી.

સીઓલાના બ્રીટીશ કોનસલ જનરલે હાલની અને ભવિષ્યની કોરીઆમાં રૂની ખેતી વિષે આપેલો સવિસ્તર હેવાલ નીચે પ્રમાણે છે. હાલ કોરીઆમાં ૨૪૫,૦૦૦ એકર જમીનમાં ખેતી કરવામા આવી છે અને ભવિષ્યમાં ૪૯૦,૦૦૦ એકર જમીનમાં ખેતી કરવામાં આવશે. દક્ષીણ કોરીઆમાં કાચા રૂની ત્રણ કંપનીઓ નીકળેલી છે; જે દક્ષીણ ઝેનેરા પ્રાંતમાં આવેલી છે અને ભવિષ્યમા તેઓને સંયુકત કરવી એવો વિચાર છે. પશ્ચિમ કોરીઆમાં રૂનો સારો પાક થયેલો છે; જે રૂ લાબા તાતણાનું, મજબુત, સફાઇદાર અને તદ્દન સફેદ છે હાલમાં પશ્ચિમ કોરીઆમાં ૨૪,૫૦૦ એકર જમીનમા રૂ પાકેલું છે અને વળી ત્યાં એક લાખ જમીનના વિસ્તારમાં રૂ વાવેલુ છે જે પ્રાંતમાંથી રૂની ઉપજ ૫૦ થી ૭૦ લાખ પૌંડની થાય છે. હે-એનના દક્ષીણ પ્રાંતમાં પણ ૭૮૪,૦૦૦ એકરમાં રૂ વાવી શકાય એવી જમીન તૈયાર છે અને કો-કેના પ્રાંતમા પણ ૭૩૫,૦૦૦ એકર જમીન રૂને વાસ્તે ખેતી કરવા જેવી છે. ચીનેમપોમા રૂની ગાસડી બાંધવાની ફેકટરી છે અને એવી બીજી બે ફેકટરીઓ તૈયાર કરવી એટલે કે એક હૈ-નો માં અને બીજીને માટે જગ્યાનું નામ નકકી કરવામાં આવેલું નથી

---

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક ઓફ, ફોર્ટ, મુંબઇ.

## જાપાનમાં ઘડીઆળ માટે કાચ બનાવવાનો ઉદ્યોગ.

યોકોહોમામાં મહિને ૫૦,૦૦૦ ગ્રુસ જેટલો માલ બનાવવામાં આવે છે જેમાં માત્ર એક કંપની ૨૫,૦૦૦ ગ્રુસ માલ તૈયાર કરે છે એવું ત્યાંના નામદાર સરકારના વેપારી ખાતમીના અધિકારીએ હેવાલ આપેલો છે આમાંથી માત્ર ૧૦ ટકા જેટલો માલ યુરોપમાં વપરાય છે અને વળી ૭૦ ટકા જેટલો માલ યુનાઇટેડ સ્ટેટસમાં મોકલવામાં આવે છે. મોટો જથ્થો "શાર્પ એજ" ના નામથી ઓળખાય છે જે ડોલર નામની ઘડીઆળોમાં વાપરવામાં આવે છે. લડાઇ પહેલાં જર્મનીનો જે ભાવ હતો તે ભાવે હાલમાં જાપાનના ગ્લાસ મળે છે એટલે કે આશરે ૩·૫૦ યેન એક ગ્રુસની કીંમત છે (રૂ. ૬-૧૫-૦ પર ગ્રુસ પડે છે). વળી જાપાનના બનાવનારાઓ એવું ધારે છે કે કાચી ચીજોનો ભાવ ઘણો વધેલો છે તેથી કરીને લડાઇ પછી જર્મનીના માલ સાથે હરીફાઇ કરી શકશે. ૧૫ ટકા જેટલો ખર્ચ મજુરોને આપવો પડે છે અને કામદારોના કામના પ્રમાણમાં ભાવના દરમાં ફેરફાર થયા કરે છે પણ સરેરાસ ૫૦ સેનથી ૧ યેન (એટલે કે રૂા. ૧-૯૦ થી રૂા. ૩-૨-૦ સુધી દરેક માણસ દીઠ દરરોજનો ખર્ચ આવે છે; તેમજ વળી ગ્લાસ ફુકનારાઓને દર દરેક માણસને ૨ થી ૩ યેન (એટલે રૂા. ૬-૪-૦ થી ૯-૬-૦ ) મળે છે.

---

## કારાફ્યુટોમાં કાગળ બનાવવાનો ઉદ્યોગ.

આ પ્રાંતમાથી ૩૦ કરોડ ટન લાકડું ઉત્પન્ન થાય છે અને જો તેમાંનો અડધો ભાગ પલ્પ (માવો) બનાવવાના ઉદ્યોગમાં વાપરવામાં આવે તો આશરે દર વરસે એક લાખ ટન માલ બનાવી શકે. હાલમાં તેઓ ૫૦ હજાર ટન જેટલો માલ દર વરસે બનાવે છે. આવો ઉદ્યોગ ત્યાંની બે કંપનીઓએ હાથમાં લીધો છે, એક 'ટોયોહારા' અને બીજી 'ઓટોમારી' જે દર વર્ષે ૨૦ હજાર ટન જેટલો માલ કાઢે છે. વળી તેજ પ્રમાણે 'ઓચાઇ' પણ ૧૦ હજાર ટન દર વર્ષે તૈયાર કરે છે; તેવીજ રીતે 'ટોમારજી' મીલ પણ ૨૦ હજાર ટન દર વર્ષે બનાવે છે. અને આ છેલ્લી મીલ આ ઉદ્યોગનો ફેલાવો કરવાને સારૂ "મોકા" નામના પ્રાંતમાં પલ્પ બનાવવાની નવી મીલ તૈયાર કરે છે. હાલમાં દર વર્ષે ૧ કરોડ ૨૦ લાખની કીંમતનો માલ તૈયાર થાય છે અને જ્યારે આ ઉદ્યોગને માટે બીજી નવી મીલો બાંધવામાં આવશે ત્યારે ઉપર જણાવેલી કીંમત કરતાં બમણી કીંમતનો માલ તૈયાર થશે. આથી એવી આશા રાખવામાં આવે છે કે ભવિષ્યમાં જાપાનીઝની કાગળ બનાવનારી મીલો પરદેશી પલ્પ બનાવનારા ઉપર આધાર ન રાખતાં સ્વતંત્ર થઇ જશે. પલ્પ બનાવવામાં કેટલીક મુશ્કેલીઓ નડે છે પણ કારાફ્યુટોની સરકાર તે બાબતમાં મદદ કરવા તૈયાર છે. ત્યાંની સ્થાનીક પ્રજા પણ લોનના આકારમાં પૈસા ઉધરાવીને રેલ્વે અને બંદરની સગવડતા પુરી કરશે.

---

## જાપાનના વેપાર ઉદ્યોગની સ્થિતિ.

ધી યોકોહામા સ્પીશી બેન્કની થોડા વખત પહેલાં મળેલી સભામાં તે બેન્કના પ્રેસીડન્ટે જાપાનના વેપાર અને ઉદ્યોગ સંબંધી ઘણી ઉપયોગી માહીતી આપેલ છે લડાઇ પછી ઘણાં નવા ઉદ્યોગો સ્થાપવામાં આવ્યા છે અને બીજા ઉદ્યોગો બહુ આગળ વધારવામાં આવ્યા છે. પરદેશી રાજ્યોએ આયાત અને નિકાસ ઉપર અંકુશો મૂકેલા હોવાથી વેપાર ઉપર અસર થઇ હતી પણ તેમાં આશ્ચર્યકારક વધારો થએલ છે તે નીચે આપેલા આંકડા ઉપરથી સમજાશે:—

| | યેન. |
|---|---|
| આયાત ... ... | ૮૭,૯૦,૦૦,૦૦૦ |
| આગલા વર્ષની આયાત | ૪૪,૯૦,૦૦,૦૦૦ |

---

| | |
|---|---|
| વધારો ... | ૩૯,૦૦,૦૦,૦૦૦ |
| નિકાસ ... | ૮૯,૬૦,૦૦,૦૦૦ |
| આગલા વર્ષની નિકાસ... | ૭૦,૮૦,૦૦,૦૦૦ |
| વધારો ... | ૧૮,૮૦,૦૦,૦૦૦ |

છેલ્લા અર્ધા વર્ષની આખરે જાપાનનું દેશ અને પરદેશમાં રોકડ નાણું લગભગ ૧,૨૧,૦૦,૦૦,૦૦૦ યેન જેટલું હતું.

જાપાનના વેપાર ઉદ્યોગની અસર હિંદુસ્તાન ઉપર થતી હોવાથી ઉપર આપેલા આંકડા વધારે ધ્યાનથી તપાસવાની જરૂર છે. નિકાસના આંકડા લઇએ:—

| વધારો. | યેન. |
|---|---|
| રૂનું કાપડ ... | ... ૪,૧૦,૦૦,૦૦૦ |
| સુતર ... | ... ૨,૪૦,૦૦,૦૦૦ |
| દાળ વિગેરે .. | ... ૧,૬૦,૦૦,૦૦૦ |
| રૂ ... ... | .. ૧,૫૦,૦૦,૦૦૦ |

આયાતમાં સહુથી મોટો વધારો રૂમાં યેન ૧૫,૦૦,૦૦,૦૦૦ નો હતો.

નિકાસમાં ખાસ કરીને તૈયાર માલમાં વધારો હતો અને આયાતમાં કાચો માલ તથા સાંચાકામમાં વધારો હતો જે દેશના ઉદ્યોગોની સારી સ્થિતિ સૂચવે છે.

હિન્દુસ્તાનના વેપાર વિષે તે જાપાનીઝ બેન્કરે કહ્યું કે સ્ટીમરની અછત અને એક્સચેન્જની મુશ્કેલીઓને લઇને નિકાસ ઉપર માઠી અસર થઇ હતી અને આયાત પણ રેલ્વેના દર વધી જવાથી અને લડાઇ વિષેના ખરાબ સમાચારથી ઘટી ગઇ હતી. લડાઇને માટે ઉપયોગી અનાજની નિકાસ લઇને બજાર ટકી રહ્યું હતું. પરંતુ રૂની નિકાસ ખરાબ પાકને લઇને અને તેને પરિણામે અમેરીકન રૂ સાથે સરખામણીમાં વધારે કિંમતને લઇને ઘણીજ ઘટી ગઇ હતી. છેલ્લા થોડા વખતથી નાણાં ભીડ ચાલુ છે અને પ્રેસીડન્સી બેન્કોએ વ્યાજનો દર ૫ ટકા કર્યો પણ ધીમે ધીમે બજારમાં સ્થિરતા આવી અને બીજી વોર લોનની બજાર ઉપર બહુ અસર થઇ નહિ.

## હિન્દુસ્તાનના ઉદ્યોગો.

'ધી લંડન ચેમ્બર ઑફ કોમર્સ જર્નલ' નો કલકત્તાનો ખબરપત્રી હિન્દુસ્તાનના ઉદ્યોગો વિષે નીચે પ્રમાણે લખે છે.

દારૂ બનાવવાના કારખાનાંઓ:-બ્રિટીશ હિન્દુસ્તાનમાં કુલ્લે ૧૮ દારૂનાં કારખાનાઓ છે જે માહેનાં ૧૦ હિમાલયની તળેટીમાં મુરીથી દારજીલીંગના પ્રદેશમાં આવેલાં છે. સૌથી મોટું કારખાનું એ ગવોરમા છે. દારૂની નીપજ ૧૯૦૨ માં સહુથી વધારે હતી. ત્યાર બાદ તે ધીમે ધીમે ઘટતી જાય છે જ્યારે પરદેશના દારૂની આયાતનું પ્રમાણ વધતું જાય છે, જો કે ૧૯૦૭ માં પરદેશથી આયાત દેશની નિપજ કરતાં જરા થોડી હતી. સને ૧૯૧૧ માં તેની ઉપજ બહુજ ઓછી હતી પણ સને ૧૯૧૨ માં નિપજ વધી અને ૧૯૧૩ માં નિપજના આંકડા ટોંચે પહોંચ્યા. પરંતુ ૧૯૧૪ થી દરીઆઇ રસ્તાના ભાવો વધી જવાથી હિંદુસ્તાનમાં અંગ્રેજી લશ્કર ન હોવાથી અને જર્મનીમાં દારૂની અછતને લઇને આયાત ઓછી થઇ છે.

કાગળ બનાવવાનાં કારખાનાંઓ:—સને ૧૯૧૬ માં સમસ્ત હિંદુસ્તાનમાં ૧૦ કારખાનાંઓ હતા તેમાનાં ૩ બંગાલમાં, ૪ મુંબાઇમાં, ૧ સંયુક્ત પ્રાન્તોમાં, ૧ ટ્રાવણકોરમાં અને ૧ ગ્વાલીઅરમાં આવેલ છે હિંદુસ્તાનની કાગળ બનાવવાની પુરાણી રીતીથી આ ધંધો મંદ પડયો છે, કારણકે પરદેશના માલની બનાવટ સાથે તે હરીફાઇ શકે નહિ અને જે મીલો સરકારી કોન્ટ્રેકટથી કામ કરે છે તે સારી સ્થિતિમાં છે. ૧૯૧૧ માં હિન્દુસ્તાનમાં રૂ. ૮૦ લાખની કિંમતનાં કાગળ બનાવવામાં આવ્યાં હતા અને પરદેશી માલની આયાતની કિમ્મત રૂ. ૧,૧૬ લાખ હતી. તેજ પ્રમાણે સને ૧૯૧૫ મા રૂ. ૯૦ લાખનો માલ હિંદુસ્તાનમાં બનાવવામા આવ્યો હતો અને રૂ. ૧૩૪ લાખનો માલ આયાત કરવામાં આવ્યો હતો. લડાઇને લઇને શત્રુરાજ્યોની હરિફાઇ બંધ પડી જવાથી હિંદુસ્તાનમાં કાગળનો ઉદ્યોગ પ્રમાણમાં સારી

સ્થિતિમાં છે અગર જો કે 'વુડ પલ્પ' તથા કાગળ બનાવવામાં જોઇતી બીજી રસાયણિક ચીજોના ભાવ વધી ગયેલા છે.

**રૂની મીલો:**-હિંદુસ્તાનમાં રૂની મીલનો ઉદ્યોગ ૧૮૫૧ થી શરૂ થએલ કહી શકાય કારણ કે તે વર્ષમાં પહેલી મીલ સ્થાપવામાં આવી હતી.

સને ૧૯૧૫-૧૬ના આંકડા નીચે પ્રમાણે હતા.

| ચાલુ મીલો. | ઓથેરાઇઝડ કેપીટલ. રૂ. ૧,૦૦,૦૦૦ |
|---|---|
| ૨૬૭ | ૨૨૯૧·૫ |

| માણસો રોકવામાં આવેલ (૧૦૦૦) | લુમો. (૧૦૦૦) | સ્પીન્ડલ્સ. (૧૦૦૦) |
|---|---|---|
| ૨૯૨·૨ | ૧૦૮·૪ | ૬૭૫·૭ |

ત્યાર બાદ ઓથેરાઇઝડ કેપીટલના પ્રમાણમાં રોકવામાં આવેલ માણસો, સ્પીન્ડલ્સ અને લુમોમાં મોટો વધારો થએલ છે. ૧૯૧૫-૧૬ની આખરે હિન્દુસ્તાનમાં ૨૬૭ મીલો હતી જેમાં ૧૦૮,૪૦૭ લુમો અને ૬૬,૭૫,૬૮૮ સ્પીન્ડલ્સ હતી. આમાની ૬૮ મીલ માત્ર કાંતવા માટે અને ૨૯ માત્ર વણવા માટેજ હતી: અને ૧૭૦ મીલમાં કાંતવા તથા વણવાનુ બન્નેનું કામ કરવામાં આવતું હતું. તેમાં દરરોજ સરેરાશે ૨૯૨,૧૯૦ માણસો રોકવામાં આવતા હતાં જેમાનાં ૨૦૭,૩૬૧ પુરૂષો, ૪૭,૦૧૫ સ્ત્રીઓ, ૨૭,૧૪૪ છોકરાઓ હતાં અને બાકીના ૧૦,૬૪૦ વિષે કાંઇ ખાસ માહિતી નથી. મીલોની ઓથોરાઇઝડ કેપીટલ લગભગ ૨૨,૯૧ ૫૯,૫૬૦ રૂપિયાની હતી જેમાં સોનાનાં ચલણની કેપીટલ પોંડ ૫૧૬,૦૭૮ નો સમાવેશ થયેલ છે. રૂપિયાની કેપીટલમાંથી ૮૩,૮૦,૬૮૬ રૂપિયાની થાપણ ભરાઇ હતી અને પૌંડની કેપીટલમાંથી ૩૨૫ પૌંડ ભરાયેલ હતી. વળી ૪૧ ઓએ રૂ. ૩,૦૭,૮૫,૬૦૦ ની ડીબેન્ચર્સ કાઢેલ છે. ખાનગી આશ્રામ. ૩૬ મીલોમાંની ૨૫ મીલોએ પોતાની ટલની રકમ જણાવેલ નથી. પણ તે રૂ. ૨૦ કરોડની ગણી શકાય આ પ્રમ ઓથેરાઇઝડ કેપીટલ અને ડીબેન્ચર્સ લગભગ રૂ. ૨૮ કરોડ છે જેમાંના રૂ. ૨૧ ભરાએલ છે. બ્રીટીશ ઇન્ડીઆમાં ૧૯૧૫-માં સુતરની કુલ્લ નિપજ અને નિકાસના નીચે પ્રમાણે હતા :—

| નં. ૫ થી ૨૫ (રતલ) | નં. ૨૫ થી ઉપર, (રતલ) |
|---|---|
| ૬૨૪,૪૭૪,૪૭૪. | ૫૮,૦૨૯,૬૬૩ |

| વેસ્ટ (રતલ) | નિપજ (રતલ) | નિકાસ (રતલ) |
|---|---|---|
| ૬૫૦,૫૬૨ | ૬,૮૩,૧૫૪,૬૯૯ | ૧૬૮,૧૦૬,૨ |

૧૯૧૫-૧૬ માં નિપજ લગભગ ૬ લાખ રતલની હતી જ્યારે ૧૯૧૪-૧૫ ૬૧૫૦ લાખ રતલની હતી અને ઉદ્યોગ કરીને મુંબઇમાં છે. મીલો મુખ્યત્વે કર કોરો માલ અને સફેદ માલ કાઢે છે જેના આંક નીચે પ્રમાણે:—

| | ૧૯૧૫-૧ |
|---|---|
| શટીંગ અને લોન્ગ કલોથ | ૯૩,૨૦૦,૨૦ |
| ધોતીયા | ૬૬,૬૨૫,૦૯ |
| ઘરગતુ પરચુરણ કાપડ | ૩૨,૩૪૫,૫૫ |
| ચાદર | ૨૫,૦૦૩,૭૩ |

શણની મીલો —તેના ૧૯૧૫-૧૬ ના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| મીલોની સંખ્યા. | ઓથેરાઇન્ડ કેપીટલ. (રૂ. ૧,૦૦,૦૦૦) | રોકવામાં આવેલ માણસો. (૧,૦૦૦) | લુમો. (૧,૦૦૦) | સ્પીન્ડલ્સ (૧,૦૦ |
|---|---|---|---|---|
| ૭૦ | ૧,૩૩૬-૬ | ૨૫૪-૧ | ૩૯-૯ | ૮૧૨- |

| ગુણી. (૧,૦૦૦,૦૦૦) | ગુણપાટ. (વાર ૧,૦૦૦,૦૦૦) | કિંમત. (રૂ. ૧,૦૦૦,૦૦) |
|---|---|---|
| ૭૯૪-૧ | ૧,૧૯૨-૩ | ૩,૭૯૭-૮ |

મેંગેનીઝ:—આ ઉદ્યોગ હજી શરૂઆતની સ્થિતિમાં છે. તેની ઉપજ ૧૯૧૫ માં મેરવારામાં (રજપુતાના) ૫૫ ટનની અને કાળ હાન્ડીમાં (બીહાર અને ઓરીસા) ૧૯ ટનની હતી.

આયર્ન ઓર:—ધી તાતા આયર્ન સ્ટીલ કંપનીની નિપજ ૧૯૧૫ માં ૩,૦૦,૦૦૦, ટન હતી ધી બંગાળ આયર્ન સ્ટીલ વર્કર્સને બંગાળ અને છોટા નાગપુરમાંથી 'ઓર' પુરો પાડવામાં આવે છે. હિંદુસ્તાનના બીજા ભાગોમા આ ઉદ્યોગ ઘણુંજ નાના પાયા ઉપર ચલાવવામાં આવે છે.

ખેતી:—લડાઇને લીધે આ દિશામા હિંદુસ્તાને સારી પ્રગતિ કરી લાગે છે. કારણ કે અનાજ વિગેરેના ભાવો વધી જવાથી ખેડવામા આવેલી જમીનમા ઘણો વધારો થયો છે ૧૯૧૬-૧૭ ના આંકડા ઉપરથી માલમ પડે છે કે ખેડવામા આવેલી જમીનમાં ૧૦,૦૦૦,૦૦૦ એકર એટલે કે લગભગ ૪ ટકાનો વધારો થએલ છે. ખોરાકના પાકમા ચોખા અને ચણા માટેની જમીનમાં દરેકમા ૨,૦૦૦,૦૦૦ એકરનો વધારો થયો અને ઘઉં અને બાજરી માટેની જમીનમા દરેકનાં ૧,૦૦૦,૦૦૦ એકરનો વધારો થયો જ્યારે જુવાર માટેની જમીનમા (ખાસ કરીને મદ્રાસમાં) ૧,૦૦૦,૦૦૦ એકરનો ઘટાડો થયો. ખોરાકની ચીજો સિવાયની ચીજોના પાકમા રૂ માટેની જમીનમાં ૨,૫૦૦,૦૦૦ એકરનો કાળી માટીની જમીનમા ૫૦૦,૦૦૦ એકરનો અને ખડ વિગેરે માટેની જમીનમા ૧,૦૦૦,૦૦૦ એકરનો વધારો થયો. ૧૯૧૫—૧૬ કરતા 'ઇરીગેટેડ' જમીનમાં લગભગ ૩૦ લાખ એકરનો વધારો થયો છે

---

૧૯૧૮ ના એપ્રીલથી ઓગસ્ટ સુધીના પાચ મહિનામા હિન્દુસ્તાનની મીલોમાં ૨૬૦૦ લાખ રતલ સુતર બનાવવામાં આવ્યું હતુ અને ૧૬૩૦ લાખ રતલ કાપડ કાઢવામાં આવ્યું હતું જ્યારે ગયે વર્ષે તેટલાજ અરસામાં ૨૮૮૦ લાખ રતલ સુતર બનાવવામાં આવ્યું હતું અને ૧૬૭૦ લાખ રતલ કાપડ કાઢવામાં આવ્યું હતું. ૧૯૧૮ ના એપ્રીલથી ઓગસ્ટ સુધી કાઢવામાં આવેલ માલની કિંમત લગભગ ૨૦ કરોડ રૂપિયાની હતી જ્યારે ૧૯૧૭ માં તે રૂ. ૧૧ કરોડની હતી.

---

## હિંદુસ્તાનમાં જસત ગાળવાનો ઉદ્યોગ.

ગયા વર્ષના જમો કોરપોરેશનના રીપોર્ટમા ધાતુ ગાળવાના ઉદ્યોગના સંબંધમાં ઇસારો કરવામા આવેલ છે એમ જણાય છે કે સ્પેલ્ટર અને સલ્ફ્યુરીક એસીડ બનાવવા સારૂ બોડવીન ખાતેની ખાણોની જસત ઉપયોગમા લેવા માટે હિન્દુસ્તાનમા જસત ગાળવાનાં અને સલ્ફ્યુરીક એસીડના કારખાનાઓ સ્થાપવામા મદદ કરવા માટે ના હિન્દી સરકાર સાથે તેઓએ લાંબા વખત સુધી પત્રવ્યવહાર કરેલ છે. કારખાનાંઓ ઉભા કરવા નાણાની મદદ માટે નામદાર સરકારને અરજ કરવામાં આવી હતી અને હિન્દ માટેના અંડર સેક્રેટરી ઓફ સ્ટેટ તરફથી કોરપોરેશનને એક કાગળ મળ્યો હતો જેમાં સરકારી નાણાં મીરવા માટે સરતો જણાવવામા આવી હતી. કાગળમાં જણાવવામા આવ્યું છે કે જસત ગાળવાનો અને એસીડ બનાવવાનો ઉદ્યોગ કોરપોરેશનના ખાણોના કામકાજનેજ લગતો હોવાથી મી. મોન્ટેગ્યુએ આ સરતોમા કોરપોરેશનને નવી 'માઇનીંગ લીઝ' આપવા માટેની સરતોનો સમાવેશ કરવાનું નક્કી કરેલ છે.

## સરકારી મદદની સરતો.

કાગળમા આગળ ચાલતા જણાવવામાં આવ્યું છે કે જો કોરપોરેશન પોતે જસત ગાળવાનાં અને એસીડનાં કારખાનાંઓ ઉભા કરવાની વધા ચલાવવાની જોખમદારી લેતી

---

હોય તો નીચેની શરતો ઉપર નાણું ધીરવામાં આવશે:—

(૧) ત્રીશ વર્ષને માટે નવી માઇનીંગ લીઝ આપવામાં આવશે જેની ઉપર ખાણના મોઢા આગળ ધાતુની કીંમતના ત્રીસ ટકા ઉપર ૨½ ટકા લેખે 'રોયલ્ટી' લેવામાં આવશે.

(૨) જસત ગાળવાના અને એસીડનાં કારખાનાઓની કિંમતની અડધી કિંમત પૌંડ ૨૦૦,૦૦૦ સુધી ૫½ ટકાના વ્યાજે ધીરવામાં આવશે.

(૩) દશ વર્ષ પછી પાંચ વાર્ષિક હફતામાં ધીરેલી રકમ પાછી ભરી દેવી.

(૪) કારખાનાઓ ઉપર 'ફર્સ્ટ મોર્ટગેજ'થી લોન આપવામાં આવશે.

(૫) જો જરૂર લાગે તો નવા કારખાનાઓ માટે જમીન નામદાર હિન્દી સરકાર બર્મા કોરપોરેશનને ખર્ચે લેશે

(૬) બંગાળ નાગપુર રેલ્વે મારફત સર સામાન લઇ જવા માટે મેસર્સ તાતા સન્સની સાથે કરેલી શરતોજ બર્મા કોરપોરેશનને લાગુ પડશે.

(૭) નવાં કારખાનાઓની કોઇ પણ બનાવટની 'મોનોપોલી' મળે એવી કાઇ પણ ગોઠવણ બર્મા કોરપોરેશન કરી શકે નહિ.

(૮) જ્યાં સુધી ધીરેલાં નાણાં ભરી દેવામાં ન આવે ત્યાં સુધી નામદાર હિન્દી સરકાર પોતાના ખપને માટે બર્મા કોરપોરેશન પાસેથી બીજા વેપારીઓને જે ઓછામાંઓછા ભાવે માલ વેચવામાં આવે તે ભાવથી માલ ખરીદી શકે.

કોરપોરેશનની બોર્ડ નામદાર સરકારની આ સરતો સંતોષકારક જણાવે છે અને તેઓએ હિન્દુસ્તાનમાં જસતના કારખાનાઓ ઉભા કરવાનું નક્કી કરેલ છે. ખરેખર બોર્ડને માટે આ એક ઘણુંજ મોટું સાહસ છે કારણ કે જસત ગાળવાનો ઉદ્યોગ ધાતુના ઉદ્યોગમાં સહુથી મુશ્કેલ છે અને વળી અહિં તે તદ્દન નવોજ છે. અહિં સોંઘી મજુરી મેળવી શકાશે તોપણ પરદેશથી માણસો બોલાવવાની જરૂર પડશે.

---

મુંબઇ ઇલાકાના (જેમાં સીંધ અને દેશી રાજ્યોનો સમાવેશ કરવામાં આવેલ છે) રૂના પાકનો તા. ૧-૧૨-૧૮ સુધીનો અડસટો ખેતીવાડી ખાતા તરફથી પ્રકટ કરવામાં આવેલ છે.

આગલી અને હાલની રૂની જાતના પાક માટે નીચે પ્રમાણે જમીન રોકાએલી છે:—

| | બ્રીટીશ હદમાં | દેશી રાજ્યોની. હદમાં |
|---|---|---|
| | એકર | એકર |
| મુંબઇ ઇલાકો | ૩,૦૬૪,૦૦૦ | ૨,૩૫૦,૦૦૦ |
| સીંધ | ૨૬૪,૦૦૦ | ૬,૦૦૦ |
| | ૩,૩૨,૮,૦૦૦ | ૨,૩૫૬,૦૦૦ |

કુલ ૫,૬૮૪,૦૦૦ એકર.

ગયા વર્ષ કરતા આ આંકડો ૨૬·૩ ટકાનો ઘટાડો બતાવે છે અને દસ વર્ષની સરેરાસ કરતાં ૭ ૪ ટકાનો ઘટાડો બતાવે છે. ખેડા, પંચમહાલ તથા સુરતમાં રૂના ઉંચા ભાવને લીધે તેમજ બીજા પાકને માટે વરસાદ ઘણો થોડો હોવાને લીધે રૂના પાક માટે વધારે જમીન રોકાએલી છે. આ વધારો તેમજ બીજાપુરમા પાછલા વખતમાં સારો વરસાદ થવાથી થએલો વધારો બીજા ભાગોમાં વરસાદની અછતને લીધે થએલા ઘટાડાને પુગી વળે તેમ નથી. કેટલાક ભાગોમાં ખોરાક તથા ઘાસ ચારાની વધારે જરૂર હોવાથી તેના પાક તરફ વધારે ધ્યાન આપવામા આવેલ હોવાથી રૂના પાકમાં ઘટાડો થયેલ છે. સીંધમાં ખાસ કરીને થાર તથા પારકરમાં વધારો થએલ છે અને તેનું કારણ રૂના ઉંચા-ભાવ છે.

ઋતુ:—ગુજરાતમાં શરૂઆતથીજ વરસાદની અછત તથા ઓકટોબરમા સખત ગરમીને લીધે પાકને નુકસાન થએલ છે. દક્ષિણમાં લાંબા વખત સુધી વરસાદ ન આવવાથી પાકને

નુકસાન થયું પરંતુ ઓગસ્ટમાં વરસાદ થવાથી પાક કંઇક સુધર્યો પણ વળી સપ્ટેમ્બરમાં વરસાદ નહિ થવાથી પાછી પાક ઉપર માઠી અસર થઇ. પૂર્વ ખાનદેશમાં પાક સાધારણ સારો છે. કર્ણાટકમાં વરસાદ થોડો થવાને લીધે વાવેતર મોડું શરૂ થએલ હતું પરંતુ ત્યાર બાદ પાક સારો થએલ છે અને ખાસ કરીને ધારવારમાં હાલનો વરસાદ ફાયદાકારક નીવડયો છે. બેલગામ અને બીજાપુરમાં હજી વરસાદની જરૂર છે. સીંધમાં ઓકટોબરની સખત ગરમીને લીધે અને નવેમ્બરમાં ઠંડીની અછતને લીધે પાકને નુકસાન થએલ છે.

નિપજ:—ઉપર જણાવેલા કારણોને પરિણામે ઉત્તર ગુજરાત તથા કાઠીયાવાડમાં સામાન્ય વર્ષના પાકના ૧૬ થી ૩૩ ટકા અને દક્ષિણ ગુજરાતમાં ૩૩ થી ૬૫ ટકાનો પાક લગભગ ઉતરશે. પૂર્વ ખાનદેશ અને 'ડેકન' ના દક્ષિણ ભાગમાં ૫૦ થી ૬૫ ટકા પાક થશે અને બીજા ભાગોમાં ૧૫ થી ૪૦ ટકા. કર્ણાટકમાં બીજાપુર ખાતે અને બેલગામના પૂર્વના ભાગોમાં ૩૦ થી ૬૫ ટકા પાક ઉતરવાની વકી રાખવામાં આવે છે અને બીજા ભાગોમાં ૬૫ થી ૮૫ ટકા. સીંધમાં થાર અને પારકર ખાતે ૭૫ ટકા અને બીજા ભાગોમાં ૪૦ થી ૬૦ ટકા પાકની વકી છે.

કુલ નીપજનો અડસટો નીચે પ્રમાણે —

| | બ્રીટીશ હદ. | દેશી રાજ્યોની હદ. |
|---|---|---|
| | ગાંસડી | ગાંસડી |
| મુંબઇ ઇલાકો ... | ૪,૩૫,૦૦૦ | ૧,૯૫,૦૦૦ |
| સીંધ .. ... | ૯૬,૦૦૦ | ૨,૦૦૦ |
| | ૫,૩૧,૦૦૦ | ૧,૯૭,૦૦૦ |

કુલ... ૭,૨૮,૦૦૦ ગાંસડી.

આ નીપજ ગયા વર્ષ કરતાં ૫૨·૬ ટકાનો અને દસ વર્ષની સરેરાશ કરતાં ૪૭·૬ ટકાનો ઘટાડો બતાવે છે.

જૂદી જૂદી જાતો પ્રમાણે જમીન અને નિપજ નીચે પ્રમાણે :—

| જાત | જમીન એકર. | નિપજ ગાંસડી. |
|---|---|---|
| બંગાળ રજપુતાના. | ૨૯,૯૯૬ | ૫,૪૫૬ |
| ધોલેરા ... ... | ૧,૬૩૦,૬૦૦ | ૧૦૫.૪૦૩ |
| ભરૂચ ... ... | ૧,૨૯૮,૫૦૪ | ૧૫૫,૯૬૦ |
| ખાનદેશ ... | ૧.૨૮૦,૭૮૭ | ૧૪૨,૫૭૮ |
| બારસી અને નાગર. | ૫૯,૬૮૨ | ૩,૩૫૦ |
| વેસ્ટર્ન્સ ... | ૨૬૩,૮૭૫ | ૩૮,૨૭૨ |
| કુમ્તા અને ધારવાર. | ૮૮૦,૦૮૪ | ૧૭૯,૫૭૩ |
| સીંધી ... ... | ૨૬૯,૮૩૪ | ૯૭,૮૯૫ |
| | ૫,૬૯૩,૨૯૨ | ૭૨૮,૪૮૭ |

સ્થળવાર કુલ નીપજ નીચે પ્રમાણે—

| | |
|---|---|
| ગુજરાતનાં બ્રીટીશ જીલ્લાઓ તથા દેશી રાજ્યો ... ... | ૩૭ ટકા |
| દક્ષિણ ... ... ... | ૨૫ ,, |
| કર્ણાટક ... ... ... | ૨૫ ,, |
| સીંધ... ... ... ... | ૧૩ ,, |
| | ૧૦૦ |

મુંબઇ ઇલાકાના (જેમાં સીંધ અને દેશી રાજ્યોનો સમાવેશ કરવામાં આવેલ છે) ચોખાના પાકનો તા ૨૦-૧૧-૧૮ સુધીનો અડસટો ખેતીવાડી ખાતાં તરફથી પ્રકટ કરવામાં આવેલ છે.

ચોખાના પાક માટે નીચે પ્રમાણે જમીન રોકાએલી છે.—

| | બ્રીટીશ હદ. | દેશી રાજ્યોની હદ. |
|---|---|---|
| | એકર. | એકર. |
| મુંબઈ ઇલાકો | ૧,૪૫૧,૦૦૦ | ૫૩૨,૦૦૦ |
| સીંધ | ૮૬૮,૦૦૦ | ૮,૦૦૦ |
| | ૨,૩૧૯,૦૦૦ | ૫૪૦,૦૦૦ |

કુલ ૨,૮૫૯,૦૦૦ એકર.

આ આંકડો ગયા વર્ષ કરતાં ૨૪ ટકાનો ઘટાડો અને બ્રીટીશ હદ માટેનો આંકડો દશ વર્ષની સરેરાશ કરતાં ૧૫ ટકાનો ઘટાડો બતાવે છે. આ ઘટાડો જો કે સામાન્ય છે પરંતુ ખાસ કરીને ગુજરાતમાં તે ધ્યાન ખેંચે તેવો છે કારણ કે ત્યાં વરસાદની અછતને લઇને ગયા વર્ષના ચોથા ભાગ કરતાં પણ ઓછી જમીન ઉપર ચોખા ઉગાડવામાં આવેલ છે.

ઋતુઃ—દરેક સ્થળે વરસાદની તંગીને લીધે પાકને નુકસાન પહોંચેલ છે ગુજરાતમાં દક્ષિણ અને કર્ણાટકમાં નીચાણ વાળી જમીનમાં પાક સાધારણ સારો છે અને બીજા ભાગોમાં વરસાદની તંગીને લીધે પાક ઘણોજ થોડો થએલ છે. કોનકનમાં ખારી જમીનમા પાક તદ્દન નિષ્ફળ થએલ છે. સીંધમાં પાણીની તંગીને લીધે પાકને નુકસાન થએલ છે.

નિપજ—ઉપર જણાવેલી સ્થિતિને લઇને દક્ષિણ ગુજરાત અને દક્ષિણમાં પાક સાધારણ વર્ષના ૨૫ થી ૫૮ ટકા જેટલો થએલ છે. કર્ણાટકમાં બેલગામ ખાતે પાક લગભગ ૫૦ ટકા અને બીજા ભાગોમાં ૨૦ થી ૪૦ ટકા થએલ છે. કોનકનના દક્ષિણ ભાગમાં ૩૫ થી ૬૫ ટકા પાક ઉતરવાની વકી છે. સીંધમાં હૈદ્રાબાદ નવાબશાહ, થાર અને પારકર ખાતે ૫૦ ટકા અને બીજા ભાગોમાં ૪૨ ટકા પાક થએલ છે. કુલ નીપજનો અડસટો નીચે પ્રમાણે

| | બ્રીટીશ જીલ્લા. | દેશી રાજ્યો. |
|---|---|---|
| | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| મુંબઇ ઇલાકો | ૫,૮૩૫,૦૦૦ | ૨૪,૨૨,૦૦૦ |
| સીંધ ... | ૪૭,૦૧,૦૦૦ | ૫૪,૦૦૦ |
| | ૧,૦૫,૩૬,૦૦૦ | ૨૪,૭૬,૦૦૦ |

કુલ ૧,૩૦,૧૨,૦૦૦ હંડ્રવેટ.

આ નીપજ ગયા વર્ષની નીપજ ક ૫૭·૪ ટકાનો ઘટાડો બતાવે છે. અને વર્ષની સરેરાશ નીપજ કરતાં તે ૫૪ ટ ઘટાડો બતાવે છે.

---

મુંબઇ ઇલાકાના ( જેમાં સીંધ અને દે રાજ્યોનો સમાવેશ કરવામાં આવેલ છે ગળીના પાકનો તા. ૨૦–૧૧–૧૮ સુધી અડસટો ખેતીવાડી ખાતા તરફથી પ્રગટ ક વામાં આવેલ છે.

ગળીના પાક માટે કુલ જમીન ન પ્રમાણે રોકાએલી છે.— એ

| | |
|---|---|
| બ્રીટીશ તાલુકા ... ... | ૨,૩ |
| દેશી રાજ્યો... .. ... | ૫,૩ |
| કુલ ... | ૭,૬૦ |

આ આંકડો ગયા વર્ષ કરતાં ૩૪·૬ ટકાન અને દશ વર્ષની સરેરાશ કરતાં ૩૨ ટકાન ઘટાડો બતાવે છે. ગળીનું વાવેતર માત્ર સીંધમ બે તાલુકામાં તથા ખૈરપુર સ્ટેટમાંજ કરવામ આવે છે. પાણીની તંગીને લઇને જમીનમ ઘટાડો થએલ છે.

ઋતુ—પાણીની તંગીને લીધે પાકને નુક સાન થએલ છે અને બ્રીટીશ તાલુકાઓમાં સામાન્ય પાકના ૫૦ ટકા અને ખૈરપુર સ્ટેટમ લગભગ ૨/૩ પાક થવાનો સંભવ છે.

નિપજ.—કુલ નિપજ લગભગ નીચે પ્રમાણે થશે :—

| | હંડ્રવેટ. |
|---|---|
| બ્રીટીશ તાલુકા ... ... | ૩૮૬ |
| દેશી રાજ્યો ... ... | ૭૪૩ |
| | ૧,૧૨૯ |

આ આકડો ગયા વર્ષની નીપજ કરતા ૩૬·૩ ટકાનો ઘટાડો બતાવે છે.

---

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત.

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે, તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ નવેમ્બર માસ દરમ્યાન કેટલી આયાત થઈ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કિંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરસની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કિંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત. | ઇ. સ. ૧૯૧૮ ના નવેમ્બર માસમાં થયેલી આયાત. | | ૧૯૧૮ ની પહેલી ઓકટોબર સુધી થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. | જથ્થો. | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. |
| | હંડ્રવેટ | રૂ. આ. | હંડ્રવેટ | રૂ. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ૬ | ૧૮-૮ | ૬ | ૧૮-૮ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૧,૪૯૧ | ૨૭—૪ | ૪,૫૮૮ | ૨૮—૪ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી અથવા જાપાનની | ......... | ......... | ......... | ......... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૩,૭૪,૬૨૨ | ૧૫-૪ | ૧૦,૩૩,૮૭૬ | ૧૫—૮ |
| ,, ,, જાવાની અથવા જાપાનની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૧,૦૩,૫૬૩ | ૧૩-૧૨ | ૨,૦૬,૭૮૮ | ૧૩-૧૨ |
| ,, ,, જાવાની અથવા જાપાનની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ......... | ......... | ......... | ......... |
| ,, ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી જાતી | ૯૭,૮૯૬ | ૧૫-૧૨ | ૧,૪૯,૦૪૫ | ૧૬—૦ |

## IMPORTS OF SUGAR.

## ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ઑકટોબર મહિનામાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ. | બીટની ખાંડ. | | ચોરડીની ખાંડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૭ | ૧૯૧૮ | ૧૯૧૭ | ૧૯૧૮ | ૧૯૧૭ | ૧૯૧૮ |
| | હંડ્રવેટ. | હંડ્રવેટ | હંડ્રવેટ. | હંડ્રવેટ: | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| બંગાળા | ... | ... | ૪,૦૭,૪૪૨ | ૫,૪૨,૭૯૭ | ૪,૦૭,૪૪૨ | ૫,૪૨,૭૯૭ |
| મુંબઇ | ... | ... | ૨,૮૭,૪૬૯ | ૧,૦૨,૯૭૦ | ૨,૮૭,૪૬૯ | ૧,૦૨,૯૭૦ |
| સિંધ | ... | ... | ૬૬૭ | ૭૬ | ૬૬૭ | ૭૬ |
| મદ્રાસ | ... | ... | ૧,૦૨,૪૨૮ | ૧,૩૮,૬૮૫ | ૧,૦૨,૪૨૮ | ૧,૩૮,૬૮૫ |
| બર્મા | ... | ... | ૩૪,૫૮૮ | ૩૩,૨૦૧ | ૩૪,૫૮૮ | ૩૩,૨૦૧ |
| કુલ. | ... | ... | ૮,૩૨,૫૯૪ | ૮,૧૭,૭૨૯ | ૮,૩૨,૫૯૪ | ૮,૧૭,૭૨૯ |

# IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૮ ના ઑકટોમ્બર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| મ્યુલ ઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૨,૧૮,૮૪૮ | ૫,૮૨,૦૫૯ | ......... | ૨૦,૦૦૦ | ૨૮,૦૦૦ | ૧,૪૪૮,૭૦૭ |
| નં. ૪૧ થી ૫૦ | .. ...... | ૪,૪૪,૧૧૮ | ......... | ૧૭,૭૫૦ | ........ | ૪,૬૧,૮૬૭ |
| નં. ૫૦ થી ઉપર | ૧,૪૭,૧૫૦ | ૧,૭૯,૪૫૯ | ......... | ......... | ......... | ૩,૨૬,૬૦૮ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું નં. ૩૧ થી ૪૦ | ૮૭,૫૧૪ | ૩૪,૩૧૦ | ...... .. | ૧૩,૬૦૦ | ........ | ૧,૪૫,૫૦૯ |
| નં. ૪૧ થી ૫૦ | ૩૩૦ | ૨,૨૪૦ | ......... | ૧૪,૮૦૦ | ૪,૭૬૯ | ૨૨,૧૩૯ |
| નં. ૫૦ થી ઉપર | ...... | ૧,૩૨૦ | . ....... | ૧૭,૫૫૦ | ......... | ૧૮,૮૭૦ |
| ટોટલ | ૧૦,૫૩,૮૪૨ | ૧૨,૪૩,૫૦૬ | ......... | ૮૩,૭૦૦ | ૪૩,૬૫૪ | ૨૪,૨૪,૭૦૨ |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોટ, મુંબઇ.

# SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૮ ના સપટેમબર માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથ સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

| | સુતર | (રતલ) |
|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૭ | ૧૯૧૮ |
| મુંબઇ | ૩,૫૮,૬૦,૮૩૭ | ૩,૯૩,૦૧,૯૨૫ |
| મદ્રાસ | ૩૫,૫૬,૩૬૧ | ૩૬,૧૪,૬૯૨ |
| બંગાળા | ૨૫,૨૭,૯૭૭ | ૨૬,૫૯,૦૧૪ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | ૩૨,૨૩,૩૪૧ | ૨૭,૩૮,૬૪= |
| અજમેર મેવાડ | ૬૯,૫૨૮ | ૧,૮૦,૭૦૮ |
| પંજાબ | ૨,૯૮,૩૩૧ | ૩,૫૧,૦૨૨ |
| દીલ્હી | ૩,૫૩,૮૨૦ | ૨,૭૦,૭૩૩ |
| મધ્ય પ્રાંતો તથા બિરાર | ૨૭,૩૩,૦૩૨ | ૨૮,૧૧,૭૩૨ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૪,૮૬,૨૩,૨૨૭ | ૫,૧૯,૨૮,૪૭૫ |
| દેશી રાજ્યો | ૨૭,૯૩,૩૪૭ | ૨૮,૪૪,૮૫૬ |
| એકંદર કુલ | ૫,૧૪,૧૬,૫૭૪ | ૫,૪૭,૭૩,૩૩૧ |

કાપડ

| | | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | | | |
| મુંબઇ | રતલ | ૨,૮૮,૩૨,૧૯૦ | ૨,૨૨,૨૬,૫૧૪ |
| | વાર | ૧૨,૮૮,૫૨,૧૬૫ | ૯,૩૮,૩૪,૨૧૫ |
| મદ્રાસ | રતલ | ૧૨,૮૮,૨૦૧ | ૯,૪૮,૨૪૮ |
| | વાર | ૩૨,[illegible]૨,૫૪૭ | ૨૨,૫૫,૯૫૧ |
| બંગાળ | રતલ | ૪,૧૬,૧૦૧ | ૫,૧૪,૬૩૪ |
| | વાર | ૨૨,૮૫,૦૩૧ | ૨૭,૩૨,૬૦૩ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | ૧૧,૧૦,૭૯૭ | ૯,૩૧,૮૬૪ |
| | વાર | ૩૧,૭૦,૩૪૫ | ૨૪,૦૬,૨૬૨ |
| અજમેર મેવાડ | રતલ | ૫૫,૪૨૧ | ૯૬,૬૭૪ |
| | વાર | ૧,૮૫,૯૩૩ | ૩,૬૨,૬૭૭ |
| પંજાબ | રતલ | ૭૪,૯૭૮ | ૩૬,૯૭૦ |
| | વાર | ૨,૪૬,૦૨૧ | ૧,૫૨,૭૬૨ |
| દીલ્હી | રતલ | ૬૪,૩૩૧ | ૯૯,૧૭૮ |
| | વાર | ૯૧,૨૧૩ | ૧,૫૨,૦૪૪ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૨,૦૪,૫૬૬ | ૧૨,૦૮,૫૫૦ |
| | વાર | ૪૭,૦૦,૧૫૨ | ૪૮,૫૬,૦૦૩ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૩,૩૦,૫૩,૫૮૫ | ૨,૬૦,૬૫,૬૩૨ |
| | વાર | ૧૪,૨૭,૪૩,૪૦૭ | ૧૦,૬૭,૫૨,૫૧૭ |
| દેશી રાજ્યો | રતલ | ૬૭,૪૪,૬૧૦ | ૬૧,૧૨,૫૩૮ |
| | વાર | ૩,૪૬૦ | ૪,૨૭૯ |
| એકંદર (ટોટલ) | રતલ | ૩,૪૭,૨૪,૯૭૭ | ૨,૭૭,૨૫,૨૨૧ |
| | વાર | ૧૪,૯૪,૮૮,૦૧૭ | ૧૧,૨૮,૬૫,૦૫૫ |

# JOINT-STOCK COMPANIES

## જૉઇન્ટ-સ્ટૉક કંપનીઓ.

### ટેબલ પહેલું.

માઈસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ અને જે ઓક્ટોબર ૧૯૧૮ ની સાલમાં રજીસ્ટર થઇ હતી. જેની વીગત નીચે લખવામાં આવી છે.

| જાત. | ઓક્ટોબર ૧૯૧૭ સંખ્યા. | ઓક્ટોબર ૧૯૧૭ થાપણુ રૂ. ૧,૦૦૦ | ઓક્ટોબર ૧૯૧૮. સંખ્યા. | ઓક્ટોબર ૧૯૧૮. થાપણુ. રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| બેંકીંગ અને લોન ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૭ | ૨,૦૦ | ૧ | ૨૦ |
| ટ્રેડીંગ:— | | | | |
| ૨. પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૧ | ૨૦ | ... | ...... |
| ૩. બીજાઓ. | ૭ | ૧૨,૮૦ | ૬ | ૧,૫૨૦ |
| મીલો અને પ્રેસો:— | | | | |
| ૪. કોટન મીલો. | ૧ | ૩૫,૦૦ | ... | ...... |
| ૫. રાઈસ મીલો. | .. | .. | ૧ | ૪,૫૦૦ |
| ૬. બીજી મીલો અને પ્રેસો. | ૧ | ૧,૬૦ | ... | ...... |
| ચા અને બીજી વાવેતર કુાં—: | | | | |
| ૭. ચા. | ૫ | ૯,૨૦ | ૧ | ૪,૨૦ |
| ૮. બીજાઓ. | ... | ... | ૧ | ૧,૦૦ |
| ૯. ખાણો અને પત્થરની ખાણો કોલસો. | ૧ | ૨,૫૦ | ૨ | ૭,૦૦ |
| ૧૦. બીજીઓ. | ૧ | ૧,૦૦૦ | ... | ...... |
| કુલે. | ૧૯ | ૭,૩૩૦ | ૧૨ | ૭,૨૬૦ |

### ટેબલ બીજું.

માઈસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ અને જે સાત મહિનાની અંદર રજીસ્ટર થઇ હતી એટલે કે એપ્રીલથી આકટોબર ૧૯૧૮ અને ૧૯૧૭ ના આગલા વર્ષ સરખાવતાં જેની વીગત નીચે મુજબ આપવામાં આવી છે.

## એપ્રીલથી અકટોબર ૧૯૧૭, અને એપ્રીલથી અકટોબર ૧૯૧૮.

| જાત. | સંખ્યા. | થાપણ. રૂ. ૧,૦૦૦ | સંખ્યા. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| બેંકીંગ લોન અને ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૨૨ | ૨૧,૧૫ | ૧૨ | ૨૬,૯૩ |
| ૨. ઇન્સ્યુરન્સ. | ...... | ...... | ૧ | ૧૦,૦૦ |
| ટ્રેડીંગ. | | | | |
| ૩. રેલ્વેઝ અને ટ્રામો. | ૩ | ૨૮,૦૦ | ...... | ...... |
| ૪. કોઓપરેટીવ એસોસીએશન | ૧ | ૩,૫૦ | ૧ | ૨૦ |
| ૫. શીપીંગ, લેન્ડીંગ અને વેર હાઉસીંગ. | ૧ | ૫,૦૦ | ...... | ...... |
| ૬. પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૯ | ૪,૧૦ | ૭ | ૫,૧૯ |
| ૭. બીજાઓ. | ૪૯ | ૧,૩૯,૧૨ | ૬૦ | ૨,૦૮,૩૫ |
| મીલો અને પ્રેસો. | | | | |
| ૮. કોટન મીલો. | ૧ | ૩૫,૦૦ | ૩ | ૫૧,૦૦ |
| ૯. ઉન, રેશમ, અને શણની મીલો વગેરે. | ૧ | ૧,૦૦ | ...... | ...... |
| ૧૦. પેપર મીલો. | ૧ | ૨,૦૦ | ૧ | ૫,૦૦ |
| ૧૧. રાઇસ મીલો. | ૨ | ૧,૭૦ | ૨ | ૯૦,૦૦ |
| ૧૨. સો એને ટીમ્બર મીલ. | ...... | ...... | ૧ | ૧૦,૦૦ |
| ૧૩. બીજી મીલો અને પ્રેસો. | ૨ | ૧૬,૬૦ | ૨ | ૭,૦૦ |
| ચા અને બીજી વાવેતર કંપનીઓ. | | | | |
| ૧૪. ચા. | ૨૦ | ૪૪,૧૩ | ૧૮ | ૪૨,૬૦ |
| ૧૫. કોફી અને સીંકોના. | ૧ | ૩,૦૦ | ...... | ...... |
| ૧૬. બીજાઓ. | ૪ | ૫,૪૮ | ૬ | ૧૯,૯૦ |
| ખાણો અને પથ્થરની ખાણો. | | | | |
| ૧૭. કોલસો. | ૬ | ૧૬,૫૦ | ૬ | ૧૮,૫૦ |
| ૧૮. બીજાઓ. | ૫ | ૫૬,૫૦ | ૮ | ૩૨,૧૮ |
| ૧૯. જમીન અને બાંધકામ. | ૧ | ૧,૦૦ | ૧ | ૬,૦૦ |
| ૨૦. જવનો દારૂ. | ૧ | ૧,૮૮ | ૨ | ૧,૭૨ |
| ૨૧. બરફ બનાવવાનું કારખાનું. | ૧ | ૬૦ | ...... | ...... |
| ૨૨. શાકર બનાવવાનું કારખાનું. | ...... | ...... | ૧ | ૪,૦૦ |
| ૨૩. ઉપર જણાવ્યા શીવાયની બીજી કંપનીઓ. | ૬ | ૩૨,૩૫ | ૫ | ૩૭,૫૫ |
| કુલ. ... ... | ૧૩૮ | ૪,૨૪,૧૧ | ૧૩૭ | ૫,૭૬,૧૨ |

આરસેલ્સની રંગીન, લા દીઓ સફાઇદાર અને મજબુત.

## ટેબલ ત્રીજું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્તાનમાં સંયુક્ત થયેલી જોઇન્ટ સ્ટોક કંપનીઓ ૧૯૧૮ ઓકટોબર મહિનામાં રજીસ્ટર થઇ હતી જેની સંપૂર્ણ વિગત નીચે પ્રમાણે છે.

| નં૦ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧. બેંકીંગ, લોન, અને ઇન્સ્યુરન્સ | | | |
| ૧. બેકરગોનજ લોન કું. .. | બારીસલ, બંગાલ. | ધીરધાર. | ૨૦,૦૦૦ |
| ૨. ટ્રેડીંગ. | | | |
| ૨ ઇનસેલ અને સીલ્ક... ... | કલકત્તા. | સેનીટરસ એનજીનર્યસ અને પલમ્બરો વગેરે. | ૩,૨૫,૦૦૦ |
| ૩. રેડ રોસ કું. ... ... | જલપૈગુરી,બંગાલ | ઇંટ અને માટીના વાસણો બનાવનાર. | ૭૫,૦૦૦ |
| ૪. ઔરોરા મેચ ફેકટરી ... | બંગાલ. | કાંડી અને સાબુ બનાવનાર વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| ૫. કેમીકલ ઇન્ડસ્ટ્રીઝ... ... | કલકત્તા. | સાધારણ મીઠું અનેસોડીયમ કલોરાઇડ બનાવનાર. | ૭,૦૦,૦૦૦ |
| ૬. ચીટાગોંગ ટીમ્બ ટ્રેડીંગ કું. ... | ચીટાગોગ, બંગાલ | લાકડાના વેપારી. | ૨૦,૦૦૦ |
| ૭ પોલેસ સ્ટુઅરટ એન્ડ કું. ... | કલકત્તા. | સામાન્ય વેપારી અને કમીશન એજન્ટ. | ૩,૦૦૦,૦૦ |
| | | કુલ ટ્રેડીંગ. | ૧૫,૨૦,૦૦૦ |
| ૩. મીલો અને પ્રેસો. | | | |
| ૮. બરમા કું. ... ... | રંગુન, બરમા. | રાઇસની મીલો વગેરે. | ૪૫,૦૦,૦૦૦ |
| ૪. ચા અને બીજી વાવેતર કંપનીઓ. | | | |
| (અ) ચા. | | | |
| ૯. મનીપુરની કું. .. ... | કલકત્તા. | ચા બનાવનાર વગેરે. | ૪,૨૦,૦૦૦ |
| (બ) બીજાઓ. | | | |

| નં. નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | આપણ્ રૂ. |
|---|---|---|---|
| ૧. સીમલા ટી. અને ટ્રેડીંગ કું ... | બંગાલ. | ખેતી અને બાગ બનાવવાનું વધારવા બાબત વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| | | કુલ ચા અને બીજી વાવેતર કંપનીઓ. | ૫,૨૦,૦૦૦ |
| ૫. ખાણો અને પત્થરની ખાણો. | | | |
| ૧૧. હેપજાન કોલઅરી ... ... | કલકત્તા. | ખાણ અને કોલસાની ખાણોના ધણી. | ૬,૦૦,૦૦૦ |
| ૧૨. કોરાડી કોલઅરી. ... ... | " | " | ૧,૦૦,૦૦૦ |
| | | કુલ ખાણો અને પત્થરની ખાણો. | ૭,૦૦,૦૦૦ |
| | | એકંદર કુલ. | ૭૨,૬૦,૦૦૦ |

# COMMERCIAL INTELLIGENCE.

## વ્હેપારી બાતમી.

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. અત્રેના કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇપણ જાતના વેપાર ,બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | | |
| એરા. | ૨૦૦ | કલકત્તાની એક પેઢી. | લેમ્પ બ્લેકના ખરીદનારાઓ અને વાપરનારાઓ સાથે કામ કરવા માંગે છે. |
| ,, | ૨૦૧ | આલમોરાનો એક વેપારી | નાગ કેશરના ખરીદનારાઓ સાથે કામ કરવા માંગે છે. |
| ,, | ૨૦૨ | કેનેડાની એક પેઢી. | તંદુરસ્તીને લગતા સામાનના વેપારીઓ સાથે કામ કરવા માંગે છે. |
| ,, | ૨૦૩ | ઇંગ્લંડની એક પેઢી. | હાર્ડવેર કાપડ તથા પરચુરણ સામાન માટે એજન્ટો નીમવા માગે છે. |
| ,, | ૨૦૪ | સુરતની એક પેઢી. | રકસ્પત બેન-આરસ, મુરગા વિગેરે વેચનાર સાથે કામ કરવા માંગે છે. |
| ,, | ૨૦૫ | બર્મીંગહામનો એક વેપારી. | માલ વેચવા માટે એજન્ટ નીમવા માગે છે. |
| ,, | ૨૦૬ | લંડનની એક પેઢી. | દવા નથાણી, સુખડનું તેલ, ચા, સુંઠ, વિગેરેની નિકાસ કરવાવાળા સાથે કામ કરવા માંગે છે. |
| ,, | ૨૦૭ | લંડનની એક પેઢી | લંડનમાં ખરીદી કરવા એજન્ટ નીમવા ઇચ્છતી પેઢી સાથે કામ કરવા માંગે છે. |
| ,, | ૨૦૮ | કલકત્તાની એક પેઢી. | ગુંદરની નિકાસ કરવાવાળા સાથે કામ કરવા માંગે છે |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ<br>૨૦૯ | લીવરપુલની એક પેઢી. | શણનો માલ પુરો પાડનાર કલકત્તાની પેઢી સાથે કામ કરવા માંગે છે. |

ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે ' ઇન્ડીયન ટ્રેડ જર્નલ ' લખેલું છે તેના સંબંધમાં સીધું ડાયરેકટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી લેવું. ( આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવું ).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેવી બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ.

# NEW PATENTS.

## નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા માટે ૨૮ મી નવેમ્બર ૧૯૧૮ તારીખ સુધીમાં નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનાં નામ. | શા માટે. |
|---|---|
| રેમીંગટન ટાઇપ રાઇટર કું૦ | સીધી ભાષા અને ટાઇપ રાઇટર બનાવવાની નવી પદ્ધતિ. |
| સીંગર મેન્યુફેકચરીંગ કું૦ | સીવવાના સાચા. |
| સી. હાઇલેન્ડ. | રેલ્વે, ટ્રામ, તથા ગાડીઓના પૈડામાં સુધારા. |
| ડબ્લ્યુ. જે. સ્ટુઅર્ટ જે. બુલકોક અને એચ. કુઝ. | વહાણ બનાવવાના સુધારા. |
| જનરલ ઇલેકટ્રીક કું૦ | ઇલેકટ્રીક લાઇટ વિગેરેમાં સુધારા. |
| સી. એ. ફીલીપ્સ. | કપાસીઆનું તેલ કાઢવાની રીતમાં સુધારા. |
| એચ. બ્રીઅર્લી. | સ્ટીલની ચીજોની બનાવટમાં સુધારા. |
| એ. સી. ડાહેલ. | ગ્રામોફોન વિગેરે વાજીંત્રોમાં સુધારા. |
| જી ડબ્લ્યુ. બેલમેન અને એ. યુ બી. રાયલ. | જોડાનાં તળીઆં અને હીલમાં સુધારા. |
| એ. ગ્લેડી. | પ્રવાહી પદાર્થો સુકવવા માટે યંત્ર. |

આ બાબતનો સઘળો પત્રવ્યવહાર "કન્ટ્રોલર ઑફ પેટંન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧ કાઉંસિલ હાઉસ, કલકત્તા" એ પ્રમાણે કરવો. દરેક અરજી કરનાર ઉમેદવારે પેટન્ટ ઑફીસ હેન્ડબુક (કે જેમાં ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન ઍક્ટ, ૧૯૧૧, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ રૂલ્સ, ૧૯૧૨, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧૯૧૫ આપેલાં છે) વાંચીને પછી અરજી કરવી. અરજીને માટેના પ્રીન્ટેડ સ્પેસીફીકેશન્સ તેમજ પેટન્ટ ઑફીસનાં બીજાં પુસ્તકો નીચેને ઠેકાણે વિના મુલ્યે જોવા દેવામાં આવશેઃ—

| ગામ. | ઠેકાણું. |
|---|---|
| મુંબાઇ... ... ... ... ... | રેકૉર્ડ ઑફીસ.<br>વિકટોરીયા જ્યુબિલિ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, ભાયખલા.<br>બોમ્બે ટેકસટાઇલ એન્ડ એન્જીનીયરીંગ એસોસીએશન, નં. ૧, એ, સસેક્સ રોડ, પરેલ. |
| અમદાવાદ ... ... ... ... | આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટયુટ. |
| અલ્હાબાદ ... ... ... ... | પબ્લીક લાયબ્રેરી. |
| બેંગલોર ... ... ... ... | ઇન્ડીયન ઇન્સ્ટીટયુટ ઑફ સાયન્સ. |
| કલકત્તા... ... ... ... ... | પેટન્ટ ઑફીસ, નં. ૧, કાંઉસિલ હાઉસ સ્ટ્રીટ.<br>સીવીલ એંજીનીયરીંગ કૉલેજ, સીબપૂર. |
| કાનપૂર... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડીરેકટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ, યુનાઇટેડ પ્રોવિન્સીસ. |
| ઢક્કા ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડીસ્ટ્રીકટ બૉર્ડ. |
| દીલ્હી ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડેપ્યુટી કમીશનર. |
| હૈદ્રાબાદ ... ... ... ... | ના. નિઝામના રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| કરાંચી ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી સીટી ડેપ્યુટી કલેકટર. |
| લાહોર ... ... ... ... ... | પંજાબ પબ્લીક લાયબ્રેરી. |
| લન્ડન ... ... ... ... ... | પેટન્ટ ઑફીસ, નં. ૨૫, સાઉધેમ્પટન બીલ્ડીંગ્ઝ, ડબલ્યુ. સી. |
| મદ્રાસ ... ... ... ... ... | રેકૉર્ડ ઑફીસ એગમોર, કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| માઇસોર ... ... ... ... | ઑફીસ ઑફ ધી સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ, જનરલ એન્ડ રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| નાગપૂર... ... ... ... ... | વિકટોરીયા ટેકનીકલ ઇન્સ્ટીટયુટ. |
| પુના ... ... ... ... ... | કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| રંગૂન ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી રેવન્યુ સેક્રેટરી, ગવર્નમેન્ટ ઑફ બરમા. |
| રૂરકી ... ... ... ... ... | થૉમસન કૉલેજ. |
| શોલાપૂર ... ... ... ... | ઑફીસ ઑફ ધી કલેકટર. |

ઉંચી પોલીસી કરેલા રૅન્જટોય ખરીદ કરવા કયાં જશો?

# "ઇનકમટેક્ષ."

ઇનકમટેક્ષને લગતાં કોઇ પણ પ્રકારનાં કામની સમજ મેળવવી હોય તો મળો અથવા લખોઃ-બી. એલ. થેસર.

બોમ્બે કોમરશીયલ કોલેજ, ૪૧.

કાલબાદેવી રોડ મુંબઇ.

ચોપડાઓમાંથી આવકવેરા માટે હીસાબનાં પત્રકો તૈયાર કરી આપીએ છિએ.

**બી. એલ. થેસર.**

એફ. એલ. એ. એ. (લંડન.)

સરટીફાઇડ એકાઉન્ટન્ટ એન્ડ પબલીક ઓડીટર

# જો

તમારે ત્રીજા વર્ગના ઉતારૂઓની હાડમારી અને જુલમ અટકાવવા હોય, હીંદી વ્હેપાર ઉદ્યોગને થતી હાની બંધ કરવી હોય, દરવર્ષે લગભગ ૧,૫૬,૪૭,૨૯૭ પોંડનો હીંદુસ્તાન ઉપર પડતો ઘસારો અટકાવવો હોય હીંદીઓ માટે રેલ્વેમા સારા પગારની નોકરીઓ જોઈતી હોય, હીંદી ઉદ્યોગ હીંદનાજ લાભ માટે ખીલવવો હોય, જાહેર પ્રજાની સગવડ માટે પૂરતી કાળજી રાખનાર સત્તા જોઈતી હોય અને હીંદીઓની લાગણી અને અભિપ્રાયને માન આપે એવા અમલ જોઇતો હોય,

# તો

## રેલ્વેનો સરકારી વહીવટ માંગો

ઉપર દર્શાવેલી રેલ્વે સબંધી લડત ચલાવા માટે નાણાની મોટી અથવા નાની રકમની મદદ ફરેદુન ફેરસાસ્પ દાદાચાનજી ૩૬૧, હૉર્નબી રોડ, મુંબઇ, એ સરનામે મોકલવા વીનતી છે

---



# બી. એન. ભાથેનાની કું.

## સેનૅતરી એન્ડ હારડવેર મરચંટસ.

નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ નાં૦ ૩.

ટેલીફોન ના૦ ૩૧૫૫



### સેનૅટરી જીન એન્ડ રેલ્વેને લગતો સર્વે સામાન

લોખંડની, કલાઇની, પીતલની, તાંબાની, સીસાની, બોયલર ટયુબો, બીરની રેનવેટર પાઈપ્સો અને તેની ફીટીંગ્સો—દરેક માપની મોટા જથ્થામાં મળશે.

તેસતેડ પીતલના સ્ટૉવ કૉક, બીબકૉક, સીતના વીલ વાલવસો, અને કોકસોઃ— દરેક જાત અને માપના.

ચીનીની ગટરના પાઈપસો અને ફીટીંગ્સો, વોટર–કલોઝના વાસણો, લેવેટરીસો, બાથ તબ્સો, ફલસગી ટાંકીઓ વગેરે પ્લમ્બરોને લગતો દરેક જાતનો માલ જથ્થાબંદ તથા છુટક મળશે

---

---

---

# THE BOMBAY MILL STORES SUPPLY AGENC"

*19, Bank Street, Fort,*

**BOMBA**

STOCK READY FOR IMMEDIATE DELIVERY.

TelephoneNo 1211. DIRECT IMPORTERS OF Telegrams:—Tremendous, Bombay.

## MILL, GIN, PRESS, RAILWAY & MARINE STORES & MACHINERY.

*A Reliable House for purchasing all sorts of Stores.*

## ARTICLES.

Hairy Picking Bands
Chrome ,, ,,
Chrome Grey Spring Buffers
Bufallo Pickers No 4
Drop Box Pickers
Roller Skins 26" × 22"
Leather Belting 1" to 4" single
Hair Belting, 1" to 10"
Balata Belting 1" to 10"
Sizing Flannel, 6‿" to 78"
Roller Cloth 16 & 18 oz.
Clearer Cloth 22 & 24 oz
Healds all sizes
Reeds ,,

India Rubber Sheets, $\frac{1}{4}$", $\frac{1}{2}$" & 1"
India Rubber Insertion Cloth 1/8", 1/16'.
India Rubber Suction Hose 2" & $2\frac{1}{2}$"
India Rubber Steam Hose $\frac{1}{4}$ to $2\frac{1}{2}$"
India Rubber Rings
Fibre Sheets all sizes
Asbestos Plaited Packing $\frac{1}{2}$", $\frac{3}{4}$, 1"
Shuttles $13\frac{1}{2}$" 14" & $14\frac{1}{2}$".
Lambeth Cotton Ropes, $1\frac{1}{2}$" & $1\frac{3}{4}$"
Eadies Ring Travellers 1/0 to 2?/0
Gauge Glasses all sizes.

*Orders promptly and carefully-executed.*

# જાહેર ખબરની અનુક્રમણીકા.



# INDEX.

# નબળાં બૈરાં માટે.

---:o:---

આલટ્રેઝ કોરડીયલ રીયો એજ સ્ત્રીના તમામ દરદોપર અકસીર અને રામબાણ ઇલાજ છે. ખાસ કરીને સ્ત્રીના ગરભાશયના તમામ દરદો દુર કરવાને અચુક શક્તિ ધરાવે છે. બાઇઓના ગરભાશયના થતા તમામ દરદો જેવાં કે મેનોરીયા, લ્યુકોરીયા, એમનોરીયા અને એવાંજ દરદો દુર કરવાની તેમાં અદભુત શકિત છે. નબળી પડેલી અને લોહી વગરની ફીક્કી છોકરીઓ અને ગર્ભવંતી સ્ત્રીઓને ઉપલી ગયેલી શકિત પાછી લાવી આપે છે. આલટ્રેઝ કોરડીયલ રીયો ગરભાશયના ક્રમને બરાબર ઠેકાણે લાવે છે, અને કસુવાવડ થતી અટકાવે છે. પીઠમાંનો દુખાવો, પેડુમાં થતુ દરદ અને કમ્મરમાં થતુ અસહ્ય દુ:ખ જે બૈરાને થતું હોય તેને ઉપલી દવા આપવી. વૈદો તથા ડૉકટરોને ઉપલી દવા ગરભાશય સંબંધી દરદોને દુર કરવાને ઘણી અકસીર થઇ પડશે.

જે બાળાઓ ૧૧ થી ૧૮ વર્ષની ઉમ્મરની અંદર હોય છે અને જેઓ બાળા મટીને સ્ત્રીની અવસ્થામાં આવતી હોય તો તેને ઉપલી આલટ્રેઝ કોરડીયલ રીયો તેઓના અવયવને બરાબર ખીલવવામાં ઘણી ઉપયોગી થઇ પડશે. **દવા લેવાની રીત:—** દહાડામાં ત્રણ વખત ચાના એક ચમચાભર.

---:o:---

# શકિતની દવા.

**સલેરીન** જેઓ ઘણાં નબળા હોય, જેઓને ઉંઘ આવતી ન હોય, જેને હિસ્ટીરીયા લાગુ પડયો હોય, જેને પચતું ન હોય અને જેઓ નબળાઇથી તવાઇને ક્ષીણ થઇ ગયા હોય તેઓએ ઉપલી દવા જરૂર લેવી. **દવા લેવાની રીત:—** જમવા પહેલા અને સુવા જવા એક કલાક આગમજ એક ચાના ચમચાભાર દવા લેવી.

**સેલેરીના** લગભગ ૪૦ (ચાલીસ) વર્ષ થયાં નબળા પૂરૂષોને માટે શકિતને માટે જમ જાહેર થયેલી છે.

ઉપલી આલટ્રીઝ કોરડીયલ રીયો અને સેલેરીના હિંદુસ્તાનમાં કોઇ બી આબરૂદાર કેમીસ્ટ, ગાંધી અથવા દવા વેચનાર પાસેથી છુટક અથવા જથ્થાબંધ મળી શકશે. ઉપલી દવાની ઉપર જણાવેલાં દરદો દુર કરવાની અચળુચ શકિતને લીધે ઘણાં ધંધાદારી એની નકલ કરવા લાગ્યા છે; માટે જે કોઇબી ઉપલી દવા જ્યારે બી લે ત્યારે એનાપર લગાડેલું લેબલ જેના પર 'રીયો કેમીકલ કું' નામ લખેલું છે તે વાંચવું.

ઉપલી દવાનો જેને બી અજમાયેશ કરવો હોય તેને નીચે ઠેકાણેથી મફત મોકલવામાં આવશે.

THE RIO CHEMICAL Co.
79, BARROW STREET,
New York, U. S. A.

રીયો કેમીકલ કું.
૭૯, બારો સ્ટ્રીટ,
ન્યુ યૉર્ક સીટી યુનાઇટેડ સ્ટેટસ

—:o:—

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધંધાદારીઓને માટે ટુંક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાંત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામા આવશે ૧૬ શબ્દ દીઠ ચાર આના અને તે ઉપરાંત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમા લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવા જોઇએ અદર લખાણ અને પૈસા સાથે પોરટમા મોકલી આપવા

સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસચેમ્બર એન્ડ બ્યુરો,
ઓલ્ડ ટેલીફોન બિલ્ડી ગ્સ ૧૯,
જેઁક સ્ટ્રીટ—કોટ—મુંબઇ.

---

## કેલશાઇટ.

ધોળા, પીળા, અને રાતા, રંગનો જથા-બંધ તથા છુટક આખો તથા પાઉડર વેચવામો છે લખો. ચુ એમ. આચાર્ય, ગોંડલ (કાઠીઆવાડ.)

---

## પ્રેમચંદ કરશનજી સુરતવાલા.

વીજલીના દરેક જાતનો સામાન વેચનાર
તથા રીપેરીંગ અને ફીટીંગ કામ કરનાર.

ગ્લોબ, સેન્ડ, તથા વાયરની દોર, તથા ઝુમર, તથા બેટરી ટેબલફેન, વગેરે માલ કીફાયત ભાવે મળશે. એક વખત પધારી કામ પાડી ખાત્રી કરશો.

ઠે૦ મુળજી જેઠા બીલડીંગ, બીજે માલે,
બ્લોક નં. ૭, મુંબઇ નં. ૨

---

## વેચવુ છે.

એન્ટીમની જાપાનીસ—લોટબંધ અથવા ગ્રાહકોની સગવડ મુજબ વેચવાનું છે. વધારેમા વધારે ઓફર જણાવો અને કંડીશન પુછો

કે. એમ. પંજવાણી.
મેટલ મર્ચન્ટ અને કમીશન એજન્ટ.
૧૪. અમતલ્લા લેન. કલકત્તા.

---

સુરગીના મુળીઆની બારીક કાતરણુ તથા આલની છાલ કે જેને સગામા દળીને લોટ બનાવી દેશી તથા જરમની રીત મુજબ રંગવાથી અસલ એલીઝરીન પાકો લાલ રંગ સુતર ઉપર રંગાય છે તેનો મોટો બારીક કાતરણનો તથા આલની છાલનો જથો અમારી પાસે હંમેશ મળશે

અરદેશર એચ બારીયા
બંદર સ્ટ્રીટ,
બીલીમોરા

---

## કુદરતે કામીલ પીલ્સ.

ધાતુ પુષ્ટીની છે ગોળી મરદાઇ કાયમ રાખે જોડી કીમત બત્રીસ ગોળીના રૂપીઆ પાચ પોષ્ટેજ માફ.

M. M Khokhar & Co Rajkot-Kathiawar

---

# " ટીકલી " બ્રાન્ડ લેમોનેડ.

જે હિંદુ ભાઇઓને અસ્વચ્છ બાટલીના પાણીની સુગ હોય તેઓને તથા મુસાફરી વેળા આ ઉનાળાના ઉકળાટથી જીવને રાહત આપવા, હમારી લેમોનેડ "ટીકલીઓ " ઘણે આવકારદાયક પીણું છે. બે "ટીકલીઓ" ભુકો કરી એક ટમ્બલર ઠંડા પાણીમાં નાખી તુરત સ્વાદિષ્ટ પીણું થાય છે. કી. ૧ ટયુબના આના ૮.

હમારી શુગર કોટેડ કવીનાઇન કૅસકેરા વેજીટેબલ લેકસેટીવ પરગેટીવ વગેરે "ટીકલીઓ તાજી અને ગુણકારક, બનાવટો મુંબઇ મધ્યે મારકીટમાં દવા વેચનારાઓને ત્યાંથી તથા હમારા ૧૧ ખેતવાડી મધ્યેનાં કારખાનાં મધ્યેથી મળશે.

ડૅા. ડી. રાઇટર એન્ડ કુંપની

" ટીકલી " બ્રાન્ડ ટેબ્લેટ બનાવનારા મુંબઇ. નં. ૪



ડોંગરેનું બાલામૃત
પીવાથી નાના છોકરાં
તન્દુરસ્ત થઇ તેમની તાકાદ વધે છે.
શીશીની કીં. ૧૨ આના ટ ખ ૪ આના
કે ટી ડોંગરે ક ગીરગામ મુંબઈ

<u>સાહિત્યસેવા અને દેશસેવા</u>

એજ જેનાં મુખ્ય દૃષ્ટિબિન્દુ છે એવુ

## ચંદ્રપ્રકાશ

માસિક પત્ર વિદ્વાનોમા ઘણુજ વખણાયેલ છે, અને દર મહિનાના પહેલા અઠવાડિયામા સાહિત્ય-રસિક, વાચકોના કરકમલમા સાદર થાય છે સુપ્રસિદ્ધ "સાહિત્ય" લખે છે કે "આ માસિક ધીમે ધીમે પ્રથમ પંક્તિના પત્રોની હરોલમા આવતુ જાય છે" વાર્ષિક લવાજમ પોસ્ટેજ સુદ્ધા માત્ર રૂ ૨-૦-૦ છુટક નકલના ત્રણ આના વડોદરા રાજ્યની તમામ શાળાઓ તથા પુસ્તકશાળાઓ માટે મંજુર **જાહેર ખબર માટે ઉત્તમ સાધન**

ભાવતાલ માટે લખો—વ્યવસ્થાપક "ચંદ્રપ્રકાશ."

રાજમહેલ રોડ,—**વડોદરા.**

# ગાઉટી રીયુમ શાસ્ત્રી

સંધીવા અને ગાઉટના દરદો માટે આ એક ઘણુંજ અસરકારક રામબાણ અને ઝડપી ઇલાજ તે ઉપલા નામનુ તેલ છે. એ તેલ વા, પેન મારતો વા, તમામ જાતનો સંધીવા, સાએટીકા, ગાઉટ, ઝઝની, કરતલ, આકરા નસોનુ ખેંચાણું, કમર, છાતી, સાધા, હાડકાં અને ગરદનનુ દુખવુ, બરડાની ફાટ, બચ્ચાઓના નબળા પડેલા પગો સુજણ સોજો, સુજેલા તથા ગંઠાઇ ગયલા સાધા અને હાડકા અકરસાત, લમબેગો, લકવો, લચક, ચસક, વીગેરે તમામ જાતના શરીરના જુના દુખાવાને ઝટપટ સાજા કરી નબળા પડેલા અવયવોને તાકાત બક્ષી લોહી ફરતુ કરી નવી જીંદગી બક્ષવી એ આ તેલના ખાસ ગુણો છે. કીંમત ફક્ત રૂપીઓ એક ।

સર્વે જાણીતા દવાના વેપારીઓ વેચે છે. બાહારગામવાળાઓએ નવસારી લખવુ.

**માલેક—એમ. એચ. શાસ્ત્રી.**

**હેડ ઓફીસઃ—મોરડી ચકલા, નવસારી.**

---

# તમારા લાભનું.



## ઈનામ રૂ. ૧૦૦૦.

મેળવાની તમે કોશેશ કરો.

કેશવકાન્ત—હેર ઓઇલ વ્હાઇટ ઓઇલ (ઘાંસલેટ) થી તદન રહિત છે. વ્હાઇટ ઓઇલના લાંબા વપરાસથી માથાને તથા બાલને તે નુકસાન કરે છે. માટે જો કોઇ તેમ પુરવાર કરશે કે કેશવકાન્ત હેર ઓઇલમાં વ્હાઇટ ઓઇલ છે તેને ઉપર જણાવેલું ઇનામ અમે આપશું.

બાટલી ૧ ના રૂા. ૦–૧૨–૦.

દરેક જાણીતા વેપારીઓ પાસેથી મળશે.

દ્વારકાદાસ જગમોહનદાસ એન્ડ કાં.

પ્રોપરાઇટર્સ

ધી હિંદુસ્તાન ફેકટરી એન્ડ મેટલ વર્કસ.

ધી કેશવ પરફ્યુમરી વર્કસ, ૧૪૭, અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઇ.



# અમે પોતે.

આ માસિકમા બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ૩-૮-૦ વળી ગ્રાહકો માટે વાર્ષિક રૂ ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધા રાખવામા આવ્યું છે છુટક આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.



આ માસિકમા જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તે હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આવવી તે પ્રમાણે કરવું બની શકશે નહિં.



અમારા જૂના કૉન્ટ્રેક્ટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં અમે જાહેર ખબર લેવી તેથી સર્વ જાહિર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે હેમણે ખબરો મૅટરની આગળ યા ૫ છળ છપાવવા માટે આપવી.



અમોને તા ૧૦-૩-૧૯૧૮ના રોજ માસિકના લવાજમ પેટે રૂ ૩-૬-૦ મળેલ છે પરંતુ તેમા નામ બગબર ચોકખું નહિ લખેલ હોવાથી તે મળ્યા કે અમો સમજી શકતા ન હોવાથી જે ગૃહસ્થે ઉપરનો મનીઓર્ડર મોકલ્યો હોય તે ન મળ્યું હોય તેને તે વિષે અધિપતિને જણાવવા વિનંતી કરવામા આવે છે

ગયા મહિનાના માસિકમાં મેસોપોટેમીઆના વેપાર બાબે અગે થોડુંક વિવેચન કર્યું હતું. આ સંબંધમાં નામદાર સરકાર તરફથી કેટલીએક વિગત મળેલી છે જે જાણવા લાયક છે. લંડન ખાતેની વૉર ઑફિસના મીલીટરી ઇન્ટેલીજન્સના ડીરેક્ટરે કેટલીએક હકીકત નામદાર હિંદી સરકાર ઉપર મોકલાવેલી છે જે વેપાર અને ઉદ્યોગ ખાતાંએ આ દફતર ઉપર રવાના કરેલી છે. ૧૯૧૩ની સાલમાં જાણ્યું કે જે પેલેસ્ટાઇનની અંદર બંદર કે તેમાં જુદાં જુદાં બ્રિટીશ સંસ્થાનોનો માલ ૨૬,૦૦૦ પાઉંડની કિંમતનો આયાત થયો તો જે તેની કુલે આયાતનો ૪૫ ટકા જેટલો ભાગ હતો. આટલોજ વેપાર સુલેહ પછીનાં પહેલાં વર્ષમાં રેહશે એમ કહી શકાય અને તેથી એમ સૂચના કરવામાં આવેલી છે કે ઑસ્ટ્રેલીયા, બર્મા, હિંદુસ્થાન અને પેલેસ્ટાઇન વચ્ચે સ્ટીમરોની નિયમિત સર્વિસ જોઇયે.

પેલેસ્ટાઇનની અંદર પેદા થતા નીચેની જાતના માલ નિકાશ માટે સારા છે. ચામડાં, ઉન, દારૂ, તેલો, ફ્રુટ. જ્યારે તે દેશની ઔદ્યોગિક ખીલવણી બરાબર થશે ત્યારે નિકાશ માટે આથી પણ વધુ ચીજો તૈયાર થશે. હજુ સુધી ત્યાં બનતાં પેટ્રોલ વિગેરેની શોધખોળ બરાબર થઇ નથી. ભૂતકાળમાં ઇજીપ્તમાંથી આટો અને ચોખા પેલેસ્ટાઇનમાં આવતા જો કે ઇજીપ્તમાં તો આટો રૂશિયામાંથી અને ચોખા પૂર્વના મુલકોમાંથી જતા. હવે પછી જુદી જુદી જરૂરિયાતની ચીજો નીચે જણાવેલા દેશોમાંથી આવવાનું ધારી શકાય અને એમ પણ કહી શકાય કે જુદા જુદા દેશો આ વેપાર પોતાને હાથ કરવાને બનતું કરશે.

| | કયા દેશમાંથી. |
|---|---|
| આટો | રૂમાનિયા અને રૂશિયા |
| તેલ | " " |
| ખાવાની ચીજો | ફ્રાન્સ અને ઇટાલી |
| ખાંડ | ઑસ્ટ્રિયા |
| દારૂ | ફ્રાન્સ |
| લાકડું | રૂશિયા |

આ ઉપરાંત બ્રિટીશ સંસ્થાનો નીચે પ્રમાણેનો માલ પુરો પાડી શકે અને તેથી બહારના દેશો અને સંસ્થાનો વચ્ચે તીક્ષણ હરીફાઇ થશે.

| | પાઉન્ડ સ્ટર્લીંગ. | કયા સંસ્થાનમાંથી— |
|---|---|---|
| આટો | ૧૪૬,૦૦૦ | ઑસ્ટ્રેલીયા, ઇજીપ્ત અને હિંદુસ્તાન. |
| ચાપડાં | ૩૫,૦૦૦ | ઑસ્ટ્રેલીયા. ઇજીપ્ત અને હિંદુસ્તાન. |
| તેલ (દીવા માટે) | ૭૮,૦૦૦ | ઇજીપ્ત |
| ચોખા | ૬૦,૦૦૦ | હિંદુસ્તાન, બર્મા, અને ઇજીપ્ત. |
| ખાધાખોરાકી | ૩૨,૦૦૦ | ઑસ્ટ્રેલીયા. |
| કોયલા | ૧૩,૦૦૦ | હિંદુસ્તાન. |
| ચીકું | ૮,૦૦૦ | ઑસ્ટ્રેલીયા અને હિંદુસ્તાન. |
| ખાંડ | ૫૨,૦૦૦ | ઑસ્ટ્રેલીયા અને ઇજીપ્ત. |
| દારૂ | ૧૮,૦૦૦ | ઑસ્ટ્રેલીયા. |
| ઇમારતી લાકડાં | ૧૦૪,૦૦૦ | ઑસ્ટ્રેલીયા અને ન્યુઝીલાંડ. |
| | પાઉંડ ૫૨૬,૦૦૦ | |

---

વધારાના કર બાબેનું બીલ જે વડી ધારાની માર્ચની બેઠકમાં દાખલ થવાનું છે તેની સમસ્ત વ્યાપારી કૉમ તરફથી પ્રોટેસ્ટ થ છે. છતાં હજુ એ બીલ મુકી દેવામાં આવનાર નથી. ઑન. સર જેમ્સ મેસ્ટન ફરીથી કલકત્તે જવાના છે. કલકત્તાની યુરોપીઅન વ્યાપારી કૉમ આ લડતમાં આગેવાની ભરેલો ભાગ ભજાવે છે અને હિંદી ખજાનચી જાણવા માગતા

---

પડે છે. ખાસ ચીજો માટે ક્યાં ફૉર્મ ભરવાં પડે છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે:—

| | |
|---|---|
| પીગ આયર્ન | $x$ અને $x^2$ |
| બીલેટસ<br>બ્લૂમ્સ<br>ઇન્ગટસ<br>સ્લેબ્ઝ<br>શીપ્સ<br>શીટ બાર્સ | $x$ અને $x^2$ |
| એલોય<br>હાઇસ્પીડ સ્ટીલ<br>ટુલ સ્ટીલ | $x$ અને $x^2$ |
| ૨½″ નીચેના મર્ચન્ટ બાર્સ | $x$ |
| ૨½″થી વધારેના ,, ,, | $x$ અને $x^2$ |
| બોઇલર ટ્યુબ્ઝ | $x$ અને $x^2$ |
| ફેબ્રીકેટેડ સ્ટ્રક્ચરલ સ્ટીલ | $x$ અને $x^2$ |
| ફેરો સીલીકોન<br>સ્કેલ્પ<br>સ્ક્રેપ<br>મીકેનીકલ સીમલેસ ટ્યુબીંગ<br>ઓઇલ વેલ કેસીંગ<br>ડ્રાઇવ પાઇપ | $x$ અને $x^2$ |
| આયર્ન અને સ્ટીલ પ્લેટસ ⅛″ અથવા તેથી જાડી | $x$ અને $x^2$ |
| રોટ બ્લેક અથવા ગેલ્વેનાઇઝડ પાઇપ ( ૬″ ડાયામીટરથી ઓછી ) | $x$ |
| રોટ, બ્લેક અથવા ગેલ્વેનાઇઝડ અને પાઇપ ( 6″ ડાયામીટરથી વધારે ) | $x$ અને $x^2$ |
| કાસ્ટ આયર્ન પાઇપ | $x$ અને $x^2$ |
| રેલ્સ | $x$ અને $x^2$ |
| બ્લેક અથવા ગેલ્વેનાઇઝડ શીટસ ⅛″થી પાતળી | $x$ |
| બ્લેક અથવા ગેલ્વેનાઇઝડ શીટસ ⅛″થી જાડાં | $x$ અને $x^2$ |
| આયર્ન અને સ્ટીલ વાયર | $x$ |
| કોપર્ડ વાયર | $x$ અને $x^2$ |
| ટીન્ડ વાયર | $x$ $x$ અને $x^4$ |
| ગેલ્વેનાઇઝડ વાયર—$x$ | |
| ટીન પ્લેટસ—$x$, $x^2$ અને $x^4$ | |
| નેઇલ્સ<br>સ્ક્રુઝ<br>રીવેટસ | $x$ |
| વાયર રોપ અને કેબલ—$x$ અને $x^2$ | |
| બ્રાસ અને કોપર ટ્યુબ્સ.<br>શીટસ, પ્લેટસ, બાર્સ, વાયર. | $x$ અને $x^2$ |
| મશીન ટૂલ્સ | $x$ અને $x^2$ |
| ટવીટસ ડ્રીલ્સ | $x$ અને $x^2$ |

લોઢા તથા પોલાદની બીજી ચીજો માટે માત્ર $x$ ફૉર્મ વાપરવું.

નિકાસના પરવાના માટે અરજી કરવાનું $x$ ફૉર્મ:—

આ અરજી 'વૉર ટ્રેડ બોર્ડ, બ્યુરો ઑફ એક્સપોર્ટર્સ'ને કરવાની છે. અને તેમાં નીચેની વિગતોનો સમાવેશ કરવામાં આવે છે.

(૧) માલ મોકલનાર ધણીનું નામ, જાત, સરનામું, કઇ જાતનો વેપાર કરે છે, પોતે પોતાની વતી માલ મોકલે છે કે આડતીઆ અથવા દલાલ તરીકે, જો આડતીઆ અથવા દલાલ તરીકે મોકલતો હોય તો જેની વતી મોકલતો હોય તેનું નામ વિગેરે.

(૨) માલ ચડાવવાની તારીખ, પરદેશના માલ લેનાર ધણી સાથે કોન્ટ્રેક્ટ કર્યાની તારીખ.

(૩) માલ જો કણજામાં હોય તો તે માલ ક્યા દેશમાં પેદા થયેલ છે?

(૪) માલ લેનાર અથવા ખરીદનાર ધણીનું નામ, જાત, સરનામું. કઇ જાતનો વેપાર કરે છે, પોતે માલ પોતાવતી લે છે કે આડતીઆ અથવા દલાલ તરીકે અને જો આડતીઆ અથવા દલાલ તરીકે લેતો હોય તો જેની વતી લેતો હોય તેનું નામ વિગેરે.

(૫) પરવાનો જેને મોકલવાનો હોય તેનું નામ, સરનામું વિગેરે.

(૬) માલ લેનાર અથવા ખરીદનાર ધણી તે માલ ફરી નિકાશ કરનાર છે કે કેમ?

(૭) જો તે માલ ફરી નિકાશ કરવાનો હોય તો જેને મોકલવાનો હોય તેનું નામ, સરનામું વિગેરે.

આ બધી વિગતો ભર્યા બાદ તે બધી સાચી હોવાની ખાત્રી અરજ કરનારને આપવી પડે છે અને જો તેને પરવાનો મળે તો વોર ટ્રેડબોર્ડના ધારાધોરણ પાળવાનુ કબુલ કરવું પડે છે.

ત્યારબાદ અરજ કરનારની સહી સરનામું વિગેરે.

X૨ ફોર્મ:—

(૧) x ફોર્મનાં જણાવવામા આવેલ માલ જે દેશ ખાતે ચઢાવવામા આવે છે ત્યા તે યુનાઇટેડ સ્ટેટસ અથવા તો જર્મની અને તેનાં મિત્ર રાજ્યો સામે લડાઇમાં ઉતરેલ પ્રજાના લાભ માટે લડાઇને લગતાં ઉપયોગી કામમા વપરાશે?

(૨) જો ઉપલા સવાલનો જવાબ 'હા' હોય તો કઇ જાતનું કામ છે તે જણાવવું.

(૩) જે દેશમાં માલ મોકલવામાં આવે છે ત્યાં તે માલ યુનાઇટેડ સ્ટેટસ અથવા જર્મની અને તેનાં મિત્ર રાજ્યો સામે લડાઇમાં ઉતરેલ દેશમાં પાછી મોકલવા માટે ચીજો બનાવવા માટે ઉપયોગમા લેવાશે?

(૪) જો ઉપલા સવાલનો જવાબ 'હા' હોય તો કઇ જાતની ચીજ બનાવવામાં આવનાર છે તથા તે કયા દેશ ખાતે મોકલવામાં આવનાર છે તે જણાવવુ.

(૫) ૧ લા અને ૩ જા સવાલના સંબંધમા કાંઇ ઉપયોગી બાતમી હોય તો તે આપવી.

(૬) જે દેશમાં માલ ચઢાવવામાં આવે છે ત્યાં તે માલ તે દેશમાં જથ્થો પુરો કરવા માટે છે?

(૭) જો એમ હોય તો તે માલ પછો તે દેશમાંજ વેચવાનો છે? જે આસામીનો જથ્થો પૂરવા માટે માલ મોકલવામાં આવે છે તે આસામીની આવા માલ માટેની વાર્ષિક જરૂરીઆત જણાવવી.

(૮) મોકલવામાં આવનાર સઘળો માલ અથવા તેમાનો અમુક ભાગ તૈયાર માલ (manufactured) છે કે તૈયાર કરવાનો છે?

(૯) જો તૈયાર ન હોય તો તૈયાર કરનારનું નામ આપવુ અને જો અમુક ભાગ તૈયાર હોય તો તે કેટલો ભાગ છે તે જણાવવુ.

(૧૦) અરજીને દિવસે યુનાઇટેડ સ્ટેટસમાં 'સ્ટોક' હોય તેમાથી તે માલ અથવા તેમાનો અમુક ભાગ નિકાસ કરવાનો છે?

(૧૧) જો એમ હોય તો તે સ્ટોકના ધણીનું નામ જણાવવું અને જો અમુક ભાગ સ્ટોકમાંથી મોકલવાનો હોય તો તે કેટલો ભાગ તે જણાવવું

(૧૨) અરજીમા જણાવેલ માલ જ્યારે નિકાશ માટે તૈયાર થશે ત્યારે ઘરગતુ કામ માટે ઉપયોગમા લઇ શકાય તેવો હશે?

આ વિગતો પૂરી પાડયા બાદ સહી વિગેરે.

X૪ ફાર્મ (ટીનપ્લેટ અથવા તો ટીનની બીજી ચીજોને માટે).

આ ફોર્મ ટીન પ્લેટ અથવા ટીનની બીજી ચીજોનો નિકાશ કરવાના પરવાના માટે વાપરવાનું છે અને તે ભરીને x ફોર્મની પાછળ ચોટાડવું અને x ફોર્મ પણ ભરવું.

### ટીન પ્લેટ.

(૧) પ્લેટ બનાવનારનું નામ.

(૨) જે વેપારી પાસેથી ટીન પ્લેટ અરજ કરનારે ખરદી હોય તેનું નામ.

(૩) ખરીદ કર્યાની અથવા તો ખરીદ કરવા માટે કોન્ટ્રેકટ કર્યાની તારીખ.

(૪) અરજી કરતી વખત પ્લેટ જે જગ્યાએ હોય તેનું નામ.

(૫) પ્લેટ વિષે પૂરી વિગતો. પ્લેટની લંબાઇ પહોળાઇ વિગેરે, વજન પેકેટ દીઠ કેટલાં શીટ, વિગેરે.

(૬) પ્લેટ શા ઉપયોગમાં લેવાની છે. જો ખોરાક ભરવા માટે ઉપયોગમાં લેવાની હોય તો કઇ જાતનો ખોરાક અને તે કયા દેશ માટે તે જણાવવું.

(૭) દેશાવરના જે વેપારી તરફથી અરજ કરનારને ઓર્ડર મળ્યા હોય તેનું નામ વિગેરે તથા ઓર્ડર મળ્યાની તારીખ.

ટીન પ્લેટ શિવાયની ટીનની બીજી ચીજો માટે પણ ઉપર- પ્રમાણેનીજ વિગતોવાળું ફોર્મ ભરવાનું છે.

### પ્રાયોરીટી સર્ટીફીકેટ માટે અરજીનું ફોર્મ.

આ અરજી પ્રાયોરીટીઝ કમીટી ઉપર મોકલવામાં આવે છે અને તેમાં નીચે પ્રમાણે વિગતનો સમાવેશ થાય છે :—

(૧) પાંચમી કલમમાં જણાવ્યા મુજબનો ભાવ, તૈયાર કરનાર કારખાનાનું નામ તથા સરનામું.

(૨) અરજ કરનારનું નામ તથા સરનામું.

(૩) પહેલી કલમમાં જણાવેલ કારખાનાને ઓર્ડર મોકલાવ્યો તેનો નંબર તથા તારીખ

(૪) જો ઓર્ડર કોઇ આડતીઆ મારફત હોય તો તે આડતીઆનું નામ તથા સરનામું.

(૫) જે ચીજને માટે પ્રાયોરીટી માંગવામાં આવતી હોયે તે ચીજનો જથ્થો તથા નામ વિગેરે. જો ધાતુ હોય તો તેનું 'ટનેજ' જણાવવુ.

(૬) પ્રાયોરીટી નંબર અને 'રેટીંગ' જેને માટે પાંચમી કલમમાં જણાવેલ ચીજ જોઇતી હોય તે જણાવવા.

(૭) પાંચમી કલમમાં જણાવેલ માલ જો અરજ કરનારને સરકાર તરફથી પરભાર્યો મળેલ કોન્ટ્રેક્ટ પૂરો કરવા જોઇતો હોય તો સરકારી ખાતાનું નામ, ઓર્ડરનો નંબર, તારીખ, જથ્થો અને બીજી સઘળી વિગતો લખવી.

(૮) જો અરજ કરનાર 'સબ-કોન્ટ્રેકટર' હોય તો તેણે મૂળ કોન્ટ્રેકટરનું નામ તથા પોતાને કેટલો માલ પૂરો પાડવાનો છે વિગેરે વિગતો પૂરી પાડવી.

(૯) જો ૭મી તથા ૮મી કલમમાં જણાવેલ હેતુ સિવાય બીજા કામ માટે માલ જોઇતો હોય તો શા કામ માટે તે જણાવવુ

(૧૦) જો આર્ડર પૂરો કરવા માટે અરજ કરનાર પાસે માલનો અમુક ભાગ સ્ટોકમાં હોય તો તે કેટલો છે તે જણાવવું.

(૧૧) પાંચમી કલમમાં જણાવેલ માલ માંથી કેટલો અગાઉ ચઢાવી દેવામાં આવેલ છે?

(૧૨) બીજી કલમમાં જણાવેલ આસામી પાસે તેણે હાલમાં જે ઓર્ડરો હાથ ધરેલ છે તે સઘળા પૂરા પાડવા જોઇતી સાંચાકામ વિગેરેની સગવડ છે?

(૧૩) અરજ કરનારનો સાંચા કામ વિગેરેનો કેટલો ભાગ લડાઇની જરૂરીઆતો પૂરી પાડવા રાકવામાં આવેલ છે?

(૧૪) અરજ કરનારને કાંઇ વધારાની ખાસ માહિતી આપવી હોય તો તે લખવી.

આમાં માંગવામાં આવતી સઘળી બાતમી ફોર્મ ઉપરજ લખવી અને જૂદા કાગળથી મોકલવી નહિ.

આ સઘળી માહિતી પૂરી અને સાચી છે એમ પ્રતિજ્ઞાપૂર્વક અરજ કરનારને કહેવું પડે છે.

---

## હીંદમાં હુન્નર ઉદ્યોગની-ખીલવણીનો માર્ગ.

પ્રોફેસર એમ. જે. આંટીયાનું ભાષણ.

મુંબાઇની સીડનહામ કોલેજ ઓફ કોમર્સ એન્ડ ઇકોનોમીકસના પ્રોફેસર એમ. જે. આંટીયાએ ઉપલા વીષય ઉપર પહેલું ભાષણ તા૦ ૭ મી ને મંગળવારે સાંજના ૬ા કલાકે (સ. ટા.) વહાઇટવે લેડલો બીલ્ડીંગમાં કોલેજના હોલમાં આપ્યું હતું.

તેઓએ પોતાના ભાષણમાં જણાવ્યું કે હુન્નર ઉદ્યોગનો વીષય દેશમાં દરેક ઠેકાણે ચરચાઈ રહ્યો છે. નામદાર સરકારે પણ ઉદ્યોગીક કમીશન નીમ્યું હતું અને તેના પ્રમુખ તરીકે સર થોમ્સ હોલંડ હતા. પ્રજાની જાણ માટે એ કમીશનનો દલદાર રીપોર્ટ બહાર પડયો છે. આ ભાષણોની હારમાળા ગુજરાતીમાં રાખી છે. કે જેથી દરેક જણને લાભ મળે.

વીષય ઘણો કઠીણ છે. વેપારમાં જોડાયેલો માણસ ઘણી સારી રીતે આ વીષય ઉપર બોલી શકે અથવા જે માણસે અમુક ઉદ્યોગનો ઘણી બારીકીથી અભ્યાસ કર્યો હોય તે તે ઉદ્યોગને લગતી સરસ બાબનો ઘણી રીતે કરી શકે. ભાષણ કર્તાએ કહ્યું કે હું વેપારમાં જોડાયેલો નથી તેમજ મેં કોઇપણ ઉદ્યોગનો બારીકીથી અભ્યાસ કર્યો નથી તે છતાં આર્થીક દ્રષ્ટીથી ઔદ્યોગીક કમીશનની ખાસ ભલામણોની તપાસ સાથે એ વીષય ઉપર હું મારા ભાષણો આપીશ.

કેટલાકનું એવું કહેવું છે કે જો દેશમાં સોનું રૂપુ વીશેષ પ્રમાણમાં આયાત થાય તોજ આપણો દેશ આબાદ ગણાય, કેટલાકનું કહેવું છે કે બહારથી આવતી ચીજો વાપરીએ તો આપણો પઇસો પરદેશ ઘસડાઇ જાય છે. આ બંને માન્યતા ભુલ ભરેલી છે દેશમાં જોઇતી સર્વ વસ્તુઓ દેશમાં બનાવવી એ બનવું અશક્ય છે. અમુક વસ્તુઓ અમુક દેશમાં ઘણા થોડે ખરચે સારી રીતે બનાવી શકાય છે,જ્યારે તેજ વસ્તુઓ ભારે ખરચ કરવાથી પણ તેવીજ આપણા દેશમાં બની શકતી નથી. વેપાર એટલે શું? વેપાર એટલે અરસપરસ માલની અદલ બદલ એમ કહી શકીએ. વેપારને લીધે બીજા દેશના સંબંધમાં આવવાનું મળે છે. સમાગમમાં આવવાથી ઘણુ શીખવાનું મળે છે. દાખલા તરીકે આપણા દેશની બહાર જતી વસ્તુઓમાં અમુક સુધારો કરવામાં આવે તો આપણી વસ્તુઓનું બહાર ઘણું વેચાણ થાય તેમજ અમુક વસ્તુઓ આપણા દેશને કયાંથી સસ્તી અને સારી મળી શકે તે પણ જાણવાનું મળે.

લડાઇ શરૂ થઇ ત્યારે માલમ પડયું કે આપણા દેશમાં અમુક વસ્તુઓ બનાવી શકીયે એમ છે; છતાં લડાઇ પહેલાં લગભગ દરેક ચીજ પરદેશથી આવતી હતી. આથી લડાઇ શરૂ થયા પછી આપણને ઘણું સોસવું પડયું કારણ કે લડાઇને લીધે બહારથી આવતી વસ્તુઓ બંધ થઇ આપણી એટલી બધી પરાધીનાવસ્થા હતી કે દીવાસળી (Matches) જે ગરીબથી તવંગર સુધીનાની જરૂરીઆત છે તેને વાસ્તે પણ બહારના દેશ ઉપર આપણે આધાર રાખવો પડતો હતો અને પડે છે. આ દીવાસળીનો ઉદ્યોગ આપણે ત્યાં ખીલવી શકાય એમ છે છતાં આપણે બેદરકાર છીએ.

લડાઇએ આપણને મહાન પાઠ શીખવ્યા છે લડાઇએ દરેક પ્રજાની આરથીક સ્થીતીને લગતી રાજ્યનીતી બદલાવી છે ઇંગલંડની સરકાર એમ ધારતી હતી કે દેશમાં ઉદ્યોગ ખીલવવા એ સરકારની ફરજ નથી. હીંદની સરકાર કે જેને ઇંગલંડની સરકાર સાથે ઘણો નીકટ સંબંધ છે તે પણ એમ માનતી હતી કે દેશમાં ઉદ્યોગ ખીલવવા એ સરકારની ફરજ નથી લડાઇ પછી હીંદની સરકારે જોયું છે કે જો હીંદના હુન્નર ઉદ્યોગ ન ખીલવીએ તો ભવીષ્યમાં લડાઇના સમયમાં હીંદ ઘણું ઉપયોગી ન થઇ પડે. એક વખત એવો હતો કે જ્યારે ગ્રેટ બ્રીટનનો કોઇ હરીફ હતો નહી લડાઇના દશ વરસ પહેલાં જરમની અને જાપાને આપણા દેશમા પગપેસારો કરવા માડયો, જરમન વેપારીઓ વેપારમાં કુશળ હોવાને લીધે ઘણો માલ આપણે ત્યાં વેચી શકતા હતા. હું જ્યારે જરમની ગયો હતો ત્યારે મેં એક વેપારીની મુલાકાત લીધી હતી અને તે જરમન વેપારીએ કહ્યું કે હીંદના લોકની સ્થીતી કેવી છે અને કેવો માલ હીંદુ-

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શુક્રવાર તા. ૨૦-૧૨-૧૮ ના રોજ ૨ (સ્ટાં. ટા.) કલાકે મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ—

ઑન શેઠ ચુનીલાલ. વી. મહેતા (પ્રમુખ.)
„ જહાંગીરજી બી. પીટીટ (ઉપ-પ્રમુખ)
સર વિઠલદાસ. ડી. ઠાકરશી.
શેઠ મોતીલાલ વલ્લભજી.
„ હંસરાજ પ્રાગજી ઠાકરશી.
„ રેવાશંકર જગજીવન.
„ ગુલાબચંદ દેવચંદ ઝવેરી.
„ લક્ષ્મીદાસ રવજી તેરસી.

(૧) નામદાર સરકાર તરફથી પત્ર આવ્યો હતો જેમાં જણાવવામાં આવ્યું હતું કે મુંબઇની ધારાસભામા ઑન. બી. સી. વી. મહેતાએ દાખલ કરેલા ઠરાવ મુજબ ડાયરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝની એડવાઇઝરી કમીટીમા ત્રણ સભાસદો ચુંટણીથી નીમવામાં આવનાર છે જેમાંનો એક આ ચેમ્બર તરફનો પ્રતિનિધિ હોવો જોઇએ. તેઓએ તેથી આ કમીટીને પૂછાવ્યું હતું કે તેઓના પ્રતિનિધિનુ નામ લખી મોકલવું. આ બાબત ઉપર વિચાર ચલાવવામા આવતાં ચેમ્બરના પ્રમુખ ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતાને પ્રતિનિધિ તરીકે મોકલવાનુ ઠરાવવામાં આવ્યું હતું.

(૨) ઇન્કમટેક્સ ડી૦ ફોર્મ બાબે આ ચેમ્બર તથા ૭૧ વેપારી મંડળોના પ્રતિનિધિઓના સંયુક્ત ડેપ્યુટેશનની ઇન્કમ ટેક્સ કલેક્ટર સાથે મુલાકાત થઇ હતી જેની 'મીનીટસ' કલેક્ટર તરફથી થોડા સુધારા સાથે ચેમ્બર તરફ પાછી મોકલવામાં આવી હતી. તે 'મીનીટસ' કલેક્ટરના સુધારા સહિત માન્ય રાખવામાં આવી હતી અને તે માન્ય રાખવા માટે ૭૧ વેપારી મંડળના સેક્રેટરીને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

(૩) યુનાઇટેડ સ્ટેટસમાંથી જૂદી જૂદી ચીજોની આશરે કેટલી આયાત થનાર છે તથા જૂદી જૂદી ચીજોનો કુલ સ્ટોક મુંબઇમા કેટલો છે તે બાબે ઇન્ડીઅન મ્યુનીશન્સ બોર્ડનો પત્ર આવ્યો હતો જે બાબે તપાસ કરી જવાબ લખી મોકલવાનો ઠરાવ થયો હતો.'

(૪) વધારાના નફા ઉપરના કરના બીલ બાબે વિચાર ચલાવવામાં આવતાં નીચે જણાવેલ ગૃહસ્થોની સબ-કમીટી તે બાબે ખરડો તૈયાર કરી મોકલી આપવા નીમવામા આવી હતીઃ—

ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતા.
„ જહાંગીરજી બી. પીટીટ.
સર વિઠલદાસ ડી. ઠાકરશી.
શેઠ એમ. સુબેદાર.
ઑન. „ પુરૂષોતમદાસ ઠાકોરદાસ.
„ ગુલાબચંદ દેવચંદ ઝવેરી.

(૫) હિન્દી આદ્યોગિક કોન્ફરન્સનો પત્ર આ[…]યો હતો કે ચેમ્બરે પોતાના ડેલીગેટોનાં [..]કલી આપવાં. આ બાબે સભાસદોમાં નામ મો[..]કરવવાનો ઠરાવ થયો હતો.

સર્ક્યુલર
(૬) [...]ર વાલચંદ હીરાચંદ, મેસર્સ [...]કું. મેસર્સ પાઠક વાલચંદ, તથા
વાલમર
શેઠ અં[...] સારાભાઇએ આ ચેમ્બરના

નવા પ્લાનોના બીલ્ડીંગમાં ટાઈલ્સ કોણ ૭
પાડે છે?

સભાસદ થવા માટે અરજી મોકલેલ છે તે માટે સ્ક્રુટીનીઅર તરીકે શેઠ મોતીલાલ વલ્લભજીની નીમણુક કરવામાં આવી હતી.

(૭) આ ચેમ્બરની કમીટીના સભાસદ શેઠ ચત્રભુજ શીવજીના મૃત્યુ માટે તેમના કુટુંબ ઉપર દિલાસાનો પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

ત્યાર બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ એકટ (૧૮૮૧)માં સુધારો કરવા માટે આ ચેમ્બર તરફથી નામદાર હિન્દી સરકારને નીચે પ્રમાણે રેપ્રીઝેન્ટેશન કરવામાં આવેલ છેઃ—

થોડા વખત ઉપર મુંબઈની હાઇકોર્ટમાં ચુકવવામાં આવેલ એક મુકરદમા તરફ આ કમિટીનું ધ્યાન ખેંચાયું છે કે જે મુકરદમામાં ન્યાયાધીશે એવું ઠરાવ્યું હતું કે 'નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ એકટની રૂએ એક ચોક્કસ આસામીને આપવા કરેલ ચેક ઉપરથી 'બેરર' શબ્દ ચેખી નાખ્યો હોય અને જો ઑર્ડર શબ્દ ઉમેર્યો ન હોય તો તે ચેક નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટ' ગણી શકાય નહિ. આ ચુકાદાથી વેપારી કોમમા ઘણો ગભરાટ ફેલાણો છે અને તેથી આ કમીટીએ તે બાબત નામદાર સરકાર આગળ રજુ કરવાનું યોગ્ય ધાર્યું છે.

પહેલા તો આ કમીટી જણાવવાની રજા લે છે કે ઈંગ્લીશ બીલ્સ ઓફ એકસ્ચેન્જ એકટ (૧૮૮૨)ની કલમ ૮ મીની પેટા કલમ ૪ થીની રૂએ જે બીલ ઉપર તે ન બદલવા માટે ખાસ શબ્દો ન લખ્યા હોય અથવા તો તે બદલવું નહિ એવો ઇરાદો દેખાડનારા શબ્દો લખ્યા ન હોય તો તે બીલ 'પેએબલ ટુ ઓર્ડર' એટલે કે બીલ ઉપર જે આસામીનું નામ લખેલ હોય તેને અથવા તેના ઓર્ડરથી આપી શકાય તેવું ગણવું. (એટલે કે તે બીલ બીજા આસામીને આપી શકાય) તેથી ઈંગ્લંડમાં જો ચેક 'નોટ નેગોશીએબલ' એટલે કે બીજા આસામીને ન આપી શકાય તેવો કરવો હોય તો તેની ઉપર 'નોટ નેગોશીએબલ' એ શબ્દો ખાસ લખવા જોઈએ; અને જો તે શબ્દો ન લખવામાં આવે તો તે ચેક ઉપરનો 'બેરર' શબ્દ ચેખી નાખીને તેને બદલે 'ઓર્ડર' શબ્દ ઉમેર્યો ન હોય તે છતાં તે 'નેગોશીએબલ' ગણાય છે, જ્યારે નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ એકટની ૧૩ મી કલમ મુજબ એક નેગોશીએબલ કરવાની ચેક ઉપર લખેલા આસામીને સત્તા આપવા માટે ખાસ શબ્દો લખવા જોઇએ એટલે કે 'બેરર' અથવા ઓર્ડર અથવા તેવા અર્થવાળો કોઇ પણ શબ્દ લખવોજ જોઇએ.

પરંતુ એક ચોકસ આસામીને આપવા કરેલ ચેક ઉપર જો ઓર્ડર અથવા 'બેરર' શબ્દ ન લખ્યો હોય તોપણ તે ચેક તે આસામીને અથવા તો તેના ઓર્ડરથી અપાવાની રૂઢી મુંબઇની બેંકોમાં લાંબા વખતથી ચાલી આવે છે. આવા ચેકો અત્યાર સુધી નેગોશીએબલ ઇન્ટ્રુમેન્ટસ તરીકે ગણવામા આવતા હતા જો કે આ પદ્ધતિ કાયદાની કલમની વિરૂદ્ધ છે પરંતુ એ પદ્ધતિ આખા હિન્દુસ્તાનમાં ચાલતી હોવાથી આ કમીટી એવુ સૂચવે છે કે નેગોશીએબલ ઇન્ટ્રુમેન્ટસ એકટની ૧૩ મી કલમ ઇંગ્લીશ બીલ્સ ઓફ એકસ્ચેન્જ એકટની સાથે લાવવા તુરત પગલાં લેવાવાં જોઇએ. ન્યાયાધીશે પોતે પણ ટીકા કરી હતી કે આ રૂઢી આખા હિન્દુસ્તાનમાં ચાલતી આવેલ છે પરંતુ તે રૂઢીને તે પોતે કાયદેસર ગણી શકે નહિ કારણ કે તેવો ચુકાદો કાયદાની કલમથી તદ્દન વિરૂદ્ધ થાય. તેથી જો આ રૂઢી કાયદેસર ઠરાવવી હોય તો નેગોશીએબલ ઇન્ટ્રુમેન્ટસ એકટને ઇંગ્લીશ બીલ્સ ઓફ એકસ્ચેન્જ એકટની સાથે લાવવા માટે અરજ કરવાનો રસ્તો વ્યાજબી છે તેથી આ કમીટી એવું સૂચવે છે કે નેગોશીએબલ ઇન્ટ્રુમેન્ટસ એકટમાં તે પ્રમાણે ફેરફાર જલદી કરવો.

---

એકસેસ પ્રોફીટસ ટેક્સ—બાબે આ ચેમ્બર તરફથી નામદાર સરકારને એક રેપ્રી-

ક્રેન્ટેશન મોકલવામાં આવેલ છે તેમાં નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે.

મજકુર કરને લગતો ખરડો માજી હીંદી ખજાનચી સર વીલીઅમ મેયરે વડી ધારાસભાની આગલી બેઠકમાં આણેલી લડાઇનો વધુ બોજો ઉઠાવવાની એક દરખાસ્તને અનુસરીને તે મંડળના બીન સરકારી સભ્યો તરફથી લડાઇ ચાલુ હોવાને કારણે સ્વીકારવામાં આવ્યો હતો. તેમ દરખાસ્ત જેમ સરતી હતી તેમ તેને બીન સરકારી સભ્યોએ આપેલી સંમતી પણ સરતી હતી. તે ઠરાવવાના ટેકામા સર વીલીઅમે જાહેર કર્યું હતું કે જો ખેતીવાડીની સ્થીતી વધુ ખરાબ થઇ કે નાણાં સંબંધી સ્થીતી વધુ ગંભીર બની તો આ બાબતના સંબંધમા ફરી વીચાર ચલાવવામાં આવશે. નાણા સંબંધી સ્થીતી વધુ બગડવા પામી નથી પણ ખેતીવાડીને લગતી સ્થીતી ગયા સપ્ટેમ્બર માસ કરતા નીશ્ચીત પણે વધુ બગડી છે. તે વેળાએ ચોમાસું પુરૂં થવા આવ્યું હતું અને એવી આશા રાખવામાં આવી હતી કે છેલ્લો વર્ષાદ સંતોષકારક નીવડશે પણ તેમ નહી બનતા પૂર્વે નકી દુકાળની સ્થીતી સામી આવી ઉભી છે. મારી કમીટી ધારે છે કે સર વીલીઅમે તેવી સ્થીતી થવા પામશે એવું તે વેળાએ ધાર્યું નહીંજ હોય. આથી મારી કમીટી તમોને મજબુતપણે અરજ કરવાની રજા લેય છે કે હીંદી સરકારે આ રીતનો વધુ બોજો ઉઠાવવાનો પોતાનો ઠરાવ દેશની થયલી વધુ ખરાબ હાલત જોતાં પાછો એંચી લેવો જોઇએ છે. ઉપરાંત લડાઇ વહેલી બંધ પડવાથી પણ તે વેળાની અને હાલની સ્થીતીમાં ઘણો ફેર પડયો છે નામદાર વ્હાઇસરૉયે લડાઇની લગતી કેન્ફરન્સ ખોલ્લી મેલતાં તથા વડી ધારાસભાની સપ્ટેમ્બર માસની બેઠક ખોલ્લી મેલતા કરેલાં ભાષણો વેળાએ લડાઇના મામલાએ કેમ ગંભીર રૂપ પકડયું હતું તથા લડાઇના અંત નજીકમાં નથી એ વાતો ઉપર ભાર મેલ્યો હતો. વડી ધારાસભાના બીન સરકારી સભ્યોએ પણ તેને લઇનેજ સર વીલીઅમના ઠરાવને ટેકો આપ્યો હતો. પણ બે કરતાં ઓછા મહિનાઓમાં લડાઇની સ્થીતી તદન ફેરવાઇ ગઇ અને મીત્ર રાજ્યોનો વિજય થયો. સર વીલીઅમે પોતે ધાર્યું હતું કે લડાઇ ૧૯૨૦ ના માર્ચ સુધી લંબાશે અને લશ્કરો પછીથી છુટાં થશે. આથી લડાઇની મુદતમાં ૧। વરસનો ઉગારો થયો છે અને નવા લશ્કરનું તથા તેને છુટા થવાનું ખર્ચ પણ બચ્યું છે. આ સંજોગો હેઠળ મારી કમીટી મજબુતપણે માને છે કે હીંદને માથે ૪॥ કરોડ પાઉંડનો નાખવામાં આવેલો વધારાનો ખર્ચ તેને માથે હવે નહીં નાંખતાં મજકુર ઠરાવ પાછો એંચી લેવો. હીંદે આ લડાઇમાં શેહેનશાહતની ઘણી મોટી સેવાઓ બજાવી છે. હીંદમાં અને ઇંગ્લંડમાં સર્વ જોખમદાર સતાધીકારીઓએ તે વાતનો સ્વીકાર કર્યો છે. વળી આપણે જણાવવું જોઇએ કે લડાઇના પહેલા બે વરસ દરમ્યાન લડાઇ ફાટી નીકળવાથી વેપાર મંદપણે ચાલ્યો હતો. ૧૯૧૮ ના અકટોબરથી પણ ફરી તેમજ બન્યું છે. જો લડાઇની આખી મુદતનો વિચાર કરવામાં આવે તો હીંદે મોટો નફો કર્યો છે એવું ધારી શકાશે નહીં. વળી વેપાર ઉદ્યોગની હાલની પરીસ્થીતી જો લંબાઇ તો જે કંઇ નફો અગાઉ થયો હશે તે સર્વે ધોવાઇ જશે. આ આખી વસ્તુસ્થીતી ધ્યાનમાં લેતાં મારી કમીટી હીંદી સરકારને અરજ કરે છે કે તેણે પોતાનો ઉપરોક્ત ઠરાવ પાછો એંચી લેવો. જો તેમ થયું તો લડાઇના નફાપરના વધારાના કરનો ખરડો કે જે સામે વેપારી આલમ તરફથી એકી સાથે વાંધો ઉઠાવવામાં આવ્યો છે તે પસાર કરવાની જરૂર રહેશે નહીં. ઉપરાત આ કરથી સરકારને કાઇ મોટી આવક થનાર નથી અને તેટલી તો એક લોન ઉભી કરવાથી પણ સરકારને મળી રહેશે. આ મારગની એટલા ખાતર વાલામણુ કરવામા આવે છે કે સમસ્ત વેપારી કોમની વીરૂધતા છતાં જો આ કર ઉઘરાવવાનું ઠરશે તો સર-

---

કારી લોનના પ્રોગ્રામને જોઇતી અનુકુળતા મળશે નહીં. દેશના ઉદ્યાગોને લડાઇ દરમયાન પ્રોતશાહન મળ્યું હતું અને લડાઈને અંતે તે પરદેશી હરીફાઇ સામે ટકાવ કરશે એમ ધારવામાં આવ્યું હતું. ઉદ્યોગીક કમીશનનો રીપોર્ટ દેશના ઉદ્યોગો ખીલવવાની ભલામણ કરે છે પંણુ પ્રજા ઉપરના આ ભારથી તેમ બનવું શકય નહીં બને. આ કર વેપારી આલમનો ચાલુ વરસનો મધળો નફો લઇ લેશે. આ કહેવું અતીશયોકતીભરેલું નહીં થઈ પડે કે જેમને થોડો નફો થયો હશે કે ખોટ ગઈ હશે તેમને આ કર આપવો પડે જે વાજબી નહીં લેખાય. વળી હીંદનાં ઉદ્યોગીક ભવીષ્યના પાયારૂપ ઉદ્યોગીક અને વેપારી આલમનું અનામત બળ પણ આથી ખેંચાઇ જશે. આ રીતે આ ખરડા સામેનો વેપારી આલમનો વાંધો છે, પણ જો કર લેવાનુંજ ઠરે તો મારી કમીટી નીચલા અંગના ફેરફારો સુચવવા ચાહે છે:—

(૧) જે કંપનીઓ આ કર આપે તેમને સુપરટેક્ષમાંથી મુકત કરવી. ઇંગ્લંડની કંપનીઓ પાસથી સુપરટેક્ષ લેવાતો નથી.

(૨) કમીટી ધારે છે કે ઇંગ્લંડની માફક લડાઇના નફાપરનો કર લીધા પછી જે બાકી રહે તેપર ઇનકમટેક્ષ લેવો.

(૩) આવક આંકનારને ઇંગ્લંડમાં ત્રણમાંથી કોઇ પણ બે વરસ પસંદ કરવાની છુટ હોય છે તેમ અહીં તેને ૪ માંથી ૩ વરસ પસંદ કરવાની છુટ આપવી.

(૪) ઇનકમટેક્ષની માફક ચાલુ વરસની આવક નકકી થાય તેવી રીતે નફાપરના કરની જોગવાઇ કરવી.

(૫) જો કલેકટરની એવી ખાતરી કરવામાં આવે કે સરેરાસ નફો ટકા પ્રમાણુ સ્ટેનડર્ડથી ઓછો છે તો સ્ટેનડર્ડ નફાને ટકા પ્રમાણે નફો લેખવો જોઇએ. ટકા પ્રમાણુ સ્ટેનડર્ડની વ્યાખ્યા અંગ્રેજી કાયદા પ્રમાણે કરવી.

(૬) ૧૯૧૨ પછી વેપારની શુરૂઆતની ગણત્રી કરવામાં નફાના લડાઇ પહેલાંના ધોરણને સ્ટેનડર્ડ નક્કી કરવા માટે નકી થયલા વરસો દરમયાન જેટલાં વરસ કંપનીઓએ કામ કર્યું હોય તેની સરેરાસપર નફાની રકમ તરીકે ગણવી.

(૭) જીંદગીનો વીમો ઉતરાવવાના શિવાયના ધંધાઓમાં રોકવામાં આવેલાં નાણાંમાંથી થયલી આવકને નફામાં નહીં લેખવાની કલમ ખરડામાં દાખલ કરવી.

(૮) ઇંગલંડની અહીંઆ કામ કરતી કંપની ઉપરોકત કરમાંથી મુકત રહે એ કલમ કાઢી નાંખવી, કારણ કે તે આ દેશના કર ભરનારાઓને અન્યાય સમાન છે.

(૯) ઉપરોકત કર વસુલ કરવામાં એક કંપની કે પેઢીનું વરસ કયારે ખતમ થાય છે તે ધ્યાનમાં નહીં લેતાં ઇનકમટેકસ લેવાનાં ધોરણે કામ લેવા જેવું કરવું અને જેમનું વરસ જુનમાં પુરૂં થતું હોય તેમનો ૧૯૧૭-૧૮ ના ૭ નફાપરના ધોરણે તે કરની આંકણી કરવી અને બાકીના નફા માટે ૧૯૧૮-૧૯ નું વરસ લેવું. દીવાળીમાં જેમનું વરસ ખતમ થતું હોય તેઓ માટે પણ ૧૯૭૪ નો $\frac{૭}{૧૨}$ નફાપર ધોરણ રાખવું અને બાકીનો $\frac{૫}{૧૨}$ નફો ૧૯૭૫ ના વરસમાં લેખાવો. તેવીજ રીતે બીજા મહીનાઓમાં પુરા થતા વરસ સંબંધે પણ કરવું જો આ ગુંચવણભરેલું થઇ પડે તો નફો આંકનારને વધારાનો નફો આંકવા ૧૯૧૯ માર્ચ સુધીની બાકીની મુદત માટે એક ખાસ હીસાબ તઇયાર કરવાનું જણાવવું.

---

## નવાં પુસ્તકો.

નીચે જણાવેલાં પુસ્તકો ચેમ્બરની લાયબ્રેરીમાં આવ્યા છે:—

1. Scientific Reports of the Agricultural Research Institute Pusa 1917-18.
2. Annual Report on the Working of Hospitals, Dispensaries, Jails etc. in the Central India Agency 1917-18.

3. Reports of the Chemical Analysers to Government of Bombay and Sind 1917.
4. Administration Report of the Bombay Port Trust 1917-18.
5. Annual Report on Civil Hospital Dispensaries 1917.
6. Report of the second War Loan 1918.
7. Land Revenue Administration Report of the Bombay Presidency including Sind 1916-17 Part I.
8. Report on the Maritime Trade of the Province of Sind 1917-18.
9. Administration Report of the City of Bombay Improvement Trust 31st March 1918
10. Annual Factory Report of the Presidency of Bombay 1917.
11. Presidential Address at the 14th Session of the Indian Industrial Commission held at Delhi 1918.
12. Statistical abstract of the United states 1914 & 1916.

---

## NOTES AND REVIEWS.

### પશ્ચિમ હિંન્દુસ્તાનમાં બટાટાનો પાક અને યુનીઅન એજન્સીના પુના ખાતેના પોટેટો વર્કસ ખુલ્લું મૂકવાની ક્રિયા (ફોટો સહિત.)

ઉપરનો રીપોર્ટ અત્રેની યુનીઅન એજન્સી તરફથી આ ચેમ્બરને મળેલ છે. તેમાં 'પશ્ચિમ હિન્દુસ્તાનમાં બટાટાનો પાક' એ વિશે પુનાની એગ્રીકલ્ચરલ કોલેજના પ્રીન્સીપાલ ડા. મેને ઘણું સારૂ વિવેચન કરેલ છે. બટાટાના બગાડા અને તે સુધારવાના ઉપાયો વિષે તેણે લંબાણથી લખેલ છે. વળી બીજા દેશો સાથે સરખાવતા અહિં દર એકર દીઠ બટાટાની નિપજ કેટલી ઓછી છે તે પણ આંકડા આપીને બતાવેલ છે, અને તે વધારવા માટે ઉપાયો પણ સૂચવ્યા છે.

ત્યાર બાદ પોટેટો વર્કસનો ટુંકો હેવાલ આપવામાં આવેલ છે. જેમાં જણાવવામાં આવ્યું છે કે હાલની જગ્યા ઉપર વર્કસ તુરત ઉભું કરવાનું કારણ એ હતું કે નામદાર સરકારને મેસોપોટેમીયા મોકલવા માટે બટાટાની જરૂર હતી.

૧૯૧૮ ના જાન્યુઆરી માસમાં વર્કસની શરૂઆતમાં થઇ હતી. મેસોપોટેમીઆ માટેના કામ ઉપર ડૉ. મેન દેખરેખ રાખનાર હોવાથી જ્યારે ખેતીવાડી ખાતાના ડીરેક્ટરે વર્કસની મુલાકાત લીધી ત્યારે તેણે ડૉ. મેનને બટાટાનો પાક સુધારવા માટે રૂ. ૧૦૦૦૦ની ગ્રાંટ આપી. આ ઉપરથી તે સર્વેએ સાથે મળીને કામ કરવાનું નક્કી કર્યું કારણ કે તેમ કરવાથી શોધખોળ કરવાનું કામ બેવડાય નહિ. આ ગોઠવણ મુજબ કામ કરવામાં આવતાં વર્કસના કામકાજમાં ઘણો વધારો થએલ છે અને હજી પણ વધારો કરવામાં આવનાર છે.

ત્યારબાદ 'પોટેટો વર્કસ' ખુલ્લું કરવા વખતે ના. મુંબઇ સરકારના ખેતીવાડી ખાતાના ડીરેક્ટર ઓન. મી૦ કીટીજે કરેલું ભાષણ આપેલ છે, જે ઉપરથી જોઇ શકાય છે કે ઓન. મી૦ કીટીજને પણ તે વર્કસ માટે ઘણી મોટી આશાઓ છે, અને તેઓએ યુનીઅન એજન્સીના વડા મી૦ મોદકના ઘણા સારા શબ્દોમા વખાણ કરેલ છે. અમો પણ યુનીઅન એજન્સીના આ સાહસને સંપૂર્ણ ફતેહ ઇચ્છીએ છીએ.

---

અમને જણાવવામાં આવ્યું છે કે મહુવા ગૌરક્ષક સભાનો અઠ્ઠાવીશમો વાર્ષિક મહોત્સવ રાબેત મુજબ આ વરસે પણ મકરસંક્રાતિને દિવસે ઉજવવામા આવ્યો હતો જે વખતે ગાયોને જૂદા જૂદા સખી ગૃહસ્થો તરફથી મળેલ રકમમાંથી સારી રીતે તૃપ્ત કરવામાં આવી હતી. અને દર વરસ માફક ગૌશાળાના ચોગાનમાં જનરલ સભા ભરવામાં આવી હતી તે વખતે ગાયોની પવિત્રતા તથા ઉપયોગિતા ઉપર ભાષણો કરવામાં આવ્યાં હતાં.

---

# OTHER CHAMBERS' SECTION

# બીજી ચેમ્બરનો વિભાગ.

## ધી પંજાબ ચેમ્બર ઓફ કોમર્સ પ્રોવીન્શીઅલ ઈન્સોલ્વન્સી એકટ.

આ બાબે નામદાર સરકાર તરફથી મત મંગાવવામા આવતા કમીટીમા એવો ઠરાવ કરવામા આવ્યો હતો કે ખરડાના ૨૩ મા કાનુના સંબંધમા નાદાર સ્થાવર મીલકતના 'સમરી એડમીનીસ્ટ્રેશન' માટેની હાલની રૂા ૫૦૦ ની હદ ઘટાડીને રૂા. ૨૦૦ ની કરવાનું ઈચ્છવાલેગ નથી પરંતુ કમીટીના મત પ્રમાણે નામદાર હિન્દી સરકારને સૂચવ્યા મુજબ તે હદ રૂા. ૨૦૦૦ સુધીની કરવી જોઈએ

ખરડાના ૨૫ મા કાનુનના સંબંધમા કમીટીનો એવો મત છે કે વેપારી કોમની સગવડ ખાતર મુકત ન ઠરેલ નાદારોમાના નામ વખતો વખત ગેઝેટમા બહાર પાડવા અને તેઓ ગેઝેટ ઓફ ઈન્ડીઆમા આવા નામ વરસમા એક વખત બહાર પાડવાનુ નામદાર સરકારને સૂચવે છે

### એકસેસ પ્રોફીટસ ટેક્સ

આ બાબે સભાસદો તરફથી આવેલ પત્રો વાચ્યા બાદ આ કરના સંબંધમા નામદાર પંજાબ સરકાર મારફત ના હિન્દી સરકારની ઉપર લખી મોકલવાનો ઠરાવ થયો હતો જેમા ખાસ કરીને નીચેના વાધાઓ રજુ કરવામા આવ્યા હતા

(૧) કર નાખવા માટે વ્યાજબી ધોરણ બાધવાની અશકયતા. કરની રકમ નકકી કરવા માટે યોગ્ય કાયદા બાધવાનું કામ બહુજ મુશ્કેલ થઇ પડશે—ખાસ કરીને એટલા માટે કે આ કર જો નાખવામા આવશે, તો તે માત્ર એક વર્ષને માટેજ. અને વળી જે સંજોગો ઉપર કર નાખવાનો આધાર રહેશે તે સંજોગો કોઇ પણ બે આસામીઓની બાબતમા બિલકુલ સરખા હશે નહિ

(૨) લડાઈના વખતનો નફો વહેચી દેવામા આવેલ છે

(૩) દેશના વેપાર ઉદ્યોગને આગળ વધારવા માટે નાણુ એકઠું કરવાની જરૂર હિન્દુસ્તાનના નાના તથા મોટા વેપારીઓને સરખી હોઇ આ કર બહુજ અપ્રિય છે

(૪) વળી વેપારની ફેરવાએલી સ્થિતિને લીધે દેશના વેપાર ઉદ્યોગને ધોકો પહોચે તેવો કોઇ પણ કર નાખવાનુ પગલુ વ્યાજબી નથી.

## ધી અપર ઈન્ડીઆ ચેમ્બર ઓફ કોમર્સ:- રાજ્યદ્વારી ચળવળ કરનારાઓની મજુરોને ઉશ્કેરવા માટેની ખટપટ

એક સભાસદની સૂચનાથી દક્ષિણ હિન્દુસ્તાનમા મજુરીના સંબંધમા જે મુશ્કેલીઓ ઉભી થઇ હતી તે ઉભી કરવા માટે રાજ્યદ્વારી ચળવળ કરનારાઓની ખટપટ તે પ્રાતમા અને ખાસ કરીને કાનપુરમા તે મુશ્કેલીઓ આગળ વધવાના સંબંધમા સ્થાનિક સરકાર ઉપર ગયા સપટેમ્બર મહિનામા લખવામા આવ્યુ હતુ જેના જવાબમા સ્થાનિક સરકારે જણાવ્યુ

કે તે બાબત ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે અને કે ડીફેન્સ ઓફ ઈન્ડીઆ કોન્સોલીડેશન એકટની રૂએ જુલાઇ માસમાં એક નવા કાનુન ( ૨૪ (એ) ) થી આવી સ્થિતિને પુગી વળવા માટે સંપૂર્ણ સત્તા આપવામાં આવી હતી.

### રેજીસ્ટ્રેશન ઓફ પાર્ટનરશીપ એન્ડ કોન્ટ્રોલ ઓફ મીસલીડીંગ બીઝનેસ નેઇમ્સ.

મે માસમાં ધી બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સે હિન્દુસ્તાનમાં ભાગીદારી રજીસ્ટર કરવાના વિષય ઉપર અને વેપારમાં ભૂલ ખવરાવે તેવાં નામ ઉપર અંકુશ મૂકવાના સંબંધમાં બીજું રેપ્રીઝેન્ટેશન કરવા માટે તે વખત અનુકુળ હતો નહિ તે બાબતમાં કમીટીનો મત પૂછાવ્યો હતો અને જો વખત અનુકુળ હોય તો તે બાબતમાં તેઓ એકસંપી પગલું લેવા માટે ખુશી હતા કે નહિ તે પૂછાવ્યું હતું. તેના જવાબમાં કમીટીએ બીજી બધી ચેમ્બરો આ બાબતમાં એક મત થાય તો જોડાવાની મરજી બતાવી હતી.

સપ્ટેમ્બરમાં મદ્રાસ ચેમ્બર તરફથી ફરીથી એ બાબત રજુ કરવામાં આવી હતી અને તે ચેમ્બરે 'રેજીસ્ટ્રેશન ઓફ બીઝનેસ નેઇમ્સ' નું જે બીલ કાઉન્સીલમાં રજુ કરવામાં આવનાર હતું તેને ટેકો આપવા માટે અપર ઇન્ડીઆ ચેમ્બરને વિનંતી કરી હતી. તેના જવાબમાં બોમ્બે ચેમ્બરને મોકલાવેલ જવાબ આપવામાં આવ્યો હતો.

### હિન્દુસ્તાનના રૂ ઉપર અંકુશ.

લડાઇ પછી હિન્દુસ્તાનના રૂ ઉપર અંકુશ મૂકવા માટેની દરખાસ્તો જે ઇન્ડીઆ ઓફીસ તરફથી રજુ કરવામાં આવી હતી તેની ઉપર સ્થાનિક સરકારે ચેમ્બરનો મત માગ્યો હતો. કમીટીએ જણાવ્યું કે લડાઇ પછીના વખતમાં રૂની નિકાશ ઉપર સંપૂર્ણ અંકુશ પરવાનાથી નિકાશ થવા દેવાના રૂપમાં મૂકાવો જોઇએ. ૧૯૧૮ના માર્ચમાં મુંબઇ ખાતે કોટન કલોથ કમીટી જેઓએ તે વખતે રૂની નિકાસ માટે પરવાના કાઢવાનું સૂચવ્યું હતું તેના ૩ જા ઠરાવ તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. હિન્દુસ્તાનની મીલોની માંગ પહેલી પૂરી પાડવાની જરૂર ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો, અને એવું સૂચવવામાં આવ્યું હતું કે યુનાઇટેડ સ્ટેટસ કાંઇ પણ પગલાં લે કે ન લે તો પણ હિન્દુસ્તાનનાં રૂ ઉપર અંકુશ મેલાવો જોઇએ અગર જો અંકુશ મૂકવા માટે સંયુકત પગલાં બહુજ ઇચ્છવા જોગ અને સંપૂર્ણ છે.

કમીટીએ વળી રૂના બજારની ગંભીર સ્થિતિ તરફ લક્ષ ખેંચ્યું હતું જે સ્થિતિ કમીટીના મત પ્રમાણે કોટન કલોથ કમીટીએ માર્ચ મહિનામા રૂના નિકાસ ઉપર અંકુશ મૂકવાના સંબંધમાં કરેલી સૂચનાઓ સરકારે અમલમાં નહિ મૂકવાથી થએલ હતી.

### યુનાઇટેડ કીંગડમ અને હિન્દુસ્તાન વચ્ચે વી. પી. ની પદ્ધતિ સ્થાપવાની સૂચના.

યુનાઇટેડ કીંગડમમાંથી મોકલવામાં આવતાં પારસલો ઉપરનો ખર્ચ એકઠો કરવા માટે એક સર્વીસ સ્થાપવા માટે લંડનની જનરલ પોષ્ટ ઑફીસની સૂચનાના સંબંધમાં નામદાર સરકારના વેપાર અને ઉદ્યોગ ખાતા તરફથી લખવામાં આવેલ એક પત્ર સ્થાનિક સરકાર તરફથી ચેમ્બરને મોકલવામાં આવ્યો હતો અને તે સૂચના ઉપર ચેમ્બરનો મત માંગવામાં આવ્યો હતો.

૧૯૦૮-૯માં પણ ચેમ્બર આગળ તે સવાલ રજુ કરવામાં આવ્યો હતો અને તે વખતે ચેમ્બરની કમીટીએ તે સૂચનાની વિરૂદ્ધ મત આપ્યો હતો. ફરીથી ચેમ્બરની કમીટીએ આગળ રજુ કરેલા વાંધા ઉપરજ ભાર મૂકીને સૂચનાની વિરૂદ્ધ મત આપ્યો હતો.

---

### આવકવેરો નક્કી કરવા માટે મકાન અને સાંચાકામના ઘસારા માટે બાદ કરવાની રકમ :—

કંપનીઓ અને પેઢીઓનો આવકવેરો નક્કી કરવા માટે તેઓને મકાન તથા સાંચાકામના ઘસારા માટે કેટલી રકમ નફામાંથી બાદ કરવા દેવી તે સંબંધમાં બે મુદ્દાઓ ઉપર ઇન્કમટેક્સ કમીશનરે આ ચેમ્બરનો અભિપ્રાય માંગ્યો હતો. આમાંનો પહેલો મુદ્દો એ હતો કે (અ) મકાન અથવા સાંચા કામની મૂળ કિંમત ઉપર ૫ ટકા બાદ કરવાની અથવા તો (બ) દર વર્ષે માંડી વાળેલી કિંમતના છ્ ટકા બાદ કરવા દેવાની જો કંપનીઓને અને પેઢીઓને મરજી મુજબ છૂટ આપવામાં આવે તો કાંઇ હરકત નડે કે નહિં. આ બાબતમાં કમીટીએ એવો જવાબ આપ્યો કે ઘસારાની રકમ જૂદી જૂદી રીતથી બાદ કરવા દેવા સામે તેઓને વાંધો છે. આથી કલેકટરની ઓફીસમાં કામનો બોજો વધી જશે અને અમુક કંપની એક વર્ષે એક રીતથી અને બીજે વર્ષે બીજી રીતથી ઘસારા માટેની રકમ બાદ કરવાનું પસંદ કરશે તો ઘણો ગુંચવાડો થશે. ચેમ્બરે સંગ્રીન પદ્ધતિ સ્થાપવા માટે હંમેશ સુચના કરેલ છે.

બીજો મુદ્દો એ હતો કે જે સાચા કામમાં સાધારણ કરતાં વિશેષ ઘસારો લાગતો હોય તેમાં વધારે રકમની છૂટ આપવાનું કલેકટરની મુનસફી ઉપર રાખવું જોઇએ કે જૂદી જૂદી જાતના સાંચાકામ માટે જૂદા જૂદા દર નક્કી કરવા જોઇએ. આ બાબતમાં કમીટીએ એવો અભિપ્રાય આપ્યો કે કલેકટરને તેવી સત્તા હોવી જોઇએ નહિ. બધી જાતના સાંચા કામ માટે ઘસારાના યોગ્ય દર નક્કી કરવા જોઇએ અને વીજળીને લગતા અને એવાં બીજાં સાંચા કામ જેમાં સાધારણ કરતાં વિશેષ ઘસારો લાગે તે માટે ખાસ દર નક્કી કરવા જોઇએ.

મદ્રાસ ચેમ્બર ઓફ કોમર્સની માસીક સભામાં થયેલાં કામકાજોની વીગત નીચે મુજબ આપવામાં આવેલી છેઃ—

### કેળવાયલા ચામડાના નિકાશ ઉપર અંકુશ.

ઇન્ડીયન મ્યુનીશન્સ બોર્ડના ચામડાં ખાતાના કન્ટ્રોલર મી. એ. સી. મેક વોટરસના ૪ થી નવેમ્બર ૧૯૧૮ ના કાગળ મુજબ શીપીંગ કન્ટ્રોલર અને વોર ઑફીસની સાથના કરારમાં બ્રીટીશ બોર્ડ ઑફ ટ્રેડે એવું નક્કી કર્યું છે કે હાલમાં યુનાઇટેડ કિંગડમમાં હિંદુસ્તાનના કેળવાયલા ચામડાની નિકાશ કરવાની રજા આપવી નહિ.

---

### હિંદુસ્તાનનાં લશ્કરને દરેક ચીજ પુરી પાડવાનો ચોકસ કંપનીને આપવામાં આવેલો હક.

મદ્રાસ ચેમ્બર ઑફ કોમર્સના પાંચમી સપ્ટેમ્બર ૧૯૧૮ના પત્રના લખાણના જવાબમાં દીલ્હીની પંજાબ ચેમ્બર ઑફ કોમર્સ તરફથી ૨૫ મી આકટોબર ૧૯૧૮ મી મળેલા પત્રમાં એવું જણાવવામાં આવ્યું છે ચોકસ પેઢીને "કન્ટ્રોલર ઓફ કોન્ટ્રેકટસે" કમીશનથી ધી શીવાય દરેક ચીજ પુરી પાડવાનો કોન્ટ્રેકટ મળેલો છે આ બાબત પંજાબ ચેમ્બર ઓફ કૉમર્સની કમીટીના કેટલાક મેમ્બરોનાં ધ્યાનમા છે અને હાલમા આ બાબતની ચર્ચા મુંબઇના દરેક પત્રમાં ચાલી રહેલી છે. પછીથી મદ્રાસની ચેમ્બર ઓફ કોમર્સની કમીટીએ એવા નિશ્ચય ઉપર આવી કે "બોમ્બે ક્રોનીકલનું" નું લખાણ દરેક મેમ્બરમાં ફેરવવું અને તે બાબત આવતા મહિનાની મીટીંગમાં લાવવી.

---

ધી બોમ્બે ટાઇસ માર્ટ ૨૧ એંક ઓટ, ફોર્ટ, મુંબઇ.

### એક્સેસ પ્રોફીટસ ડયુટી.

ઉપલા વિષય ઉપર દરેક સ્થાનીક પેપરમાં ૨૩ મી નવેમ્બર ૧૯૧૮ ને દીવસે છપાવેલું લખાણુ વાંચવામાં આવ્યું હતું:—અને આખરે તેઓ એવા નિશ્ચય ઉપર આવ્યા કે દિલ્હીમાં હિંદી સરકારના નાણા ખાતાના અધિકારી ઉપર એવી સમજુતીનો તાર કરવો કે વેપાર અને વિગ્રહની ફેરવાયલી સ્થીતીને લીધે ઉપર જણાવેલું બીલ કાઢી નાખવું.

---

### હાલમાં કાપડના માલના કોન્ટ્રેકટો રદ કરવા વિષે.

મેનચેસ્ટર ચેમ્બર ઓફ કૉમર્સ તરફથી મળેલો તાર વાંચવામાં આવ્યો તેમાં એવું જણાવવામાં આવ્યું હતું કે કાપડના માટેના કોન્ટ્રેકટો રદ કરવા વીષેની લેવામાં આવશે નહિ. જેની તેઓએ ને લીધી હતી.

---

### હિંદુસ્તાનમાં જર્મનોને દાખલ કરવા વિષે.

મદ્રાસ ચેમ્બર ઑફ કૉમર્સની ક ૧૧ એવો નિશ્ચય કર્યો કે મદ્રાસ સરકારની સં તીથી એવું સખત લખાણુ લખીને હિંદી ઉપર મોકલવું કે હિંદુસ્તાનમાં ધંધાની અથવા તો કોઇ પણ બાબત માટે જર્મનોને દાખલ કરવા નહિ અને આની નકલ દ વેપારી ચેમ્બર ઉપર આ બાબતનો ટેકો આપ વાને લખી મોકલવી

---

## પોરબંદર ખાતે વહાણુ બાંધવાનો ઉદ્યોગ.

નામદાર મુંબઇ સરકારે એક યાદી બહાર પાડેલ છે જેમાં હાલમાં ચાલતા વહાણુના ઉંચા નૂર સિવાય બીજી કોઇ પણ જાતના ઉત્તેજન સિવાય પોરબંદર ખાતે વહાણુના ઉદ્યોગની ફત્તેહ તરફ ધ્યાન ખેંચવામાં આવેલ છે. ૧૯૧૭ ના માર્ચ મહિનાની ૧લી તારીખથી ૧૯૧૮ના ઓકટોબરની આખર સુધીમાં કુલ ૭૪૬૦ ટનનાં ૫૨ વહાણુ બાંધવામાં આવ્યાં હતાં અને દરેક વહાણુ ૩૭ ટનથી ૩૦૩ ટનનું છે. લગભગ કુલ ૧૬૯૦ ટનનાં બીજાં ૧૨ વહાણુ તરતાં મૂકવામાં આવેલ છે અને લગભગ કુલ ૧૭૧૫ ટનનાં બીજાં ૧૧ વહાણુ બંધાય છે. આ ૧૧ વહાણુમાં એક વહાણુ ૫૦૦ ટનનું અને તે પોરબંદર ખાતે બાંધવામાં વહાણોમાં સહુથી મોટું છે. વહાણુ માટે લાકડું મલબાર ખાતેથી લાવવામાં આવે છે . વહાણુ બાંધવાવાળાઓને સ્ટેટ તરફથી મદદ જરૂર નથી. ૧૧૦૦૦ ટનના વજનનાં ણુની બનાવટ બાંધનારાઓના વખાણુવા લ સાહસને અને પોરબંદરના સાહસિક . સીઓને આભારી છે. આ વહાણોથી હાલ લાગતી તંગી ઓછી થશે.

---

# WAR AND TRADE

## GOVERNMENT NOTIFICATIONS.

# વિગ્રહ અને વેપારઃ સરકારી જાહેરનામાં.

મુંબઇના કલેકટર ઓફ કસ્ટમ્સ તરફથી આ ચેમ્બરને જણાવવામા આવ્યું છે કે ભવિષ્યમાં હિન્દુસ્તાનમાંથી યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા ખાતે રબરની નિકાસ કરવાના પરવાના માટેની અરજીઓ રબર એન્ડ ટીન એક્સ્પોર્ટ કમીટીને ન કરતાં તે કલેકટર ઓફ કસ્ટમ્સને કરવી. યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા ખાતે રબરની આયાત ઉપરના અંકુશ હજી ચાલુ છે તેથી યુનાઇટેડ સ્ટેટસમાં આયાત માટેનો પરવાનો મેળવ્યા સિવાય નિકાસ કરવાવાળાઓએ માલ ચડાવવો નહિ.

૨૦-૧૨-૧૮.

---

ચીનમાં આયાત નિકાસ કરી શકે તેવા વેપારીઓના લીસ્ટમાં સુધારા વધારા કરનારા લીસ્ટની એક નકલ અમને ના. હિન્દી સરકારના અંડર સેક્રેટરી મી. જી. એચ. હાર્ડી આઈ. સી. એસ તરફથી મળેલ છે જે આ ચેમ્બરની ઑફીસમાં રાખવામાં આવેલ છે.—

વધારા.

| | |
|---|---|
| એલ. એમીડની એન્ડ કું. | શાંગાહી |
| ફ્રેન એસીઆટીક એશ્યોરન્સ | શાંગાહી |
| બેજનજી એન્ડ કું. | ,, |
| એસ. એ. ઇકબાલ અહમદ | શાંગાહી. |
| ટાઇસંગ એન્ડ કું. | સ્વેટાઉ. |
| ચેકો ટકારા | શાંગાહી. |
| ટોઆ સેક્ષ્મા કાબુશીકા કેઇશા | ,, |
| એસ. સીરેન્ટાચી કોફ | ,, |
| હાઉ | ,, |
| લેટ જી. યંગ | ,, |

સુધારા.

નાઇરીમ્સ એન્ડ કું. શાગાહીને બદલે નાઇરેઇમ્સ એન્ડ કું.—શાગાહી.

સોકવાન ચીન સુ કુટંગ ધી કટ્ટી—પેકીંગ ને બદલે ધી કટ્ટી–પેકીંગ.

એફ. વીકાજી એન્ડ કું. શાંગાહી ને બદલે એફ વીકાજી એન્ડ કું.—શાગાહી.

ઘટાડા.

ઐન એન્ડ કું.—સ્વેટાઉ.

૪-૧-૧૯.

---

ચીનમાં આયાત નિકાશ કરી શકે તેવા વેપારીઓના લીસ્ટમાં સુધારા કરનારા લીસ્ટની એક નકલ અમને ના. હિન્દી સરકારના અંડર સેક્રેટરી મી. જી. એચ. હાર્ડી આઇ. સી. એસ. તરફથી મળેલ છે જે આ ચેમ્બરની ઑફીસમાં રાખવામાં આવેલ છે.—

સુધારા.

આહલી કોહ–નેકોન લેમ્પેંગ ને બદલે આહ-લી કોહ–લેમ્પેંગ.

જીઆનસીંઘ નાન્દસીંઘ-બેન્કોક ને બદલે જીઆનસીંઘ નંદસીંઘ બૅન્કોક.

ગુલામ હુસેન અબદુલ કાદર—બેન્કોકને બદલે ગુલામહુસેન અબદુલકાદર બેન્કોક.

જીવાજી રાજા એન્ડસન્સ ( એમ–મુસાભાઈ ) ( એમ–મુસાભાઇ રાજા ) બૅન્કોક ને

બદલે જીવાજી રાજા એન્ડ સન્સ ( એમ-મુસાભાઈ રાજા. ) બૅન્કોક.

કાટ્રડેક બુક-રીનૉગને બદલે કાટ્ર ડેકબુક-રીનૉગ.

રોંગપીમ નાંગ્મુ પીમ થાઇ માઇ-બૅન્કોક ને બદલે રોંગ પીમ નાંગ્મુ પીમ થાઇ માઈ—બેન્કોક.

સી કાક ડીસ્પેન્સરી—બેન્કોક ને બદલે સીકાક ડીસ્પેન્સરી બેન્કોક.

ઠાકુરસીંધ લાહદાસીંધ—બેન્કોક ને બદલે ઠાકુરસીંધ લાધાસીંધ—બેન્કોક.

ટાઇપેંગની ( પેંગ હેક ચીંગ ) બેન્કોક ને બદલે ટાઇપેંગની ( પેંગ હેક ચીચાંગ ) બેન્કોક.

૧૧-૧-૧૯

---

નામદાર મુંબઇ સરકારના અંડર સેક્રેટરી મી૦ એ. એફ. એલ. બ્રેઇન, આઇ. સી. એસ. તરફથી આ ચેમ્બરને જણાવવામાં આવ્યું છે કે તાર મોકલવામાં ' ટેસ્ટ વર્ડઝ ' વાપરવાની રજા ધી ઇટાલીયન ઈન્સ્ટીટ્યુટ ઓફ એક્સચેન્જ રોમ-ને ઇટાલીની સરકારે આપેલ છે.

૧૩-૧-૧૯

---

નામદાર મુંબઇ સરકારના અંડર સેક્રેટરી મી. એ. એફ. એલ. બ્રેઇન આઇ. સી. એસ. તરફથી અમને જણાવવામાં આવ્યું છે કે તાર મોકલવા માટે ટેસ્ટ વર્ડ્ઝનો ઉપયોગ કરવાની છૂટ અમેરીકાની જે બેન્કોને આપવામાં આવી છે તેમાં નીચે લખેલ બેન્કોને લંડનના ચીફ સેન્સરે ઉમેરી છેઃ--

| | |
|---|---|
| ( ૧ ) પોલ ટોસીગ એન્ડ સન. ... ... ... ... ... | ન્યુયોર્ક. |
| ( ૨ ) ફીલીપાઇન નેશનલ બેન્ક. ... ... ... ... ... | ન્યુયોર્ક (એજન્સી) |
| ( ૩ ) અમેરીકન કોલોનીઅલ બેન્ક ઓફ પોર્ટોરીકો ... ... ... | સેન જુએન. |
| ( ૪ ) સેંટ્રલટ્રસ્ટ કંપની ઓફ ઇલીનોઇસ. ... ... ... ... | ચીકાગો. |
| ( ૫ ) સ્કુલ્ઝ એન્ડ રકગેબર. ... ... ... ... ... | ન્યુયોર્ક. |
| ( ૬ ) ઓગસ્ટ બેલમન્ટ એન્ડ કું. ... ... ... ... ... | ,, |
| ( ૭ ) અમેરીકન એકસ્પ્રેસ કું. ... ... ... ... ... | સાનફ્રાન્સીસ્કો ( ઑફીસ. ) |
| ( ૮ ) રોયલ બેન્ક ઓફ કેનેડા. ... ... ... ... | સેનજુએનની શાખા. |
| ( ૯ ) કીસેલ કીનીકટ એન્ડ કું. ... ... ... ... ... | ન્યુયોર્ક. |
| (૧૦) બાન્કા કોમર્શ્યલ ઇટાલીઆના. ... ... ... ... | ન્યુયોક (એજન્સી) |

૧૩-૧-૧૯

---

## ઇન્ડીઆ ઑફીસના નવા કૉન્ટ્રેક્ટસ ઑક્ટોબર ૧૯૧૮.

| | |
|---|---|
| બક્સ—પી. એન્ડ ડબલ્યુ મેકલેલન ... ... ... ... | ગ્લાસગો. |
| માલગાડામાં લઈ જવા માટે—સી. એ. વેલ્સ ... ... ... | લંડન ઇ. સી. |
| સેલ્સ—જનરલ ઇલેકટ્રીક કું. ... ... ... ... ... | લંડન ઇ. સી. |
| કોકસ—જે. બ્લેકબરો એન્ડ સન્સ... ... ... ... ... | બ્રોગહાઉસ, યોર્ક. |
| કોપર પ્લેટસ—ટી. બોલ્ટન એન્ડ સન્સ ... ... ... | લંડન ઇ. સી. |
| કોપર વાયર ઇલીઅટસ મેટલ કું. ... ... ... ... ... | ,, |
| કોરગેટેડ પેપર—થોમસન એન્ડ નોરીસ મેન્યુફેકચરીંગ કું. ... ... | લંડન. |
| ડ્રીલ્સ—બર્મીંગહામ સ્મોલ આર્મ્સ કું. ... ... ... ... | બર્મીંગહામ. |
| ડાઇનેપા—જે. સ્ટોન એન્ડ કું. ... ... ... ... ... | ડેટફર્ડ. |
| કંતાન—જે. બ્લેકવેલ એન્ડ સન્સ ... ... ... ... ... | મેન્ચેસ્ટર. |
| હોર્ન—બૉર્ન એન્ડ કું. ... ... ... ... ... ... | લંડન ઇ. સી. |
| ઇન્સ્યુલેટર્સ—બુલર્સ લીમીટેડ ... ... ... ... ... | લંડન ઇ. સી. |
| લેમ્પસીન—આર. આઇ. કલાર્ક એન્ડ કું. ... ... ... ... | સ્ટ્રેન્ડ. |
| કાગળ—પેનકારણન કું. ... ... ... ... ... ... | લીસ્ટર. |
| ,, હોલીંગ્ઝ વર્થ એન્ડ કું. ... ... ... ... ... | મેઇડસ્ટોન. |
| પેન્સીલો—ઇગલ પેન્સીલ કું. ... ... ... ... ... | ટોટનહામ |
| પેન્સ—હીંક્સ વેલ્સ એન્ડ કું. ... ... ... ... ... | લંડન ઇ. સી. |
| કમાન—ઇબટસન બ્રધર્સ એન્ડ કું. ... ... ... ... | શેફીલ્ડ. |
| વાયરલેસ ગીર—મારકોનીઝ વાયરલેસ ટેલીગ્રાફ કું. ... ... ... | લંડન. |

---

## હિંદુસ્તાનમાં પોર્ટલેન્ડ સીમેન્ટની બનાવટઃ—

બ્રીટીશ ધોરણ ઉપર પોર્ટલેન્ડ સીમેન્ટ બનાવવા માટે ઇસ્ટ ઇન્ડીઆ રેલ્વે ઉપર આવેલ મધુપુર પાસે 'ઝાજહા' ખાતે એક પહેલ વેહલું કારખાનું ઉભું કરવામાં આવેલ છે. આ સાહસ અલીપુર ખાતેના ગવર્નમેન્ટ સ્ટેટ હાઉસના કેમીકલ એક્સ્પર્ટને આભારી છે, કારણકે તેણે 'ઝાજહા' ખાતેનો ચુનો પોર્ટલેન્ડ સીમેન્ટ માટે બહુજ ઉત્તમ તરીકે જાહેર કરેલ છે. એમ જણાવવામાં આવે છે કે નામદાર સરકારે તે કારખાનાના માલેક બાબુ સત્યગોપાળ ડી. તથા મી૦ કે. ચોધરીને પૂરેપૂરી મદદ આપવાને ખુશી બતાવી છે. આ ઉદ્યોગ લડાઇને લગતો છે અને વળી તે એક હિન્દીએ શરૂ કરેલ છે તે નોંધ લેવા જેવું છે.

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શોધખોળ.

આ વિષય ઉપર ધી લંડન ચેમ્બર ઓફ કોમર્સ જરનલમાં એક લેખ આવેલ છે જેનો સાર નીચે આપવામાં આવેલ છે.

વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શોધખોળના સંબંધમાં પ્રીવી કાઉન્સીલની કમીટીના ૧૯૧૭-૧૮ ની સાલના અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે તે વર્ષમાં તે ખાતાનું કામ ઘણુંજ આગળ વધેલ છે. એક નેશનલ ફ્યુઅલ રીસર્ચ સ્ટેશન બાંધવા માટેની યોજના પસંદ કરવામાં આવેલ છે અને ઇસ્ટ ગ્રીનીચ ખાતે સ્ટેશન બાંધવામાં આવે છે. ખોરાક જાળવી રાખવાની રીતોની વૈજ્ઞાનિક તપાસ કરવાની ખાસ જરૂર લાગવાથી એક 'ફુડ ઇન્વેસ્ટીગેશન બૉર્ડ' સ્થાપવામાં આવેલ છે જેણે ઘણી અગત્યની શોધખોળ કરવાનું શરૂ કરેલ છે. કોર્નવેલ ખાતે ટીન અને ટંગસ્ટનની નીપજના સંબંધમાં શોધખોળ ચાલુ રાખવાં અને આગળ વધારવા માટે એક રીસર્ચ બોર્ડ સ્થાપવામા આવેલ છે. અત્યાર સુધી તે શોધખોળો ઇન્સ્ટીટયુશન ઓફ માઇનીંગ એન્ડ મેટાલર્જી તરફથી નાંણાની મદદથી ચલાવવામા આવતી હતી. દેશનાં બીજાં ખાતાંઓની વિનતીથી તે ખાતું બીજી ઘણી શોધખોળો હાથ ધરે છે. જેમાં ખાસ કરીને દેશમાં ઉગાડવામાં આવેલ લાકડાના સંબંધની શોધખોળ છે; અને આ શોધખોળ લડાઇ પછી દેશમાં જંગલો ઉભા કરવામાં બહુજ ઉપયોગી થઇ પડશે. ઔદ્યોગિક શોધખોળ કરવા માટેનાં મંડળો ઉભાં કરવા માટે તે ખાતાને દેશના જૂદા જૂદા ઉદ્યોગો સાથેનો પત્ર વ્યવહાર સંતોષકારક રીતે આગળ વધેલ છે અને સહુ એવા નિર્ણય ઉપર આવેલા છે કે કંપનીઝ એકટની રૂયે કારખાનાવાળાઓનાં સહકારી મંડળો જેઓ નફાની વહેંચણી સિવાય કામ કરે અને જેઓ માત્ર નામની ગેરંટીથી જોડાએલાં હોય તેવાં મંડળો કહાડવાથીજ ભવિષ્યમાં આગળ વધવાની આશા રાખી શકાય. આવી જાતના મંજુર રાખેલ મંડળોને પાંચ છ વર્ષ સુધી ગ્રાન્ટ આપવા માટે ના. સરકારે પાર્લામેન્ટ પાસે ૧,૦૦૦,૦૦૦ પૌંડ માગ્યા હતા. જાણીતા કારખાનાવાળાઓ સાથે વાતચીતમાં તે ખાતાને માલમ પડેલ છે કે કેટલીક વખત કારખાનાઓવાળા શોધખોળ માટે સરકાર સાથે સંબંધ બાંધતાં અચકાય છે કારણ કે તેઓને એવી બીક રહે છે કે નવાં મંડળોના કામમાં તે ખાતું દખલગીરી કરશે અને શોધખોળના પરિણામનો લાભ તેઓને પૂરો લેવા દેશે નહિ અથવા તો તે લાભ તેઓના હરીફોને પણ આપશે. તેઓનું વળી એમ માનવું છે કે તેઓને તે ખાતાની ધુંસરી નીચે રહેવાને લલચાવવામાં આવે છે અને વખત જતાં તે મોટા

મુશ્કેલી તેઓને બોજારૂપ થશે અને તે મંડળો બધાં સરકારના હાથ નીચે આવી જશે અને આવી માન્યતાથી કમીટીની યોજના ફળીભૂત થશે નહિ. કારખાનાવાળાઓનો હેતુ એ છે કે મંડળો પોતેજ પોતાનું કામ ચલાવશે અને પોતાની શોધખોળનો લાભ લેશે. લગભગ ૩૦ ઉદ્યોગો શોધખોળનાં મંડળો સ્થાપવામાં તૈયારી કરી રહેલ છે. આમાની ત્રણને તો બ્રીટીશ ફોટોગ્રાફટક રીસર્ચ એસોસીએશન, બ્રીટીશ સાયન્ટીફીક ઇન્સ્ટ્રુમેન્ટ રીસર્ચ એસોસીએશન તથા બ્રીટીશ વુલ રીસર્ચ એસોસીએશન બોર્ડ ઓફ ટ્રેડ પરવાના આપી દીધેલ છે અને બ્રીટીશ કોટન ઇન્ડસ્ટ્રી રીસર્ચ એસોસીએશન, બ્રીટીશ પોર્ટલેન્ડ સીમેન્ટ મેન્યુફેકચર્સ રીસર્ચ એસોસીએશના બ્રીટીશ ઇન્ડીઆ-રબર મેન્યુફેકચરર્સ એસોસીએશન અને બ્રીટીશ મોટર એન્ડ એલાઇડ મેન્યુફેકચરર્સ રીસર્ચ એસોસીએશનના કાયદા કાનુનો લગભગ તૈયાર થવા આવેલ છે. બીજા ઉદ્યોગો પણ શરૂઆત માંટેની તૈયારીઓ કરી રહેલ છે.

## "લડાઇનો અંત"—એટલે શું ?

'કોમર્સ' પત્રમાં એક લેખમાં ઉપરનો વિષય ચર્ચવામાં આવેલ છે જેનો સાર અત્રે આપવામા આવ્યો છે.

નજીકના ભવિષ્યમાં ઔદ્યોગિક ખીલવણીના સંભવ ઉપર ચર્ચા કર્યા પહેલાં 'લડાઇનો અંત' એ શબ્દોનો પ્રમાણરૂપ કાયદાનુસાર અર્થ સમજવો તે અગત્યનું છે. લડાઇ શરૂ થઇ ત્યારથી તે શબ્દો ખાનગી કોન્ટ્રાકટોમાં 'તથા લડાઇને લીધે જરૂરના લાગેલા કાયદાગાં લડાઇના વખતમા મુલતવી રાખવામાં આવેલ કરજ પાકવાનો વખત સૂચવવા માટે વાપરવામા આવેલ છે. હવે 'આર્મીસ્ટીસ' ઉપર સહી થએલી હોવાથી વેપારીઓ સ્વાભાવિક રીતે સુલેહના વખતમાં તેઓની ભવિષ્યની યોજના ઉપર વિચાર કરી રહ્યા છે અને "લડાઇના અંત પછી" અમુક વખત વીત્યા બાદ કોઇપણ લેણુંદેણું પાકવાના સંબંધમાં જે કાંઇ ગોઠવણ તેઓએ કરેલ હોય તે સંબંધમાં તેઓની વાસ્તવિક રીતે શું સ્થિતિ છે તે તેઓ જાણવા માંગે છે. કેટલીક બાબતમાં-ખાસ કરીને હુંડીઓની લેવડદેવડમાં-આ મુદ્દો દેખીતી રીતે ઘણોજ અગત્યનો છે; પરંતુ હજી સુધી તે શબ્દોનો કાયદાનુસાર અર્થ જાણવામા આવેલ નથી. હજી સુધી જે કાંઇ થયું છે તે માત્ર એટલુંજ કે એટર્ની જનરલે આ શબ્દોનો કાયદાનુસાર અર્થ નક્કી કરવા માટે મી. જસ્ટીસ એટકીનની કમીટી નીમેલી હતી તે કમીટીએ ૧૯૧૮ ના જાન્યુઆરી મહિનાની ૨ જી તારીખે મીનીસ્ટ્રી ઓફ રીકન્સ્ટ્રકશનને પોતાનો પહેલો રીપોર્ટ મોકલાવ્યો હતો અને જુલાઇની ૧૬ મી તારીખે આ રીપોર્ટ ઉપર વિચાર ચલાવવા અને આ અને આવાં બીજાં વાકયોના કાયદાનુસાર અર્થ નક્કી કરવા માટે પાર્લામેન્ટે શાં પગલાં લેવાં જોઇએ તે ઉપર સૂચના કરવા માટે હાઉસ ઓફ કોમન્સની એક ખાસ કમીટી નીમવામાં આવી હતી ઑગસ્ટની ૫ મી તારીખે આ કમીટીના રીપોર્ટ ઉપર સહી થઇ હતી, જેમાં એવી ભલામણ કરવામાં આવી હતી કે એક સરકારી બીલ રજુ કરીને તે પસાર કરવું જોઇએ. કે જેથી મી૰ જસ્ટીસ એટકીનની કમીટીના નિર્ણય ને કાયદાપૂર્વક સત્તા મળે વ્યવહારૂ ઉપયોગિતા માટે આ પ્રમાણે કાયદો પસાર થયા પહેલાં પણ વેપારીઓને મી. જસ્ટીસ એટકીનની કમીટીની ભલામણ પ્રમાણે તે શબ્દોના અર્થ કરવા માટે સલાહ આપવામા આવશે એમ માની શકાય. કારણકે તે ભલામણો હાઉસ ઓફ કોમન્સની ખાસ કમીટીએ પણ મંજુર રાખેલ છે. કમીટીના મત પ્રમાણે "લડાઇનો અંત" એટલે જે

---

તારીખે સુલેહનું તહનામું લડાઇમાં ઉતરેલાં સઘળાં રાજ્યો ઉપર બંધન કર્તા થાય તે દિવસ એટલે કે જે દિવસે તહનામાને અરસપરસ મંજુરી મળે તે દિવસ. કારણકે જ્યાં સુધી છેવટને માટે અને રદન કરી શકાય તેવી રીતે સુલેહ થાય નહિ ત્યાં સુધી લડાઇ પૂરી થઇ કહેવાય નહિ.

---

લડાઇ પછી વેપાર માટે સાખના (credit) આધાર તરીકે ઉપયોગમાં લેવા સોનું સંઘરવાની જરૂરીઆત ઉપર સર એડવર્ડ એમ. હોલ્ડને ભાર મૂકેલ છે.

છેલ્લાં થોડા વર્ષ દરમીઆન સોનાની નીપજ નીચે પ્રમાણે હતી —

| | | | પૌંડ. |
|---|---|---|---|
| ૧૯૧૭ | ... | ... | ૮૯,૦૦૦,૦૦૦ |
| ૧૯૧૬ | ... | ... | ૯૪,૦૦૦,૦૦૦ |
| ૧૯૧૫ | ... | ... | ૯૭,૦૦૦,૦૦૦ |
| ૧૯૧૪ | ... | ... | ૯૨,૦૦૦,૦૦૦ |
| ૧૯૧૩ | ... | .. | ૯૪,૦૦૦,૦૦૦ |
| ૧૯૧૨ | ... | ... | ૯૬,૦૦૦,૦૦૦ |

૧૯૧૮ ની સાલની ૮૯,૦૦૦,૦૦૦ પૌંડની કિંમતની નિપજમાં લગભગ ૫૬,૦૦૦,૦૦૦ પૌંડની કિંમતનું સોનું બ્રીટીશ રાજ્યની હદની ખાણોમાંથી આવ્યું હતું. લડાઇ પછી સાખ ટકાવી રાખવા માટે આ બધા સોનાની જરૂર હોલ્ડનની માન્યતા મુજબ પડશે.

---

યુરોપથી હિન્દુસ્તાન ખાતે ગંધકની નિકાશ કરવા ઉપર મૂકવામાં આવેલ અંકુશ હવે દૂર કરવામાં આવેલ છે અને હવેથી સીસીલીથી ગંધ તથા ગંધકનાં ફૂલ હિન્દુસ્તાન ખાતે પરભાયા મોકલવાની છૂટ થયેલ છે.

---

નામદાર હિન્દી સરકારના ડીરેકટર ઓફ સ્ટેટીસ્ટીક્સ તરફથી જણાવવામાં આવ્યું છે કે ૧૯૧૮ ના ડીસેમ્બર મહિનાથી 'સી બોર્ન એક્સપોર્ટ ટ્રેડ રીટર્ન્સ'માં 'કોટન વેસ્ટ'ની નિકાસના આંકડા કાચા રૂની નિકાસના આંકડાથી કોટન કોન્ટ્રેકટસ કમીટીએ સૂચવ્યા મુજબ અલાયદા આપવામાં આવશે.

## ઓસ્ટ્રેલીઆના હુન્નરોની ખીલવણી.

લડાઇ દરમીયાન વિલાયતથી માલ આવવાની મુશ્કેલીઓને લીધે દેશમાં બનતી ચીજોને ઉત્તેજન મળ્યું છે પણ ઓસ્ટ્રેલીયન લોકોની લાંબા વખતથી એવી ધારણા છે કે પોતાના દેશની પેદાશમાંથી હુન્નર ઉદ્યોગ ખીલવવો અને તેમના ઉપર વધારે અને વધારે આધાર રાખતાં શીખવું. આવી જાતની તીવ્ર ઇચ્છા લડાઇને લીધે ઉત્પન્ન થયેલી છે. ૧૯૧૫ ની સાલમાં ઓસ્ટ્રેલીઆના જુદા જુદા દેશમાંથી એકંદર પેદાશ ૧૬,૯૦,૮૬,૭૦૦ પૌંડની થયેલી છે; વળી ૧૯૦૭ ની સાલમાં ૯,૩૫,૪૯,૧૬૫ પૌંડની પેદાશ થયલી છે. વિલાયતની પેદાશ વિષેની માહીતી મેળવવાને જે લોકો ઇચ્છા રાખે છે તેઓને લન્ડનમાં ઑવરસીઝ ટ્રેડ ખાતાની ડેવલપમેન્ટ અને ઇન્ટેલીજન્સ ઑફીસમાંથી મળી શકશે જેમાં નીચે પ્રમાણેની વીગતો મળી શકે છે. જુદી જુદી જાતની ફેકટરીઓ, તેઓની સંખ્યા, પેદાશ, જમીનની કીંમત, બાંધકામ અને તેના નકશાઓ, એકંદર કામ કરવા રાખેલા માણસોની સંખ્યા અને તેઓની મજુરી અને એવી જાતની બાતમીઓ પ્રાચીન વર્ષોની મળી શકે છે. જુદા જુદા ઉદ્યોગોના ૧૯ મોટા ભાગ અને તેની સાથે તેને અનુસરતા પેટા ભાગ દરેક જાતના ઉદ્યોગને માટે આ રજીસ્ટરોમાં વર્ગીકરણ કરવામાં આવ્યા છે. ઉપર જણાવેલા ભાગો કરતાં ખોરાક પાણી અને એને લગતી બીજી ચીજો બનાવવાની સંસ્થાઓ ઉઘાડવી જે સૌથી અગત્યની બાબત છે.

---

ઉપલી બાબતની અંદર માંસ અને મચ્છી રાખવાની જગ્યાઓ માખણ, પનીર અને ઘટ્ટ દુધની ફેકટરીઓ, લોટની અને ખાંડની ગીરણીઓ દારૂ બનાવવાના કારખાનાઓ, ધાતુ અને સાંચાકામ બનાવવાના કારખાનાઓ અને એવા પરચુટણ ઉદ્યોગોનો સમાવેશ થાય છે; વળી જોડા અને કપડાં બનાવવાનાં કારખાનાઓની પેદાશ વીગે આંકડાઓ મળી શકે છે જે બીજી અગત્યની બાબત છે.

દરેક કારખાનાઓમાં કાચી ચીજોનો ઉપયોગ થાય છે જેનો મોટો જથ્થો અહિંઆથી ચઢાવવામાં આવે છે. તેઓને કાચી ચીજોનો માલ અમુક જથ્થામાં મળી શકે છે અને તેથી કારખાનાવાળાઓને તેમના ઉપર આધાર રાખવો પડે છે.

હાલમાં લોઢાનો ઉદ્યોગ ન્યુ સાઉથ વેલ્સના ન્યુ કેસલ આગળ મેસર્સ બ્રોકન હીલ પટી કું. લીમીટેડ લગભગ ૨૫ લાખ પૌંડ જેટલો ખર્ચ કરીને શરૂ કરેલ છે. અત્યારે તેઓ આગગાડીના પાટાઓ અને ઘર બાંધવાને લગતો સામાન અને મરચન્ટ બાર્સ તૈયાર કરી શકે છે પણ મીલને લગતા લોઢાના સળીઆ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાંથી ચઢાવવામા આવે છે. વળી તેની સાથે બીજી ભઠ્ઠી ચાલુ કરીને જે માલ તૈયાર થાય છે તેના કરતાં બમણો માલ તૈયાર કરી શકે છે. કંપનીના ડાયરેકટરોનો એવો મત છે કે 'કોમન વેલ્થ' માં બનાવવામાં આવેલી ચીજોથીજ ઓસ્ટ્રેલીઆમાં સ્ટીમરો બાંધવી અને તેને લગતા બીજા લોઢાંનો સામાન બ્રોકર હીલ કું. તરફથી તૈયાર કરવામાં આવશે ઉપલી કંપની ઉપરાંત ન્યુ સાઉથ વેલ્સના લીથીગો આગળ બીજું એક લોઢાનું કારખાનું સ્થાપવામાં આવ્યું છે, જે પીગ આર્યન, મરચન્ટ બાર્સ અને રેલ્વેને લગતો સામાન તેમજ પાઇપો અને ટયુબો વગેરે માલ બનાવી શકે છે. ન્યુ કેસલની એનજીનીયરીંની પેઢીએ "રોલીંગ મરચન્ટ બાર્સ" નામનો માલ બનાવવા માટે ત્રણ ઇલેકટ્રીક મીલો બાંધેલી છે અને તેઓ એવું કહે છે કે તે ઘણી સારી રીતે ચાલે છે. ઓસ્ટ્રેલીઅન ઇલેકટ્રીક ટીકસ્ટીલ કું લીમીટેડ સીડની આગળ એલેકઝાન્ડ્રામા તેઓના કારખાનાઓમાં બીજી એક ઇલેકટ્રીકની ભટ્ટી તૈયાર કરેલ છે; વળી વેસ્ટર્ન ઓસ્ટ્રેલીઆમાં ખાણ ખોદવાના ઉદ્યોગને લગતી ચીજો બનાવવા માટેની બીજી એક ઇલેટ્રીક લોઢાની ભટ્ટી તૈયાર કરવાને આ કંપની વીચાર કરે છે, વળી મેલબોર્નમાં પણ ઇલેકટ્રીક ભટ્ટી તૈયાર કરશે. તેમજ વળી આ કંપનીને 'ફેરોસીલીકોન' નામનો પદાર્થ એલેકઝાન્ડ્રાના કારખાનામાં તૈયાર કરવાને માટે એક ભટ્ટી તૈયાર કરવાની સુચના કરવામાં આવેલ છે જે ધાતુ પહેલાં આયાત કરવામાં આવતી હતી. તેવીજ રીતે એલેકઝાન્ડ્રામાં રેલ્વેના પૈડાની વાટને લગતા સ્ટીલ ઇન્ગોટસ બનાવવામાં આવે છે અને હાલમાં ઓસ્ટ્રેલીઆમા ટાયર (વાટ)નું કારખાનું નથી પણ વીકટોરીઆના કેસટલે મેઇન આગળ એક કંપની ૫૦૦ ટન પાવરનું સ્ટીમ અને હાયડ્રોલીક પ્રેસ "વેલ્ડલેસ સ્ટીલ ટાયરસ" તૈયાર કરે છે. સ્ટીલ બ્લુમસ અથવા ઇન્ગોટસ મેસર્સ બ્રોકેન હીલપટી કું અને ઓસ્ટ્રેલીઅન ઇલેકટ્રીક સ્ટીલ કું. એ બનાવે છે. કેસ્ટેલ મેઇનની કંપનીને એક હજાર પાંચસો ટાયરસનો ઓરડર ન્યુ સાઉથ વેલ્સ ગવર્નમેન્ટ ટ્રામવેએ આપેલો છે અને કેટલીક સ્ટેટ રેલ્વેઓ પણ ઓરડરો આપે છે. ઓસ્ટ્રેલીઅન ઇલેકટ્રીક સ્ટીલ કું એ બ્રોકહીલ આગળ ખાણ ખોદનારી કંપનીઓને સખ્યાબંધ ઓજારો જેમાં ક્રોમ સ્ટીલ અને રોલશેલ્સ પુરા પાડવામાં આવ્યા હતા જેમાંની બે ઉપલી ચીજો અગાઉ જર્મની અને યુનાઇટેડ કીંગડમમાંથી આયાત કરવામાં આવતી હતી.

મેલબોર્નની કોલોનીયલ એમ્યુનીશન કું. ફેડરલ સરકાર માટે દારૂગોળો પુરૂં પાડ-

વાનું કામ કરતી હતી હવે પોતાના કારખાનામાં કેટલોક સુધારો કરીને તેઓ બ્રાસ, કોપર, એલ્યુમીનીયમ, નીકલ તથા સીલવરનાં પતરાં તેઓની બજારમાં સારી રીતે પુરાં પાડી શકે છે. ન્યુ સાઉથ વેલ્સના પોર્ટ કેમબ્લેમાં એક કંપની તાંબાના પતરાં અને તાર બનાવવા માટે સાંચા કામ ઉભું કરે છે વળી લન્ડનની એક પેઢીએ સફેતો અને રંગ બનાવવા માટે સીડની આગળ એક કારખાનું મોટા પાયા ઉપર ઉભું કરેલ છે. તેમજ સીડની આગળ પેરામેટામાં અળસીનું તેલ અને તેનો ખોરાક બનાવતી એક ફેકટરીએ પોતાનું કામ ઘણું આગળ વધારેલું છે. ઓસ્ટ્રેલીઅન લોકોની જરૂરીઆતનો ૨/૩ ભાગ ત્યાં તૈયાર કરી શકાશે હાલમાં બીયાં હિન્દુસ્તાનમાંથી આયાત કરવામાં આવે છે કારણ કે ફેડેરલ સરકાર તરફથી ૧૦ ટકાની બાઉન્ટીથી સ્થાનિક ખેડુતોને જોઇએ તેવું ઉત્તેજન મળ્યું નથી.

કાગળ બનાવવાના ઉદ્યોગના સંબંધમાં નોર્થ કવીન્સ લેન્ડમાં પ્રયોગો કરવામાં આવ્યા હતા. પણ પલ્પ (માવો) બનાવવા માટે જરૂરનો કાચો માલ એકઠો કરવામાં ઘણો ખર્ચ લાગે છે. પણ ઓસ્ટ્રેલીઆમાં માત્ર એકજ કંપની છે કે જેનું નામ કવીન્સ લેન્ડ પાઇન કું. લીમીટેડના નામથી ઓળખાય છે જે લાકડામાંથી પલ્પ બનાવે છે. એવું જણાવવામાં આવ્યું છે કે તે કંપનીની મીલમાં સારો પલ્પ "હુપ પાઇન અને બનયા બનયા" નામના લાકડામાંથી બનાવવામા આવતો હતો પણ પાણીની તાણને લીધે ૧૯૧૬ ની સાલમાં બંધ કરવામાં આવી છે. ન્યુ સાઉથ વેલ્સ અને વીકટોરીઆના સ્ટેટ સરકાર સ્થાનીક લાકડામાંથી પલ્પ બનાવી તેના કાગળ બનાવવાની એક ફેકટરી ઉભી કરવાના સંબંધમાં તપાસ ચલાવે છે. ઉપર માત્ર ઓટ્રેલીઆના મધ્યમ ઉદ્યોગની ખીલવણી વીષે કહેવામાં આવેલ છે. કેટલાક ઉદ્યોગોની બાબતમાં આ ખીલવણી લડાઇનું પરિણામ છે તેથી તેઓ હમેશ માટે ટકી શકશે કે કેમ તે શંકા ભરેલું છે. હાલની માન્યતા એવી છે કે જે દેશ હમેશને માટે જકાતના સંબંધમાં સંરક્ષણ પદ્ધતિ ( Protectionst fiscal Policy ) સ્વીકારે છે અને જેનાં કુદરતી સાધનો ઘણાં બહોળાં છે તે દેશમાં આવા મધ્યમ ઉદ્યોગો પણ દર વર્ષે આગળ વધશે. છેલાં થોડાં વર્ષનો ઇતિહાસ આ માન્યતાને ટેકો આપે છે.

---

## જાપાન ખાતે અમેરીકાનું રૂ લઇ જવા માટેનો કોન્ટ્રેકટઃ—

યોકોહામા ખાતેનો કોમર્શ્યલ એટેચી ધી ઇંડીઅન ટ્રેડ જરનલમાં નીચે પ્રમાણે લખે છેઃ—

તા. ૧-૯-૧૮ થી તા. ૩૧-૮-૧૯૧૯ સુધીમાં ધી જાપાન કોટન સ્પીનર્સ એસોસીએશનના સભાસદોએ જે રૂ અમેરીકામાં ખરીધું હોય તે જાપાન પહોંચાડવા માટે તે એસોશીએશને નીપન યુસેન કેઇસા, ટોયો કીસન કેઇસા, અને ઓસાકા સોસન કેઇસા સાથે એક કોન્ટ્રેકટ કરેલ છે.

( ૧ ) તા. ૧૫-૧૦-૧૯૧૮ થી તા. ૩૦-૪-૧૯૧૯ સુધીમાં ઉપર જણાવેલી ત્રણ કંપનીઓ પોતાની સ્ટીમરોમાં નીચે પ્રમાણે રૂનો જથ્થો પેસીફીક સમુદ્રના કીનારા ઉપરથી લઇ જશેઃ—

| | ગાંસડી. |
|---|---|
| નીપન યુસેન કેઇસા. | ૬૦,૫૦૦ |
| ટોયો કીશન કેઇસા. | ૧૩૬,૧૦૦ |
| ઓસાકા શોસન કેઇસા. | ૧૦૩,૪૦૦ |

( ૨ ) ઉપરની કલમને અનુસરીને તા. ૧૫-૧૦-૧૯૧૮ થી તા. ૩૦-૪-૧૯૧૯ સુધીમાં જે સ્ટીમરો મારફત રૂ લઇ જવામાં આવશે તેનાં નામ તથા દરેક સ્ટીમર કેટલો જથ્થો લઇ જશે તે નીચે પ્રમાણે મુકરર કરવામાં આવે છે.

નીપન યુસન કેઈસાઃ—

| | | |
|---|---|---|
| સ્ટીમર 'અરસુતા મારૂ' અને બીજી પાંચ સ્ટીમર મારફત કુલ ફેરા ૧૪; દર ફેરા દીઠ ગાંસડી ૩૫૦૦ | ગાંસડી. | ૪૯,૦૦૦ |
| દર મહિને બે ખાસ સ્ટીમર મારફત દરેક ફેરા દીઠ ૨૦૦૦ ગાંસડીથી વધારે નહિ. | | ૧૧,૫૦૦ |
| | કુલ. | ૬૦,૫૦૦ |

ટોયો કીસન કેઈસા.

| | |
|---|---|
| સ્ટીમર, ટેન્ટો મારૂ, અને ત્રણ બીજી સ્ટીમર મારફત ૯ ફેરા દર ફેરા દીઠ ગાસડી ૩૫૦૦ | ૩૧,૫૦૦ |
| ખાસ સ્ટીમર 'શીન્યો મારૂ' બે ફેરા. | ૪,૬૦૦ |
| | ૩૬,૧૦૦ |

ઓસાકા શોસન કેઈસા.

| | |
|---|---|
| સ્ટીમર 'આફ્રીકા મારૂ' જેવી સ્ટીમર મારફત ૭ ફેરા દર ફેરા દીઠ ગાંસડી ૬૦૦૦ | ૪૨,૦૦૦ |
| સ્ટીમર 'કેનેડા મારૂ' જેવી સ્ટીમર અથવા બીજી કોઈ સ્ટીમર મારફત ૧૧ ફેરા દર ફેરા દીઠ ગાંસડી ૪૦૦૦ | ૪૪૦૦૦ |
| ખાસ સ્ટીમર મારફત ૫ ફેરા દર ફેરા દીઠ ગાંસડી ૩૪૮૦ | ૧૭૪૦૦ |
| | ૧,૦૩,૪૦૦ |

કોટન સ્પીનર્સ એસોસીએશનના સભાસદો ઉપર જણાવ્યા મુજબ ગાંસડીઓ સ્ટીમર ઉપર ચડાવશે.

(૩) હડતાળ અથવા બીજાં અનિવાર્ય કારણોને લઇને મુસાફરીમાં ઢીલ થવાથી જો ગાંસડીઓ ઓછી લઇ જઇ શકાય તો શીપીંગ કંપનીઓ પૂરી ગાંસડીઓ લઇ જવા માટે જોખમદાર નથી.

(૪) જો ત્રણ સ્ટીમ શીપ કંપનીઓમાંની કોઇ કંપની કલમ ૨ જીમાં જણાવેલી સ્ટીમરોને બદલે બીજી સ્ટીમર મારફત માલ લઇ જશે તો તેવા સંજોગો હેઠળ દરિયાઇ વીમાના દરના કોઇ પણ વધારા માટે સ્ટીમ શીપ કંપની જોખમદાર રહેશે.

(૫) આ કોન્ટ્રેક્ટની રૂયે જે રૂ ચઢાવવામાં આવે તેને માટે દર ૧૦૦ રતલ દીઠ ૨–૧૫ ડૉલર નૂર લાગશે.

(ઉપર જણાવેલ નૂર માલ ભરતી વખતે 'મેનીફેસ્ટ'માં જણાવવામાં આવેલ નૂરને ધ્યાનમાં લીધા શિવાય આપવામાં આવશે)

(૬) ઉપરના એસોસીએશનના સભાસદો જો પહેલી અને બીજી કલમમાં જણાવ્યા મુજબ ગાંસડીઓ ચડાવી ન શકે તો તેઓ સ્ટીમ શીપ કંપનીને જેટલી ગાંસડીઓ ઓછી મંગાવવામા આવી હોય તેની ઉપર દર ૧૦૦ રતલ દીઠ ૨–૧૫ ડૉલર આપશે સિવાય કે સભાસદો અનિવાર્ય કારણોને લઇને ગાંસડીઓ ચડાવી શકયા હોય નહિ.

(૭) એસોસીએશનના સભાસદો ત્રણ કંપનીઓની માલીકીની સ્ટીમર ઉપર રૂ ચડાવે તે રૂ નીપજની જગ્યાએથી બંદર સુધી લઇ જવા માટેનું રેલ્વે ભાડું રૂ પહોંચતાંજ આપવામાં આવશે; પરંતુ એ શરતે કે રૂ પહોંચતાંજ જો પૂરૂં રેલ્વે ભાડું આપવામાં આવે તો એસોસીએશનના સભાસદો પૂરેપૂરૂં રૂ નિર્મિત જગ્યાએ પહોંચે કે ન પહોંચે તો પણ સ્ટીમ શીપ કંપનીને રેલ્વે ભાડું ભરી દેવાની જવાબદારી લે; અને સ્ટીમશીપ ઉપર 'જનરલ એવરેજ' ઉભું થવા પામે તો રેલ્વે ભાડાને લગતા

'જનરલ એવરેજ'ના પ્રમાણુને માટે સભાસદો જવાબદાર રહે.

(૮) તા. ૧-૯-૧૯૧૮ થી તા. ૩૦-૪-૧૯૧૯ સુધીમાં કલમ પહેલી અને ત્રીજીમાં જણાવ્યા સિવાયની ગાંસડીઓ યુનાઇટેડ સ્ટેટ્સથી જાપાન લઇ જવી હોય તેમજ તા. ૧-૫-૧૯૧૯ થી તા. ૩૧-૮-૧૯૧૯ સુધી જે રૂ લઇ જવું હોય તે કલમ ૫ મીમાં ઠરાવેલા નૂરથી લઇ જવા માટે ત્રણ સ્ટીમશીપ કંપનીઓ પોતાથી બનતું કરશે અને એસોસીએશનના સભાસદો પણ વધારાનો માલ ચડાવવા માટે પહેલી પસંદગી તે ત્રણ સ્ટીમશીપ કંપનીઓને આપશે.

(૯) જો તા. ૩૧-૮-૧૯૧૮ પહેલાં સ્ટીમશીપ કંપનીઓને ડીપાર્ટમેન્ટ ઓફ કોમ્યુનીકેશન્સ તરફથી ૫ મી કલમમાં જણાવ્યા પ્રમાણેના નૂર માટે મંજુરી મળે નહિ તો આ મેમોરેન્ડમ રદ જશે.

(૧૦) જે બંદરે માલ ચડાવવામાં આવે તે બંદરે રોકાણ માટેનો ખર્ચ, ગાડાંમાંથી સ્ટીમરમાં માલ ભરવાનો ખર્ચ, માલ ભરી રાખવા માટેનું ભાડું, જકાત વિગેરે માટે એસોસીએશનના સભાસદો જોખમદાર રહેશે.

(૧૧) યુનાઇટેડ સ્ટેટ્સમાં રેલ્વે રસ્તાઓની હાલની સ્થિતિ જોતાં ત્રણ કંપનીઓ એસોસીએશનના સભાસદોની વિનંતીથી તેઓની જવાબદારીની હદમાં રહીને નીપજની જગ્યાએ 'બીલ ઓફ લેડીંગ'માં લખેલ સ્ટીમરનું નામ ધ્યાનમાં લીધા સિવાય માલ ચડાવવા માટે સ્વીકારશે.

---

## એક વેપારી મુકરદમો.

### સ્મોલ કોઝ કોર્ટ મુંબઇ.

સુટ નં. ૫૨૯/૧૧૦૩૩ સને ૧૯૧૮.

૧ દોરાબજી હીરજીભાઇ વાર્ડન
૨ વનમાલી ગોપાલજી દોરાબજી વાર્ડનની કું. ના નામથી મુલજી જેઠા મારકીટમાં વેપાર કરનાર. } વાદીઓ.

વિ.

ની. બોજીઆનો-સી. બોજીઆનોની કું. નામે હોર્નબી રોડ ઉપર યોર્ક બીલ્ડીંગમાં વેપાર કરનાર } પ્રતિવાદી.

બુધવાર, તા. ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૧૮.

'નું નામ ફર્વાન્સ
કના નામથી ઓળખા
પલ્પ બનાવે છે. એવું જ
કે તે કંપનીની મીલમાં સારો ૫
અને બનયા બનયા" નામના
બનાવવામાં આવતો હતો પણ જો વાદી તરફથી પોતાના
તાણને લીધે ૧૯૧૬ ની સાલમાં બંધ કરવામાં આવી છે. ન્યુ સાઉથ વેલ્સ અને વીકટોરીઆના સ્ટેટ સરકાર સ્થાનીક લાકડામાંથી પલ્પ બનાવી તેના કાગળ બનાવવાની એક ફેકટરી ઉભી કરવાના સંબંધમાં તપાસ ચલાવે છે. ઉપર માત્ર ઓટ્રેલીઆના મધ્યમ ઉદ્યોગની ખીલવણી વીષે કહેવામાં આવેલ છે. કેટલાક ઉદ્યોગોની બાબતમાં આ ખીલવણી લડાઇનું પરિણામ છે તેથી તેઓ હમેશ માટે ટકી શકશે કે કેમ તે

નીપજ ગુસેન.
ટોચો કીશન કેઇ
ઓસાકા શોસન માં આવ્યો હતો. મજકુર

(૨) ઉપરન તરફથી ૧૧ મી જાન્યુઆરી ૧૫-૧૦-૧૯૧૮ થી દર કેમ તેઓને તે વખતે જે સ્ટીમરો મારફત ને મજુર રાખતા હોય એવા તેનાં નામ તથા દરેક વામાં આવ્યું હતું. એક લઇ જશે તે નીચે પ્ર મ આ ખોટું હતું. આવે છે.

---

બ્રોકન મોઝેક ટાઇલ્સની ડીબાઇનો ક્યાં જોવા મળશે ?

પ્રતિવાદીએ તેની મીલાનની હેડ ઑફીસ દ્વારા ૧૯૧૫ના ઓકટોબરમાં ૪૦૦૦ તાકા ટ્રાઉઝરીંગનાને ૩૦૦૦ તાકા હેરીંગ બોનના ૧૯૧૬ ના જુન, જુલાઇ શીપમેન્ટના લેવા બનાવનારને ઓડર આપ્યો હતો. આ "ઓફર" મંજુર રાખવામા આવી હતી અને આ મંજુરીને અગેજ કે જે વિષે તેઓને ખબર આપવામાં આવી હતી મુંબઇની ઓફીસે ૧૯૧૬ના ૧૧ મી જાનેવારીની એકસેપ્ટન્સનોટ આપી હતી અને નહિકે ઇટાલીથી મળેલા તારને આધારે. *વાદીના ઇન્ડેન્ટનો માલ ૩૦૦૦ તાકાના બીજા* કબાલામાથી કે જેમાં ૩૦૬ હેરીંગ બોનના તાકા હતા અને ૨૬૯૬ ટ્રૂઉઝરીંગના હતા તેમાંથી આવવાનો હતો. આ કબુલાત પછી પ્રતિવાદીને પત્રદ્વારાએ માલ બનાવનાર તરફથી અમુક ખબર મળી. તા. ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને દિવસે "મેન્યુફેક્ચરર" ૩૦૦૦ તાકાના કબાલામાના ટ્રાઉઝરીંગના તાકામાના ૯૦૦ તાકા પુરા પાડવાને તેઓ નાખુશ છે અને બદલામાં હેરીંગ બોન આપવાને ખુશી છે એવી જાતનો પ્રતિવાદીને તાર મળ્યો.

તા. ૨૮ મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને દીવસે પોતાના ઘરાકોને પુછયા વિના દરેક ટ્રાઉઝરીંગના ઇન્ડેન્ટમાથી ચાર ચાર તાકા કેન્સલ કરવાનું પ્રતિવાદીના મેનેજરે માથે લીધું અને તે પ્રમાણેની ઇટાલી ઓફીસને ખબર આપી. આ પ્રમાણેની વર્તણુકને ૭૦૦૦ તાકા સાથે સંબંધ હોવાથી માલ બનાવનારને તે મંજુર રાખવા જેવું લાગ્યું નહિ. ૨ જી માર્ચનો મીલાનથી મળેલો જવાબ સ્થિતિ વર્ણવે છે અને જણાવે છે કે ૪૦૦૦) તાકાવાળા કબાલા સંબંધમાં કાંઇ ફેરફાર થઇ શકે નહિ. અને તેથી ૩૦૦૦) તાકાના કબાલામાં જે સરતો ટ્રાઉઝરીંગને લગતી છે તે અમલમાં મુકી શકાશે નહિ, અને મુંબઇની ઓફીસે ૯૦૦ તાકા માટે હેરીંગબોનનો કન્ટ્રાકટ આપવોજ જોઇએ આ તાર મળતાજ પ્રતિવાદીના મેનેજરે દરેક ગ્રાહક પાસે ખરી હકીકત શું છે તે રજુ કરવા પોતાના સેલ્સમેનને બજારમાં મોકલ્યો, અને તેને સુચના કરી કે દરેક ગ્રાહકને કાતો ટ્રાઉઝરીંગને બદલે હેરીંગ બોન કબુલ રાખવાને અથવા તો ઇન્ડેન્ટ કેનસલ કરવાનું ફરમાવવું. સેલ્સમેન વાદીઓને ૯ મી માર્ચે મળ્યો. મળ્યા વખતે શું હકીકત બની તે સંબંધીનો પુરાવો અસંબંધીત છે. એટલે કે ઢંગ ઘડા વીનાનો છે. વાદી એમ કહે છે કે જાબવાલા સેલ્સમેને મને એમ કહ્યુ કે કારખાનાવાળા બનાવનાર માલ બનાવવાની ના પાડે છે. એને માટે ઇન્ડેન્ટ કેન્સલ કર્યા વિના બીજો રસ્તો નથી. એકને બદલે બીજો માલ ઓર્ડર કરી શકાશે એવી વાત તેણે મારી આગળ કરી ન હોતી. જ્યારે જાંબવાલા એમ કહે છે કે તેણે સ્થિતિ વાદી આગળ રજુ કરી હતી અને તેણે બદલાની ના પાડી હતી. પરીણામે "ટ્રાઉઝરીંગ"નો સોદો કેન્સલ થયો હતો જાંબવાલાનો પુરાવો ન માનવા તરફ મારૂ વલણ જાય છે. કારણ કે જો "બદલામાં માલ" વાદીએ કબુલ રાખ્યો હોત તો ઇન્ડેન્ટ એમને એમ રહેત અને સેલ્સમેનને તેનું કમીશન મળત. "બદલા" વીશે ખબર આપવી એ એના લાભની વાત હતી પણ આ મુદ્દા પછીના મુદ્દાઓ અને હકીકત જોતા આ વાતનો નિર્ણય કોઇ પણ રીતે વધારે અજવાળું પાડી શકતો હોય એમ લાગતું નથી. મેન્યુફેક્ચરરે બનાવનારને "ટ્રાઉઝરીંગ" વણવાનીજ ના પાડી હતી અને આ હકીકત વાદી આગળ રજુ કરવામાં આવી હતી આ માલ "કેન્સલ" કરવાનું તેણે પસંદ કર્યું હતું. આ મુદ્દો બન્ને પક્ષ કબુલ કરે છે. ૧૯૧૬ ના ૧૦ મી માર્ચે "કેન્સલ નોટ" ઉપર સહી કરવામા આવી હતી. અને આ હકીકત મુંબઇની ઓફીસે મીલાનની ઓફીસને પત્રદ્વારા જણાવી હતી અને ત્યાર બાદ ૧૮ મી માર્ચ ૧૯૧૬ ને દીવસે ૯૦૦ તાકાઓ કે જે કેન્સલ કર્યા હતા તે "હેરીંગબોન" બનાવવાના નવા ગ્રાહકના નવા ઇન્ડેન્ટો મોકલવામાં આવ્યા હતા.

આ વખતે ઇ. નં ૮૨૧૭ની તવારીખમાં એક નવું પ્રકરણ ઉઘડે છે. હકીકત ઉપરથી અને પુરાવા ઉપરથી એવું જણાય છે કે મજકુર ઇન્ડેન્ટ સંબંધી અને ઇ. નં. ૮૨૧૮ સંબંધી મીલાનની ઓફીસ મેન્યુફેકચરરો સાથે ઘડમથલ કરતી હતી અને બનાવનારે ૩૦૦૦ તાકાના કબાલામાંથી ટ્રાઉઝરીંગનો ઘણો ખરો ભાગ બનાવવાને ના પાડી છે એ બાબત વીસરી ગઇ હતી. ૧૮ મી ફેબ્રુઆરીનો કાગળ કે જે મુંબઇ ૧૬-૩-૧૬ ને રોજ પહોંચ્યો જેમાં તેઓએ જે ઇન્ડેન્ટો નામંજુર રાખવાનું જણાવ્યું હતું ૩૦-૧૨-૧૫ ના કાગળથી તેજ ઇન્ડેન્ટો મંજુર રાખી શકાતાં નથી. મુંબઇના મેનેજર આ વિરોધી પત્રો તરફ મીલાનની ઓફીસનું ધ્યાન ૧૬ મી માર્ચે પત્ર લખી ખેંચે છે. અને જે ઇન્ડેન્ટો માટે દાવો માડવામાં આવ્યો છે તેજ ઇન્ડેન્ટ કેન્સલ થયાં છે એમ મજબુત રીતે જાહેર કરે છે. આ કાગળ મીલીન પહોંચે તે પહેલાં ૧૭ મી માર્ચનો કાગળ નવમી એપ્રીલે જે મળ્યો તે જણાવે છે નં. ૮૨૧૭ મેન્યુફેકચરરે વીવીંગ ડીપાર્ટમેન્ટ (weaving department) ને આપી દીધું છે અને હવે કોઇ ફેરફાર થવો અસંભવીત છે. આ કાગળને તા. ૧૮ મી ફેબ્રુઆરીના કાગળ સાથે વાંચતા મને એમ લાગે છે કે જે વખતે તે લખાયો હતો ત્યારે માલ "લુમ" ઉપર મુંકાઇ ગયો હતો ૯ મી માર્ચે જ્યારે સેલ્સમેન મેન્યુફેકચરરો માલ વણાવાની ના પાડે છે એમ બજારમાં કહેતો હતો ત્યારે ઇન્ડેન્ટનો માલ વણાતો હતો.

અહીંઆ આ સ્થિતિની અંદર કાયદેસર શું થાય છે તે ગણત્રી કરવા આપણે અંહીઆ અટકવું જોઇએ. તે વખતે વાદી પ્રતીવાદી અજ્ઞાત હતા કે માલ વણાય છે. આ મુદ્દાની જાણની ગેરહાજરીમાં પ્રતિવાદીએ કેન્સલ કરવા વાદીને આગ્રહ કર્યો હતો અને વાદીએ ઇન્ડે કેન્સલ કરવાનું કબુલ કર્યું હતું આથી કંઇ કોન્ટ્રેકટ એકટ ૨૭ મી કલમને આધારે કોન્ટ્રાકટ કાયદેસરનો નથી અને તેથી અમલમાં મુકાય નહી. કલમ ૬૨ મી પ્રમાણે ૫ કબાલો અમલમાં આવી શકે નહી. કારણ ખરી હકીકત ભુલથી છુપી રહેવાને લીધે ઇન્ડેન્ટ કેન્સલ કરાવી શકયા હતા. પ્રતિવાદી અને મુળ કબાલો અમલમાં મુકાવો જોઇએ.

આ હકીકત જોતાં પ્રતિવાદી એજન્ટ હતે કે વેચનાર તે તપાસવાની જરૂર હું જોતો નથી તે પ્રતિવાદી ભલે એજન્ટ હોય કે વેચનાર પોતે હોય તો પણ જે ભુલ મુદ્દાની તેનાથી થઇ છે તેનું પરિણામ તેઓએ સહન કરવું જોઇએ અને તેજ ભુલને માટે તેણે નુકસાની આપવી જોઇએ બન્ને પક્ષને આપણે નીર્દોષ ગણીએ તોપણ પ્રતિવાદી બચી શકશે નહી. કોઇપણ રીતે પોતાનાથી ખોટી હકીકત અપાયેલી છે. તેનો ફાયદો જો કે તેઓ નિર્દોષ હોય તોપણ આપવો ન જોઇએ.

પછીની હકીકત સાથે આપણે બહુ સંબંધ નથી પ્રતિવાદીએ પોતાની મેળે મુળ ઇન્ડેન્ટનો માલ નવા ઇન્ડેન્ટથી કબુલ રાખ્યો એટલુંજ જાણવા જેવું છે. ૧૫ મી એપ્રીલ ૧૯૧૬ અને ૧૨ મી સપટેમ્બરે ૧૯૧૭ ને દીવસે રૂા. ૧-૧૧-૦ ના નફાથી બીજા ગ્રાહકને સ્ટોકમાં રહેલા માલ તરીકે વેચ્યો. મજકુર માલ ૨૨ મી ડીસેમ્બરે ૧૯૧૬ તે રોજ આવ્યો અને વાદી બીજા જથ્થાને માટે દાવો કરે છે કે જેની મુદત ૩૧ મી ડીસેંબર ૧૯૧૬ ને રોજ પુરી થાય છે. તેથી તેનો દાવો વ્યાજબી છે.

પ્રતિવાદી ભુલનો ભોગ થઇ પડયો હતો. અને વાદીને કેન્સલ કરવા માટે તેથીજ સમજાવ્યો હતો જયારે તેઓને ભુલની ખબર પડી ત્યા ખરી હકીકત જાહેર કરી યોગ્ય કરવા

---

તેમની ફરજ હતી તેણે આમ કર્યું નહિ એને માટેજ તેણે નુકસાની આપવી જોઇએ

વાદીને જ્યા સુધી પ્રતિવાદીએ માલ ઉતારી વેરહાઉસ કરીને ગ્રાહકને ડીલીવર કર્યો ત્યા સુધી કાંઇ ખબર નહોતી. એટલે કે ૧૯૧૮ ના એપ્રીલમાજ ખબર પડી. રતનચંદ નામના જે વેપારીને પ્રતિવાદીએ માલ વેચ્યો હતો તેના તરફથી આ બાબતની વાદીને ખબર પડી જ્યારે તેને ખબર મળ્યા ત્યારે તેણે પ્રતિવાદી પાસે માલની માગણી કરી અને પ્રતિવાદીએ ના પાડી. કબાલાનો ભંગ તે દીવસથી ગણાય. ૧૯૧૭ ના સપટેમ્બરમાં તે માલ જે માણસે ખરીદ્યો હતો તે માલ નવેમ્બરમા ૨-૦-૬ ના ભાવે અને ૧૯૧૮ મા ૧-૧૪-૬ ને ભાવે અને ૧૯૧૮ ના માર્ચમાં તેજ ભાવથી વેચ્યો આ પ્રમાણે ડીસકાઉન્ટ ચાર ટકા થાય છે. તેથી ભાવ ૧-૧૩-૨½ ભાવ થાય છે, કબાલાનો ભાવ ૦-૧૫-૫ છે જેની વચ્ચે અને બજાર ભાવની વચ્ચે ૦-૧૩-૯½ નો તફાવત થાય છે પ્લેન્ટીફ જે ભાવે નુકસાની માગે છે. એ ભાવ ૨-૨-૦ છે પણ સજોગો જોતાં ૦-૧૩-૯½ ના તફાવતે નુકશાની ગણી શકાશે.

માટે હું ૧૩૫૧-૪-૩ અને ખર્ચ આપવાની ડીક્રી કરૂં છુ તે ઉપર વકીલ ખર્ચના રૂ. ૫૧) અપાવુ છુ.

કે. એમ. ઝવેરી,
એકટીંગ ચીફ જડજ,
સ્મોલ કોઝ કોર્ટ.

---

૧૯૧૮-૧૯ ના બીઆં માટેનો પહેલો અડસટો ખેતીવાડી ખાતા તરફથી તૈયાર કરવામાં આવેલ છે.

જે પ્રાંતોમા રાઇ, સરસી અને અળશીનો પાક મોટા જથ્થામા થયો છે તે પ્રાંતોના રીપોર્ટ ઉપરથી આ અડસટો તૈયાર કરવામાં આવેલ છે. આખા બ્રિટીશ હિન્દુસ્તાનમાં સરસી અને રાઇ માટે રોકાએલી જમીનના ૯૮.૬ ટકા અને અળશીને માટે રોકાએલી જમીનના ૯૮.૯ ટકા આ પ્રાંતોમાં છે. દેશી રાજ્યોમા માત્ર હૈદ્રાબાદ અને મુંબઇ ઇલાકાના દેશી રાજ્યો (વડોદરા સહિત) તરફથી અડસટા પૂરા પાડવામા આવેલ છે બીજા કોઇ દેશી રાજ્યોએ રીપોર્ટ મોકલાવેલ નથી.

વરસાદની તંગીને લીધે વાવેતરને નુકસાન થએલ છે અને પાકની હાલની સ્થિતિ સંતોષકારક નથી અને તે સ્થિતિ સુધારવાનો પણ સંભવ નથી.

(૧)

સરસી અને રાઇ માટે રોકાએલી જમીન લગભગ ૨૯૫૦૦૦૦ એકર છે. આ ગયા વર્ષના કરતાં ૨૩ ટકાનો ઘટાડો બતાવે છે. પ્રાંતો માટે વિગતવાર આંકડા નીચે પ્રમાણે:—

## સરસી અને રાઇ

પહેલો અડસટો, ડીસેમ્બર.

| પ્રાંત. | ૧૯૧૮-૧૯ એકર. | ૧૯૧૭-૧૮ એકર. | ઘટાડો. એકર. |
|---|---|---|---|
| સંયુક્ત પ્રાંતો (મેળવણી વિનાનો પાક) ... | ૧,૨૦,૦૦૦ | ૧,૬૦,૦૦૦ | — ૪૦,૦૦ |
| બંગાળા ... ... ... ... | ૧૧,૧૯,૦૦૦ | ૧૧,૫૧,૦૦૦ | — ૩૨,૦૦ |

| | | | |
|---|---|---|---|
| પંજાબ ... ... ... ... | ૫,૭૩,૦૦૦ | (અ)૬,૮૭,૦૦૦ | —૪,૧૪,૦૦૦ |
| બીહાર અને ઓરીસા ... ... ... | ૭,૦૬,૦૦૦ | ૭,૯૫,૦૦૦ | — ૮૯,૦૦૦ |
| આસામ ... ... ... ... | ૨,૭૦,૦૦૦ | ૨,૭૯,૦૦૦ | — ૯,૦૦૦ |
| મુંબાઇ અને સીંધ (બ) ... ... ... | ૧,૦૯,૦૦૦ | ૨,૯૨,૦૦૦ | —૧,૮૩,૦૦૦ |
| નોર્થવેસ્ટ ફ્રન્ટીયર પ્રોવીન્સીસ ... ... | ૪૭,૦૦૦ | ૧,૫૫,૦૦૦ | —૧,૦૮,૦૦૦ |
| હૈદ્રાબાદ ... ... ... ... | ૬,૦૦૦ | ૯,૦૦૦ | — ૩,૦૦૦ |
| કુલ. | ૨૯,૫૦,૦૦૦ | ૩૮,૨૮,૦૦૦ | ૮,૭૮,૦૦૦ |

( અ )સુધારેલો આંકડો,

( બ ) આમાં દેશી રાજ્યોનો સમાવેશ થાય છે.

અળશી માટે રોકાએલી કુલ જમીન લગભગ ૨,૦૦૨,૦૦૦ એકર છે. આ આંકડો ગયા વર્ષ કરતાં ૨૯ ટકાનો ઘટાડો બતાવે છે. પ્રાંતો માટે વિગતવાર આંકડા નીચે પ્રમાણે:—

## અળશી.

### પહેલો અડસટો, ડીસેમ્બર.

| પ્રાંતો. | ૧૯૧૮-૧૯ એકર. | ૧૯૧૭-૧૮ એકર. | વધારો અથવા ઘટાડો એકર. |
|---|---|---|---|
| મધ્ય પ્રાંતો અને બીહાર... ... | ૬,૮૬,૦૦૦ | ૧૧,૬૧,૦૦૦ | —૪,૭૫,૦૦૦ |
| સંયુક્ત પ્રાં. (મેળવણી વિનાનો પાક). | ૨,૧૦,૦૦૦ | ૩,૫૦,૦૦૦ | —૧,૪૦,૦૦૦ |
| બીહાર અને ઓરીસા ... ... | ૫,૮૨,૦૦૦ | ૭,૩૨,૦૦૦ | —૧,૫૦,૦૦૦ |
| બંગાળ ... ... ... | ૧,૪૧,૦૦૦ | ૧,૪૨,૦૦૦ | — ૧,૦૦૦ |
| મુંબઇ ( અ )... .. ... | ૪૧,૦૦૦ | ૧,૦૩,૦૦૦ | — ૬૨,૦૦૦ |
| પંજાબ .. ... ... ... | ૨૯,૦૦૦ | ૩૪,૦૦૦ | — ૫,૦૦૦ |
| હૈદ્રાબાદ ... ... ... | ૩,૧૩,૦૦૦ | ૩,૦૫,૦૦૦ | ૮,૦૦૦ |
| કુલ... | ૨૦,૦૨,૦૦૦ | ૨૮,૨૭,૦૦૦ | —૮,૨૫,૦૦૦ |

---

૧૯૧૮-૧૯ માટે રૂના પાકનો ત્રીજો વર્તારો:—ખેતીવાડી ખાતા તરફથી પ્રકટ કરવામાં આવેલ છે.

આ વર્તારો જૂદા જૂદા ઇલાકાઓમાંથી મળેલા રીપોર્ટ ઉપરથી તૈયાર કરવામાં આવેલ છે તેમાં ૧૯૧૮ ના ડીસેમ્બર મહિનાની શરૂઆત સુધીના રૂના પાકની જૂની તથા નવી જાતોનો સમાવેશ કરવામાં આવેલ છે. ચોથો એટલે છેલ્લો રીપોર્ટ હંમેશ માફક ૧૯૧૯ માં ફેબ્રુઆરીના બીજા અઠવાડીઆમાં બહાર પાડવામાં આવશે.

---

આ વર્ષે રૂના પાક માટે કુલ ૧૯,૬૭૭,૦૦૦ એકર જમીન રોકાએલી છે જ્યારે ગયે વર્ષે તેજ વખતે ૨૩,૭૮૯,૦૦૦ એકર જમીન રોકાએલી હતી એટલે આ વર્ષે જમીનમાં ૧૭ ટકાનો ઘટાડો થએલ છે. ગયા વર્ષના છેલ્લા અડસટ્ટા સાથે સરખાવતાં હાલનો અડસટ્ટો ૨૧ ટકાનો ઘટાડો બતાવે છે.

આ વર્ષે અડસટ્ટા પ્રમાણે કુલ નીપજ લગભગ ૩,૨૮૨,૦૦૦ ગાંસડી (દરેક ગાસડી ૪૦૦ રતલની) થશે જ્યારે ગયે વર્ષે તેજ વખતે તે ૩,૯૩૯,૦૦૦ ગાંસડી હતી એટલે આ વર્ષે ૧૭ ટકાનો ઘટાડો થએલ છે. નીપજનો હાલનો અડસટ્ટો ગયા વર્ષની બીજા દેશોમાં કુલ નીકાશ તથા દેશની વપરાશ સાથે સરખાવતાં ૧૫ ટકાનો ઘટાડો બતાવે છે.

જુદા જુદા ઇલાકા માટે હાલના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| ઇલાકા અને દેશી રાજ્યો. | એકર (૧૦૦૦) | ૪૦૦ રતલની ગાંસડી. (૧૦૦૦) | એકર દીઠ નીપજ રતલ. |
|---|---|---|---|
| મુંબઇ. અ. ... ... | ૪,૬૧૮ | ૫૪૯ | ૪૮ |
| મધ્યપ્રાંતો અને બીરાર. ... | ૪,૨૧૨ | ૭૮૯ | ૭૫ |
| મદ્રાસ (અ) ... ... | ૨,૭૨૨ | ૫૧૯ | ૭૬ |
| પંજાબ (અ)... ... | ૧,૫૮૦ | ૫૦૧ | ૧૨૭ |
| સંયુક્ત પ્રાંતો (અ) ... | ૮૬૩ | ૧૭૫ | ૮૧ |
| સીંધ (અ) ... ... | ૨૭૦ | ૯૮ | ૧૪૫ |
| બર્મા. ... ... | ૩૩૮ | ૭૦ | ૮૩ |
| બંગાળ (અ)... ... | ૭૩ | ૨૬ | ૧૪૨ |
| બીહાર અને ઓરીસા. ... | ૭૭ | ૧૯ | ૯૯ |
| નૉર્થવેસ્ટફ્રન્ટીયર. ... | ૩૮ | ૯ | ૯૫ |
| આસામ. ... ... | ૩૩ | ૧૨ | ૧૪૫ |
| અજમેર–મેરવારા. ... | ૩૦ | ૧૪ | ૧૮૭ |
| હૈદ્રાબાદ. ... ... | ૨,૩૮૧ | ૨૦૦ | ૩૪ |
| મધ્યહિંદુસ્તાન. ... | ૧,૨૬૧ | ૧૩૩ | ૪૨ |
| બરોડા. ... ... | ૭૯૬ | ૮૧ | ૪૧ |
| રજપુતાના ... ... | ૨૯૨ | ૬૧ | ૮૪ |
| માઇસોર. ... ... | ૯૩ | ૨૬ | ૧૧૨ |
| | કુલ. ૧૯,૬૭૭ | ૩૨૮૨ | ૬૭ |

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રિટ, ફોટ, મુંબઇ.

૧૯૧૮-૧૯ના ગળીના પાકની છેલ્લી સામાન્ય યાદી ખેતીવાડી ખાતા તરફથી પ્રગટ કરવામાં આવેલ છે.

જૂદા જૂદા ઇલાકાઓમાંથી મળેલા રીપોર્ટ ઉપરથી આ યાદી તૈયાર કરવામાં આવેલ છે. અત્યારે જે પાક બજારમાં મૂકવામાં આવે છે તેને લગતા આ આંકડા છે.

આ વર્ષે ગળીના પાક માટે કુલ ૩,૦૦,૭૦૦ એકર જમીન રોકાએલી છે જે ગયા વર્ષ કરતા ૫૮ ટકાનો ઘટાડો બતાવે છે.

આ વર્ષે કુલ નીપજ લગભગ ૪૪,૧૦૦ હંડ્રવેટ થશે. જ્યારે ગયે વર્ષે તે ૮૮,૩૦૦ હંડ્રવેટ હતી. આ લગભગ ૫૦ ટકાનો ઘટાડો બતાવે છે. યુનાઇટેડ કીંગડમમા બનાવટી રંગના ઉદ્યાગથી હિંદુસ્તાનના ઉદ્યોગ ઉપર પણ અસર થએલ છે.

વરસાદની તંગીને લીધે ઋતુ ગળીના પાક માટે તદ્દન ખરાબ નીવડી છે.

જૂદા જૂદા ઇલાકાઓ માટે આકડા નીચે પ્રમાણે છેઃ—

| ઇલાકા. | કુલ નીપજ | | જમીન | | એકર દીઠ સરેરાસ નીપજ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૮-૧૯ | ૧૯૧૭-૧૮ | ૧૯૧૮-૧૯ | ૧૯૧૭-૧૮ | ૧૯૧૮-૧૯ | ૧૯૧૭-૧૮ |
| | હંડ્રવેટ | હંડ્રવેટ | એકર | એકર | રતલ | રતલ |
| મદ્રાસ. | ૨૮,૮૦૦ | ૪૨,૯૦૦ | ૧૪૯,૧૦૦ | ૩૨૪,૪૦૦ | ૨૨ | ૧૫ |
| બીહાર અને ઓરીસા. | ૬,૩૦૦ | ૧૦,૨૦૦ | ૬૪,૨૦૦ | ૮૬,૭૦૦ | ૧૧ | ૧૩ |
| સંયુક્ત પ્રાંતો. | ૩,૮૦૦ | ૧૭,૪૦૦ | ૫૦,૭૦૦ | ૧૯૦,૨૦૦ | ૮ | ૧૦ |
| પંજાબ. | ૩,૩૦૦ | ૧૫,૫૦૦ | ૧૯,૦૦૦ | ૯૦,૭૦૦ | ૧૯ | ૧૯ |
| મુંબાઇ અને સીંધ (દેશી રાજ્યો સહિત) | ૧૧૦૦ | ૧૮૦૦ | ૭૬૦૦ | ૧૧,૬૦૦ | ૧૬ | ૧૭ |
| બંગાળ. | ૮૦૦ | ૫૦૦ | ૧૦,૧૦૦ | ૭૦૦૦ | ૯ | ૮ |
| કુલ. | ૪૪,૧૦૦ | ૮૮.૩૦૦ | ૩૦૦,૭૦૦ | ૭૧૦,૬૦૦ | ૧૬ | ૧૪ |

મુંબઇ ઇલાકામાં (જેમા સીંધ અને દેશી રાજ્યોનો સમાવેશ થાય છે) મગફળીનાપાકનો ૧૯૧૮-૧૯ની સાલનો છેલ્લો મેમોરેન્ડમ ખેતીવાડી ખાતા તરફથી પ્રકટ કરવામાં આવેલ છે.

(તા. ૧૦-૧૨-૧૯૧૮ સુધીનો અડસટો)

**જમીન**—છેલ્લા રીપોર્ટ પ્રમાણે મગફળીના પાક માટે નીચે પ્રમાણે જમીન રોકાએલી છે.

| | એકર |
|---|---|
| બ્રીટીશ ઇલાકા | ૯૫,૦૦૦ |
| દેશી રાજ્યો | ૨૧,૦૦૦ |
| કુલ. | ૧૧૬,૦૦૦ |

આ આંકડા આગલા વર્ષ કરતાં પચ્ચીશ ટકાનો ઘટાડો અને છેલ્લાં ૧૦ વર્ષની સરેરાશ કરતાં ૪૭ ટકાનો ઘટાડો બતાવે છે. પંચમહાલ અને પૂર્વ ખાનદેશમા જમીનમાં વધારો થએલ છે. બીજી જગ્યાએ વખતસર અને પૂરતા વરસાદના અભાવને લીધે જમીનમા ઘટાડો થએલ છે.

**રૂતુ**—ગુજરાતમા વાવેતર પછી વરસાદની તંગીને લીધે પાકને નુકસાન થયું છે; માત્ર પંચમહાલના પશ્ચિમ ભાગમાં ઓગસ્ટ સપ્ટેંબરનો વરસાદ પાકને અનુકુળ હતો સુરતમાં પાક સાધારણ છે અને બીજી જગ્યા-

નિપજઃ—ઉપર જણાવેલી સ્થિતિને લીધે ગુજરાતમાં સાધારણ વર્ષ કરતાં ૧૮ ટકા પાક ઉતરવાની વકી છે. સુરતમાં લગભગ ૪૪ ટકા ઉતરશે. દખણમાં ૧૯ થી ૨૦ ટકા અને પૂર્વ ખાનદેશમાં ૪૨ ટકા પાક ઉતરવાની વકી છે કર્ણાટકમાં બેલગામ અને બીજાપુર ખાતે ૨૯ થી ૩૮ ટકા અને ધારવાર ખાતે ૫૪ ટકા પાક ઉતરશે. સીંધમાં કરાંચી, લરકાણા, હૈદ્રાબાદ અને સીંધના ઉપરના ભાગમાં ૧૬ થી ૩૩ ટકા અને બીજા ભાગોમાં ૫૦ થી ૫૮ ટકા પાક ઉતરવાની વકી છે. કુલ નિપજ લગભગ નીચે પ્રમાણે થશે:—

| | બ્રીટીશ જીલ્લા. | દેશી રાજ્યો. |
|---|---|---|
| | ટન. | ટન. |
| મુંબાઇ ઇલાકો | ૫૦૦૦ | ૬૦૦૦ |
| સીંધ | ૧૦૦૦ | ...... |
| | ૬૦૦૦ | ૬૦૦૦ |
| | કુલ ૧૨૦૦૦ ટન. | |

આ નિપજ ગયા વર્ષ કરતાં ૮૫ ટકાનો ઘટાડો અને છેલ્લાં ૧૦ વર્ષની સરેરાસ કરતાં ૮૯ ટકાનો ઘટાડો બતાવે છે.

---

મુંબઇ ઇલાકાના (જેમાં સીંધ અને દેશી રાજ્યોનો સમાવેશ કરવામાં આવેલ છે) અળસી અને સરસીના ૧૯૧૮–૧૯ ના પાકનો મેમોરેન્ડમ ખેતીવાડી ખાતા તરફથી પ્રકટ કરવામાં આવેલ છે.

(તા. ૫–૧૨–૧૮ સુધીના અડસટ્ટા)

આના સંબંધમા માહિતી પૂરી મળેલ નથી. અત્યાર સુધીના રીપોર્ટ મુજબ આ પાક માટે નીચે પ્રમાણે જમીન રોકાએલી છે:

| | અળશી. | સરસ.. |
|---|---|---|
| બ્રીટીશ ઇલાકા. | ૩૪,૦૦૦ | ૯૭,૦૦૦ |
| દેશી રાજ્યો. | ૭,૦૦૦ | ૧૨,૦૦૦ |
| | ૪૧,૦૦૦ | ૧૦૯,૦૦૦ |

અળસી માટેનો આંકડો આગલાં વર્ષ કરતાં ૬૦·૨ ટકાનો ઘટાડો અને છેલ્લાં ૧૦ વર્ષની સરેરાસ કરતાં ૫૯·૧ ટકાનો ઘટાડો બતાવે છે. જ્યારે સરસી માટેનો આંકડો ગયા વર્ષ કરતાં ૬૭·૧ ટકાનો અને છેલ્લાં ૧૦ વર્ષની સરેરાશ કરતાં ૪૩·૬ ટકાનો ઘટાડો બતાવે છે.

અળસીઃ—ખાસ કરીને દખણ અને કર્ણાટકમાં ઉગાડવામાં આવે છે. વાવેતર સામાન્ય રીતે ઘટી ગયું છે. ખાસ ઘટાડો નાસિક અને અહમદનગરમાં વરસાદની તંગીને લીધે થએલ છે. દખણમાં વાવેતર એકથી દોઢ મહિનો મોડું કરવામાં આવેલ હતું. કર્ણાટકમાં ઓકટોબરમાં વાવેતર શરૂ થયું હતું. પરંતુ કોઇ કોઇ જગ્યાએ નવેમ્બર સુધી તે મુલતવી રહ્યુ હતું. અત્યાર સુધી પાકની સ્થિતિ સાધારણ છે.

સરસી—ખાસ કરીને સીંધમાં અને ગુજરાતના દેશી રાજ્યોમાં ઉઘાડવામાં આવે છે. સીંધમાં વરસાદની તંગીને લીધે વાવેતરમાં ઘટાડો થએલ છે. વાવેતર ઓકટોબરમાં વખતસર શરૂ થએલ હતું પાકની સ્થિતિ નવાબશાહ અને સીંધના ઉપરના ભાગમાં સારી છે જ્યારે બીજા ભાગોમાં સાધારણ છે. ગુજરાતનાં દેશી રાજ્યોમાં વરસાદની તંગીને લીધે જમીનમાં ઘટાડો થએલ છે અને પાકની સ્થિતિ સાધારણ છે.

---

# COMMERCIAL INTELLIGENCE & STATISTIES.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF NOVEMBER 1918.

## ઇ. સ. ૧૯૧૮ ના નવેમ્બર માસ માટે પોર્ટ ટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત | તા. ૧ પહેલી ૧૯૧૮ ના નવેમ્બર ને દિને સ્ટૉક. | ૧૯૧૮ ના નવેમ્બર થયેલી ડીલીવરી. | ૧૯૧૮ ની ૧ લી ડીસેમ્બર તારીખે સ્ટૉક. | ૧૯૧૭ ની ૧ લી ડીસેમ્બર ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાસડી | ૩૬,૬૯૩ | ૨,૩૭૨ | ૩૮,૩૩૬ | ૨૮,૦૦૨ |
| પેટી | ૮,૬૬૮ | ૪૦૮ | ૮,૩૮૬ | ૧૯,૯૯૮ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી. | ૧૧૯ | ૪૯ | ૧,૧૯૮ | ૧,૧૩૪ |
| રેશમ તથા ઉનની પેટી. | ૧,૨૨૫ | ૫૨ | ૧,૨૨૧ | ૧,૫૨૮ |
| ટવીસ્ટ અને યાર્ન (સુતરાઉ) પેકેજીઝ | ૯,૫૪૪ | ૧,૯૩૨ | ૧૧,૨૧૬ | ૨,૫૮૩ |
| રેશમ તથા ઉનના પેકેજીઝ | ૭,૯૪૨ | ૧૨૨ | ૪,૪૫૬ | ૧,૬૮૪ |
| ત્રાંબાના ટન | ૪૬૬ | ૧૯ | ૪૬૯ | ૯૪૮ |
| પીતળના ટન | ૨૭૪ | ૪૧ | ૩૩૧ | ૨૦૩ |

---

## SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૮ ના ઓકટોબર માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

| સુતર | | (રતલ) |
|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૭ | ૧૯૧૮ |
| મુંબઇ | ૩,૭૯,૪૫,૭૭૧ | ૩,૪૧,૭૫,૫૧૭ |
| મદ્રાસ | ૩૫,૯૪,૮૧૩ | ૩૬ ૩૧,૬૭૩ |
| બંગાળા | ૨૯,૦૦,૯૧૬ | ૨૩,૪૭,૫૦૧ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | ૩૪,૭૨,૮૪૮ | ૨૬,૫૨,૩૩૩ |
| અજમેર મેવાડ | ૯૮,૮૨૮ | ૧,૭૬,૩૭૨ |
| પંજાબ | ૨,૮૭,૩૮૩ | ૩,૩૧,૭૦૨ |
| દીલ્હી | ૧,૮૨,૪૧૭ | ૨,૩૭,૪૯૫ |
| મધ્ય પ્રાંતો તથા બિરાર | ૨૬,૦૯,૮૨૫ | ૨૮,૧૩,૧૨૩ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૫,૧૦,૯૨,૯૦૧ | ૪,૬૩,૬૫,૭૧૬ |
| દેશી રાજ્યો | ૨૭,૧૪,૫૪૭ | ૨૨,૮૬,૧૯૯ |
| એકંદર કુલ | ૫,૩૮,૦૭,૪૪૮ | ૪,૮૬,૫૧,૯૧૫ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૨,૭૨,૯૮,૧૮૯ | ૧,૪૬,૬૪,૧૩૯ |
| | વાર | ૧૨,૦૮,૮૪,૦૦૬ | ૫,૮૬,૪૧,૩૪૪ |
| મદ્રાસ | રતલ | ૧૪,૨૮,૦૬૧ | ૧૫,૬૪,૩૩૦ |
| | વાર | ૩૫,૫૮,૫૦૦ | ૩૫,૫૬,૫૮૨ |
| બંગાળ | રતલ | ૩,૭૮,૨૩૬ | ૩,૮૦,૯૭૦ |
| | વાર | ૧૯,૩૯,૯૦૩ | ૧૯,૦૦,૩૬૦ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | રતલ | ૧૧,૦૯,૮૩૭ | ૮,૮૬,૯૨૯ |
| | વાર | ૩૨,૨૭,૮૯૮ | ૨૨,૨૭,૯૫૨ |
| અજમેર મેવાડ | રતલ | ૬૨,૨૧૯ | ૯૬,૭૫૧ |
| | વાર | ૨,૨૨,૮૩૫ | ૩,૪૦,૦૯૯ |
| પંજાબ | રતલ | ૭૮,૬૬૯ | ૧૫,૫૬૬ |
| | વાર | ૨,૬૧,૪૦૨ | ૫૦,૭૧૦ |
| દીલ્હી | રતલ | ૪૯,૬૩૯ | ૮૦,૭૧૧ |
| | વાર | ૮૦,૦૬૪ | ૧,૧૦,૨૬૮ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૪,૪૫,૯૮૯ | ૯,૫૫,૨૬૬ |
| | વાર | ૫૫,૮૯,૭૭૮ | ૩૬,૯૫,૩૫૬ |
| બ્રિટીશ હિંદુસ્તાનમા કુલ | રતલ | ૩,૧૮,૫૦,૮૩૯ | ૧,૮૬,૪૪,૫૬૨ |
| | વાર | ૧૩,૫૭.૬૪,૪૨૬ | ૭,૦૬,૦૨,૬૭૧ |
| દેશી રાજ્યો | રતલ | ૧૭,૩૪,૬૮૯ | ૧૨,૪૬,૧૭૪ |
| | વાર | ૬૭,૦૦,૪૬૮ | ૪૩,૨૭,૯૦૩ |
| એકંદર ટોટલ) | રતલ | ૩,૩૫,૮૫,૫૨૮ | ૧,૯૮,૯૦,૭૩૬ |
| | વાર | ૧૪,૨૪,૬૪,૮૯૪ | ૭,૪૯,૩૦,૫૭૯ |

# JOINT-STOCK COMPANIES.

## જૉઇન્ટ-સ્ટૉક કંપનીઓ.

### ટેબલ પહેલું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ અને જે નવેંબર ૧૯૧૮ની સાલમાં રજીસ્ટર થઇ હતી. જેની વીગત નીચે લખવામાં આવી છે.

| જાત. | નવેમ્બર ૧૯૧૭ સંખ્યા. | નવેમ્બર ૧૯૧૭ થાપણ રૂ. ૧,૦૦૦ | નવેમ્બર ૧૯૧૮ સંખ્યા. | નવેમ્બર ૧૯૧૮ થાપણ. રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| બેંકીંગ અને લોન ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૫ | ૨,૯૦ | ૧ | ૧,૦૦ |
| ટ્રેડીંગ:— | | | | |
| ૨. પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૧ | ૨૦ | ૧ | ૫૦ |
| ૩. બીજાઓ. | ૧૩ | ૪,૧૧,૭૩ | ૯ | ૭૫,૯૦ |
| મીલો અને પ્રેસો:— | | | | |
| ૪. કોટન અને જ્યુટસ્કીા અને પ્રેસો | ૨ | ૪,૫૦ | ... | ...... |
| ૫. બીજી મીલો અને પ્રેસો. | ... | ... | ૨ | ૩,૦૦ |
| ૬. ચા અને બીજી વાવેતર કું:— | | | | |
| ૭. ચા. | ૨ | ૭,૫૦ | ૧ | ૬,૦૦ |
| ૮. ખાણો અને પત્થરની ખાણો કોલસો. | ... | ... | ૫ | ૫,૫૦ |
| ૯. બીજીઓ. | ... | ... | ૧ | ૧,૦૦ |
| ૧૦. ઉપર લખ્યા ઉપરાંત બીજી કું: | ૧ | ૨,૦૦૦ | ... | .. ... |
| કુલે. | ૨૪ | ૪,૪૬,૮૩ | ૨૦ | ૯,૨૯૦ |

### ટેબલ બીજું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ અને જે સાત મહિનાની અંદર રજીસ્ટર થઇ હતી એટલે કે એપ્રીલથી નવેમ્બર ૧૯૧૮ અને ૧૯૧૭ ના આગલા વર્ષ સરખાવતાં જેની વીગત નીચે મુજબ આપવામાં આવી છે.

એપ્રીલથી નવેમ્બર ૧૯૧૭, અને એપ્રીલથી નવેમ્બર ૧૯૧૮.

| જાત. | સંખ્યા. | થાપણ. રૂ. ૧,૦૦૦ | સંખ્યા. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| **બેંકીંગ લોન અને ઇન્સ્યુરન્સ.** | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૨૭ | ૨૪,૦૫ | ૧૩ | ૨૭,૯૩ |
| ૨. ઇન્સ્યુરન્સ. | ...... | ...... | ૧ | ૧૦,૦૦ |
| **ટ્રેડીંગ.** | | | | |
| ૩. રેલ્વેઝ અને ટ્રામો. | ૩ | ૨૮,૦૦ | ...... | ...... |
| ૪. કોઓપરેટીવ એસોસીએશન | ૧ | ૨,૫૦ | ૧ | ૨૦ |
| ૫. શીપીંગ, લેન્ડીંગ અને વેર હાઉસીંગ. | ૧ | ૫,૦૦ | ...... | ...... |
| ૬. પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૧૦ | ૪,૩૦ | ૮ | ૫,૬૯ |
| ૭. બીજાઓ. | ૬૨ | ૫,૫૦,૮૫ | ૬૯ | ૨,૮૪,૨૫ |
| **મીલો અને પ્રેસો.** | | | | |
| ૮. કોટન મીલો. | ૧ | ૩૫,૦૦ | ૩ | ૫૧,૦૦ |
| ૯. ઉન, રેશમ, અને શણની મીલો વગેરે. | ૧ | ૧,૦૦ | ...... | ...... |
| ૧૦. કોટન અને જ્યુટ પ્રેસો અને પ્રેસો | ૩ | ૬,૫૦ | ૧ | ૫,૦૦ |
| ૧૧. પેપર મીલો. | ૧ | ૨,૦૦ | ...... | ...... |
| ૧૨. રાઇસ મીલો. | ૨ | ૧,૭૦ | ૨ | ૯૦,૦૦ |
| ૧૩. સો અને ટીમ્બર મીલ. | ...... | ...... | ૧ | ૧૦,૦૦ |
| ૧૪. બીજી મીલો અને પ્રેસો. | ૨ | ૧૬,૯૦ | ૪ | ૧૦,૦૦ |
| **ચા અને બીજી વાવેતર કંપનીઓ.** | | | | |
| ૧૫. ચા | ૨૨ | ૫૧,૬૩ | ૧૯ | ૪૮,૬૦ |
| ૧૬. કોફી અને સીંકોના. | ૧ | ૩,૦૦ | ...... | ...... |
| ૧૭. બીજાઓ. | ૪ | ૫,૪૮ | ૬ | ૧૯,૯૦ |
| **ખાણો અને પથ્થરની ખાણો.** | | | | |
| ૧૮. કોલસો. | ૬ | ૧૬,૫૦ | ૯ | ૨૪,૦૦ |
| ૧૯. બીજાઓ. | ૫ | ૫૬,૫૦ | ૮ | ૩૩,૧૮ |
| ૨૦ જમીન અને બાંધકામ. | ૧ | ૧૦,૦ | ૧ | ૬,૦૦ |
| ૨૧. જવનો દારૂ. | ૧ | ૬,૮૮ | ૨ | ૧,૭૨ |
| ૨૨. બરફ બનાવવાનું કારખાનું. | ૧ | ૬૦ | ...... | ...... |
| ૨૩. શાકર બનાવવાનું કારખાનું. | ...... | ...... | ૧ | ૪,૦૦ |
| ૨૪. ઉપર જણાવ્યા શીવાયની બીજી કંપનીઓ. | ૭ | ૫૨,૩૫ | ૫ | ૩૭,૫૫ |
| કુલ. ... ... | ૧૬૨ | ૮,૭૧,૪૪ | ૧૫૭ | ૬,૬૬,૦૨ |

## ટેબલ ત્રીજું.

માઈસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્તાનમાં સંયુક્ત થયેલી જોઇન્ટ સ્ટોક કંપનીઓ ૧૯૧૮ નવેમ્બર મહિનામાં રજીસ્ટર થઇ હતી જેની સંપૂર્ણ વિગત નીચે પ્રમાણે છે.

| નં૦ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧. બેકીંગ, લોન, અને ઇન્સ્યુરન્સ. | | | |
| ૧. થીરૂવરૂલ બેન્ક ... .. | કોઇમબટુર ટેલુન મદ્રાસ. | ધીરધાર. | ૧,૦૦,૦૦૦ |
| ૨. ટ્રેડીંગ. | | | |
| (અ) પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી | | | |
| ૨. બરમા ઓબસરવર ... ... | રંગુન, બરમા, | પ્રીન્ટીંગ, વગેરેનું કામ-કાજ કરનાર. | ૫૦,૦૦૦ |
| (બ) બીજાઓ. | | | |
| ૩. નાગપુર કલે કું. ... ... | કલકત્તા. | સીમેન્ટ બનાવનાર અને માટીનો ધંધો કરનાર | ૬,૦૦,૦૦૦ |
| ૪. બંગાલ બંકર્સ ... ... | ,, | કોલસાનો વેપાર કરનાર. | ૧,૦૦,૦૦૦ |
| ૫. સ્ટાન્ડર્ડ એનજીનીયરીંગ અને બ્રાસ વર્કસ .. ... | લાબપુર, બંગાલ | ત્રાબા પીતળ બનાવનાર. | ૫૦,૦૦૦ |
| ૬. ઇલીયટ એન્ડ કું. ... ... | બંગાલ. | એકસપોર્ટ અને ઇમપોર્ટનું કામ કરનાર. | ૨,૫૦,૦૦૦ |
| ૭. ઇન્ડીયન સ્ટાન્ડર્ડ વેગન કું ... | કલકત્તા. | રેલ્વે ગાડીઓ અને વેગન બાંધનાર વેચનાર. | ૬૦,૦૦૦,૦૦ |
| ૮. વુડ હાઉસ એન્ડ કું ... | ,, | પરચુટણ ધંધો. | ૧,૫૦,૦૦૦ |
| ૯. હેરબર્ટ પેરોટ એન્ડ કું ... | ,, | દારૂના વેપારી. | ૩,૨૦,૦૦૦ |
| ૧૦. ઝનીથ એનજીનીયરીંગ કું ... | ,, | એનજીનીયરીંગ વગેરે કામકાજ કરનાર. | ૧,૦૦,૦૦૦ |
| ૧૧. ઇસ્ટર્ન પેન્ટરસ ... ... | ,, | પરચુટણ ધંધો. | ૨૦,૦૦૦ |
| | | બીજાઓ કુલ. | ૭૫,૯૦,૦૦૦ |
| | | ટ્રેડીંગ કુલ. | ૭૬,૪૦,૦૦૦ |

| નં૦ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૩. મીલો અને પ્રેસો. | | | |
| ૧૨. બંગાલ ઓઇલ મીલસ ... | કલકત્તા. | તેલ બનાવનાર વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| ૧૩ ગેનજીસ ઓઇલ રીફાઇનરી ... | ,, | ,, | ૨,૦૦,૦૦૦ |
| | | મીલો અને પ્રેસો કુલ. | ૩,૦૦,૦૦૦ |
| ૪. ચા અને બીજી વાવેતર કંપનીઓ. | | | |
| (અ) ચા. | | | |
| ૧૪. ડોરાચેરા ટી કંપની... .. | ,, | ચાની વાવણી વગેરે. | ૬,૦૦,૦૦૦ |
| ૫ ખાણો અને પત્થરની ખાણો. | | | |
| (અ) કોલસો | | | |
| બીરહામ કોલયરી કું ... | લાબપુર, બંગાલ | કોલસાનો વેપાર કરનાર | ૧,૦૦,૦૦૦ |
| પાન્ડ બેશવર કોલયરી ... | કલકત્તા. | કોલસાની ખાણોના વેપારી | ૧,૦૦,૦૦૦ |
| સીનીડેહ કોલકતસર્ન ... | ,, | ,, | ૧,૫૦,૦૦૦ |
| એનફીલ્ડ કોલયરી... ... | ,, | ,, | ૧,૦૦,૦૦૦ |
| ઇન્ડીયન ટીમ્બર સીન્ડીકેટ . | ,, | કોલસાની ખાણો અને લાકડાના વેપારી. | ૧,૦૦,૦૦૦ |
| | | કોલસો કુલ. | ૫,૫૦,૦૦૦ |
| (બ) બીજાઓ | | | |
| રજપુતાના મીનરલસ સીન્ડીકેટ | મુંબઇ. | ખાણ. | ૧,૦૦,૦૦૦ |
| | | ખાણો અને પત્થરની ખાણો કુલ | ૬,૫૦,૦૦૦ |
| | | એકંદર કુલ | ૯૨,૯૦,૦૦૦ |

# COMMERCIAL INTELLIGENCE

## વ્હેપારી બાતમી.

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. અત્રેના કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇપણ જાતના વેપાર બાબત સબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ | | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ | કઈ બાબતનો વેપાર કરવા માગે છે તે |
|---|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | | |
| એચ | ૨૧૩ | સુગંધી અને સુગંધ વિનાની ચેપ દૂર કરનાર દવાઓ, જીવડાં મારી નાખે તેવા પાઉડરો વિગેરેનો વેપાર કરતી કેનેડાની એક પેઢી | હીંદુસ્તાનમાં પોતાનો માલ ચાલુ કરવા માગે છે માલ કૅનેડાના બંદર ઉપર એફ. ઓ. બી વેચવામાં આવે છે, શીપીંગ ડોકયુમેન્ટસ ઉપર નાણાં પગાર કરવાના, અને જથ્થાબંધ માલ ખરીદનારને ૨ ટકા 'કેશડીસકાઉન્ટ' અને ૨૫ ટકા 'ટ્રેડ ડીસકાઉન્ટ' આપવામાં આવશે |
| ,, | ૨૧૪ | તારબાન અને હાઇસ્પીડ ડ્રીલ્સ બનાવનારી કેનેડાની એક પેઢી | લડાઇ પછી હિન્દુસ્તાનમાં પોતાનો માલ ચાલુ કરવા એજન્ટો માગે છે |
| ,, | ૨૧૫ | વૅંકુવર (બ્રીટીશ કોલંબીઆ)ની એક પેઢી | હિન્દુસ્તાનમાંથી છોડવા વિગેરેમાંથી કાઢવામાં આવેલી ગરબીની નિકાશ કરવાવાળાઓ સાથે કામ કરવા માગે છે |
| ,, | ૨૧૬ | મદ્રાસની એક પેઢી | બીટ્યુમીન પુરૂં પાડવાવાળા સાથે કામ કરવા માગે છે |
| ,, | ૨૧૭ | અમૃતસરની એક પેઢી | ઑક્ઝેલીક એસીડ ખરીદનાર સાથે કામ કરવા માગે છે |
| ,, | ૨૧૮ | સીરાક્યુસા (સીસીલી)ની એક પેઢી | કૉન્સેન્ટ્રેટેડ લેમન જુસ, વાઇન લીઝ, બ્રીમ સ્ટોન, ઑલીવ ઓઇલ, સાઇટ્રેટ ઑફ લાઇમ, પ્યુમીક સ્ટોન વિગેરેની આયાત કરવાવાળાઓ સાથે કામ કરવા માગે છે |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| | * મુંબઇની એક જાણીતી પેઢી. | ઇંગ્લંડ, ઇટાલી, જાપાન તથા અમેરીકાના વેપારી સાથે હિન્દુસ્તાનનો કાચો માલ ઍક્સ્પોર્ટ કરવાને તથા તે દેશાવરોનો કોઇ પણ જાતનો માલ ઇમ્પોર્ટ કરવા માટે રાજી છે તથા કમીશન એજંટ તરીકે પણ કામ કરી કરશે. |

* આ બાતમીના સંબંધમાં આ ચેમ્બરના સેક્રેટરી મારફત પત્રવ્યવહાર કરવો.

ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમાં સીધું ડાયરેકટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી લેવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવું).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેવી બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ.

---

# NEW PATENTS.

## નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમા નવી શોધો માટે પેટંટો મેળવવા માટે ૧૪ મી ડીસેમ્બર ૧૯૧૮ તારીખ સુધીમા નીચે મુજબ અરજીઓ કરવામા આવી હતી

| અરજી કરનારના નામ | શા માટે. |
| --- | --- |
| એ બી. સીંહા | વૅગન સીલમા સુધારા |
| એલ. જે. માર્ટીન. | રેલ્વે વેગનના દરવાજાના તાળાં. |
| ટી ડબલ્યુ એસ. હચીન્સ. | લૅમ્પ બ્લેકની બનાવટમા સુધારા. |
| સીંગર મેન્યુફેકચરીંગ કુ. | સીવવાના સાચા |
| એમ એલકાપુર | કાગળના ગ્લેઝ જેવા કપડાની કોથળી |
| ઇ. ઓકસ | ઘર પાડી નાખવાની રીતમા સુધારા અને કચરામાથી ઉપયોગી પદાર્થ કાઢવા માટે |
| આલફીરો એન્જીન્સ લીમીટેડ | એન્જીનમા સુધારા |

---

પ્રી ઓમ્બે ટાઇપ માટે ૨૧ બેક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

આ બાબતનો સઘળો પત્રવ્યવહાર "કન્ટ્રોલર ઑફ પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧ કાઉંસિલ હાઉસ, કલકત્તા" એ પ્રમાણે કરવો. દરેક અરજી કરનાર ઉમેદવારે પેટન્ટ ઑફીસ હેન્ડબુક (કે જેમાં ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન ઍક્ટ, ૧૯૧૧, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ રૂલ્સ, ૧૯૧૨, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧૯૧૫ આપેલાં છે) વાંચીને પછી અરજી કરવી. અરજીને માટેના પ્રીન્ટેડ સ્પેસીફીકેશન્સ તેમજ પેટન્ટ ઑફીસનાં બીજાં પુસ્તકો નીચેને ઠેકાણે વિના મૂલ્યે જોવા દેવામાં આવશેઃ—

| ગામ. | ઠેકાણું. |
|---|---|
| મુંબાઇ... ... ... ... ... | રેકૉર્ડ ઑફીસ. |
| | વિક્ટોરીયા જ્યુબિલિ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, ભાયખલા. |
| | બોમ્બે ટેકસટાઇલ એન્ડ એન્જીનીયરીંગ એસોસીએશન, નં. ૧, એ, સસેક્સ રોડ, પરેલ. |
| અમદાવાદ ... ... ... ... | આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ. |
| અલ્હાબાદ ... ... ... ... | પબ્લીક લાયબ્રેરી. |
| બેંગલોર ... ... ... ... | ઇન્ડીયન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ. |
| કલકત્તા... ... ... ... ... | પેટન્ટ ઑફીસ, નં. ૧, કાઉંસિલ હાઉસ સ્ટ્રીટ. |
| | સીવીલ એંજીનીયરીંગ કૉલેજ, સીબપૂર. |
| કાનપૂર... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડીરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ, યુનાઇટેડ પ્રોવિન્સીસ. |
| ઢક્કા ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડીસ્ટ્રીક્ટ બૉર્ડ. |
| દીલ્હી ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી ડેપ્યુટી કમીશનર. |
| હૈદ્રાબાદ ... ... ... ... | ના. નિઝામના રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| કરાંચી ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી સીટી ડેપ્યુટી કલેક્ટર. |
| લાહોર ... ... ... ... ... | પંજાબ પબ્લીક લાયબ્રેરી. |
| લન્ડન ... ... ... ... ... | પેટન્ટ ઑફીસ, નં. ૨૫, સાઉધેમ્પટન બીલ્ડીંગ્ઝ, ડબલ્યુ. સી. |
| મદ્રાસ ... ... ... ... ... | રેકૉર્ડ ઑફીસ એગમોર, કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| માઇસોર ... ... ... ... | ઑફીસ ઑફ ધી સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ, જનરલ એન્ડ રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| નાગપૂર... ... ... ... ... | વિક્ટોરીયા ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ. |
| પૂના ... ... ... ... ... | કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| રંગૂન ... ... ... ... ... | ઑફીસ ઑફ ધી રેવન્યુ સેક્રેટરી, ગવર્નમેન્ટ ઑફ બરમા. |
| રૂરકી ... ... ... ... ... | થૉમસન કૉલેજ. |
| શોલાપૂર ... ... ... ... | ઑફીસ ઑફ ધી કલેક્ટર. |

# બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

## અમર નામ.

નડીઆદ હિંદુ અનાથાશ્રમને એકી વખતે રૂ. ૨૦૦) આપનાર દાતાના નામની આરસની તખ્તી આશ્રમની ઑફીસમાં ચોઢવામાં આવશે તથા તે રકમના વ્યાજમાંથી દરેક વર્ષ નક્કી કરેલા દીવસે દાતાના સ્મરણમાં અનાથોને જમાડવામાં આવશે.

## પચીસ રૂપિયામાં ગૌદાન!!

રૂ. ૨૫) આપવાથી એક "ગૌદાન" ગણી તેના વ્યાજમાંથી અનાથોને દુધ આપવામાં આવે છે તથા દાતાનાં નામનું લીસ્ટ બોર્ડપર લખી જાહેર ભાગમાં મુકી સ્મારક રખાય છે

એક રૂપિયો ને તેથી વધુ દાન આપનાર ગૃહસ્થોનાં નામ વાર્ષિક રીપોર્ટમાં પ્રગટ થાય છે. વાર્ષિક રીપોર્ટ દરેકને મફત મળે છે.

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

---

## રૅાયલ ટૉનીક પીલ્સ.

### તાકાત આપનારી શુદ્ધ વનસ્પતીની ગોળીઓ.

આ ગોળીઓ દરેક પ્રકારની નબળાઇ દુર કરી પુરૂષાતન આપે છે. સ્વપ્નામાં કે પીશાબમા જતી ધાતુ બંધ કરી વીર્યવીકારના ગુપ્ત દરદો મટાડી પાચનશકિત વધારી તાકાત આપે છે.

કેળવણી લેતા વીદ્યાર્થીઓનાં મગજને પુષ્ટી આપી તેમની ઓછી થએલી યાદદાસ્ત શક્તીને પુરજોશમાં ખિલતી રાખે છે.

કેશર, કસ્તુરી, અંબર વીગેરે દેશી વનસ્પતીની બનેલી "રોયલ ટૉનીક પીલ્સ" લોહી વધારી અવયવોને તાકાત આપે છે. ભુખ વધારી શરીરનું પોષણ કરે છે એટલુંજ નહીં પણ ફકત ત્રણ દીવસમાં પોતાની અદભુત શકિત આબેહુબ બતાવે છે સ્ત્રીઓના અનિયમીત રૂતુશ્રાવનેઅટકાવી ગર્ભસ્થાનને સુધારી તંદુરસ્તી બક્ષે છે.

રજીસ્ટર નંબર ૧૮૦ તપાસી લેજો. નકલી માલથી ખુબ સાવચેત રહેજો. કીંમત ૩૦ ગોળીની રૂ. ૧–૪–૦

ગોવીંદજી દામોદરની કું૦

જથાબંધ તથા પ્રુટક દવાઓ વેચનાર,

નં. ૩ સુતાર ચાલ, મારકેટ, મુંબઇ નં. ૨.




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની જીવનશક્તિ વધારનાર એક ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત દાકતરો અને વૈદ્યો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામા મોટી થઇ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિસાબ કરવાની શંકા થાય છે; આવી સ્થિતિમાં સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્ત્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિસાબ ઘણોજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમા બહુ ફળદાયક છે. વળી નાનાં બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામાં પિસાબ કરી નાંખે છે તે રોગમાં ઘણુ ઉપયોગી છે, તથા સ્ત્રી પુરૂષને પિસાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે. આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુર્બળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશક્ત અને વિર્યહિન થયેલી ઇંદ્રિને તાકાદ આપી સ્ત્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઇ પણ માણસ પરસેવા અથવા તો આંતરડાની હીલચાલ વગર થોડા વખત સગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઇજા થઇ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્ર વાટે નીકળી જવો જોઇએ તે રહી જાય છે; અને તેથી જનનેંદ્રિયના સઘળા અગત્યના કામ કરતા કળજીઆતથી છુટા થવાને અને આંતરડાંની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતાં ઓછી વખત નીકળે; જો મુત્રમા કાંઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય; જો મુત્રથી તણખ મારતી હોય કે ઇજા થતી હોય અથવા ટીપાં પડતા હોય, જો મુત્રાશયની કોથલી આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શક્તિ નહિં હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતું હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામા જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુતા વખત મળી ત્રણચાર વાર સાનમેટો લેવા ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમાં ઇજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી ધીમી ફરી સિસ્ટમને દુર કરશે.

સાનમેટો ફક્ત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપૈયા અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઇપણ કારણથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

**ઓડી. કેમીકલ કુંપની, બૅરો સ્ટ્રીટ, ન્યુ યૉર્ક—અમેરિકા.**

**Od. CHEM. CO., 61 Barrow Street, NEW YORK U. S. A.**

# ધાતુ ક્ષિણતાના રોગનાં લક્ષણ તથા તેની દવા.



અંગનુ થાકી જવું, મનનું ઉદાસ રહેવું, છાતીમાં ધબકારા થવા ઉંઘ ન આવવી માથામા વેદના થવી, ચકરી તથા આંખે અંધારાં આવવાં, કંટાળો આવવો, વિચાર શકિતનું ગુમ થવું, સ્વભાવ ચીડો થવો, જરા જરામાં ઉશ્કેરાઇ જવું, સ્રીપર અભાવો ધાતુનું તુરત સ્ખલીત થવું. શરીરનું તવાઇ જવું તથા હમેશ ગરમ રહેવું, પ્રિયવસ્તુ તરફ અણુગમો:—આમ જયારે થાય ત્યારે સમજવું કે ધાતુ ઓછી થઇ ગઇ છે. અથવા થાય છે, ત્યારે નિરાશ ન થતાં અમારી બનાવેલ ગેરેન્ટીવાળી.

## રાજ રાજેશ્રી ગોળીઓ

નું સેવન કરવા ભલામણ કરીએ છીએ. આ ગોળીઓ તમામ દર્દો મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવી લોહી તથા વિર્યને સુધારી વધારી શરીર તેજસ્વી બનાવે છે, મર્દાઈ વધારે છે અને ખોરાકી વધારી દુધ પચાવી વિર્ય સ્તંભન કરે છે. ક્ષય સંગ્રહણી ઇત્યાદિ રોગ મટાડી તવાઇ ગયેલ શરીરને હૃષ્ટપુષ્ટ બનાવે છે કીં ગોળી ૩૦ ની ડબીના રૂા. ૨પ્૫ ફાયદો ન થાય તો એક પણ શબ્દ પુછયા શિવાય પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી મળે છે.

### ખાસ સ્રીઓ માટે ગેરેન્ટીવાળી

## કાન્તામૃત ગોળીઓ.

આ ગોળીઓનું સેવન કરવાથી સ્રીઓને સ્વરૂપવાન બનાવે છે. બિખાયેલ શરીરનો બાધો સ્તન વિગેરે અવયવોને ફરી દ્દઢ કરે છે, ધાસણી ધુપણી અને રૂતુદોષથી થતા રોગ મટાડે છે ગર્ભાશયને સુધારે છે અને ગર્ભધારણ કરવા યોગ્ય બનાવે છે. સુવારોગ અને તે પછીની નબળાઇ પાચન શક્તિનો નાશ થવો, ઝાડા વિગેરે રોગને મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવે છે. કીં. ગોળી ૩૨ ની ડબીના રૂા. ૫.

એક ડબી સાથે ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની લેખીત ગેરેન્ટી આપવામાં આવે છે.

---

## વૈદ્ય કલ્યાણજી હરીકૃષ્ણ ઠાકર,

જુની હનુમાનગલીને નાકે, કાલકાદેવીનાં મંદીર સામે,

કાલબાદેવી રોડ—મુંબઇ.

Telephone No 1211 — Telegrams —Tremena…

DIRECT IMPORTERS OF

MILL, GIN, PRESS, RAILWAY, & MARINE STORES & MACHINERY.

*A Reliable House for purchasing all sorts of Stores,*

# STOCK READY OF IMMEDIATE DELIVERY.

ARTICLES

Hairy Picking Bands
Chrome „ „
Chrome Grey Spring Buffers
Bufallo Pickers No 4
Drop Box Pickers
Roller Skins 26′ × 22′
Leather Beltiug 1′ to 4″ single
Hair Belting, 1″ to 10″
Balata Belting 1″ to 10″
Sizing Flannel, 62″ to 78″
Roller Cloth 16 & 18 oz
Clearer Cloth 22 &‘24 oz
Healds all sizes
Reeds „

India Rubber Sheets, ¼″, ½″ & 1″
India Rubber Insertion Cloth 1/8″, 1/16′.
India Rubber Suction Hose 2″ & 2½″
India Ruts reqqmea Hose ¼ to 2½″
India Rubber Rings
Fibre Sheets all sizes
Asbestos Plaited Packing ½″, ¾ 1″
Shuttles 13½″ 14″ & 14½″.
Lambetb Cotton Ropes, 1½″ & 1¾″
Eadies Ring Travellers 1/0 to 20/0
Gauge Glasses all sizes.

*Orders promptly and carefully executed.*

# DREWET CHOWNA & Co

## 31 CHURCH GATE STREET, FORT, BOMBAY.

## ડ્રુએટ ચવના એન્ડ કંપની, મશીનરી મરચંટો.

### નાં૦ ૩૧ દેવળનો મોહોલો, કોટ, મુંબાઇ.



**હમારી મુખ્ય સ્પેસીઅલીટી ડંકન સ્ટુઅર્ટ એન્ડ કું૦ લીમીટેડના રૂની ગાંસડીઓ દાબવાના હાઈ પ્રેસ તથા ફીનીશરો તથા પમ્પીંગ એન્જીનો છે.**

જે વેપારીઓએ એક વખત હમારા પ્રેસ મશીનરી, ખરીદ્યું છે તેઓએ હમારૂંજ પ્રેસ મશીનરી, ફરી ફરી પાછું ખરીદ્યું છે જે દેખાડે છે કે હમારૂં પ્રેસ, મશીનરી વેપારીઓમાં કેટલું બધું વખણાયલું છે પ્રેસ, મશીનરીના હમારા વરસોના લાંબા અનુભવથી હમોએ એ મશીનરી બહુજ મજબુત, ટકાઉ અને સારી રીતે ચાલે અને વધુ ગાંસડીઓ કહાડે તેમ સુધાર્યું છે હમારા ઘરાકો તરફથી મળેલી સંખ્યાબંધ સરટીફીકેટોની ચોપડી મંગાવ્યાથી મોકલી આપવામાં આવશે. એ પ્રેસ મશીનરી ઘણા વરસો થયા આખા હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે ચાલુ છે

**ડંકન સ્ટુઅર્ટ એન્ડ કું૦ લીમીટેડના સ્પીનીંગ મીલોને લાયકના હાઈકલાસ કમ્પાઉન્ડ કોરલીસ એન્જીનો, હેરવિક ફીઅર્લીના હાઈ પ્રેસર તથા કમ્પાઉન્ડ સ્લાઈડ, ઓટોમેટીક એકસ પાન્સન વાલ્વ તથા કોરલીસ વાલ્વના એન્જીનો.**

જે મુખ્ય કરી જીનીંગ ફેક્ટરીઓમાં વરસો થયાં ચાલુ છે અને તેમાં ઘણા સુધારાઓ તથા ફેરફાર કરી ઘણા મજબુત અને બળતણમાં ફાયદો કરે તેમ બનાવવામાં આવે છે એ મેકરના પુષ્કળ એન્જીનો હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે ચાલુ છે

**ધાવસહીલ એન્ડ સન્સના, ૮૦ થી ૨૦૦ પાઉન્ડ પ્રેસરના સ્ટીલનાં બાઈલરો**

મી૦ ધાવસહીલ ... અને જીનીંગ ફેક્ટરીઓને ... ૨૦૦ થી વધુ બાઈલરો હિંદુસ્તાનમાં ચાલુ એ બાઈલરો કેટલા બાઈલરો ૨૦ થી વધુ વરસો સુધી વપરાતા તેમ એક પણ ... નથી

સ્પેર ભાગના ... તથા પાંચ મેકીનન જીનો તથા ઓપનર.
ગોડાઉનમાં હંમેશાં પ્રેસો, ફીનીશરો, એન્જીન બાઈલર, લેધ વગેરે તૈયાર રાખીએ છીએ
ગોડાઉન, ફ્રીયર રોડ, પ્રીન્સીસ ડોક સામે

## જાહેર ખબરના અનુક્રમણીકા. | INDEX.

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધધાદારીઓને માટે ટુંક ખરચની (ટેલીગ્રાફ સીસ્ટમની) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાંત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામા આવશે. ૧૬ શબ્દ દીઠ ચાર આના અને તે ઉપરાંત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમા લખાણ પૈસા સાથે નીચને સરનામે મોકલી આપવા જોઇએ. અંદર લખાણ અને પૈસા સાથે પારટમા મોકલી આપવા

**સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો,**
ઓન્ડ ટ્રેનીફ્રોન બિલ્ડીગ્સ ૧૯,
બેંક સ્ટ્રીટ—કોટ—મુંબઈ

---

**કેલશાફ્ટ.**

ધોળા, પીળા, અને રાતા, રંગનો જથા બંધ તથા છુટક આખો તથા પાઉડર વેચવાનો છે લખો સુ ચ્યસ આચાર્ય, ગોંડલ (કાઠીઆવાડ.)

---

**પ્રેમચંદ કશનાજી સુરતવાલા.**
**વીજળીના દરેક જાતનો સામાન વેચનાર તથા રીપેરીંગ અને ફીટીંગ કામ કરનાર**

વ્હીલ, બેન્ડ, તથા વાયરની દોર, તથા બ્રુમર, તથા મેટલ ટેમલફ્રેન, વગેરે માલ કીફાયત ભાવે મળશે. એક વખત પધારી કામ પાડી ખાત્રી કરશો

ઠે૦ સુગાજી જેઠા બીલ્ડીંગ, બીજે માળે, બ્લોક ન ૭, મુંબઈ નં ૨

---

**વેચવું છે.**

એન્ટીમની જાપાનીસ—લોટબંધ અથવા ગ્રાહકોની જરૂરીઆત મુજબ વેચવાનુ છે વધારેમા વધારે ઓફર જણાવો અને કંડીશન પૂછો

**કે. એમ. પજવાણી**
મેટલ મર્ચન્ટ અને કમીશન એજન્ટ.
૧૪. અમૃતલલા લેન. કલકત્તા

---

સુરગીના મુગીઆની બારીક કાતરણ તથા આલની છાલ કે જેને સચામા દળીને લોટ બનાવી દેશી તથા જરમની રીત મુજબ રંગવાથી અસલ અલીઝરીન પાકા લાલ રંગ સુતર ઉપર રંગાય છે તેના મોટા બારીક કાતરણનો તથા આલની છાલનો જથો અમારી પાસે હમેશા મળશે

અરદેશર ઓધ બાટીયા
બંદર સ્ટ્રીટ,
બીલીમોરા

---

**કુદરતે કામીલ પીલ્સ.**

સુંઠ સતાવરી ગોરખ મુંડી ન ચુકે કમર ન ચુકે ડંડી કીંમત બનારસ ગોળના રૂપીઆ પાચ પોસ્ટેજ માફ.

M M Bhekhar & Co Rajkot–Kathiawar

---

સેવાના ઉદ્દેશ માટે દર મહીને પ્રગટ થતુ માસિક

**સેવક**
**( Sevak )**

'સેવા એજ જીવન' 'સેવા' એજ 'સ્વરાજ્ય'
'સેવા એજ' આનંદ 'સેવા એજ 'સ્વાતંત્ર્ય

'સેવક'ના ગ્રાહક થાઓ, અને હાથ જોડી બેસી રહેવા કરતા ઉઠીને કાર્ય કરો

'સેવક'ના ગ્રાહક થાઓ અને નામરદનુ કલંક દૂર કરી ખરા મરદ બનો,

'સેવક'ના ગ્રાહક થાઓ અને હરીજનતાને લાત મારી આત્મા અનંત ન થાઓ,

'સેવક'ના ગ્રાહક થાઓ અને જીંદગી સાર્થક કરી સદાના આનંદ મેળવો

'સેવક'ના ગ્રાહક થાઓ અને દેશની ભવિષ્યની પ્રજા માટે લાગણી બતાવો,

વાર્ષિક લવાજમ:
- રૂ ૨ અર્ધ સાધારણ,
- રૂ ૧॥ સંસ્કારજન કલબ વગેરીઓ, સેવા સંસ્થાઓ તથા મુનિ મહારાજ વિગેરે
- રૂ ૦-૨-૦ છુટક નકલ એકની કિંમત,

લખો—સેવક ઑફિસ
ના, ૧૦૫ રીચીરોડ—અમદાવાદ
(લીટ-જાહેર ખબરના અતિ મધ્યમ દર પુછો.)

# તમારા લાભનું.



## ઈનામ રૂ. ૧૦૦૦

મેળવાની તમે કોશેશ કરો

કેશવકાન્ત—હેર ઓઇલ વ્હાઇટ ઓઇલ (ઘાસલેટ) થી વદન રહિત છે વ્હાઇટ ઓઇલના લાણા વપરાસથી માથાને તથા બાલને તે નુકસાન કરે છે. માટે જો કોઇ તેમ પુરવાર કરશે કે કેશવકાન્ત હેર ઓઇલમા વ્હાઇટ ઓઇલ છે તેને ઉપર જણાવેલું ઇનામ અમે આપશુ

બાટલી ૧ ના રૂા ૦–૧૨–૦

દરેક જાણીતા વેપારીઓ પાસેથી મળશે.

દ્વારકાદાસ જગમોહનદાસ એન્ડ કાં

પ્રોપરાઇટર્સ

ધી હિંદ બટન્ ફેકટરી એન્ડ મેટલ વર્કસ.

ધી કેશવ પરફ્યુમરી વર્કસ, ૧૮૭, અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઇ.



# અમે પોતે



આ માસિકમા બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનું લવાજમ મુબાઈના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂ ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધા રાખવામા આવ્યું છે છુટક નકલ એકના આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામા આવતી નથી.



આ માસિકમા જે જાહેર ખબરો છે તેમા કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવુ બની શકશે નહિ



અમારા જુના કૉન્ટ્રેકટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમા અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનતિ કરવામા આવે છે કે તેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી

---

અમોને તા. ૧૦-૭-૧૯૧૮ના રોજ માસિકના લવાજમ પેટે રૂ ૩-૬-૦ મનીઓર્ડરથી મળેલ છે પરંતુ તેમા નામ બગબર ચોકખુ નહિ લખેલ હોવાથી તે માસિક કોને મોકલવુ તે અમો સમજી શકતા ન હોવાથી જે ગૃહસ્થે ઉપરનો મનીઓર્ડર મોકલાવ્યો હોય છતા માસિક ન મળ્યું હોય તેને તે વિષે અધિપતિને જણાવવા વિનતી કરવામાં આવે છે

## EDITORIAL STUDY.

## અધિપતિની નોંધ.

### મોતીની નિકાશ.

લડાઇના વખતમા વેપાર ઉપર જે અંકુશો મેલવામા આવેલ છે તે લડાઇ બંધ થતા તુરતજ નીકળી જાય તે બની શકે નહિ અને તેથી વેપારીઓ અને મજુર લોકોને લડાઇના વખત કરતા લડાઇ પછીના વખતમા વધારે ધીરજ રાખવાની જરૂર છે કારણ કે આર્મીસ્ટીસ થઇ ગયા પછી લોકોનો મોટો ભાગ આવા કાયદા ચાલુ રાખવાની જરૂર જોતો નથી આનો અર્થ એમ નથી કે જે વેપારી કોમે લડાઇના વખતમા ઘણા ભોગો આપેલ છે તેઓને વ્યાજબી છુટછાટ નામદાર સરકારે આપવી ન જોઇએ છેલ્લા ત્રણ મહીનામા આયાત અને નિકાશ ઉપરના ઘણાખરા અંકુશો કાઢી નાખવામા આવેલ છે, ગયે વર્ષે મોતીની નિકાશ ઉપર

---

એવી દહેશત હતી પણ તે વેપાર ટકી રહેલ છે. પરંતુ મેસોપોટેમીઆ અને યુરોપ વચ્ચે પરભાર્યો વહેવાર થતાં આ વેપાર ઉપર શું અસર થશે તે જોવાનું છે તેમ થતાં કેટલીક યુરોપીઅન પેઢીઓ તે વેપારમાં માથું મારશે અને તેઓને નાણાં સબંધી વધારે સારી સગવડને લીધે કદાચ હિન્દીઓના હાથમાંથી વેપારનો મોટો ભાગ તેઓ લઇ લેશે. આ બાબતનું આપણા વેપારીઓએ ખાસ ધ્યાન રાખવાનું છે કારણ કે હાલના યુરોપીઅન શોધકો કેટલીક ક્રિયાઓનો ઇજારો હિન્દુસ્તાન પાસે લાંબો વખત રહેવા દેશે નહિં.

---

## જર્મનીનો મેસોપોટેમીઆમાં પગપેસારો.

મેસોપોટેમીઆનો દરીઆઇ વેપાર સૌથી વધારે વર્ષ સુધી માત્ર ગ્રેટબ્રીટનના હાથમાંજ હતો. ત્રીસ વર્ષ પહેલાં જર્મની તે દેશ તરફ લક્ષ આપવા લાગ્યું પરંતુ બગદાદ રેલ્વે કન્સેશનને ૧૯૦૩માં ચોકસ રૂપ લીધું. ત્યારબાદ ૧૯૦૬માં એટલે કે લડાઇ શરૂ થયા પહેલાં માત્ર આઠ વર્ષ અગાઉ જર્મની દરીઆઇ વેપારમાં બહુ ફતેહમંદ રીતે હરીફાઇ કરવા લાગ્યું. તે વખતે બસરા સાથે વેપાર કરતાં વહાણોમાંના ૯૦ ટકા બ્રીટીશ વાવટાવાળા હતાં અને બાકીનાઆંનો મોટો ભાગ ફ્રેન્ચનો હતો ૧૯૦૬ના એપ્રીલ મહિનામાં હેમ્બર્ગ-અમેરીકન કંપનીએ યુરોપ અને પર્શન ગલ્ફ વચ્ચે એક સર્વીસ સ્થાપવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. ઓગસ્ટ મહિનામાં તે લાઇનની પહેલી સ્ટીમરની શરૂઆત થઇ અને બુશાયર ખાતે એક એજન્સી ઉપાડવામાં આવી. તે વખતે બસરા સાથે જે લડાણો વેપાર માત્ર ૧૪૫,૦૦૦ પાઉન્ડનો હતો શકે રે બ્રીટીશ અને હિન્દુસ્તાનનો વેપાર ૩,૦૦૦,૦૦૦ પાઉન્ડનો હતો.

તુરતજ જર્મનીએ બ્રીટીશોને પોતાના દર ઘટાડવાની ફરજ પાડી કારણ કે તે દર ઇજારાને લીધે ઘણા ઉંચા હતા. પહેલાં તો જર્મનીએ એન્ટવર્પ ખાતેથી બેલ્જીઅમની ખાંડ ચઢાવવાનું શરૂ કર્યું અને પછી મેન્ચેસ્ટર ખાતે સ્ટીમર ઉભી રાખવાનું શરૂ કરીને મેન્ચેસ્ટરના માલના વેપાર ઉપર તરાપ મારી. મેસોપોટેમીઆ ખાતેના બ્રીટીશના વેપારનો આ સહુથી અગત્યનો ભાગ હતો. પહેલા વર્ષમા જર્મનોને ખોટ ગઇ પરંતુ તેઓએ બ્રીટીશની ત્રણ સ્ટીમ શીપ કંપનીઓને રૂના માલ ઉપર ૪૦ ક્યુબીક ફીટ દીઠ ૩૦ શીલીંગથી દર ઘટાડી ૨૦ શીલીંગનો કરવાની ફરજ પાડી. જર્મન લાઇને બ્રીટીશના દર ઘટાડવાનું શરૂ રાખ્યું અને ૧૯૦૭-૮ ની આખરે જર્મન સ્ટીમરોનાં ઇંગ્લંડ જતો માલ બમણો થયો હતો અને યુરોપથી મેસોપોટેમીઆ જતો માલ લગભગ સઘળો જર્મન સ્ટીમરો મારફત જતો. હરીફાઇનાં ત્રણ વર્ષ પછી એટલું તો ચોકકસ દેખાતું હતું કે હેમ્બર્ગ-અમેરીકા કંપની જો પર્શન ગલ્ફના વેપારમાં સ્થાયી લાભ સ્થાપવાને સમર્થ થાય તો તે લાંબો વખત સુધી ખોટ ખાવા તૈયાર હતી. ૧૯૧૦ ની આખરે બ્રીટીશ સ્ટીમશીપ કંપનીઓને એટલો ગંભીર ધોખો પહોંચ્યો હતો કે પછીના વર્ષની શરૂઆતમાં એટલે કે લડાઇ શરૂ થયા પહેલાં થોડો વખત અગાઉ તેઓને હેમ્બર્ગ-અમેરીકા લાઇન સાથે જર્મનોએજ ફરમાવેલી શરતો મુજબ એક એગ્રીમેન્ટ કર્યું. વહાણના દરના સંબંધની લડાઇ સાત વર્ષ ચાલી અને છેવટે બ્રીટીશ લાઇન સઘળા પહેલાના લાભો પોતાના પક્ષમાં હોવા છતાં હારી. જર્મનીની આ જીત ઘણી આશ્ચર્યકારક હતી અને તેને માટે કાંઇક ખુલાસો આપવાની જરૂર છે.

## જર્મનીની રીતો.

જર્મન લાઇનને સ્ટેટ તરફથી મદદ મળતી તે ખુલાસો અધુરો છે. કારણકે બ્રીટીશ વહાણોએ

ાણી વખત બીજી પ્રજાઓના સરકારી મદદવાળા ફુરીફો સામે પણ પોતાનો વેપાર ટકાવેલ કે બ્રીટીશ પાસે મેનચેસ્ટરથી માલ લઇ જવાના મોટા કોન્ટ્રેક્ટો તેમજ ટપાલ લઇ જવાના કોન્ટ્રેકટો હતા વળી ઉતારૂઓના ટ્રાફીકમા પણ મોટો નફો હતો તેમજ માર્સે-ઇસથી ખાડ લઇ જવાનો વેપાર પણ તેઓના હાથમા હતો. જર્મનીને પોતાનો વેપાર શરૂઆતથી બાધવાનો હતો, અને છતા પણ તેઓએ તે એટલી ફતેહથી બાધ્યો કે જર્મનો શીહની શરતો ફરમાવવાને સમર્થ થયા. આનો ખુલાસો સીધી મદદ કરતા 'થ્રુ રેટ સીસ્ટમ'ની આડકતરી મદદ ઉપરથી વધારે સારી રીતે મળી શકે છે. ગમે તેટલો નામનો (Nominal) દર હોય છતા પણ જર્મનો તે દર ઘટાડી શકતા અને તેથી હરીફોને હાકી કાઢતા આ પદ્ધતિ દરીઆઇ છે અને જમીન માર્ગની એક ઉમેવી ગોઠવણનુ પરિણામે હતુ કે જે ગોઠવણથી ફેકટરીથી માલ ઉતારવાના બદર સુધીની આખી મુસાફરી માટે 'થ્રુ રેટ' ઠરાવવામા આવતો 'નુરેટ'મા ઘટાડો કરીને તે રેલ્વે રસ્તાની મુસાફરીના ભાગ ઉપર ચાર્જ કરી શકતો. ખોટ જર્મન સ્ટેટ રેલ્વે અને જર્મન શીપીંગ કપનીની વચ્ચે વહેંચી લેવામા આવતી અને તે બીજી સર્વીસ ઉપરના નફામાથી બાદ કરવામા આવતી. આ પ્રમાણે જ્યારે બ્રીટીશ કપનીઓ ચોક્સ ઠરાવેલ દરથી કામ કરતી ત્યારે જર્મન કપનીઓનો દર જરૂરીઆત મુજબ બદલી શકાય તેવો હતો દરને માટે બ્રીટીશ અને જર્મન લાઇનો વચ્ચે એગ્રીમેન્ટ છતા પણ જર્મનો દેખીતી રીતે ઠરાવેલા દરને વળગી રહીને પણ ખરી રીતે દર ઘટાડી શકતા વળી મેસોપોટેમીઆમાં જર્મનોએ પોતાના ઘરાકોની જરૂરીઆતોનો બ્રીટીશ કરતા વધારે બારીકીથી અભ્યાસ કરીને વેપાર પોતાને હાથ કર્યો હતો. તેમજ તેઓ બ્રીટીશ માલ તથા માર્કાની નકલ કરીને ગેરવ્યાજબી રીતો પણ વાપરતા અચકાતા નહિ.

---

લીવરપુલના વેપારી અને ઔદ્યોગિક લાભોને દુનીયાની મુસાફરી (World Tour) ઉપરચાલતા પીકચરોના પ્રદર્શનથી (Moving Pictures Exhibition) જાહેરાત આપવાનુ વધુ પસદ કરવામા આવેલ છે અને કેટલાક મોટા કોન્ટ્રેકટો તો થઇ ગએલ છે, દેખાડવામા આવનાર ફીલ્મની લબાઇ માટે હદ બાધવામા આવેલ હોવાથી જે કપની ઓએ હજી સુધી તેમા ભાગ લેવાનુ નક્કી કરેલ નથી તેઓને તેમા ભાગ લેવો કે નહિ તે જલદી નક્કી કરવાની જરૂર છે

---

લીવરપુલ ખાતે થોડા વખત પહેલા ભરાએલી મર્ચન્ટસ કમીટીની જનરલ મીટીંગમા તેના પ્રમુખે પોતાના ભાષણ દરમીઆન નીચે પ્રમાણે કહ્યુ હતુ —

તમારી કમિટીએ એક બહુજ અગત્યનો અને અઘરો સવાલ હાથ ધર્યો હતો અને તે લડાઇ પૂરી થયા બાદ જે વેપારીઓ પાસે લડાઇને ભાવે ખરીદેલ માલનો સ્ટોક હોય તેઓની સ્થિતિ તથા એકસેસ પ્રોફીટ ટેકસની તેઓની ઉપર થનારી અસરને લગતો છે. આ સવાલ વેપારીઓ કરતા માલ બનાવનારને વધારે લાગે વળગે છે અને આ શહેરમા ઉદ્યોગો ઉપર અકુશ મુકાએલ હોવાથી આ સવાલ સાથે માત્ર થોડાનેજ સબધ છે. લાગ

ના વળગતા સાથે મસલત કર્યા બાદ એવું નક્કી કરવામાં આવેલ છે કે આ સવાલને નીકાલ કરવાનો માત્ર એક રસ્તો છે અને તે એ.કે લડાઈ પૂરી થયા પહેલાના તુરતના વખત માટે એકસેસ પ્રોફીટ ટેકસ નક્કી કરવામા સ્ટોકની કિમ્મતમાંથી અમુક ઠરાવેલ ડીસ્કાઉન્ટ બાદ કરવુ.

---

મુંબઈના નામદાર ગવર્નર સર જ્યોર્જ લોઈડને હાલમાં પોતાની મુસાફરી દરમીઆન કરાચી ચેમ્બર ઓફ કોમર્સ તરફથી માનપત્ર એનાયત કરવામા આવ્યુ હતું તેના જવાબમા તેઓ નામદારે આ દેશની વેપારી ચેમ્બરોને માટે કેટલા અને કેવા કામો બજાવવાનાં છે તે બાબે બહુ અસરકારક વિવેચન કરેલ છે જે નીચે આપવામા આવેલ છેઃ—

નામદાર ગવરનરે કરાચીની અગત્યતા અને મેસોપોટેમીયા સાથે વેપારની તકો બાબે ફરીથી વીવેચન કર્યું હતું. તેવણ નામદાર બોલ્યા કે આનો હું સ્વીકાર કરતો હોવાથી અને કરાંચીની ભવીષ્યની ખીલવણી માટે હું ઇંતેજાર હોવાથી મેં આ શહેરની મુલાકાત મારા ઓહ્દાની મુદતની આટલી બધી જલદીથી લીધી છે આ દેશની વેપારી ચેમ્બરોને અસાધારણ ઉંચા અને અગત્યનાં કામકાજો બજાવવાં પડે છે. અર્થશાસ્ત્રીક બાબતોમાં હું મોટી ઉલટ લેઉં છું અને તેમા હું તદન બીન અનુભવી નથી અને ચેમ્બરોનું કામ બહોલી અને અપ-ટુ-ડેટ ઢબ ઉપર ચલાવવામાં આવતું જોવાની હું ઇચ્છા રાખું છુ. હું તમારૂં ધ્યાન ખરેખરા સારા આંકડાઓના ખાતાંઓ તરફ ખેંચું છું. તમારા સભાસદોમા મોટા અને નાના વેપારીઓ, માલની પેદાશ કરનારાઓ અને શીપરો પણ હોવા જોઇએ. હું આશા રાખું છું કે તમારી ચેમ્બર સીંધમા આપણા વેપારની આંખ કાન અને નરવના મધ્યબીંદુ જેવી છે.

---

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

## "હીંદમાં ઉદ્યોગ હુન્નરની ખીલવણીનો માર્ગ."

પ્રોફેસર એમ. જે. આંટીઆ.

મુંબઈની સીડનહામ કોલેજ ઓફ કોમરસ એન્ડ ઇકોનોમીકસના પ્રોફેસર એમ. જે. આંટીઆએ ઉપલા વીષય ઉપર બીજું ભાષણ તા૦ ૧૩ મીને સોમવારે સાંજે ૬ા કલાકે (સ. ટા.) વહાઈટવે લેડલો બીલ્ડીંગમાં બીજે માળે કોલેજના હોલમા આપ્યું હતું જેનો સાર નીચે મુજબ છેઃ—

ભાષણ કર્તાએ જે મુદ્દાઓ પહેલાં ભાષણમા ન આવી શકયા હોય તેમને માટે ટુંકમાં પોતાના પહેલા ભાષણનો સાર આપયો હતો. પછી અબાધીત વેપારની નીતી (Free Trade Policy) ઉપર વીવેચન કીધું હતું. લડાઇ પહેલાં ઈંગ્લાંડ દેશ એ નીતીનો હીમાયતી હતો. લડાઇએ એ નીતીમાં કંઇ ફેરફાર કીધો છે. દેશમાં કયાં ઉદ્યોગ ખીલવી શકાય એમ છે એની તપાસ કરવા ઈંગ્લાંડે લોર્ડ બાલફર ઓફ બરલેના પ્રમુખપણા નીચે સને ૧૯૧૬ માં લડાઇ પછી વેપાર ઉદ્યોગની નીતી કેવા પ્રકારની રાખવી તેના સંબંધમાં એક વગવાળી કમીટી નીમી. એ કમીટીને બાલફર ઓફ બરલેની કમીટી કહેવામાં આવે છે એ કમીટીના રીપોર્ટમાંથી ઘણું જાણવાનું મળે છે.

એ રીપોર્ટ ઉપરથી આપણે સારી રીતે જોઇ શકીએ છીએ કે ઇંગ્લાંડ જેવા આગળ વધેલા દેશના વેપારને પણ લડાઇને લીધે ઘણું ખમવું પડયુ. કેવી રીતે જરમનીએ પોતાનો વેપાર ઇંગ્લાંડમાં વધારયો તે પણ વીદ્વાન ભાષણકર્તાએ જે ફકરો રીપોર્ટમાંથી વાંચી સંભળાવયો છે તેના ઉપરથી જોઇ શકીયે છીએ.

એ ફકરો ઘણો ઉપયોગી છે અને તે નીચે મુજબ છેઃ—

બ્રીટીશ ઉદ્યોગમાંની આ નબળાઈઓ એ રીતે પ્રગટ થઇ હતી. (૧) બીજા માલની બનાવટ માટેના પાયા સમાન થઈ પડતા મોટી અગતના માલની ચોકસ શાખાઓ સદંતર અથવા મોટે ભાગે જર્મન આકોશ હેઠળ જઈ પડી હતી તેના જાણીતા દાખલાઓ જસ્ત, ચોક્કસ રસાયણી પદાર્થો, ટંગસ્તન (લોખંડ કાપવાનાં પોલાદને માટે) બનાવટી રંગો, આરટીસ્નોના રંગો, ફોટોગ્રાફી માટેના ડેવેલપરો, થોરીઅમ નાઇટ્રેટ, બનાવટી, વસાણા, મેગનેટોસ, ચશમા વગેરેના કાચ, રસાયણી કાચનાં વાસણ, મોજાં વીગેરે સામાન, સોય, બ્રોંઝ પાઉડર, બનાવટી પાલીસ કરવાનાં કાગળ વિગેરે. ફીલ્ટર પેપર આસમાની બલ્યુ રંગ વીગેરે આ બધા દાખલાઓમાં જરમન સ્થીતી મજબુત હોવાનો સબબ મોટે ભાગે ખંતીલાં સાયન્ટીફીક કામ અને વ્યવસ્થા રચવાની કુશળતાનો હતો (૨) મોટા મુખ્ય ઉદ્યોગોની બહારની ઉદ્યોગની સંખ્યાબંધ શાખાઓમાં પરદેશી હરીફાઇ ઘણીજ તીક્ષ્ણ

# CHAMBER'S SECTION.

## ચેમ્બરનો વિભાગ.

ધી ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૧૧-૧-૧૯ના રોજ ૩ (સ્ટા ટા.) કલાકે મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ—

૧ ઓ. શેઠ ચુનીલાલ વી મહેતા (પ્રમુખ)
૨ શેઠ જહાંગીર બી. પીટીટ
૩ ,, એમ. સુબેદાર
૪ ઓન શેઠ મનમોહનદાસ રામજી.
૫ શેઠ ફીરોઝ જે બીલીમોરીઆ.
૬ ,, એસ. બી બીલીમોરીઆ.
૭ ,, વસનજી ટી. હાલાઈ
૮ ,, હંસરાજ પ્રાગજી ઠાકરશી.
૯ ,, જમનાદાસ દ્વારકાદાસ.
૧૦ ઓન. શેઠ લલ્લુભાઇ શામળદાસ.
૧૧ શેઠ મોતીલાલ વલ્લભજી.
૧૨ ,, લક્ષ્મીદાસ રવજી તેરશી.
૧૩ ઓન શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ
૧૪ મર વિઠલદાસ ડી. ઠાકરસી
૧૫ શેઠ મોતીલાલ વલ્લભજી.
૧૬ ,, નારણજી હરિભાઇ
૧૭ ,, રેવાશંકર જગજીવન.
૧૮ ,, નારણદાસ પુરૂષોતમ
૧૯ ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી.

(૧) ગઇ વખતની કમીટીની મીટીંગની મીનીટ પસાર કરવામા આવી હતી

(૨) મુંબઇની લેજીસ્ટેટીવ કાઉન્સીલની ચુંટણી માટેના સરકારનો પત્ર આવ્યો હતો જે બાબત ઉપર વિચાર કરતાં એમ લખી મોકલવાનો ઠરાવ થયો હતો કે દેશી વેપારી કોમના પ્રતિનિધિની ચુંટણી માટેની તારીખો આ કમીટી પસંદ કરે છે પણ પ્રાંતિક ધારા સભાની મુદત વડી ધારા સભાની મુદતની માફક લંબાવવામા આવનાર છે કે નહિ તે બાબતમા સરકારે મહેરબાની કરીને જણાવવુ

(૩) ઇંડીઅન રેલ્વે કોન્ફરન્સ એસોસીએશનની ટેરીફ કમીટી આગળ રજુ કરવા માટે આ ચેમ્બર તરફથી હાફ તૈયાર કરવામા આવ્યો હતો, તે પસાર કરવામા આવ્યો હતો તે સંબધમા ગ્રેન મર્ચન્ટસ એસોસીએશને મોકલેલી સૂચના બાબત વધુ વિગતો માટે તે એસોસીએશનને લખવાનો ઠરાવ થયો હતો.

(૪) એક પાંજરાપોળ તરફથી આવેલી મદદને માટેની અરજીની નોધ લેવામાં આવી હતી.

(૫) મરહુમ શેઠ ચત્રભુજ શિવજીનાં મૃત્યુને માટે આ કમીટી તરફથી જે દિલાસાનો પત્ર તેમના કુટુંબ ઉપર લખવામા આવ્યો હતો તેના જવાબમા તેમના પુત્ર શેઠ વલભદાસ ચત્રભુજ શિવજી તરફથી કમીટીનો ઉપકાર માનવામાં આવ્યો હતો જેની નોંધ લેવામાં આવી હતી.

(૬) રાઇસ મર્ચન્ટસ એસોસીએશન તરફથી ચોખાના નૂર બાબે પત્ર આવ્યો હતો

જે બાબત ઉપર વિચાર કરતા રંગુનથી ચોખાને ફ્રેઈટ ઘટાડવા માટે ના સરકાર ઉપર તાર કરવાનું ઠરાવવામા આવ્યું હતું.

(૭) ડાયરેકટર ઓફ સ્ટેટીસ્ટીકસનો પત્ર આવ્યો હતો જેમા સુતરના કયા વિભાગો પરદેશ સાથેના વેપારના આકડામાં આપવા તે બાબત કમીટીનો મત પુછાવવામા આવ્યો હતો, અને તે બાબત કેટલીક સુચનાઓ કરવામાં આવી હતી.

(૮) મરહુમ શેઠ ચત્રભુજ શિવજીની ખાલી પડેલી જગ્યા ઉપર કમીટીમા શેઠ વિઠલદાસ દામોદર ગોવીંદજીની નિમણુક કરવામા આવી હતી.

(૯) આગ્રા કોલેજના એમ્પ્લોયમેન્ટ બ્યુરો તરફથી પત્ર આવ્યો હતો જેમા પુછાવવામા આવ્યુ હતું કે તે કોલેજના વિધાર્થીઓને માટે પરિક્ષામા પસાર થયા બાદ વેપારી લાઈનમા કઇ કઇ જગ્યાઓ લાયકની છે, તે બાબત તેમને લખી મોકલવાનો ઠરાવ કીધો હતો.

(૧૦) થોડાએક વખત ઉપર કમીટીએ ના૦ હિન્દી સરકારના વેપાર ઉદ્યોગ ખાતાને સુચના કરી હતી કે હાલની વેપારીમદી થતા થોડુ એક વધારે શીપીંગ દેશના વેપાર માટે ફાજલ રાખવુ જવાબમા તેઓએ લખી જણાવ્યું કે હાલના દુષ્કાળના વખતમાં તેમ થવુ મુશ્કેલ છે.

(૧૧) મેસર્સ રામદાસ ખીમજીની કું, તરફથી પત્ર આવ્યો હતો જેમાં કરન્સી ઓફીસમાથી રોકડા રૂપિયા માટેના દરોડાને લઇને નાની છુટી નોટો મેળવવાની મુશ્કેલી માટે ફરીયાદ કરવામા આવી હતી. તે બાબતમા એકાઉન્ટ જનરલને લખવાનો ઠરાવ થયો હતો

(૧૨) ડીરેકટર ઓફ સ્ટેટીસ્ટીકસનોપત્ર આવ્યો હતો જેમાં જણાવવામા આવ્યું હતુ કે ૧૯૧૮ના ડીસેમ્બર મહિનાથી સી બોર્ન ટ્રેડ રીટર્ન્સમાં કોટન વેસ્ટના આકડા ચાકરૂના આકડાથી અલાયદા આપવામાં આવશે જેની નોંધ લેવામાં આવી હતી.

(૧૩) એકસેસ પ્રોફીટસ ટેકસ બીલ ઉપર વધુ વિચાર ચલાવવામાં આવતા એમ લખવાનો ઠરાવ થયો હતો કે સપ્ટેમ્બર મહિનામા કાઉન્સીલે જે પાઉન્ડ ૪૫,૦૦૦,૦૦૦ની ગ્રાન્ટ આપી હતી તે હાલના સજોગો જોતા પાછી ખેંચી લેવી અને તે ઉપરનો ખરડો મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

(૧૪) શેઠ મોહનલાલ હેમચદ ઝવેરી શેઠ ટી એમ રગચારી તથા શેઠ મનસુખલાલ આત્મારામ માસ્તરે આ ચેમ્બરના સભાસદ થવા માટે અરજી કરેલી છે તેને માટે સ્ક્રુટીનીયર તરીકે શેઠ મોતીલાલ વલ્લભજીને નીમવામા આવ્યા હતા.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શુક્રવાર તા૦ ૨૪-૧-૧૯ ના રોજ ૨-૩૦ (સ્ટા ટા) કલાકે મળી હતી જે પ્રસગે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

૧ ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતા (પ્રમુખ)
૨ શેઠ જહાગીરજી બી. પીટીટ.
૩ ઑન. સર ફાજલભાઇ કરીમભાઇ
૪ શેઠ દેવીદાસ માધવજી
૫ ,, મોતીલાલ કાનજી
૬ ,, સોરાબજી એદલજી વોર્ડન
૭ ,, એમ સુબેદાર
૮ ,, લક્ષ્મીચદ માણેકચંદ ખોખાણી
૯ ,, મથુરાદાસ વસનજી.
૧૦ ,, જમનાદાસ દ્વારકાદાસ.
૧૧ ,, વિઠ્ઠલદાસ ડી. ગોવિંદજી.
૧૨ ,, રેવાશંકર જગજીવન
૧૩ ,, વસનજી ટી. હાલાઇ.

(૧) ખોરાક ઉપર સરકારી અંકુશ બાબે શેઠ વસનજી ટી. હાલાઇ તથા શેઠ વસનજી મૂળજીના પત્રો આવેલ હતા તેની ઉપર વિચાર ચલાવવામાં આવતાં કન્ટ્રોલર ઑફ ફુડસ્ટફસની મુલાકાત લેવા માટે નીચેના ગૃહસ્થોની સબ-કમીટી નીમવામાં આવી હતી.

૧ ઑન શેઠ ચુનીલાલ વી. મહેતા.
૨ શેઠ જહાંગીરજી બી. પીટીટ.
૩ ઑન. મર ફાજલભાઇ કરીમભાઇ.
૪ શેઠ. એમ. સુબેદાર.

ઇન્ટર પ્રોવીન્સીઅલ ટ્રાફીક સંબંધમાં ના. સરકારને લખી મોકલવાનો ઠરાવ થયો હતો અને ગ્રેન મર્ચન્ટસ એસોસીએશનને એમ લખવાનો ઠરાવ થયો હતો કે તેઓને જો કાંઇ ફરીઆદ હોય તો આ કમીટીને તેઓએ જણાવવું.

(૨) યુનાઇટેડ કીંગડમ અને હિન્દુ-
સ્તાને વી. પી સીસ્ટમ સ્થાપવા સંબં-
૩ ,, એન...મા કમિટીનો મત પૂછાવ્યો
૪ ઓન. શેઠ ..પસાર કરવામા આવ્યો
૫ શેઠ ફીરોઝ જે
૬ ,, એસ. બી. બક આગેવાન શાહે-
૭ ,, વસનજી ટી. હાપ્સના સંબંધમાં
૮ ,, હંસરાજ પ્રાગજી ચાલ કરે છે તે
૯ ,, જમનાદાસ દ્વારકાદાસનાનું ઠરા-
૧૦ ઓન. શેઠ લલ્લુભાઇ શામળદાસ...ના
૧૧ શેઠ મોતીલાલ વલ્લભજી.
૧૨ ,, લક્ષ્મીદાસ રવજી તેરશી.
૧૩ ઓન. શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ.
૧૪ સર વિઠલદાસ ડી. ઠાકરસી.
૧૫ શેઠ મોતીલાલ વલ્લભજી.
૧૬ ,, નારણજી હરિભાઇ
૧૭ ,, દેવાશંકર જગજીવન.
૧૮ ,, નારણદાસ પુરૂષોતમ.
૧૯ ,, ગુલાબચંદ દેવચંદ અવેરી.

(૧) ગઇ વખતની કમીટીની મીટીંગની મીનીટ પસાર કરવામાં આવી હતી.

હિન્દુસ્તાન અને યુનાઇટેડ કીંગડમ વચ્ચે વી. પી. પી. પદ્ધતિ સ્થાપવાના સંબંધમા આ ચેમ્બરની કમીટીએ નામદાર સરકાર ઉપર નીચે પ્રમાણે રેપ્રીઝેન્ટેશન મોકલાવેલ છે:—

આ કમિટીએ તે બાબત ઉપર સંભાળ પૂર્વક વિચાર કરેલ છે અને તેઓ નામદાર હિન્દી સરકારના મતને મળતા છે કે આ પદ્ધતિથી હિન્દુસ્તાનના લોકોને ઘણો ફાયદો થશે. આ પદ્ધતિથી પરભાર્યા વહેવારની સગવડ થશે અને તેથી વિલાયતનો માલ વાપરતા અહિંના લોકોને તે માલ સોંઘો મળશે કારણ કે તેઓને વચલા વેપારીઓને કાંઇ પણ આપવું પડશે નહિ. આ પદ્ધતિથી અહિંના માલ વાપરવાવાળાઓ અને દેશાવર ખાતેથી માલની નિકાસ કરવાવાળાઓ વચ્ચે પરભાર્યો વેપાર વધશે. આ પદ્ધતિથી થનાર સગવડને લીધે નિકાશ કરવાવાળાઓને અહિં માલ મોકલવામાં ઉત્તેજન મળશે. અને અત્યારે માલના પૈસા ન મળવાની જે બીક છે તે નીકળી જશે. તેમજ અહિંના માલ વાપરવાવાળાઓ વચલા વેપારીઓને નફો આપ્યા વગર માલ મંગાવી શકશે અને વળી તેઓએ મંગાવેલા માલ ન મળવાની બીક પણ નીકળી જશે.

હતી. આ કમીટી જાણે છે કે આ પદ્ધતિથી
(૫ ઘણાં મોટાં ખાતાંઓ જેઓ દેશા-
મૃત્યુને કાસ કરવાવાળાઓ અને અહિઆં
દિલાસાનો કરવાવાળાઓ વચ્ચે આડતીઆ
આવ્યો હ કરે છે તેઓને નુકશાન થશે, અને
વલભદાસ આ પદ્ધતિ સ્થાપવાની સામે થશે.
ઉપકાર મા કમીટીને આશા છે કે નામદાર
લેવામાં આ પ્રજાના લાભ ધ્યાનમાં લઇ આ
ર્ણય કરશે.
(૬)
તરફથી એ

નવા પ્લાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ ઇનો જોઇએ છે ?

## નવા પુસ્તકો.

નીચે જણાવેલા પુસ્તકો ચેમ્બરની લાયબ્રેરીમાં આવ્યાં છેઃ—

1. Records of the Geological survey of India Vol. VIX Part 3 1918.
2. Income Tax statistical Returns of the Bombay Presidency for 1917–18
3. Statistics of British India Vol. II Financial statistics.
4. Guide Book for Investors in Government Securities.
5. Report of the Director of Public Instruction of the Bombay Presidency 1917–18.
6. Estimates of Area and yield of Principal crops in India 1917–18.
7. Goods Tariff No. II Bombay Port Trust.
8. Administrative Report of the North West Frontier Province for 1917–18.

૯ મનુષ્ય વિદ્યાનાં તત્વો (શ્રી સયાજી સાહિત્ય માળા.)

(૧૦) પેલેસ્ટાઇનની સંસ્કૃતિ ,,

(૧૧) બાલોધાન પધવિનું ગૃહશિક્ષણ ,,

(૧૨) સુવક રત્ન (સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય)

---

## Reviews (અવલોકન.)

(લી. શ. શિ. મે.).

શ્રીસયાજી સાહીત્યમાળા—પુષ્પ ૨૪મું પેલેસ્ટાઇનની સંસ્કૃતી. ભાષાંતર કર્તા શ્રીયુત સુરેંદ્રન ય રંગનાથ ધારેખાન બી. એ. વડોદરા ૧૯૧૮ પાકું પુઠું પાના ૧૧૭. કીંમત ૦–૧૨–૦

શ્રી સયાજી સાહિત્યમાળાના મણકાઓ ધીમે ધીમે બહાર પાડવામાં આવે છે તેના સબંધમા વાચક વર્ગના ધ્યાનપર એક અમૂલ્ય વાત મૂકવામાં આવી છે કે વિદ્યાવિનોદી ઉદાર દાનશીલ શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ સરકાર તરફથી બે લાખ રૂપીઆની અનામત મુકેલી રકમના વ્યાજમાથી એ મણકાઓ સાહિત્યને શોભાવે છે. એ કાળજીપૂર્વક અંગ્રેજી પુસ્તકનુ ભાષાંતર આ કર્યું છે, અને ભાષાંતરકારને ઘટે તેટલે દરજ્જે દરેક અંગોને ન્યાય આપ્યો છે. ભાષાસંસ્કારવાળી છે, પરંતુ સંસ્કૃત નહિ જાણનારો વર્ગ એ ભાષા સ્હેલાઇથી ન સમજી શકે તેને માટે વિદ્યાધિકારીની કચેરી તરફથી કેવો નિર્ણય થયો છે તે જાણ્યા પહેલાં કોઈ તરેહનો કટાક્ષ કરવો અસ્થાને છે. અલબત પારિભાષિક શબ્દો જ્યારે ગુજરાતી ભાષામાં નવા ઉતારવાના હોય છે, ત્યારે સંસ્કૃતના અખૂટ ભંડાર તરફ નજર વળે તે કબૂલ કરવાની જરૂર છે.

"સીવીલીઝેશન" એ સંસ્કૃતિ કે સસ્કારશુદ્ધિ એ પ્રશ્ન કદાચ કોઇના ધ્યાનમા આવવા સંભવ રહે, માટે એક એવી સૂચના કરવાની અગત્ય છે કે નવો શબ્દ રચના વખતે ન્યાય પુરઃસર વ્યાખ્યા તપાસી જોઇ અંગ્રેજી શબ્દના દરેક વિશેષ ગુણની સાથે ગુજરાતીમાં ઉતારેલો સંસ્કૃત શબ્દ ઘટતો આવે છે કે કેમ–એક વગેરે અનેક યોગ્ય કોર્ટથી પરીક્ષા કરી શબ્દરચના થતી હશે, એવી આશા રાખી શકાય.

તે શિવાય "ક્રુઝેડ" શબ્દનો ગુજરાતી બોલ ઉતારવામાં આવ્યો નથી તેનું પણ કાંઈક કારણ હોવું જોઈએ પરંતુ શ્રી ખ્રીસ્તીધર્મ–યુદ્ધ લાગુ પડતો ગણાય તો તે શા માટે સ્વીકારાયો નહિં હોય તે સમજાતુ નથી. 'લોહયુગ' "કાસ્ય યુગ" વગેરે શબ્દો રચવાનો વાંધો નથી તો ક્રુઝેડ માટે કાંઈક ખાસ કારણ હોય એમ અનુમાન થઇ શકે છે. કોઇ કોઇ સ્થળે જોડણીમાં નજર દોષ રહી ગયા જેવું લાગે છે–દૂષિત તે બદલે દુષિત" છે; એ વગેરે.

---

શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૮ મું–બાલોદ્યાન પધ્ધતિનું ગૃહશિક્ષણ—અનુલેખક શ્રીયુત ભાયતરાય ભાનુસુખરાય મહેતા–વડોદરા ૧૯૧૮–પાકુ પુઠું પાના ૧૧૬ કીંમત ૦–૧૪–૦.

બાલોદ્યાન પદ્ધતિનું ગૃહ શિક્ષણ એ નામનુ ૨૮માં મણકાનું પુસ્તક અંગ્રેજી ઉપરથી ઉતારવાનો ગુજરાતીમાં પ્રયાસ થયો હોય તો તે આપણા દેશકાળને અનુકુળ પડે તેવો કરવા માટે ખાસ પ્રયાસ થયો છે તે વધારે ઠીક ગણાય. ઘન, વર્તુલ ચોરસ વગેરેમાં ફેરફાર વર્તી શકે અને સમજી પણ શકે. પરંતુ છ સાત વર્ષનાં બાલકને લીટીઓની લંબાઇ આપવાથી આરંભીને આકૃતિઓનો પાટીઆ ઉપર આલેખ કરવાનું કામ અને પા અર્ધા કે એક તૃતીઆશ વચેનો ભેદ અને તેની ઓળખાણ કરાવવી તે જરા ભારે થઇ પડે એમ મારા અનુભવથી મને લાગે છે. ને વાત પણ ઘડીભર દૂર રાખીએ તોપણ પાચમી પાયરીના હિસાબો જરા વધારે કઠણ થઈ પડે એમ કહેતા બાધ નથી. આકરનું જ્ઞાન એ મથાળા નીચે ઠીક ગોઠવણ કરી છે, અને તેવી રીતે બીજી ઘણી ખરી બાબતો યોગ્યતા મુજબ ધરવામાં આવી છે. ગાયનના ક્રમિક પાઠો પણ ચાલે તેવાં ગણવામાં વાંધો નથી.

પુસ્તકમાં શિક્ષણક્રમની રચના ઉચિત છે, પરંતુ વર્ષના પ્રમાણ સાથે તેને બંધ બેસાડવામાં મતભેદ થવા સંભવ રહે છે, તે પણ કુદરતી છે

---

શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૫ મું–મનુષ્યવિદ્યાના તત્વો–ભાષાંતર કર્તા શ્રીયુત મધુકુમાર શિવપ્રસાદ દેસાઇ એમ. એ. એસ. ટી. સી. ડી. વડોદરા ૧૯૧૮ પાકું પુઠું પાના ૧૮૫. કીંમત રૂા. ૧–૦–૦.

મનુષ્ય વિદ્યાના તત્વો તે પુસ્તક ૨૫મો મણકો છે, તે આર. આર. મૅરેટના એંથ્રોપોલોજીનું ભાષાતર છે ગુજરાતી સાહીત્યમા આ પુસ્તકનો સંગીન વધારો થઇ પડશે. ભાષાંતર કારના શબ્દોમા બોલીએ તો ઉત્ક્રાતિ રૂપી ચક્રનેમી ઉપર ચઢેલો મનુષ્ય એજ તે વિદ્યાનો બહોળામાં બહોળો અર્થ છે. જુદા જુદા સમયમાં થઇ ગયેલા મનુષ્યનો તેમજ પૃથ્વીના જુદા જુદા પ્રદેશમા વસતી પ્રજાનો એ વિદ્યા અભ્યાસ કરે છે————" એ પુસ્તકમાં પુરાતન કાળ, ઓલાદ, પરિસ્થિતિ ભાષા, સમાજ વ્યવસ્થા વગેરે જે જે બાબતો રજુ કરવામાં આવી છે, તે ઘણી મનન કરવા યોગ્ય છે, અને ટુકામા કહીએ તો આ વિષય ઉપર ગઇ સાહિત્ય પરિષદમાં અગાઉ કોઇ વખતે નહિ વંચાયેલો એવો આ વિષય નિબંધાત્મક ધરવામાં આવ્યો હતો. આ વિદ્યા તરફ ગુજરાતી સાહિત્યનું લક્ષ વધારે સચોટ દોરવાય તે ચાહવા જેવી બાબત છે.

આ અને એનાં જેવાં પુસ્તકોને છેડે પારિભાષિક, શબ્દ કોશ આપવાની રીતી ઘણી સ્તુતિપાત્ર છે. અને તે જેમ ફાયદાકારક છે તેમજ તે આપવાથી કયો પર ભાષાનો શબ્દ આપણી ભાષામાં ઉતારવામાં આવ્યો છે તેની જાણ વાચક વર્ગને થાય ત્યારે બીજો શબ્દ બનાવવાનો વ્યર્થ પ્રયાસ તે કરી શકતો નથી.' પરિભાષા ગુજરાતીમાં બહોળી રીતે વિસ્તાર પાળવાનું એ મુખ્ય સાધન છે. આના સંબંધમાં "સુ પ્રજા વિદ્યાં"—એ શબ્દ વિષે જરા સુચના કરવા ઇચ્છા થાય છે—તે એ કે તે શબ્દને બદલે એોલાદ (ઓધ) પોષણ વિદ્યા-વધારે ચોગ્યતાથી બંધબેસતો આવે તેમ કહી શકાય, તેનુ મુખ્ય કારણ "સુપ્રજા" એટલે ભાગ નકામો બહારનો આવી જાય છે-પરિણામક બાબત જરૂરી નથી. ઓલાદની સાથે ઓધ વધારવાનો સંબધ નિકટનો હોઇને ઓધ વધારવાની વિદ્યાને ઓલાદ પોષક શાસ્ત્ર પણ કહેતાં બાધ નથી. એ પ્રાસંગિક નોંધ તરીકે મુકવાની જરૂર લાગે છે.

સમસ્ત રીતે સાહિત્યમાળામાં જે વિદ્વાનો મદદ કરે છે તેઓને ધન્યવાદ ઘટે છે; અને સાહિત્યથી લાભ લેનાર હાલની અને નહિં જન્મેલી ભવિષ્યની પ્રજા ઉપર શ્રીમંત નામદાર મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ સરકારનો અપ્રતીમ ઉપકાર થાય છે તે જોતાં તેઓનો સાહિત્યપ્રેમ અને દેશ વાત્સલ્ય ભાવ દરેક ગુજરાતી ભાઇને અખૂટ ભંડારવાળા ખજાનામાંથી સાહિત્ય રત્નો ચળકતાં અને અમૂલ્ય બહાર લાવે છે તે ઘણા મોટા અને અનંત્ય આભારના ભાર તેવી ગુજરાતી પ્રજાને દાબી દેવાને બસ છે.

લી૦

શં. શિ. મે.

# OTHER CHAMBERS' SECTION.

# બીજી ચેમ્બરનો વિભાગ.

## એકસેસ પ્રોફીટસ ડયુટી બીલ—

આ સબંધમા ધી અપર ઇન્ડીઆ ચેમ્બર ઑફ કૉમર્સ તરફથી ના. સરકાર ઉપર એક રેપ્રીઝેન્ટેશન કરવામા આવ્યુ હતુ જેનો સાર નીચે આપવામા આવેલ છે—

આ કમીટી આ બીલ રજુ કરવાના હેતુ તરફ ઘણીજ નાપસંદગીથી જુએ છે એટલુ તો નક્કી છે કે જ્યારે લડાઇ ચાલતી હતી અને હિન્દુસ્તાન સામ્રાજ્યને મદદ કરવા પોતાથી બનતુ કરતુ નથી એમ જ્યારે વાર વાર કહેવામા આવતુ ત્યારે જો આ કર નાખવામા આવ્યો હત તો અગર જો કે તેનો બોજો વેપાર ઉદ્યોગ ઉપર ઘણો મોટો પડત તો પણ તે રાજી ખુશીથી માન્ય કરવામા આવ્યો હત પરંતુ ના. સરકારે વારવાર આ કર તરફ નાપસંદગી બતાવી હતી

૧૯૧૭ ના માર્ચની ૧ લી તારીખે સર વીલીઆમ મેયરે બજેટ સ્પીચમા આ કરની સામે ત્રણ દલીલો રજુ કરી હતી —

(૧) આ કર માત્ર કામ ચલાઉ હોઇ લડાઇ પછી ચાલુ રાખી શકાય નહિ.

(૨) ઇગ્લડમા આવકવેરા માટે જેવી સારી ગોઠવણ છે તેવી ગોઠવણ અહિ બની ન શકે તેમ હોવાથી તેમજ જે કરના સંબંધમા વાધાનો નીવેડો લાવવા માટે નિપુણ બોર્ડોના અભાવે આ કર અહિ નાખી શકાય નહી

(૩) સુપર ટેકસ નાખેલ હોવાથી વધારાના નફાની એક સારી રકમ સરકારને મળેલ છે અને તેથી આ નવા કરની જરૂર નથી

પરંતુ હવે લડાઇ પૂરી થએલ છે તેમજ આ કર માટે જે ગોઠવણ નહોતી તે હજી પણ નથી અને વળી સુપર ટેકસ પણ ચાલુ છે તેથી આ ત્રણે વાધા હજી પહેલા જેટલાજ મજબુત છે.

મી. મોનરલોએ હમણાજ કહ્યુ છે કે લડાઇ પૂરી થયા પછી એક દિવસ પણ એકસેસ પ્રોફીટસ ડયુટી ચાલુ રાખવામા આવશે નહિ છતા પણ નામદાર હિંદી સરકાર તે નાખવા માગે છે નામદાર સરકારે પોતેજ તે કર ધીક્કારી કાઢયો હતો તે ભૂલી જઇને નામદાર સરકાર જાતે પ્રજાની માન્યતા બદલવાની અને આ કરને જાહેર પ્રજાની પસંદગી મેળવવાની આશા રાખે છે

આ કર સામે ના. સરકાર તરફથી જે કહેવામા આવ્યુ હતુ તેની ઉપર આધાર રાખીને અહિ વેપારી અને ઔદ્યોગિક પોલીસી રચવામા આવી છે અને જે ખાતાઓને લડાઇના ભાવે સાચાકામ વિગેરે ખરીદીને કામ શરૂ કર્યુ હશે તેઓને આ કરથી સખ્ત ફટકો લાગશે અને દેશની ઔદ્યોગિક પ્રવૃત્તિને એક ગંભીર ધોકો પહોચશે

જો એમ દલીલ કરવામાં આવે કે ધારા સભામાં બીન, અધિકારી, સભ્યોએ પણ આ કર પસંદ કરેલ છે તો તેનો જવાબ એટલોજ કે લડાઇ ૧૯૨૧ના માર્ચ સુધી લંબાશે અને ૧૯૧૯-૨૦ અને ૧૯૨૦-૨૧ સુધી બહુ ખર્ચ થશે તેવી માન્યતાથી સરકારની માગણી તરફ તેઓએ પસંદગી બતાવી હતી. પરંતુ આ પછી બે મહિનામાંજ લડાઇ પુરી થઇ છે અને તેથી સ્થિતિ તદન ફેરવાઇ ગયેલ છે કે લડાઇ ચલાવવા માટે જે વધારાનો ખર્ચ યોજવામાં આવેલ છે તે તદન બચેલ છે અને લશ્કર છુટુ કરવા પણ ઓછો ખર્ચ થશે અને કેટલો ખર્ચ થશે અને કેટલું મળી શકે તેમ છે તે સરકાર સહેલાઇથી જાણી શકે એમ છે તેથી જયા સુધી આ બધી બાતમી જાહેરમાં આવે ત્યાં સુધી આ કર લાગુ પાડવો વ્યાજબી નથી. વળી આ કરથી સરકારી લોન ઉપર પણ બહુ માઠી અસર થશે.

ત્યારબાદ બીલના જુદા જુદા કાનુનો ઉપર ટીકા કરીને કમીટી એવો મત રજુ કરે છે કે જો આ કર નામદાર સરકાર લેવા માંગતીજ હોય તો સુપર ટેકસ કાઢી નાખવો જોઇએ; વળી ઇન્કમટેકસ તથા સુપર ટેકસમાથી જોઇતી રકમ મળી શકે એમ છે કે નહિ તે પણ નામદાર સરકારે ગંભીરપણે વિચારવા જેવી બાબત છે. ટુંકામાં એક વખત આ કર વખોડી કાઢી પાછો તે લાગુ પાડવો તે છાજતું નથી.

---

## ધી નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ એક્ટ ૧૮૮૧:—

ધી બંગાળ ચેમ્બર ઓફ કોમર્સની કમીટીનું ધ્યાન મુંબઇમાં ઉપરના એકટના ૧૩ મા સેકશનના સંબંધમાં ચુકવાએલા એક મુકદમા તરફ ધી બોમ્બે ચેમ્બરે ખેંચ્યું હતું.

કલકત્તા અને મુંબઇમાં જે ચેકો અમુક આસામીને આપવાના કર્યા હોય અને તેમાં 'ઓર ઓર્ડર' અથવા 'ઓર બેરર' એ શબ્દોન ઉમેર્યા હોય તોપણ તે ચેકોને ઇંગ્લીશ કાયદા મુજબ તે આસામીને અથવા તેના 'ઓર્ડર'થી આપવાની રૂઢી છે. પરંતુ મુંબઇવાળા મુકદમામાં આ રૂઢી કાયદાની વિરૂદ્ધ ગણવામા આવી હતી. પરંતુ ચેક જેવા હંમેશ ઉપયોગમા આવતા ડોકયુમેન્ટો જલદી બદલી શકાય તેવા હોવાં જોઇએ એ ઇચ્છવાજોગ છે.

તેથી બોમ્બે ચેમ્બરે નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસની આ કલમ ઇંગ્લીશ બીલ્સ ઓફ એક્સ્ચેન્જ એકટની કલમ મુજબ ફેરવવા નામદાર સરકારને સૂચના કરેલ છે. બંગાળ ચેમ્બરની કમીટીએ પણ બોમ્બે ચેમ્બરને ટેકો આપ્યો હતો અને નામદાર હિન્દી સરકારને તે મુજબ લખ્યું હતું. તેઓના મત પ્રમાણે ચેક જેવાં હંમેશમાં વપરાતાં ડોકયુમેન્ટોને લગતો કાયદો બહુ ગુંચવણ ભરેલો હોય તે ઇચ્છવા જોગ નથી અને વળી ઇંગ્લીશ કાયદામા અને અહિના કાયદામાં આટલો મોટો ફરક હોવો જોઇએ નહિ. વળી કાયદો બાજુએ રાખતાં ચેક જેવા ડોકયુમેન્ટો શા માટે સહેલાઇથી બદલી શકાય તેવાં ન હોવા જોઇએ તે સમજાતું નથી.

---

# WAR AND TRADE

## GOVERNMENT NOTIFICATIONS.

## વિગ્રહ અને વેપાર: સરકારી જાહેરનામાં.

તાર મોકલવા માટે 'ટેસ્ટ વર્ડઝ'નો ઉપયોગ કરવાની છૂટ અમેરીકાની જે બેન્કોને આપવામાં આવેલ છે તેમા નીચે લખેલ બેન્કોને લંડનના ચીફ સેન્સરે ઉમેરી છેઃ—

(૧) નેશનલ સીટી બેન્ક ઓફ ન્યુયોર્ક —સાત જુઆનની શાખા.

(૨) નેશનલ બેન્ક ઓફ ધી ડેનીશ વેસ્ટ ઇન્ડીઝ, સ્ટેઇટ થોમ્સ વર્જીનીઆ.

(૩) સેકંડ નેશનલ બેન્ક ઓફ બોસ્ટન

(૪) સ્ટેઇટ બેન્ક ઓફ ચીકાગો.

(૫) લંડન એન્ડ બ્રાઝીલીઅન બેન્ક લીમીટેડ ન્યુ યોર્ક એજન્સી.

(૬) હેનીવીગ એન્ડ કંપની—ન્યુ યોર્ક.

૨૭–૧–૧૯.

---

અત્રેના કલેકટર ઓફ કસ્ટમ્સ તરફથી આ ચેમ્બરને એક જાહેરાત મળેલ છે જેમાં જણાવવામાં આવ્યું છે કે યુનાઇટેડ કીંગડમમાં ઘેટાં અને બકરાંના ટેન્ડ ચામડાં અને ઘેટા અને ઘેટાંના બચ્ચાનાં ડ્રેસ્ડ ચાંમડા ગમે તેટલા જથ્થામા આયાત કરવા માટે ૧ લી જુલાઇ ૧૯૧૯ સુધીના વખત માટે સામાન્ય પરવાનો કરેલ છે. તેથી તેવા ચાંમડાંની અહિંથી નિકાશ માટે હાલ તુરત તદ્દન છૂટ આપવામાં આવેલ છે.

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## નવી બગદાદ લાઇન.

બ્રીટીશ સાહસ માટે એક તક:

લંડનના ધી ટાઇમ્સ ટ્રેડ સપ્લીમેન્ટમાં ઉપરના વિષય ઉપર એક ઘણોજ અગત્યનો લેખ આવેલ છે જેનો સાર નીચે આપવામાં આવેલ છે.

બગદાદ રેલ્વે કંપનીના જનરલ મેનેજરે ડીસેમ્બર મહિનામા કોન્સ્ટેન્ટીનોપલ ખાતે એક બ્રીટીશ જર્નાલીસ્ટ પાસે એવો મત દર્શાવ્યો હતો કે હવે બે વરસમાં આ રેલ્વે લાઇન પર્શીયન ગલ્ફ સુધી પૂરી થશે. આટલા વખત કરતાં લાઇન વહેલી પણ પૂરી થાય પરંતુ તે એવી બાબત છે કે જેની ઉપર બગદાદ રેલ્વે કંપની અથવા તેના જર્મન ડીરેક્ટરોનો હવે કાંઇ પણ અંકુશ નથી.

જ્યારે આ રેલ્વે પૂરી થશે ત્યારે પહેલાંની ધારણા મુજબ તે રેલ્વે જર્મનીના રાજકીય અને લશ્કરી હેતુઓ પૂરા પાડશે નહિ. જો કે બોસફરસ ખાતે એક ગાળા ( break ) સિવાય બર્લીન અને બગદાદ વચ્ચે પર ભાર્યો વ્યહવાર રહેશે તોપણ આ લાઇન ટયુટોનીક સત્તા નીચેના દેશોમાંથી પસાર થશે નહિ. તેમજ બોસફરસના એશીઆટીક કીનારા ઉપર આવેલ હૈદર પાશા આ લાઇનનું પશ્ચિમનું ટર્મીનસ થશે નહિ પરંતુ તેનું ટર્મીનસ મેડીટરેનીઅન ઉપરનું એક બંદર થશે કે જેનો આરબના મુલકમા સમાવેશ થાય છે, અને તેથી પશ્ચિમના દેશોની સત્તા નીચે રહેશે. આ બંદર અલેકઝાન્ડ્રીયા છે.

અલેકઝાન્ડ્રીયા ( કે જે સીરીઅન દરવાજાની ચાવી છે ) એલેપોનું બંદર છે અને એલેપો પર્શીયન ગલ્ફ જવા માટે યુફ્રેટીસ વેલીને રસ્તે જતાં વટેમાર્ગુઓ તથા માલને માટે પશ્ચિમ મધ્યસ્થાન છે. આ રસ્તો એક સહુથી જૂની અને સીધી સામુદ્રધુનિનો ભાગ છે કે જે મારફત ઇન્ડીઆનો માલ એશીયા માઇનર તથા યુરોપ પહોંચતો. હાલમા પૂર્વનો માલ પશ્ચિમનાં બજારોમાં રેડ સી તથા સ્વેઝ કેનાલ મારફત જાય છે અને આ દરીઆઇ માર્ગ સામે કોઇ પણ જમીન માર્ગ હરીફાઇ કરી શકતો નથી. પરંતુ રેલ્વેની સરળતા થતાં ઉત્તર સીરીઆની કિંમતી ચીજો તથા મેસોપોટેમીઆની નિપજ તેમજ પર્શીઆનો ઘણોખરો વેપાર ( જે હાલમા બગદાદ મારફત ચાલે છે ) એલેપો મારફત અલેકઝાન્ડ્રીયા જશે. આ બન્ને શહેરો હવે ખાસ કરીને ગ્રેટબ્રીટનના આર્થિક ક્ષેત્રમાં આવ્યાં છે. નવી લેવન્ટ કંપનીનો મૂળ હેતુ સીરીઆ અને મેસોપોટેમીઆનો વેપાર ઉદ્યોગ ખીલવવાનો છે અને તે માટે અલેકઝાન્ડ્રીયા એલેપો તથા બગદાદ ખાતે એજન્સીઓ સ્થાપવાની તેમજ અલેકઝાન્ડ્રીયા અને યુનાઇટેડ કીંગડમ વચ્ચે પરભારી સ્ટીમશીપ લાઇન સ્થાપવાની મુખ્ય

જરૂરીઆત છે. ૧૮૨૫ સુધી લગભગ ૨૦૦ વરસથી જૂની લેવંટ કંપનીને અલેકઝાન્ડ્રીયા ખાતે એજન્સી હતી અને પહેલાં તેનો મુખ્ય ઉદ્દેશ હિંદુસ્તાન સુધી યુક્રેટીસનો રસ્તો ફરી ખીલવવાનો હોવાથી તેની એક કોન્સ્યુલેટ એલેપો ખાતે આપવામાં આવેલ હતી. આ જેમ્સ પહેલાના વખતમાં બન્યું હતું પરંતુ તે પહેલાં ઇલીઝાબેથન્સ એલેપોમાં વેપાર કરતા અને તે જગ્યાએથી જોન ફીચ ૧૫૮૩ માં રણ ઓળંગી બસરા ગયો અને ત્યારથી એલેપો ખાતે બ્રીટીશના લાભ અગત્યના છે. જોકે એલેપો-બસરાનો કેરેવાન રસ્તો તદ્દન નકામો પડેલ છે અને બગદાદ સાથે વેપારી સંબંધ માટે ઘણી થોડી સગવડ છે છતાં પણ એલેપોનો પરદેશ સાથેનો વેપાર હજી ઘણો અગત્યનો છે. લડાઈ પહેલાંના વખતમાં અલેકઝાન્ડ્રીયા મારફત પસાર થતા નિકાસ તથા આયાતના માલની કિંમત દર વર્ષે સામાન્ય રીતે ૪૦,૦૦,૦૦૦ પૌંડની હતી. ૧૯૦૮ માં એલેપો-રાયાક બેયરૂટ રેલ્વે ઉઘડવાથી અલેકઝાન્ડ્રીયાનો ઘણો વેપાર બે યરૂટ ખાતે ઘસડાઈ ગયો હતો અને તે વેપારા ઉપર વળી ૧૯૧૧ માં એલેપો-હોમ્સ-ટ્રીપોલી રેલ્વેથી વધારે ખરાબ અસર થઈ હતી.

અલેકઝાન્ડ્રીયા બ્રાન્ચ:—૧૯૧૪ થી અલેકઝાન્ડ્રીયા કે એલેપો સાથે રેલ્વેથી જોડાએલ છે અને બેયરૂટ અથવા ટ્રીપોલી હવે ઉત્તર સીરીઆના વેપાર માટે તેની સાથે હરીફાઈ કરી શકશે નહિ. અલેકઝાન્ડ્રીયાથી એલેપો સુધીની લાઇન બગદાદ રેલ્વેની બ્રાન્ચ તરીકે બાંધવામા આવેલી છે અને તે સીરીઅન ગેટસ મારફત પરબામાં રસ્તો લેતી નથી. પરંતુ બંદરની ઉત્તર તરફ જઈ દસસનું મેદાન ઓળંગી એમેનીઅન ગેટસમાંથી પસાર થઈ એડનાની પૂર્વે હૈદરપાશા એલેપો લાઇનને મળી જાય છે. ૧૯૧૧ માં ઓટોમન ગવર્નમેન્ટ પાસેથી જર્મનોએ જબરજસ્તીથી જે કન્સેશન લીધું હતું, તેની રૂએ આ અલેકઝાન્ડ્રીયા બ્રાન્ચ બગદાદ રેલ્વે કંપનીએ બાંધી હતી અને જર્મનો સારી રીતે જાણતા હતા કે એલેપો અને તેની પૂર્વના મોટા ભાગના વેપારનું કુદરતી બારૂં અલેકઝાન્ડ્રીયા હતું. અને તેઓ હરી ફાઇ દૂર રાખવા માંગતા. વળી ૧૯૧૧ નાં કન્સેશનથી કંપનીને અલેકઝાન્ડ્રીયા ખાતે ડોક વેરહાઉસ વિગેરે બાંધવાની પણ છૂટ મળી હતી પરંતુ લડાઇને લીધે તેમ કરવું બની શક્યું નથી. હવે તો બગદાદ કંપનીને યાતો કન્સેશન જતું કરવું પડશે અથવા તો તે જર્મનોમાં હાથમાં રહેશે નહિ. નવી લેવંટ કંપનીનું કામ બંદર ખીલવવાનું છે અને જ્યારે એલેપોથી બગદાદ સુધીની રેલ્વે થોડા વખતમાં પૂરી થશે ત્યારે પણ તેજ કંપની મેસોપોટેમીઆના સાધનો કેળવવાની સ્થિતિમાં હશે.

રેલ્વેના રસ્તા સંબંધમાં ઘણી અચોકસતા છે. બ્રાન્ચના જંકશનથી મુખ્ય લાઇન સાથે અલેકઝાન્ડ્રીયાની પૂર્વ અને દક્ષિણ બાજુ જતાં રેલ્વે કેટલીક ટનેલમાંથી એમેનસ પર્વત ઓળગે છે અને ઘણી ઉંડી નદીઓના પૂલ ઉપરથી જાય છે. આ ભોંયરાં ખોદવામાં અને પૂલ બાંધવામાં બ્રીટીશ લોકોને બહુ કડવો અનુભવ થએલ છે કારણ કે ગેલીપોલી અને કુટ ખાતે કેદ થએલા સેંકડો કેદીઓ તે કામ ઉપર રોકવામાં આવ્યા હતા. આ કામ ૧૯૧૭ ના ઉનાળામાં પૂરૂ થયું હતું. એમેનસના ફાંટાથી મુખ્ય લાઇન એલેપો સુધી પહોંચે છે અને શહેરની સાથે ૧૦ માઇલની બ્રાન્ચ લાઇનથી જોડવામાં આવેલ છે. મુખ્ય લાઇન પૂર્વ તરફ ચાલુ રહે છે અને જીરાબલસ ખાતે યુફ્રેટીસ નદી ઓળંગે છે. આ જગ્યાથી લાઇન યુફ્રેટીસનો જૂનો રસ્તો મૂકી દઇ પૂર્વ તરફ જતાં મેસોપોટેમીઆના મેદાનની ઉત્તરની બાજુ તરફ જાય છે અને માર્ઇનીસ ઉપર મોસલ ખાતે પહોચે છે.

## બ્રીટીશ કેદીઓની મજુરી :—

અહિં પણ આ રેલ્વેને બ્રીટીશ લોકો સાથે સંબંધ છે. ૧૯૧૬ના મે મહિનામાં એલેપોની પૂર્વ બાજુએ રેલ્વેનું મથક રેસલ એઇન ખાતે હતું. અહિં કુટ ખાતે પકડાએલ ઘણુ ખરા હિન્દી સીપાઇઓને લાવવામાં આવ્યા હતા અને મોસલ તરફ લાઇન તૈયાર કરવામાં રોકવામા આવેલ હતા. સને ૧૯૧૭ ના જુલાઇ સુધીમાં તેઓએ નીસીગીન સુધી કામ પહોંચાડયું હતું. ૧૯૧૮ ની સ્પ્રીંગ સુધી નીસીબીન ડીસ્ટ્રીકટમા ૬૫૦ અંગ્રેજો અને ૫,૪૦૦ હિન્દીઓ રેલ્વે ઉપર કામ કરતા હતા અને લડાઇ પૂરી થઇ તેટલા વખતમા લાઇન મોસલથી સો માઇલના અંતર સુધી લાવવામા આવી હતી. બગદાદથી શરૂ કરેલા ભાગ સિવાય ટર્કી-જર્મનોએ બાંધેલ રેલ્વેને માટે આટલુજ કહેવાનું છે. બગદાદથી શરૂ કરેલ લાઇન જ્યારે તે શહેર સર સ્ટેન્લી મોડે લીધુ ત્યારે અમારા સુધી એટલે કે ટાઇગ્રીસ ઉપર ૭૦ માઇલ સુધી પૂરી કરવામાં આવી હતી આ લાઇન નદીના જમણા કીનારા ઉપર છે સમારાથી આગળ લાઇન બાંધવાનું જનરલ માર શલે જારી રાખ્યું. ગયા સપ્ટેમ્બર સુધીમા લાઇન ટેકરીટ સુધી પહોંચી હતી અને હવે તે મોસલ સુધી બંધાય છે. હવે નીસીબીન મોસલ અને મોસલ-ટેકરીટ ભાગો ઉપર ૨૦૦ કરતા થોડા માઇલ લાંબી બાંધવાની રહેલ છે જે બગદાદ અને અલેકઝાન્ડ્રીયા વચ્ચે સરખા ગેજ ઉપર પરભાયુ રેલ્વે કનેકશન થશે.

લશ્કરી જરૂરીઆતોને લીધે મીરીઆ અને બગદાદ વચ્ચે લાઇન બાંધવાના કામમા અચોકસતા હતી તેના કરતાં વધારે અચોકસતા બ્રીટીશ લોકોને બસરા અને બગદાદ વચ્ચે લાઇન બંધવાના કામમા હતી કારણ કે બસરા પર્શન ગલ્ફના મથાળા ઉપર ૭૦ માઇલ ચેટલ અરબ ઉપર આવેલ છે. લડાઇની શરૂઆત વખતમાં બસરા ખાતેથી બે સાંકડા ગેજની લાઇનો બાંધવામાં આવી હતી-એક યુફ્રેટીસ ઉપર નાસીરીયેહ સુધી અને બીજી ટાઇગ્રીસ ઉપર કુર્ના સુધી બ્રીટીશ લોકો ટાઇગ્રીસ ઉપર આગળ વધતા હોવાથી રેલ્વે પણ નદી ઉપરજ આગળ વધારવામા આવી હતી. કુર્નાથી લાઇન અમારા સુધી લઇ જવામાં આવી અને પાછળથી કુટ લેવાણા બાદ તે શહેરથી ટાઇગ્રીસના દાબા કીનારા ઉપર બગદાદ સુધી રેલ્વે બાંધવામા આવી હતી.

## હીન્ડીઆહ બેરેજ.

મુખ્ય લાઇનને ટાઇગ્રીસ રસ્તે લઇ જવાનો ઇરાદો નથી પરંતુ તે યુફ્રેટીસ ઉપરથી જશે જ્યા એક વર્ષ અગાઉ હીન્ડીઆહ બેરેજ ઉઘડવાથી ખેતીવાડીમા અદ્ભુત ખીલવણી થએલ છે બગદાદ ખાતે ટાઇગ્રીસ, અને યુફ્રેટીસ વચ્ચે ૩૦ માઇલનુ અંતર રહે છે એટલે એક નદીથી બીજી ઉપર જવામા લાંબો ફેરાવો નથી. ૧૯૧૭ના ડીસેમ્બરમાં બગદાદથી યુફ્રેટીસ ઉપર ફેલુજા સુધી એક રેલવે બાધવામા આવી હતી. આ લાઇન ઉત્તર તરફ રામાડી સુધી વધારવામાં આવી હતી અને હીટ સુધી પણ વધશે. પરંતુ બેરેજની નીચે હીલાહની દક્ષિણ બાજુ તરફનો વધારો વધારે અગત્યનો છે. બસરા જવા માટે મુખ્ય લાઇન આ રસ્તે લેશે. પરંતુ લાઇન પરભારી નાઇસીરીયેહ જશે નહિ. કેટલીક અડચણોને લીધે આ લાઇન કુટ તરફ જશે જ્યાથી તે નાઇસીરીયેહ સુધી લઇ જવામા આવશે. આખો રસ્તો તયાર કરવામા કાંઇ ખાસ મુશ્કેલીઓ નથી અને મેસોપોટેમીઆના સાધનો ખીલવવાનુ જલદી શરૂ થવાની વકી છે કેટલો વેપાર બસરા તરફ ખેચાશે અને કેટલો એલેપો અને અલેકઝાન્ડ્રીયા ખાતે જશે તે જોવાનુ છે અને આ બન્ને રસ્તાને ઘણો ફાયદો થવાનો સંભવ છે.

બગદાદ લાઇનની એક શાખા થઈ આગળ વધેલ છે. તે લશ્કરી કામ માટે બ્રીટીશ લોકોએ શરૂ કરી હતી અને તે બગદાદથી ડાયાલાહ નદી ઉપર જાય છે અને પર્યંન કીનારા ઉપર ખાનીકાન સુધી પહોંચે છે. આ લાઇનની અગત્યતા એટલા માટે છે કે બગદાદને વેપાર મોટે ભાગે પર્શીઆ અને દુનીઆના બીજા ભાગો વચ્ચે માલ લાવ લઇજા કરવાનો છે.

હિન્દુસ્તાનથી પરભાર્યા રસ્તા તરીકે જો કે બગદાદ લાઇન સ્વેઝ કેનાલ રસ્તા સાથે હરીફાઇ કરવાની આશા રાખી શકે નહિ છતાં પણ મુસાફરો અને પૂર્વને ચાહનારને તે રસ્તો આકર્ષ્યા વિના રહેશે નહિ કારણ કે તે રસ્તામાં કુદરતી દેખાવો ઘણા જોવા લાયક હોઇ લોકો જે સહેલાઇથી અને સહીસલામતથી તે રસ્તે જઇ શકશે તો ઘણા તેનો લાભ લેશે.

---

## હિન્દુસ્તાનમાં કોલસાની વપરાશ.–

### ઔદ્યોગિક ખાતાંઓની જરૂરીઆત.

એક છાપાજોગી યાદીમાં જણાવવામાં આવ્યું છે કે નામદાર હિન્દી સરકારના હુકમથી ડીપાર્ટમેન્ટ ઓફ સ્ટેટીસ્ટીકસ તરફથી ૧૯૧૭ માં હિન્દુસ્તાનમાં જૂદાં જૂદાં ખાતાંઓમાં વપરાએલ કોલસાના સંબંધમાં એક ખાસ સેન્સસ ૧૯૧૮ માં કરવામા આવેલ છે. કોલસા વાપરતાં ખાતાંઓના માલેકો તથા એજન્ટો ઉપર પત્ર લખીને ૧૯૧૭ ની સાલની વપરાશના આંકડા માટે માંગણી કરવામાં આવી હતી. આ આંકડા કેટલાંએક નાનાં ખાતાંઓ સિવાય સઘળા તરફથી પૂરા પાડવામાં આવ્યા હતા. ૧૯૧૭ની સાલમાં હિન્દુસ્તાનમાં એકટ અને નોન–એકટ ખાણોમાંથી તેમજ દેશી રાજ્યોની ખાણોમાંથી કોલસાની કુલ પેદાશ ૧,૮૨,૧૩ ૦૦૦ ટનની હતી. સેન્સસ ઉપરથી રેલ્વે સ્ટીમરો તથા હિન્દી ઉદ્યોગોમાં કેટલો કોલસો વપરાએલ છે તે જણાય છે. રેલ્વેની વપરાશ સહુથી વધારે છે અને જેમ કોલસાની પેદાશ વધારે તેમ રેલ્વેમાં કોલસાની વપરાશ વધારે થાય છે એમ અનુભવ ઉપરથી સિદ્ધ થાય છે. એટલે કે રેલ્વે લાઇનના વધારાની અસર કોલસાની ખાણોની ઉપર બહુ અગત્યની છે. એડમીરેલ્ટી તથા રોયલ ઇન્ડીઅન મરીનમાં વપરાતા કોલસા સિવાય 'બંકર' કોલની નિપજ ૧૫,૧૪,૦૦૦ ટન હતી એડમીરેલ્ટી તથા રોયલ ઇન્ડીઅન મરીનને ખાતે વપરાએલ કોલસો ૧,૪૨૯,૦૦૦ ટન હતો અને તેની મુંબઇ તથા કરાંચી ખાતે રેલ્વેથી નિકાસ કરવામાં આવી હતી, અને કલકત્તા ખાતેથી દરિયા મારફત કોલંબો, રંગુન, બસરા તથા સીંગાપોર ખાતે મોકલવામાં આવેલ હતો. આ આંકડામાં ઇસ્ટ આફ્રીકા, એડન, મેસોપોટેમીઆ, તથા પરશ્યન ગલ્ફ ઉપરનાં બંદરો ખાતે લશ્કરી વપરાશ માટે મોકલાવેલ કોલસાનો સમાવેશ થાય છે. ૧૯૧૭ માં મુંબઇ અને કરાંચી ખાતે એડમીરેલ્ટી તથા રોયલ ઇન્ડીયન મરીન ખાતે રેલ્વે મારફત લઇ જવામાં આવેલ કોલસો ૧,૧૫૨,૦૦૦ ટન હતો. તે સિવાય કોલસાની વપરાશ ૬૩,૦૪,૦૦૦ ટન હતી અને કુલ નિકાશ ફરીવાર કરવામાં આવેલી નિકાશ સહિત ૩,૬૩,૦૦૦ ટન હતી. ટુંકામાં રેલ્વે, સ્ટીમર હિન્દી ઉદ્યોગો તથા પરદેશમાં કોલસાની વપરાશ કુલ ૧૫,૨૩૦,૦૦૦ ટનની હતી. તે બાદ કરતાં માત્ર ૨,૯૮૩,૦૦૦ ટન રહે છે, જેને માટે આંકડા મળી શકેલ નથી. આ આંકડા માટે નીચે પ્રમાણે ગોઠવાઇ કરી શકાય:—

( ૧ ) ખાણો પાસે વપરાશ તથા વેસ્ટેજ. આ લગભગ ૨,૧૮૬,૦૦૦ ટન લઇ શકાય, જે આંકડો કુલ નિપજના ૧૨ ટકા છે. ટકાનો આ દર હિન્દુસ્તાનની ખાણોના ચીફ ઇન્સ્પેક્ટરની સલાહ લઇને મૂકવામાં આવેલ છે.

( ૨ ) જે ખાતાંઓ તરફથી આંકડા પૂરા પાડવામાં આવેલ નથી તેઓની વપરાશ.

( ૩ ) ઘરઘતુ ઉપયોગ માટેની વપરાશ.

જુદી જુદી જાતના વાપરનારાઓને માટે આંકડા નીચે આપેલ છે. જે ખાતાંઓએ ૫૦,૦૦૦ ટનથી ઓછો કોલસો વાપરેલ છે તેનો ' બીજાઓમાં ' સમાવેશ કરવામાં આવેલ છે.

| | | ૧૯૧૭ માં વપરાશ. | કુલ નિપજના ટકા. |
|---|---|---|---|
| (૧) | રેલ્વેઓ ... ... ... ... | ૫,૬૨૦,૦૦૦ | ૩૦·૯ |
| (૨) | બંકર કોલ ... ... ... ... | ૧,૫૧૪,૦૦૦ | ૮·૩ |
| (૩) | એડમીરેલ્ટી અને રોયલ ઇન્ડીયન મરીન... | ૧,૪૨૯,૦૦૦ | ૭·૮ |
| (૪) | શણની મીલો ... ... ... | ૧,૦૨૬,૦૦૦ | ૫·૬ |
| (૫) | રૂની મીલો ... .. ... ... | ૯,૨૭૦૦૦ | ૫·૧ |
| (૬) | લોખંડ તથા પીતળનાં કારખાનાઓ ... | ૮૦૭,૦૦૦ | ૪·૪ |
| (૭) | ઇનલેન્ડ સ્ટીમર્સ ... ... ... | ૫૦૮,૦૦૦ | ૨·૮ |
| (૮) | ઇંટ તથા નળીઆનાં કારખ ના... ... | ૩૬૮,૦૦૦ | ૨·૦ |
| (૯) | રૂના જીનો, પ્રેસો તથા શણના પ્રેસો ... | ૨૯૪,૦૦૦ | ૧·૬ |
| (૧૦) | ચહાની વાડીઓ ... ... ... | ૨૪૮,૦૦૦ | ૧·૪ |
| (૧૧) | આટાની તથા ચોખાની મીલો ... ... | ૨૨૫,૦૦૦ | ૧·૨ |
| (૧૨) | પૉર્ટ ટ્રસ્ટ તથા ડોક યાડેઝ ... ... | ૨૦૧,૦૦૦ | ૧·૧ |
| (૧૩) | હથિયાર વિગેરેનાં કારખાનાં ... ... | ૧૭૮,૦૦૦ | ૧·૦ |
| (૧૪) | કાગળની મીલો ... ... ... | ૧૭૦,૦૦૦ | ·૯ |
| (૧૫) | તેલની મીલો ... ... ... | ૧૬૦,૦૦૦ | ·૯ |
| (૧૬) | વૉટર વર્કસ... ... ... ... | ૧૨૪,૦૦૦ | ·૭ |
| (૧૭) | વીજળીનાં કારખાનાંઓ ... ... | ૯૬,૦૦૦ | ·૫ |
| (૧૮) | ટ્રામવેનાં કારખાના ... ... ... | ૮૫,૦૦૦ | ·૫ |
| (૧૯) | સોનાની ખાણો ... ... ... | ૮૪,૦૦૦ | ·૫ |
| (૨૦) | ખાંડ બનાવવાનાં કારખાના ... ... | ૭૭,૦૦૦ | ·૪ |
| (૨૧) | ગેસ વર્કસ ... ... ... .. | ૬૩,૦૦૦ | ·૩ |
| (૨૨) | ચુનાનાં કારખાનાં ... ... ... | ૬૧,૦૦૦ | ·૩ |
| (૨૩) | દારૂનાં કારખાનાં ... ... ... | ૫૪,૦૦૦ | ·૩ |
| (૨૪) | પેટ્રોલીઅમ રીફાઇનરીઝ ... ... | ૫૧,૦૦૦ | ·૩ |
| (૨૫) | બીજાઓ ... ... ... ... | ૫૭૦,૦૦૦ | ૨·૮ |
| | | ૧૪,૮૬૭,૦૦૦ | ૮૧·૬ |

| | | | |
|---|---|---|---|
| નિકાસ ... ... ... ... ... | | ૩૬૩,૦૦૦ | ૨·૦ |
| ખાણોમાટે વપરાશ તથા વેસ્ટેજ ... ... | | ૨,૧૮૬,૦૦૦ | ૧૨·૦ |
| જે ખાતાઓએ આંકડા પૂરા પાડયા નથી તેઓની વપરાશ... ... ... ... ... | | ૭૯૭,૦૦૦ | ૪·૪ |
| | | ૧૮,૨૧૩,૦૦૦ | ૧૦૦ |

ઉપલા કોઠા ઉપરથી જણાશે કે કુલ નિપજના ૩·૧ ટકા રેલ્વેમાં વપરાએલ છે. ૮·૩ ટકા 'બંકર' કોલ તરીકે વપરાએલ છે અને ૧·૮ ટકા એડમીરેલ્ટી તથા રોયલ ઇન્ડીઅન મરીનમા વપરાએલ છે. કોલસાનો ઉપયોગ કરતા મુખ્ય ઉદ્યોગો નીચે પ્રમાણે છે:—

શણની મીલો ૫·૬ ટકા, રૂની મીલો ૫·૧ ટકા, લોખંડ તથા પીતળનાં કારખાનાંઓ ૪ ૪ ટકા, ઇનલેન્ડ સ્ટીમર્સ ૨ ૮ ટકા; ઇંટ તથા નળીઆનાં કારખાનાં ૨ ટકા.

---

૧૯૧૮-૧૯ માટેનો ઘઉંના પાકનો પહેલો વર્તારો ના. હિન્દી સરકારના ડીપાર્ટમેન્ટ ઓફ સ્ટેટીસ્ટીક્સ તરફથી બહાર પાડ આવેલ છે.

આ વર્તારો ઇલાકાઓ અને દેશી રાજ્યો તરફથી મળેલા રીપોર્ટો ઉપરથી તેયાર કરવામા આવેલ છે કે જેમા આખા હિન્દુસ્તાનમા ઘઉંના પાક માટે રોકાએલી કુલ જમીનના ૯૮·૬ ટકા જમીન આવેલી છે. આ આકડા કાશ્મી- સિવાય ઘઉના પાક માટે સઘળી ઉપયોગી જમીનને લગતા છે આમા આપેલા આકડા જાન્યુઆરીની શરૂઆત સુધીના છે.

ઘઉંના પાક માટે રોકાએલી કુલ જમીન ૨૩,૪૭૨,૦૦૦ એકર છે જ્યારે ગયે વર્ષે આજ વખતે ૩૩,૮૩૬,૦૦૦ એકર હતી જે ૩૧ ટકાનો ઘટાડો બતાવે છે. મુબઇ ઇલાકામા જમીનમાં ૬૬ ટકાનો ઘટાડો, પંજાબમા ૩૪ ટકાનો, મધ્ય પ્રાંતોમા ૨૧ ટકાનો, અને સંયુક્ત પ્રાંતોમા ૧૮ ટકાનો ઘટાડો થએલ છે. હૈદ્રાબાદમા ૪૬ ટકાનો અને રજપુતાનામા ૪૨ ટકાનો ઘટાડો છે.

સામાન્ય સ્થિતિ:-સપ્ટેમ્બર અને ઓક્ટોબરમા વરસાદની અછતને લીધે ઘઉં માટેની જમીનમાં ઘટાડો થઇ ગએલ છે વળી ઇન્ફલ્યુએન્ઝાને લીધે પંજાબ, દીલ્હી સંયુક્ત પ્રાંતો, મુંબઇ, નોર્થ-વેસ્ટ ફ્રન્ટીઅર પ્રોવીન્સ અને રજપુતાનાના કેટલાએક ભાગોના વાવેતરના કામમા અડચણ પડી હતી. જે પાકને નહેરથી પાણી પાવામાં આવેલ છે તે સાધારણ સારો છે, પરંતુ બીજો પાક ઘણોજ નબળો છે, અને તે પાક માટે વરસાદની જરૂર છે.

જુદા જુદા ઇલાકાઓ તથા દેશી રાજ્યો માટેના આંકડા નીચે પ્રમાણે છે:—

| ઇલાકાઓ તથા દેશી રાજ્યો. | ૧૯૧૮-૧૯ જાન્યુઆરી. | ૧૯૧૭-૧૮ જાન્યુઆરી. | ૧૯૧૭-૧૮ છેલ્લા આંકડા |
|---|---|---|---|
| | એકર | એકર | એકર |
| પંજાબ ( અ ) ... | ૭,૬૪૭,૦૦૦ | ૧૧,૫૬૫,૦૦૦ | ૧૧,૨૭૨,૦૦૦ |
| સંયુક્ત પ્રાંતો.... ... | ૫,૮૦૦,૦૦૦ | ૭,૫૦,૦૦૦ | ૭,૨૪૮,૦૦૦ |
| મધ્ય પ્રાંતો અને વીરાર ( અ ) ... | ૩,૧૦૬,૦૦૦ | ૩,૯૧૬,૦૦૦ | ૪,૦૦૦,૦૦૦ |
| મુંબઈ અને સીંધ (અ) ... | ૮૭૭,૦૦૦ | ૨,૬૦૯,૦૦૦ | ૩,૩૭૬,૦૦૦ |
| બીહાર અને ઓરીસા. ... | ૭૨૪,૦૦૦ | ૧,૨૧૦ ૦૦૦ | ૧,૧૯૫,૦૦૦ |
| નોર્થ-વેસ્ટ ફ્રન્ટીયર પ્રોવીન્સ. ... ... | ૮૪૨,૦૦૦ | ૧,૧૮૨,૦૦૦ | ૧,૧૪૩,૦૦૦ |
| બંગાળા. ... ... | ૧૧૦,૦૦૦ | ૧૨૩,૦૦૦ | ૧૨૪,૦૦૦ |
| દીલ્હી. .. ... | ૬,૦૦૦ | ૫૫,૦૦૦ | ૪૨,૦૦૦ |
| અજમેર-મેરવારા. ... | ૪,૦૦૦ | ૧૬,૦૦૦ | ૨૨,૦૦૦ |
| મધ્ય હિન્દુસ્તાન. .. | ૨,૬૧૫,૦૦૦ | ૩,૩૮૦,૦૦૦ | ૪,૩૮૨,૦૦૦ |
| હૈદ્રાબાદ ... ... | ૬૫૫,૦૦૦ | ૧ ૨૦૪,૦૦૦ | ૧,૨૬૨,૦૦૦ |
| રજપુતાના. ... ... | ૮૮૮,૦૦૦ | ૧,૫૨૪ ૦૦૦ | ૧,૪૧૭,૦૦૦ |
| માઇસોર. ... ... | ૨,૦૦૦ | ૨,૦૦૦ | ૫,૦૦૦ |
| | ૨૩,૪૭૨,૦૦૦ | ૩૩,૮૩ ,૦૦૦ | * ૩૫,૮૯૭,૦૦૦ |

( અ ) દેશી રાજ્યો સહિત.

* સુધારેલા આંકડા.

પંજાબ-હિન્દુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકાએલી કુલ જમીનના ૩૨ ૭ ટકા આ ઇલાકામાં છે. ડીસેમ્બર મહિનાની આખર સુધીમાં રોકાએલી કુલ જમીન લગભગ ૭,૬૪૭,૦૦૦ એકર હતી. જે ગયા વર્ષના આજ વખતના સુધારેલા આંકડા કરતાં ૩૪ ટકાનો ઘટાડો બતાવે છે. જુલાઇ માસ તથા ઓગસ્ટના પહેલા ભાગમાં ચોમાસું બહુ નબળું હતું પરંતુ ઓગસ્ટના પાછલા ભાગથી સપ્ટેમ્બરની ૩ જી તારીખ સુધી ખાસ કરીને ઉત્તર અને દક્ષિણ ભાગોમાં વરસાદ સારો હતો. ત્યારપછી વરસાદ બંધ થયો હતો. જુનથી સપ્ટેમ્બર સુધીમાં સામાન્ય વરસાદ કરતાં ૪૯ ટકાનો ઘટાડો હતો. આ પ્રમાણે પાકના વાવેતર માટે

ધી ઓરએ ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

હવાની સ્થિતિ બહુજ નુકસાનકારક હતી. વળી ઇન્ફ્લ્યુએન્ઝાની પણ અસર વાવેતર કરવાના કામ ઉપર થઇ હતી. નહેરો અને નદીઓમાં પણ પાણી ખૂટી ગયું હતું. બ્રીટીશ જીલ્લાઓમાં નહેરથી પાણી પાવામાં આવેલ જમીન ઉપરના પાકની સ્થિતિ સાધારણ છે પરંતુ બીજી જમીન ઉપર સારી નથી અને જે જમીનને નહેરથી પાણી પાવામાં આવેલ નથી તે જમીન ઉપરના પાક માટે વરસાદને બહુ જરૂર છે. પ્રોવીન્સીઅલ ડીરેકટરની માન્યતા મુજબ જાન્યુઆરીની ૬ ઠ્ઠી તારીખે પડેલા વરસાદથી પાકને લાભ થશે.

**સંયુક્ત પ્રાંતો**—હિન્દુસ્તાનમા ઘઉંના પાક માટે રોકાએલી જમીનના ૨૨ ટકા આ પ્રાંતોના છે. ઘઉંના પાક માટે કુલ જમીન લગભગ ૫૮,૦૦,૦૦૦ એકર રોકાએલ છે જ્યારે ગયે વર્ષ આજ વખતે ૭,૦૫૦,૦૦૦ એકર રોકાયલ હતી જે ગયા વર્ષ કરતાં ૧૮ ટકાનો ઘટાડો બતાવે છે. પાછળથી વરસાદના થવાથી પાકને નુકસાન થએલ છે. ગોરખપુર, બનારસ અને દક્ષિણ આઉધ સિવાય બીજી જગ્યાઓએ ઑગસ્ટ પછી બિલકુલ વરસાદ નહોતો. નહેરોમા પણ પાણીની તંગી હતી અને વાવેતરમાં ઇન્ફ્લ્યુએન્ઝાને લીધે ઢીલ થવાથી કેટલીક જગ્યાએ ઘઉંને બદલે જવ વાવવામા આવ્યા હતા જમીનમા ઘણો ઘટાડો થયો હતો. નહેરથી પાણી પાવામાં આવેલ પાક સાધારણ સારો થશે પરંતુ બીજા પાકનો આધાર વહેલા વરસાદ ઉપર રહે છે. આ હેવાલ ૧૫મી જાન્યુઆરી સુધીની પાકની સ્થિતિને માટે છે.

**મધ્ય પ્રાંતો અને બીરાર**:—હિંદુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકાએલ જમીનના ૧૧·૬ ટકા જમીન અહિં આવેલ છે. ઘઉંના પાક માટે કુલ ૩,૧૦૬,૦૦૦ એકર જમીન રોકાએલ છે જે ગયે વરસે આજ વખત કરતાં ૨૬ ટકાનો ઘટાડો બતાવે છે. ચોમાસાની શરૂઆત વાવેતર માટે જમીન તૈયાર કરવા માટે સારી હતી પરંતુ સપ્ટેમ્બરના બીજા અઠવાડીયાથી વરસાદ એકદમ બંધ પડી ગયો. વાવેતર વખતે સોગર ડામોહ, સીઓની, હોશંગાબાદ, નાગપુર, માંડલા, નરસીંગપુર, બેટુલાં અને અકોલા ખાતે હવાની સ્થિતિ સાધારણ સારી હતી પરંતુ બીજા ભાગોમાં વરસાદની તંગીને લીધે પાક સુકાઇ ગયેલ છે. નવેમ્બર મહિનામાં પાકની સામાન્ય સ્થિતિ સારી નહોતી પરંતુ ડીસેમ્બરના પહેલા ભાગમાં સારો વરસાદ થવાથી ઘઉંના વાવેતરમાં બીજા બધા ભાગોમા પાકને બહુ ફાયદો થએલ છે. જમીનમા ઘટાડો દરેક ભાગમા થએલ છે. એકંદર રીતે પાક સારો છે પરંતુ ખરાબ જમીન ઉપર પાક બહુ ઓછો છે. હવા ચોકખી અને ઠંડી છે થોડા વખત પહેલાં નાગપુર અને સીઓની ખાતે વરસાદ થએલ છે.

**મુંબઈ અને સીંધ**:—હિન્દુસ્તાનમા ઘઉંના પાક માટે રોકાએલ જમીનના ૮·૭ ટકા જમીન અહિ આવેલ છે. આ હેવાલ તા. ૭મી જાન્યુઆરી સુધીનો અને અધુરો છે. ત્યારસુધી ઘઉંના પાક માટે રોકાએલી જમીન લગભગ ૮૮૭,૦૦૦ એકર છે (અને આમાંની ૨૦૧,૦૦૦ એકર દેશી રાજ્યોમા છે) જે ગઇ સાલના આજ વખત કરતાં ૬૬ ટકાનો ઘટાડો બતાવે છે. ગુજરાત અને ડૅકનમાં ઉતર ભાગમા પાછળથી વરસાદ બિલકુલ ન થવાથી રૂતુ બહુ નુકશાનકારક નિવડેલ છે. આ વખતે માત્ર જે જગ્યાઓએ નહેરથી પાણી પાવાની સગવડ હતી તેવી જગ્યાઓમાંજ વાવેતર કરવામાં આવેલ છે, અને આવી જમીન ગુજરાતમાં ગયા વર્ષની જમીનનો ⅓ ભાગ છે અને ડેકનના ઉત્તર ભાગમાં ½ ભાગ છે. કેટલીક જગ્યાઓએ ખાસ ચારા માટે જમીન રોકવામાં આવેલ છે, ડેકનના દક્ષિણ ભાગમાં તેમજ સોલાપુર, સતારા, અને દક્ષિણના મરાઠા રાજ્યોમાં સ્થિતિ સામાન્ય રીતે સારી છે અને થોડો થોડો વરસાદ

થયા છતાં ઉંચા ભાવને લીધે વાવેતર ઘણું કરવામાં આવેલ છે. વાવેતર કરવામાં લગભગ પખવાડીઆથી મહિના સુધીની ઢીલ થએલ છે અને નહેરથી પાણી પાવામા આવતી જમીન ઉપર વાવેતર ડીસેમ્બરની આખર સુધી ચાલુ હતું, ગુજરાતમાં અને ડેકનના ઉત્તર ભાગમાં જે પાકને નેહેરથી પાણી પાવામાં આવતું નથી તે તદ્દન સૂકાઇ ગએલ છે, જ્યારે ડેકનના દક્ષિણ ભાગમાં અને દક્ષિણનાં મરાઠા રાજ્યોમાં તેનો પાક સાધારણ ઉતરવાની વકી છે, નહેરથી પાણી પાવામાં આવેલ પાક એકંદર સારો છે અને કેટલીક જગ્યાએ તેવા પાક માટે સારી આશા આપવામાં આવે છે પાણીની તંગી લાગી હતી અને ઇન્ફ્લ્યુએન્ઝાથી લોકોને ઘણું સહન કરવુ પડયું હતું. વળી ઓકટોબરમાં ગરમી ઘણી હતી અને વરસાદ બહુ ઓછો હતો આ કારણોને લીધે ઉંચા ભાવો છતાં જમીનમાં ગયા વર્ષ કરતા ૫૦ ટકાનો ઘટાડો થએલ છે.

બીહાર અને ઓરીસા:—હિન્દુસ્તાનમાં ઘઉના પાક માટે રોકાએલ જમીનમાં ૪·૧ ટકા જમીન આ વિભાગમાં રોકાએલ છે. ઘઉ માટે કુલ જમીન ૯,૨૪,૦૦૦ એકર રોકવામાં આવેલ છે જ્યારે ગયે વર્ષે આજ વખતે ૧૨,૧૦,૦૦૦ એકર જમીન રોકવામાં આવેલ હતી જે ૨૪ ટકાનો ઘટાડો બતાવે છે. સપ્ટેમ્બર માસમાં પટના, ગયા, શાહબાદ, સારણ, ચંપારણ. મુઝફ્ફરપુર, મોંઘીર, સંબલપુર, અને ભોલામે ખાતે વરસાદ સામાન્ય કરતાં થોડો હતો. પરંતુ વરસાદ માત્ર સપ્ટેમ્બરના પહેલા ભાગમાં પડયો હતો અને બીજા ભાગમાં વરસાદ સારો ન હતો. ઓકટોબરમાં કોઇ કોઇ જગાએ થોડો વરસાદ પડયો હતો. વાવેતર હમેશની માફક શરૂ થએલ હતું પરંતુ વરસાદની તંગીને લીધે ઘટી ગયું હતું પાકને વરસાદની તંગીને લીધે નુકસાન થએલ છે અને ચંપારણ અને દરભંગા સિવાય બીજા બધા ભાગોમાં પાક બહુજ ઓછો છે.

નોર્થ વેસ્ટ ફ્રન્ટીયર પ્રોવીન્સ:—હિન્દુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકાએલ જમીનના ૩·૨ ટકા જમીન અહિં આવેલ છે. ડીસેમ્બરની આખર સુધી ઘઉંના પાક માટે રોકાએલ કુલ જમીન ૮૪૨,૦૦૦ એકર હતી જ્યારે ગયે વર્ષે તેજ વખતે ૧,૧૮૨,૦૦૦ એકર હતી જે ૨૯ ટકાનો ઘટાડો બતાવે છે પેશાવર સિવાય બધા ભાગોમાં નેહેરથી પાણી પાવામા આવતી જમીન તેમજ બીજી જમીનમાં ઘટાડો થએલ છે હંમેશની માફક ટકાવી આપ્યા ઉપરાંત ઘઉંના વાવેતરને ઉત્તેજન આપવા માટે ખેડુતોને એક ખાસ ગ્રાન્ટ આપવાની પરવાનગી મેળવવામા આવી હતી, પરંતુ વરસાદની તંગી અને ઇન્ફ્લુએન્ઝાને લીધે જમીનદારોને લોન વહેંચવામાં ખલલ પડી હતી. નહેરથી પાણી પાએલ પાકની સ્થિતિ સામાન્ય છે જ્યારે બીજા પાકની ઉતરતી છે. ઘઉંના પાકનો આધાર શિયાળાના વરસાદ ઉપર રહે છે અને તેવા વરસાદની બહુ જરૂર છે

બંગાળ:—હિન્દુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકવામા આવેલ જમીનના ૪ ટકા જમીન અહિં આવેલ છે. ઘઉંના પાક માટે કુલ ૧૧૦,૦૦૦ એકર જમીન રોકાએલ છે જે ગયે વર્ષે તેજ વખત કરતાં ૧૧ ટકાનો ઘટાડો બતાવે છે. ઘણા ખરા ભાગોમાં સપ્ટેમ્બર અને ઑકટોબરમાં બિલકુલ વરસાદ થયો ન હતો અને ઘઉંના પાક માટેના ખાસ ભાગ જેવા કે માલ્દા, રાજશાહી, પટણા મુસ્તફાબાદ અને માડીઆમાં વરસાદની તંગીથી પાકને ઘણું નુકશાન થએલ છે પાકની સામાન્ય સ્થિતિ સારી નથી

દિલ્હી:—હિન્દુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકવામાં આવેલ જમીનમાં ·૧ ટકા અહિં

છે. ઘઉંના પાક માટે કુલ જમીન ૬૦૦૦ એકર રોકવામાં આવેલ છે જ્યારે ગયે વરસે તેજ વખતે ૫૫૦૦૦ એકર જમીન રોકવામાં આવી હતી. જમીનના ઘટાડાનાં કારણ વરસાદની તંગી અને ઇન્ફ્લ્યુએન્ઝા છે. નેહેરથી પાણી પાવામાં આવેલ પાક સાધારણ છે, અને બીજો પાક બિલકુલ નથી એમ કહી શકાય.

અજમેર-મેરવાડા:-હિંદુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકાએલ જમીનના ·૦૫ ટકા જમીન અહિં છે, ઘઉંના પાક માટે કુલ જમીન ૪૦૦૦ એકર છે જ્યારે ગયે વરસે તે ૧૬,૦૦૦ એકર હતી. વાવેતર હજી પણ ચાલુ છે,

મધ્ય હિંદુસ્તાન:—હિંદુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકાએલ જમીનના ૯·૯ ટકા જમીન અહિં છે ઘઉંના પાક માટે કુલ જમીન ૨,૬૧૫,૦૦૦ એકર રોકવામા આવેલ છે. જે ગયે વરસે આજ વખત કરતાં ૨૩ ટકાનો ઘટાડો બતાવે છે. દક્ષિણ રાજ્યોમાં પાકની સ્થિતિ સારી છે પરંતુ બીજા ભાગોમાં નબળી છે.

હૈદ્રાબાદ:—હિન્દુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકાએલ કુલ જમીનના ૩·૧ ટકા જમીન અહિં છે. ઘઉંના પાક માટે કુલ ૬૫૫,૦૦૦ એકર જમીન રોકવામાં આવેલ છે, જે ગયા વરસે આજ વખત કરતાં ૪૬ ટકાનો ઘટાડો બતાવે છે. ઔરંગાબાદ અને બીરના ભાગો સિવાય પાકની સ્થિતિ સારી છે.

રજપુતાના:—હિન્દુસ્તાનના ઘઉંના પાક માટે રોકાએલ જમીનના ૨·૮ ટકા અહિં આવેલ છે. ઘઉંના પાક માટે કુલ ૮૮૪,૦૦૦ એકર જમીન રોકાએલ છે જે ગયા વર્ષે આજ વખત કરતાં ૪૨ ટકાનો ઘટાડો બતાવે છે. આ ઘટાડો વાવેતર વખતે વરસાદની તંગીને લીધે થએલ છે કોટા, મારવાર, સીરોહી અને ધોલપુર ખાતે પાક સારો છે પણ બીજી જગ્યાઓએ સાધારણ છે. આ વર્ષે વરસાદની તાણને લીધે કુશનગરમાં વાવેતર કરવામાં આવેલ નથી.

માળસોર:—હિન્દુસ્તાનમાં ઘઉંના પાક માટે રોકાએલ જમીનમાં ·૦૧ ટકા જમીન અહિં આવેલ છે. ઘઉંના પાક માટે કુલ ૨૦૦૦ જમીન રોકાએલ છે જે ગયા વર્ષ જેટલીજ છે વરસાદની તંગીને લીધે પાકની સ્થિતિ સારી નથી.

---

## બીજા દેશોમાં ઘઉંનો પાક:—

આના સંબંધમાં રોમ ખાતેના ઇન્ટરનેશનલ ઇન્સ્ટીટયુટ ઑફ એગ્રીકલ્ચર તરફથી છેલ્લા જાહેર પાડવામાં આકડા નીચે આપેલ છે. જે વરસમાં પાક વણવામા આવ્યો તે વરસ આપેલ છે.

| | એકર. | | નીપજ ટન. | |
|---|---|---|---|---|
| | ૧૯૧૮ (અડસટ્ટો) | ૧૯૧૭ | ૧૯૧૯ (અડસટ્ટો) | ૧૯૧૭ |
| યુનાઇટેડ સ્ટેટસ. | ૫૮,૮૫૭,૦૦૦ | ૪૫,૯૨૨,૦૦૦ | ૨૪,૫૬૩,૦૦૦ | ૧૭,૩૯૭,૦૦૦ |
| કેનેડા. ... | ૧૭,૩૪૬,૦૦૦ | ૧૪,૭૯૫,૦૦૦ | ૫,૬૨૨,૦૦૦ | ૩,૬૭૮,૦૦૦ |
| ઇટલી. .. | ૧૦,૭૯૪,૦૦૦ | ૧૦,૪૩૩,૦૦૦ | ૪,૭૧૪,૦૦૦ | ૩,૬૭૮,૦૦૦ |
| ફ્રાન્સ. ... | ૧૧,૯૨૨,૦૦૦ | ૧૦,૩૯૩,૦૦૦ | મળ્યા નથી. | ૩,૮૫૩,૦૦૦ |
| સ્પેન. ... | ૧૦,૪૭૬,૦૦૦ | ૧૦,૩૩૬,૦૦૦ | ૩,૫૬૧,૦૦૦ | ૩,૮૧૪,૦૦૦ |
| આલ્જીરીઆ. ... | ૩,૧૮૫,૦૦૦ | ૩,૨૨૦,૦૦૦ | મળ્યા નથી | ૭૩૫,૦૦૦ |
| યુનાઇટેડ કીંગડમ. | ૨,૭૯૩,૦૦૦ | ૨,૧૦૩,૦૦૦ | ૨,૪૮૯,૦૦૦ | ૧,૭૧૯,૦૦૦ |

---

૧૯૧૮-૧૯ ના પાક માટે આર્જેન્ટીનામાં લગભગ ૧૬,૯૬૧,૦૦૦ એકર જમીન અને ઑસ્ટ્રેલીઆમાં ૮,૬૪૫,૦૦૦ એકર જમીન રોકવામાં આવેલ છે.

બીન સત્તાવાર હેવાલ ઉપરથી જણાય છે કે યુનાઇટેડ સ્ટેટસમા નવો પાક ઘણો સારો થએલ છે. અને તેનો રંગ પણ સારો છે આર્જેન્ટાઇનમાં હવા અનુકુલ નથી આ વરસના પાકમાથી નિકાસ માટે લગભગ ૩,૫૦૦,૦૦૦ ટન રહેશે. ઑસ્ટ્રેલીઆના નવા પાકની નીપજ લગભગ ૧,૭૫૦,૦૦૦ ટન થશે તેમાથી ( જૂનો પાક બાજુએ રાખતાં ) લગભગ ૭૫૦,૦૦૦ ટન નિકાસ કરવામાં આવશે ફ્રાન્સ અને ઇટાલીમાં નવા પાકની સ્થિતિ સંતોષકારક લાગે છે.

---

આ ચેમ્બરને નીચે પ્રમાણે એક પત્ર મળેલ છે.

## ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો, બોમ્બે.

સાહેબ,

ગયા જાનેવારી માસના ચેમ્બર તરફથી પ્રગટ થતા માસીકમાં "કોમર્સીયલ નોટસ" એ મથાળા નીચે "બગદાદનો વેપાર" એ વિષય ચર્ચવામાં આવેલ છે. જેમાં બગદાદ તરફના મુલકમાંથી જેઠીમધના મુળીયા (લીકો રાઇસ) મોટા પ્રમાણમા અમેરીકા ચડે છે— દેખીતી વાત છે કે—દર વર્ષે હજારો રૂપિયાની જેઠીમધની બનાવટો આ દેશમા અમેરીકા, જાપાન અને યુરોપ વિગરે પરદેશમાથી આવે છે અને તેનો ઉપયોગ છુટથી મોં માગ્યા પૈસા આપી કરવામા આવે છે આ દેશમા જેઠીમધની બહોળી પેદાશ જોવામાં આવે છે છતાં પણ કોઇ પણ વેપારી કે પેઢીના તરફથી આ ચીજ બહાર દેશાવર ચડાવવામાં આવતી હોય એમ દેખાતું નથી ઉલટુ મુળીયા માટે પણ તેની બનાવટોની માફક દેશાવર ઉપરજ આધાર રાખવામાં આવે છે. કેટલાક જેઠીમધના મથકો એવા છે કે જ્યાં તેનો ઉપયોગ બળતણ તરીકે થાય છે મતલબ કે આખા જંગલો સેંકડો મણ મુળયા નીકળે તેવી સ્થિતિમા જોવામાં આવે છે

ચેમ્બરને વિનંતી રૂપે મારી અરજ છે કે પરદેશથી આયાત થતો લગભગ દરેક જાતનો પાકો માલ હિન્દુસ્તાનમાંથી જતા કાચા માલનો બનેલો હોય છે એટલે કે-થોડે અંશે પણ દેશનુ દ્રવ્ય બચાવવાને સાધન રહે છે. પરંતુ જેઠીમધની બાબતમા એથી ઉલટુંજ છે. આ દેશમા જે બનાવટો તથા મુળીય (જેઠી મધનાં) આવે છે તે જેઠીમધનો કાચો માલ બગદાદ તરફના મુલકોમાથી પાકો માલ થવા જાય છે અને જોઇતો કાચો માલ પણ આપણે ત્યા હોવા છતા ત્યાથીજ આવે છે, એટલે તેના કાચા તથા પાકા માલના પૈસા આપણને આપવા પડે છે. જો આપણે ત્યા સેંકડો મણ જેઠીમધ પાકે છે. અને તે ઉપયોગ વગર છેવટે બળતણ તરીકે વપરાય છે તો પછી આવો કાચો માલ આપણને મળતા પાકા માલને બદલે પણ શા માટે પરદેશ ચડાવવો નહિ.

આ બાબત ચેમ્બરના તરફથી જેઠીમધના પરદેશમાં ખરીદનારાઓના નામ મેળવવામાં આવશે અને તે લોકોને પુરા પાડવા માટે બોમ્બેમા કોઇ પેઢી તૈયાર થશે તો મોટા જથ્થામા આ મુળીયા મળતાં હોવાથી આવકારદાયક કૃત્ય ચેમ્બરે કર્યું ગણાશે. જેઠીમધ જથ્થાબધ મેળવી આપવા માટે જરૂર જણાવેથી અમારા તથા બીજાઓના તરફથી બનતી તજવીજ થશે.

આશા રાખું છું કે-ચેમ્બર આ બાબત ઘટતું લક્ષ આપશે અને એક બીનઉપયોગી ગણાતી ચીજ ઉપયોગી હોવાના રસ્તા કરી આપશે. મુંબાઇમાં કોઇ ખરીદનારાઓ હશે તો તેના નામો ચેમ્બરના નિયમોને બાધ ન આવતો હોય તો જણાવવા મહેરબાની થશે.

---

## ધી બોમ્બે આયર્ન મરચન્ટસ એસોશીએશનના પ્રથમ વાર્ષીક કામકાજનો રીપોર્ટ.

મુંબઇના કર્નાક બંદર ઉપર વેપાર કરતા તમામ લોખંડના વેપારીઓની એક જનરલ મીટીંગ તા. ૧૭-૭-૧૮ ના રોજ શેઠ મુળજી હરીદાસના પ્રમુખપણા નીચે મળી હતી તે વખતે બધા વેપારીઓએ એક મતે ઠરાવ કરીને "લોખંડના વેપારીઓના હીતના સંરક્ષણાર્થે "ધી બોમ્બે આયર્ન મરચન્ટસ એસોશીએશન" નામની સંસ્થા સ્થાપન કરી.

પ્રથમ વર્ષ માટે નીચે પ્રમાણેની મેનેજીંગ કમીટીની ચુંટણી કરવામાં આવી હતી.

શેઠ મુળજી હરિદાસ પ્રમુખ
" દેવજી કાનજી ઉપપ્રમુખ
ત્રિવેદી ગિરિજાશંકર ભગવાનજી બી એ: સેક્રેટરી
શેઠ મગનલાલ જમનાદાસ જોઇન્ટ સેક્રેટરી
મેમ્બરો—શેઠ મહમદઅલી અબદુલઅલી, ભગવાનદાસ ગોકળદાસ, પ્રેમજી વિશરામ, છગનલાલ જમનાદાસ, અકબરઅલી મુસાભાઇ, માયોરામ રઘુમલ (હા વનમાલી હરગોવિંદ પંડયા) અને પરમાણંદ જાદવજી

તા. ૭ જી નવેમ્બર ૧૯૧૮ સંવત ૧૯૭૪ ના આસો વદ અમાસને દિવસે પુરા થતા વર્ષમા એટલે કે લગભગ ચાર માસમા ૮ જનરલ મીટીંગો અને ૧૦ મેનેજીંગ કમીટીની મીટીંગો થઇ હતી. જે વખતે મુખ્ય બાબતો ચર્ચવામાં આવી હતી તે નીચે પ્રમાણે હતી

૧, મ્યુનીશન બોર્ડ તરફથી લોખંડના વેચાણ ઉપર મુકવામા આવેલા પ્રતિબંધ સબંધી.
૨. એસોશીએશનના કાયદા કાનુનો ઘડી પસાર કરવા સબંધી.
૩. ઇન્કમટેક્ષના ફોર્મ સંબધી વાંધા દર્શાવવા બીજા વેપારી મંડળો સાથે મળી કામ કરવા સબંધી.
૪. ઓફીસવાળાના ટ્ન્સાઇન્મેન્ટો તથા બહારના વેચવાવાળાનો માલ બજારમા વેચતો અટકાવવા સબંધી.
૫. દલાલોને કાર્ડો આપવા સંબધી.
૬. એસોશીએશનના એક ઉત્સાહી મેમ્બર શેઠ મહમદઅલી અબદુલઅલીના મરણ માટે શોક પ્રદર્શિત કરવા સંબંધી.

એક સબ કમીટીએ તૈયાર કરેલ કાયદા કાનુનોનો ખર્ડો મેનેજીંગ કમીટી તથા જનરલ મીટીંગે પસાર કર્યો હતો તે પરિશિષ્ટ અ માં આપેલ છે.

કુલ્લે મેમ્બરોની સંખ્યા ૩૮ ની છે જેઓના નામો પરિશિષ્ટ બ મા આપેલ છે.

આ વર્ષ દરમીયાન વાર્ષિક ફી નિમિત્તે કુલે આવક રૂા. ૩૮૦ ની હતી તેમાંથી ઇનકમ ટેક્ષની લડત બાબતના ફાળાના રૂ ૨૦૦) તથા છપામણી, ચોપડીઓ, ફાઇલો વિગેરે પરચુરણ ખર્ચ રૂ ૨૨૬-૨-૦ થયો હતો તેથી બાકી રૂ ૧૫૩-૧૪-૦ જમે છે જે રકમ મુળજી હરીદાસને ત્યા જમે રાખેલ છે.

| | |
|---|---|
| ૭-૧૨-૧૮ મુંબઇ<br>મુળજી હરિદાસ<br>પ્રમુખ. | ગિ. ભ. ત્રિવેદી.<br>મગનલાલ જમનાદાસ<br>સેક્રેટરીઓ. |

---

## બ્રીટીશ સોમાલી લેંડમાં સરકારને અનાજ વિગેરે ચીજો પુરી પાડવા માટે માગેલાં ટેન્ડરો.

બ્રીટીશ સોમાલીલેંડની સરકારને માણસો તથા જાનવરો માટે જોઇતો ખોરાક પુરો પાડવા માટેનાં ટેન્ડરો અત્રે માગવામાં આવે છે

૨ આ કંટ્રાકટની મુદત તા ૧ લી એપ્રીલ ૧૯૧૯ થી તા. ૩૧ મી માર્ચ ૧૯૨૦ સુધીના એક વરસની રહેશે.

---

૩ વરસે કેટલો ખોરાક જોઈએ છે તેનો અડસટો દર્શાવનારા આંકડા નીચે આપ્યા છે પણ માણસોની ફેરફારીને લીધે એ અડસટામાં ફેરફાર પડે એવો સંભવ છે એ વાત યાદ રાખવી.

| | |
|---|---|
| માલ | જથો—રતલ |
| ચણા | ૧૮૦૦,૦૦૦ |
| જુવાર | ૪૮૦,૦૦૦ |
| ઘઉં | ૭૦૦,૦૦૦ |
| નીમક | ૨૨૦૦૦ |
| ચોખા ( સીંગાપુરી ) | ૩૯૦૦૦ |
| આટો | ૪૫૦,૦૦૦ |
| ગોળ | ૩૧૦૦૦ |
| મશાલો | ૭૭૦૦ |
| ઘી | ૪૪૦૦ |
| બટાટા | ૩૩૦૦૦ |
| કુંગળી | ૩૮૦૦૦ |

સોમાલી ભોજન–૫૫૦૦૦૦ સંખ્યા માટે.

ટીપ—સોમાલી ભોજનમાં નીચેની ચીજો હોય છે.

ા રતલ ભોજન કલકતા ચોખા ( કલકત્તા કારી )

ા રતલ ખજુર

૨ ઔંસ ઘી સ્થાનીક ખરીદેલું )

૪ ટેન્ડરો નીચે જણાવ્યા પ્રમાણે કરી શકાશે :—

(અ) કંટ્રાકટરના ગોદામમાંથી બરબરામાં માલની ડીલીવરી આપવાની શરતે.

(બ) મુંબાઈ, કલકત્તા, રંગુન, પોર્ટ-સુદાન, અથવા બીજા કોઇ જણાવેલ બંદરેથી "એફ. ઓ. બી." ચડાવવાની શરતે

(ક) બરબરામાં "સી. આઈ. એફ." માલ પહોંચે એવી રીતે બને ત્યાં સુધી આ દરેક પ્રકારનાં ટેન્ડર મોકલવાં.

૫ જો ૪ (અ) માં જણાવ્યા પ્રમાણેનું ટેન્ડર હશે તો કંટ્રાકટરે છ અઠવાડયાં ચાલે એટલો ખોરાક અનામત રાખવો પડશે. જો કંટ્રાકટ ફરીથી તાજુ કરવામાં નહીં આવે તો એ જથો સરકાર લઈ લેશે. બરબરાથી બીજે સ્થળે માલ મોકલી શકાય એવી સ્થીતીમા હોવો જોઇએ માટે તે પ્રમાણમાં બરબરા ખાતે માલની ડીલીવરી આપવાનો ભાવ જણાવવો.

૬ માલને રવાના કરવા માટેનો પેકીંગનો ખર્ચ પણ ભાવમા ગણેલો હોવો જોઇશે. અનાજને માટેનું પેકીંગ "સીંગલ" ૧૬૦ રતલના કોથળાનું ગણાશે તે કોથળા ચારા અને માલની લાવલઈજા કરવામાં કામ આવે તેવા ધસારો ખમી શકે એવા મજબુત ખાત્રીવાળા જોઇશે. સઉથી સરસ સીંગલ કોથળામાં કપડાના કોથળાની અંદર આટો "પેક" કરેલો હોવો જોઇશે.

૭ આ સર્વ માલ સારી જાતનો મુદલ બગાડ વગરનો, મીઠાશવાળો, સ્વચ્છ, સુકો અને ધણી ચેળ ન હોય એવો પુરો પાડવો પડશે માણસોને ખાવા આપવાની બીજી ચીજો પણ એજ પ્રમાણે સારી જાતની આપવી પડશે.

૮ આ કંટ્રાકટ માટેના ટેન્ડરો સીલબંધ કવરમા મુંકી પ્રસીડંટ ટેન્ડર બોર્ડ બરબરા બ્રીટીશ સોમાલીલેન્ડ ( એડન થઈને ) તે શીરનામે મોકલવાં

૯ ૨૫મી માર્ચ ૧૯૧૯ને દીને ટેન્ડરો ખોલવામાં આવશે.

( સહી ) આર. ડબલ્યુ ટેલર

પ્રમુખ. ટેન્ડર બોર્ડ

બરબરા બ્રીટીશ સોમાલીલેન્ડ.

---

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત.

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૯ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે, તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ નવેમ્બર માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાંશ શી કિંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરસની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કિંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત. | ઇ. સ. ૧૯૧૮ ના ડીસેમ્બર માસમાં થયેલી આયાત. | | ૧૯૧૮ ની પહેલી ઑકટોબર સુધી થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. | જથ્થો. | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. |
| | હંડ્રવેટ | રૂ. આ. | હંડ્રવેટ | રૂ. આ. |
| ખાંડ ગાગડીવાળી બીટ જાતની | ...... | ...... | ......૬ | ૧૮—૮ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલા | ૧૦,૨૯૯ | ૨૪—૦ | ૧૪,૮૮૭ | ૨૫—૪ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી અથવા જાપાનની | ......... | ......... | ......... | ......... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૯,૬૪,૦૭૩ | ૧૪-૧૨ | ૧૯,૪૭,૯૪૯ | ૧૫—૦ |
| ,, ,, જાવાની અથવા જાપાનની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૧.૯૧,૧૧૪ | ૧૩—૪ | ૩,૯૭,૯૦૨ | ૧૩—૮ |
| ,, ,, જાવાની અથવા જાપાનની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ......... | ......... | ......... | ......... |
| ,, ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી જાતી | ૩૮૬,૨૦૪ | ૧૫—૮ | ૫,૩૫,૨૪૯ | ૧૫—૧૨ |

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૮ ના ઑક્ટોમ્બર મહિનામા બ્રિટીશ હિંદુસ્તાનમા પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નબર | બગાળા | મુબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| મ્યુલ ઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ. |
| ન. ૩૧ થી ૪૦ | ૨,૪૨,૯૯૦ | ૧૧,૨૪,૬૦૦ | ...... | ૬,૦૦૦ | ૮૦૦ | ૧૩,૭૪,૩૯૦ |
| ન. ૪૧ થી ૫૦ | ૪,૩૦૯ | ૪,૪૨,૭૧૪ | ........ | ૧૬,૦૦૦ | ...... | ૪,૪૭,૦૨૩ |
| નં. ૫૦ થી ઉપર | ૪૨,૦૨૩ | ૧,૫૦,૬૦૦ | ...... | ......... | ........ | ૨,૦૮,૬૨૩ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળુ ન ૩૧ થી ૪૦ | ૬૭,૭૮૯ | ૭૦,૯૬૦ | ........ | ૧,૧૦૦ | ...... | ૧,૩૯,૯૪૯ |
| ન. ૪૧ થી ૫૦ | ...... | ૭૨૦ | ...... | ૨,૦૦૦ | ..... | ૨,૭૦૦ |
| ન. ૫૦ થી ઉપર | ૧૩૮૫ | ...... | ....... | ૩,૫૦૦ | . | ૪,૮૮૫ |
| ટોટલ | ૩,૫૦,૪૯૬ | ૧૭,૮૯,૫૯૪ | ... | ૨૮,૭૦૦ | ૮૦૦ | ૨૧,૭૭,૫૦૦ |

## SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૮ના નવેમ્બર માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામા આવ્યા હતા.

| | સુતર | (રતલ) |
|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૭ | ૧૯૧૮ |
| મુંબઇ | ૩,૭૦,૪૩,૨૦૯ | ૨,૭૬,૧૭,૫૩૨ |
| મદ્રાસ | ૩૪,૮૫,૭૧૬ | ૩૦,૭૦,૬૭૯ |
| બંગાળા | ૨૬,૬૪,૧૩૯ | ૧૮,૮૧,૦૦૨ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | ૩૩,૦૨,૧૨૫ | ૨૫,૨૦,૫૫૧ |
| અજમેર મેવાડ | ૬, ૨,૯૮૩ | ૧,૪૨,૧૨૬ |
| પંજાબ | ૩,૪ ૨૫ | ૨,૫૮,૦૪૫ |
| દીલ્હી | ૧,૯૬,૦ | ૨,૪૦,૭૪૪ |
| મધ્ય પ્રાંતો તથા બિરાર | ૨૬,૦૧,૦૭૬ | ૨૬,૨૭,૮૧૪ |
| બ્રિટીશ ઇંડીયામા કુલ | ૪,૯૭,૩૯,૦૮૦ | ૩,૮૩,૫૮,૪૯૩ |
| દેશી રાજ્યો | ૨૭,૩૨,૩૬૬ | ૨૩,૯૮,૯૯૩ |
| એકંદર કુલ | ૫,૨૪,૭૧,૪૪૬ | ૪,૦૭,૫૭,૪૮૬ |

### કાપડ

| | | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | | | |
| મુંબઇ | રતલ | ૨,૪૧,૭૫,૦૨૦ | ૧,૧૮,૫૯,૫૨૨ |
| | વાર | ૧૦,૬૫,૨૮,૧૮૪ | ૪,૭૯,૭૩,૦૬૮ |
| મદ્રાસ | રતલ | ૧૧,૩૭,૨૨૭ | ૬,૯૮,૯૫૪ |
| | વાર | ૩૧,૧૦,૮૦૧ | ૧૭,૨૩,૯૩૫ |
| બંગાળ | રતલ | ૪,૦૯,૪૬૭ | ૩,૩૪,૭૬૫ |
| | વાર | ૨૦,૬૦,૭૩૬ | ૧૭,૫૨,૨૭૦ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | રતલ | ૧૦,૬૧,૨૪૪ | ૭,૯૭,૫૩૮ |
| | વાર | ૩૦,૩૮,૯૩૨ | ૧૯,૮૮,૬૫૩ |
| અજમેર મેવાડ | રતલ | ૮૧,૦૦૯ | ૮૯,૦૦૦ |
| | વાર | ૨,૯૬,૦૪૦ | ૨,૭૪,૯૪૬ |
| પંજાબ | રતલ | ૬૬,૧૪૩ | ૪૭,૬૩૭ |
| | વાર | ૨,૫૪,૪૦૩ | ૨,૦૪,૩૧૫ |
| દીલ્હી | રતલ | ૪૫,૯૩૧ | ૭૯,૦૫૨ |
| | વાર | ૭૪,૯૪૨ | ૯૫,૭૧૦ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૧,૨૭,૪૮૪ | ૧૦,૭૪,૫૩૩ |
| | વાર | ૪૩,૯૫,૩૬૨ | ૪૩,૧૫,૮૨૨ |
| બ્રિટીશ હિંદુસ્તાનમા કુલ | રતલ | ૨,૮૧,૦૩,૫૨૫ | ૧,૪૯,૮૧,૦૧૧ |
| | વાર | ૧૧,૮૭ ૫૯ ૪૦૦ | ૫,૮૭,૨૮,૭૧૯ |
| દેશી રાજ્યો | રતલ | ૧૬,૩૫,૨૩૩ | ૧૬,૩૧,૬૦૪ |
| | વાર | ૬૬,૦૫,૨૦૧ | ૫૬,૬૯,૫૪૪ |
| એકંદર ટોટલ) | રતલ | ૨,૯૭,૩૮,૭૫૮ | ૧,૬૬,૧૨,૬૦૯ |
| | વાર | ૧૨,૬૩,૬૪,૬૦૧ | ૬,૩૯,૯૮,૨૬૩ |

ઉંચી પોલીસી ઉતારેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યા જશો?

## જૉઇન્ટ-સ્ટૉક કંપનીઓ.

### ટેબલ પહેલું.

માઈસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ અને જે ડીસેમ્બર ૧૯૧૮ની સાલમાં રજીસ્ટર થઇ હતી. જેની વીગત નીચે લખવામાં આવી છે.

| જાત. | ડીસેમ્બર ૧૯૧૭ સંખ્યા. | ડીસેમ્બર ૧૯૧૭ થાપણ રૂ. ૧,૦૦૦ | ડીસેમ્બર ૧૯૧૮. સંખ્યા. | ડીસેમ્બર ૧૯૧૮. થાપણ. રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| બેંકીંગ અને લોન ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૨ | ૧૨,૦૧,૦૦ | ૪ | ૨,૨૦ |
| ઇન્સ્યુરન્સ. | ... | ... | ૧ | ૨૦ |
| ટ્રેડીંગ:— | | | | |
| ૧. નેવીગેશન. | ... | ... | ૧ | ૩,૦૦ |
| ૨. પ્રીન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૨ | ૧૬,૦૦ | ૧ | ૩૦૦ |
| ૩. બીજાઓ. | ૬ | ૭,૨૫ | ૧૩ | ૬૮,૫૫ |
| મીલો અને પ્રેસો:— | | | | |
| ૧. કોટન મીલો. | ૧ | ૧૨,૦૦ | ... | ... .. |
| ૨. કોટન અને જ્યુટસ્ક્રે અને પ્રેસો | ... | ... | ૧ | ૬,૦૦ |
| ૩. બીજી મીલો અને પ્રેસો. | ૧ | ૧,૦૦,૦૦ | ૧ | ૧,૦૦ |
| ચા અને બીજી વાવેતર કો:— | | | | |
| ૪. ચા. | ૩ | ૧૫,૫૦ | ૧ | ૧,૦૦ |
| ૫. બીજાઓ. | ૨ | ૧,૫૦ | ૧ | ૬,૦૦ |
| ૬. ખાણો અને પત્થરની ખાણો કોલસો. | ... | ... | ૩ | ૧૨,૦૦ |
| ૭. બીજીઓ. | ૧ | ૨,૦૦ | ... | ...... |
| ૮. જમીન અને બાંધકામ. | ... | ... | ૧ | ૧૫,૦૦ |
| ૯. ખાંડ બનાવવાનું કારખાનું. | ૧ | ૧૦ | ... | ..... |
| ૧૦. ઉપર લખ્યા ઉપરાંત બીજી કો: | ૨ | ૬,૫૦ | ૧ | ૧,૦૦ |
| કુલે. | ૨૧ | ૧,૩૬,૧૮૫ | ૨૯ | ૧૧,૮૯૫ |

### ટેબલ બીજું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ અને જે સાત મહિનાની અંદર રજીસ્ટર થઇ હતી એટલે કે એપ્રીલથી ડીસેમ્બર ૧૯૧૮ અને ૧૯૧૭ ના આગલા વર્ષ સરખાવતાં જેની વીગત નીચે મુજબ આપવામાં આવી છે.

| નં૦ નામ અને જાત | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૯. ઈસ્ટર્ન એજન્સી કું. .. | બંગાલ. | એજન્સીનો ધંધો કરનાર. | ૨૦,૦૦૦ |
| ૧૦. આસામ સેન્ટ્રલ બ્રીક્સ એન્ડ ટાઈલસ ... ... ... | કલકત્તા. | ઈંટના વેચનાર અને બનાવનાર. | ૧,૦૦,૦૦૦ |
| ૧૧. મૈસન એલાઇસ ... ... | ,, | મરસરાઇસ સીલક અને હોઝયરીનું કામ કરનાર. | ૩,૦૦,૦૦૦ |
| ૧૨. બેલાસપુર લાઇસ એન્ડ સીમેન્ટ કું. ... .. | બંગાલ. | સીમેન્ટ અને ચુનો બનાવનાર. | ૨,૦૦,૦૦૦ |
| ૧૩. ઇન્ડીયન ટીમ્બર . .. | કલકત્તા. | લાકડાના વેપારી. | ૧,૦૦,૦૦૦ |
| ૧૪. ટી. એનજીનીયરીંગ એપલાયનસીસ... ... ... | ,, | મશીનરી અને તાર બનાવનાર વગેરે. | ૬,૦૦,૦૦૦ |
| ૧૫. હોલીંગ શર્ટ એન્ડ કું (ઈન્ડીયા) .. ... | મુંબઇ | પરચુટણ ધંધો. | ૭,૫૦,૦૦૦ |
| ૧૬. એમ એચ. સંજાના એન્ડ કુ૦ | ,, | પરચુટણ ધંધો કરનાર અને કમીશન એજન્ટ. | ૧૫,૦૦,૦૦૦ |
| ૧૭. એરીયલ ટ્રાન્સપોર્ટેશન કંપની ઓફ ઇન્ડીયા. . ... | મુંબઇ. | મીકેનીકલ અને ઇલેક્ટ્રીકલ એનજીનીયર. | ૨,૦૦,૦૦૦ |
| ૧૮. ગોવિંદજી માધવજી એન્ડ કું. | ,, | પરચુરણ ધંધો અને કમીશન એજન્ટ. | ૧૦,૦૦,૦૦૦ |
| ૧૯. સાઉથ ઇન્ડીયન સ્ટોરસ. ... | ,, | ,, | ૬૦,૦૦૦ |
| ૨૦. મુસલીમ ટ્રેડીંગ કું૦ .. | રંગુન, બરમા. | પરચુટણ ધંધો. | ૨૫,૦૦૦ |
| ૩. મીલો અને પ્રેસો. | | બીજાઓ કુલ. | ૬૮,૫૫,૦૦૦ |
| | | ટ્રેડીંગ કુલ. | ૭૪,૫૫,૦૦૦ |
| (અ) કોટન અને જ્યુટસ્ક્રો અને પ્રેસો. | | | |
| ૨૧. ઓશન જ્યુટ પ્રેસ. ... | કલકત્તા. | શણની ગાંસડી બાંધવાનું કામ કરનાર વગેરે. | ૬,૦૦,૦૦૦ |

કેટલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો ચોલે છે.

| નં૦ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| (બ) બીજી મીલો અને પ્રેસો. | | | |
| ૨૨. એક્સપ્રેસ ઑઇલ મીલો કું૦ | કલકત્તા. | તેલ બનાવનાર અને વેચનાર વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| | | મીલો અને પ્રેસો કુલ. | ૭,૦૦,૦૦૦ |
| ૪. ચા અને બીજી વાવેતર કંપનીઓ. | | | |
| (અ) ચા. | | | |
| ૨૩. ડીરૂન ટી કું૦ ... ... | કલકત્તા. | ચા ઉગાડનાર અને વેચનાર વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| (બ) બીજાઓ. | | | |
| ૨૪. કુરીઆહ.... ... .. | ,, | ગળી, ખાંડ, મકાઇ, ચોખા વગેરે ઉગાડનાર-વગેરે | ૬,૦૦,૦૦૦ |
| | | ચા અને બીજી વાવેતર કંપનીઓ કુલ. | ૭,૦૦,૦૦૦ |
| ૫ ખાણો અને પત્થરની ખાણો. | | | |
| ૨૫ કલીવેડન કોક કું૦... ... | કલકત્તા. | કોક બનાવનાર અને વેચનાર વગેરે. | ૩,૦૦,૦૦૦ |
| ૨૬ એલાયન્ઝ કોલ કું૦ ... | ,, | કોલસા નીખાણના વેપારી. | ૧,૦૦,૦૦૦ |
| ૨૭. ઇસ્ટર્ન સરકલ કોલીયરસ. ... | ,, | ,, | ૮,૦૦,૦૦૦ |
| | | ખાણો અને પત્થરની ખાણો કુલ. | ૧૨,૦૦,૦૦૦ |
| ૬. ખાંડ બનાવનાર. | | | |
| ૨૮. ન્યું રીવાન સુગર અને ગુર રીફાઇનીંગ કું૦ ... | કલકત્તા. | ખાણ્ડ અને ગોળ બનાવનાર વગેરે. | ૨૫,૦૦,૦૦૦ |
| ૭. બીજાઓ. | | | |
| ૨૯. ઇન્ડીયન ડેરી એન્ડ એગ્રીકલચરલ કું૦ ... ... | ,, | પીસીકલચર વગેરેનું કામ કાજ કરનાર. | ૧,૦૦,૦૦૦ |
| | | ગ્રાન્ડ ટોટલ. | ૬,૧૮,૯૫,૦૦૦ |

# COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF DECEMBER 1918.

# ઇ. સ. ૧૯૧૮ ના ડીસેમ્બર માસ માટે પોર્ટ ટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | તા. ૧ પહેલી ૧૯૧૮ ના ડીસેમ્બર ને દિને સ્ટૉક. | ૧૯૧૮ ના ડીસેમ્બર થયેલી ડીલીવરી. | ૧૯૧૯ ની ૧ લી જાનેવારી તારીખે સ્ટૉક. | ૧૯૧૮ ની ૧ લી જાનેવારી ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાસડી | ૩૮,૩૩૬ | ૪,૪૬૫ | ૩૯,૯૨૬ | ૨૬,૮૬૩ |
| પેટી | ૮,૭૮૬ | ૭૩૧ | ૮,૭૬૮ | ૧૬,૭૮૪ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૧,૧૯૮ | ૧૫૩ | ૧,૧૯૯ | ૯૦૯ |
| રેશમ તથા ઉનની પેટી. | ૧,૨૨૧ | ૬૬ | ૧,૩૭૨ | ૧,૨૩૪ |
| ટવીસ્ટ અને યાર્ન (સુતરાઉ) પેકેજીઝ | ૧૧,૨૧૬ | ૧,૭૨૬ | ૧૧,૬૧૦ | ૨,૪૨૨ |
| રેશમ તથા ઉનના પેકેજીઝ | ૪,૪૫૬ | ૪૧૧ | ૪,૫૦૫ | ૧,૫૮૯ |
| ત્રાણાના ટન | ૪૬૯ | ૧૦૩ | ૩૭૨ | ૮૭૩ |
| પીતળના ટન | ૩૩૧ | ૨૮ | ૪૦૯ | ૧૯૯ |

## IMPORTS OF SUGAR.

## ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમા નવેમ્બર મહિનામાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ. | બીટની ખાંડ. | | શેરડીની ખાંડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૭ | ૧૯૧૮ | ૧૯૧૭ | ૧૯૧૮ | ૧૯૧૭ | ૧૯૧૮ |
| | હંડ્રવેટ. | હંડ્રવેટ. | હંડ્રવેટ. | હંડ્રવેટ. | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| બંગાળા | ... | .. | ૬,૫૦,૨૮૭ | ૨,૭૭,•૬૦ | ૬,૫૦,૨૮૭ | ૨,૭૭,૦૬૦ |
| મુંબઇ | ... | ... | ૨,૧૬,૯૯૧ | ૧,૫૮,૩૭૧ | ૨,૧૬,૯૫૧ | ૧,૫૮,૩૭૧ |
| સિંધ | ... | ... | ૧૨,૪૫૧ | ૧,૧૧,૨૯૮ | ૧૨,૪૫૧ | ૧,૧૧૨૯૮ |
| મદ્રાસ | ... | ... | ૧,૪૪,૪૦૪ | ૯,૩૦૧ | ૧,૪૪,૪૦૪ | ૯,૩૦૧ |
| બાર્મા | ... | ૬ | ૧,૨૯,૨૫૨ | ૨૩,૫૭૮ | ૧,૨૯,૨૫૨' | ,૨૩,૫૮૪ |
| કુલ. | ... | ૬ | ૧૧,૫૩,૩૪૫ | ૫,૭૯,૬૦૮ | ૧૧,૫૩.૩૪૫ | ૫૭૯,૬૦૮ |

## SEA-BORNE TRADE OF INDIA

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

૦ સ૦ ૧૯૧૮ ના સપ્ટેમ્બર માસમાં થયેલી આયાત અને નિકાસ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports. | આયાત. | |
|---|---|---|
| | ૧૯૧૭ મા | ૧૯૧૮ મા |
| | રૂ. | રૂ. |
| જીવતાં જનાવરો ... ... ... ... | ૩,૫૯,૬૬૪ | ૫,૧૫,૭૫૦ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... ... | ૧,૧૮,૧૦૯ | ૪,૦૮,૫૦૭ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... ... | ૬,૧૪,૫૭૫ | ૩,૬૧,૬૨૭ |
| બુટસ અને શુઝ ... ... ... ... | ૩,૧૫,૫૫૭ | ૧,૬૮,૮૬૨ |
| ઘર બાંધવાનો સામાન ... ... ... | ૧૦,૭૯,૯૭૮ | ૧૧,૨૦,૨૨૪ |
| મીણબત્તી ... ... ... ... | ૨૧,૬૯૩ | ૮૬ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... ... | ૩૧,૨૦૪ | ૫૧,૪૮૨ |
| રસાયણિક પદાર્થો ... ... ... ... | ૩૦,૭૬,૩૦૪ | ૨૨,૯૨,૧૧૯ |
| ઘડીયાળો ... ... ... ... | ૧,૯૫,૭૭૯ | ૨,૬૩,૭૭૫ |
| કોલસા ... ... ... ... | ૫,૮૦૦ | ૧,૬૪,૩૯૭ |
| કૉફી ... ... ... ... ... | ૨૦,૮૬૪ | ૧૯ |
| કાથો (સીંદરી) ... ... ... ... | ૧૮,૦૩૯ | ૮૮૩ |
| દોરડાં ... ... ... ... ... | ૧,૭૯,૩૪૪ | ૧,૩૮,૫૫૬ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... ... | ૧,૧૪,૭૭૦ | ૧,૫૯,૦૬૫ |
| સાઇકલો ... ... ... ... | ૧,૮૦,૮૫૫ | ૧,૭૮,૬૫૪ |
| કપુર ... ... ... ... | ૪,૩૬,૬૮૫ | ૧,૯૭,૩૦૪ |
| બીજી જાતની દવા મળી કુલ ... .. | ૧૨,૦૨,૬૭૭ | ૧૧,૮૩,૯૮૫ |
| લુગડાં રંગવાની ચીજો .. ... ... | ૭,૬૧,૬૩૧ | ૧૦,૮૮,૪૦૮ |
| ફટાકડા ... ... ... .. | ૧,૧૬,૪૩૦ | ૧,૩૭,૪૩૫ |
| ફરનીચર ... ... ... ... | ૧,૦૩,૮૯૧ | ૯૫,૧૭૩ |
| કાચનો સામાન ... ... ... ... | ૧૩,૯૪,૪૭૯ | ૧૨,૦૨,૭૭૪ |
| ચોખા ... ... ... ... | ૧૬,૫૭૭ | ૨,૯૬૪ |
| ઘઉં ... ... ... ... | ...... ... | . ...... |
| ઘઉંનો લોટ ... ... ... ... | ૪,૮૯૪ | ૫,૫૩૪ |
| હાર્ડવેર .. ... ... ... | ૨૨,૧૫,૨૪૩ | ૩૦,૫૮,૫૪૦ |
| ધુપ ... ... ... ... | ......... | ......... |
| ચામડાં બિન કેળવાયલાં ... ... ... | ૯૧,૭૫૮ | ૫૨,૧૧૮ |
| ઇલેક્ટ્રીસીટીને લગતાં હથીઆરો ... ... | ૧૬,૪૧,૯૬૦ | ૧૮,૩૪,૩૫૨ |
| સંગીત વિગેરેને લગતાં હથીઆરો ... ... | ૧,૧૦,૩૪૧ | ૧,૮૦,૦૦૫ |
| ૧થીસંત ... ... ... ... | ૩,૧૪,૩૪૮ | ૨,૨૯,૬૫૭ |
| ઝવેરાત ... ... ... .... | ૮૭,૬૯૪ | ૨૮,૪૫૧ |

| ચીજનું નામ. | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલાં ચામડાં... ... ... ... | ૩,૬૬,૪૭૬ | ૨૭,૫૩,૧૫૭ |
| દારૂ ... ... ... ... ... | ૨૦,૬૮,૪૫૬ | ૩,૨૧,૪૯૧ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... ... | ૩૯,૦૩,૭૬૯ | ૪૮,૫૦,૭૪૩ |
| દીવાસળી ... ... ... ... ... | ૧૩,૧૨,૫૨૨ | ૨૨,૬૧,૪૩૪ |
| પીત્તળ ... ... ... ... ... | ૩,૨૩,૨૪૧ | ૮,૧૨,૩૯૮ |
| ત્રાંબું ... ... ... ... ... | ૩,૩૮,૬૮૮ | ૪,૫૭,૭૫૪ |
| જર્મન સીલ્વર ... ... ... ... | ૪૦૬ | ૧,૯૬૫ |
| લોઢું ... ... ... ... ... | ૩,૮૪,૯૩૧ | ૩,૧૩,૫૫૬ |
| લોઢું અને સ્ટીલ ... ... ... ... | ૫૨,૩૦,૯૨૫ | ૯૩,૯૪,૦૮૩ |
| સ્ટીલ ... ... ... ... ... | ૨,૮૫,૩૨૧ | ૩૮,૮૭,૩૨૪ |
| સીસું ... ... ... ... ... | ૨,૫૯,૭૩૩ | ૪,૩૦,૪૩૫ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... ... | ૩,૦૦,૭૪૭ | ૨,૭૯ ૮૩૬ |
| કેરોસીન તેલ ... ... ... ... | ૨,૮૫,૨૯૯ | ૧૪,૨૧,૯૩૬ |
| અળસીનું તેલ ... ... ... ... | ૯૭,૬૪૭ | ૬૩ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... | ૧૫,૫૭,૪૮૬ | ૨૮,૪૫,૪૭૭ |
| રંગ રોગાન વિગેરે... ... ... ... | ૭,૭૨,૦૭૬ | ૧૩,૧૭,૭૬૯ |
| કાગળો ... ... ... .. ... | ૧૪,૦૯,૮૦૮ | ૨૬,૪૫,૨૨૪ |
| રેલ્વે ગાડાંઓ તથા સામાન મળી કુલ ... | ૪,૨૪,૯૫૩ | ૯,૧૪,૮૫૪ |
| રબર ... ... ... ... | ૧૯,૯૯,૫૮૪ | ૮,૪૭,૨૫૬ |
| મીઠું ... ... ... ... ... | ૧૬,૦૯,૭૪૬ | ૧૮,૫૫,૫૬૬ |
| સાબુ ... ... ... ... | ૧૦,૭૭,૦૭૪ | ૭,૯૬,૩૦૦ |
| સોપારી ... ... ... ... ... | ૧૦,૭૭.૩૨૦ | ૧૪,૯૯,૨૨૮ |
| તેજાનો કુલ ... .. ... ... | ૧૨,૯૪,૫૧૫ | ૧૬,૮૮,૬૪૮ |
| સ્ટેશનરી ... ... ... ... ... | ૫,૪૪,૩૧૩ | ૫,૩૯,૧૯૪ |
| ખાંડ ... ... ... ... ... | ૧,૦૭,૯૨,૩૬૦ | ૧,૩૩,૦૫,૮૮૪ |
| સુતર કાચું ... ... ... ... | ૧,૪૫,૫૯૭ | ૨,૪૭,૧૯૨ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૩૧,૭૬,૯૦૯ | ૮૩,૮૩,૧૦૬ |
| વગર ધોએલાં પીસ ગુડ્સ ... ... ... | ૮૮,૬૫,૧૮૫ | ૧,૭૮,૩૦,૮૬૪ |
| ધોયેલા પીસ ગુડ્ઝ... .. ... ... | ૧,૫૬,૪૩,૯૦૩ | ૯૭,૮૪,૪૦૩ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડ્ઝ ... ... | ૨,૧૨,૯૯ ૩૯૦ | ૧,૩૦,૯૯,૩૪૧ |
| શીવવાના દોરા ... ... ... ... | ૫,૫૨,૦૯૬ | ૫,૨૮,૩૪૭ |
| સુતર એકંદર ... ... ... ... | ......... | ૫,૫૧૫ |
| રેશમ કાચું ... ... ... ... | ૪૦,૬૬,૭૬૦ | ૪૧,૬૭,૪૬૫ |
| રેશમના પીસ ગુડ્ઝ . ... ... ... | ૧૩,૭૪,૬૯૨ | ૧૨,૫૮,૭૬૧ |
| કાચું ઉન ... ... ... ... | ૮૧,૪૮૦ | ૧,૧૧,૦૯૦ |
| હોઝીઅરી ... ... ... ... | ૧,૬૪,૫૨૮ | ૮૯,૦૯૨ |
| ઉનના પીસ ગુડ્ઝ ... ... ... ... | ૨૬,૩૨,૯૩૨ | ૧૬,૯૨,૦૬૭ |
| ઉન કુલ ... ... ... | ૩૧,૩૧,૦૧૯ | ૨૧,૫૦,૮૬૮ |
| તંબાકુ ... ... ... ... | ૧૪,૫૯,૧૭૬ | ૧૧,૭૭,૦૮૪ |

| ચીજનું નામ. | ૧૯૧૭ રૂ. | ૧૯૧૮ રૂ. |
|---|---|---|
| લાકડાં ... ... ... | ૪,૦૩,૦૬૩ | ૭,૮૭,૩૭૯ |
| રમકડાં ... ... ... | ૨,૫૩,૬૪૧ | ૩,૨૧,૪૯૧ |
| છત્રીઓ ... ... ... | ૧,૧૮,૪૪૨ | ૧,૩૫,૫૧૧ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૪૧,૬૪૮ | ૬૧,૩૭૬ |
| કુલ આયાત | ૧૨,૯૧,૨૫,૬૨૪ | ૧૪,૩૫,૧૪,૯૪૬ |

## Exports. નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૭-રૂ. | ૧૯૧૮-રૂ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૧,૫૬,૫૧૦ | ૧,૬૯,૭૬૪ |
| બ્રશ કરવા માટે રેસા ... ... | ૧,૪૪,૪૯૩ | ૧,૧૯,૧૮૪ |
| મીણબત્તી ... ... ... | ૫૩,૫૧૫ | ૧,૭૭,૩૯૧ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૬,૪૪,૪૧૦ | ૬,૬૦,૭૭૬ |
| કોલસા ... ... ... ... | ૧,૦૫,૫૨૨ | ૩૧,૧૫૮ |
| કોફી ... ... ... ... | .......... | .......... |
| કાથો, ( રંગરેજી ) ... ... ... | ૧,૮૮,૩૯૯ | ૯૭,૮૦૭ |
| દોરડાં ... ... ... ... | ૭૪,૨૭૧ | ૧,૦૨,૦૬૭ |
| દવાઓ ... ... ... ... | ૯૫,૫૪૬ | ૩,૮૩,૦૬૪ |
| ગળી ... ... ... ... | ૧૨,૪૨,૬૭૪ | ૮,૯૩,૩૧૨ |
| ઘરાં બેઠાં ... ... ... | ૭,૫૬,૬૫૦ | ૪,૩૬,૨૨૧ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ ... | ૨૧,૨૮,૦૯૨ | ૧૪,૯૯,૫૬૬ |
| ફળ ને શાક ... ... | | |
| ડાંગર ... ... | | |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ | ૧૬,૦૩,૪૧૦ | ૨૫,૭૩,૪૧૦ |
| ઘઉંની સરકારી ચડવ ... ... | | |
| ઘઉંનો લોટ ... ... | | |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧૫,૩૭,૭૯૮ | ૯,૨૨,૧૫૩ |
| લાખ ... ... ... ... | ૨૬,૯૨,૩૮૧ | ૯,૫૫,૧૪૮ |
| કેળવાયલા ચામડાં ... ... ... | ૪૧,૧૩,૪૪૩ | ૭૦,૩૪,૭૨૬ |
| કાફ ... ... ... ... | .......... | .......... |
| રબર ... ... ... ... | ૩,૮૫,૦૯૪ | ૮,૮૧,૫૨૩ |
| ખાતર ... ... ... ... | ૩,૪૧,૯૨૯ | ૫,૧૭,૪૦૫ |
| મેંગેનીઝ ... ... ... ... | .......... | .......... |
| લોઢું અને સ્ટીલ ... ... ... | .......... | .......... |
| ધાતુ કુલ ... ... ... ... | ૫,૯૧,૮૨૬ | ૩,૮૯,૭૪૮ |
| મીણ ... ... ... ... | ૧૦,૯૧,૭૯૦ | ૪,૬૧,૪૧૧ |
| અબરખ ... ... ... ... | ૬,૨૮,૧૪૩ | ૧૦,૨૭,૬૪૫ |
| તેલ ... ... ... ... | .......... | .......... |
| કોપરેલ ... ... ... ... | .......... | .......... |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ,, ૨૨૬ | જાફાનો એક વેપારી. | હિન્દુસ્તાનનો માલ નિકાસ કરવાવાળા સાથે કામ કરવા માંગે છે. |
| ૨૨૭ | ટોરટોસા (સ્પેન) ના એક વેપારી. | હિન્દુસ્તાનનો માલ વેચવા સ્પેનમાં એજન્ટ નીમવા ઇચ્છતી હિન્દુસ્તાનની પેઢીઓ સાથે કામ કરવા માગે છે. |
| ...... | *કાઠીઆવાડની એક કંપની. | જેઠીમધના (લીકોરાઇસ) તાજાં મૂળીઆં જથાબંધ ખરીદનારાઓ સાથે સંબંધ જોડવા ઇચ્છે છે. સસ્તા ભાવે પૂરાં પાડવામાં આવશે. દેશાવર ખા તેથી જેઠીમધની બનાવટો આ દેશમાં લાખો રૂપિયાની આવે છે અને મોટે ભાગે બગદાદ તરફના મુલકોમાંથી અમેરીકા અને બીજા દેશમા જેઠીમધ જાય છે તેથી જો કોઇ પણ સ્વદેશી પેઢી બહાર દેશાવર આ માલ ચડાવવા તૈયાર હશે તો જથાબંધ પૂરો પાડવા બનતું કરવામાં આવશે. |
| ...... | †એક વેપારી જ્ઞાનવાળો ટેરીટોરીઅલ. | ઇંગ્લંડ જવા માંગે છે માટે કોઇ વેપારી ગૃહસ્થોની એજન્સી આપવા ઇચ્છા હોય તો લખી જણાવવું. |

* આ બાતમીના સંબંધમા X c/o સેક્રેટરી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર, મુંબાઇ એ સરનામે પત્રવ્યવહાર કરવો.

† આ બાતમીના સંબધમાં Y c/o સેક્રેટરી, ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર મુંબાઇ એ સરનામે પત્રવ્યવહાર કરવો.

ઉપરની બાતમીઓમા જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમાં સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવું).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેવી બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ.

---

બ્રોકન મોઝેક ટાઇલ્સની ડીઝાઇનો ક્યા જોવા મળશે?

# NEW PATENTS.

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા માટે ૧૮ મી જાન્યુઆરી ૧૯૧૯ તારીખ સુધીમાં નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી

| અરજી કરનારનાં નામ. | શા માટે. |
|---|---|
| પી. ઇ. બીલીંઘર્સ્ટ. | તેલો બનાવવામા સુધારા. |
| ” ” | આલકલીઝ અને ફોસફરસની બનાવટમાં સુધારા. |
| સી. ઇ. નીકલસન. | લાકડાંના વહાણો બનાવવામાં સુધારા. |
| જાન મેકડોનલ્ડ એન્ડ સન અને ડબલ્યુ વોકર. | સઘડીના બ્લોઅરમાં સુધારા. |
| મોસ કન્ટીન્યુઅસ સેન્ટ્રીફ્યુગલ્સ સેપેરેય લી. | ફીલ્ટરમાં સુધારા. |
| એમ. જી. ફારકુહાર અને એ. એચ. હીલ. | મશીન ગન અને રાઇફલમાં ગોળી નાખવાની જગ્યામા સુધારા. |
| જે. હેટીન્જર અને સી એ. વેન્ડરવેલ. | તારના અને બીજાં યંત્રોમાં સુધારા. |
| ટી. એફ. જી. જોન્સ. | હાથથી ચલાવવાના બેલીંગ પ્રેસ માટે. |
| પી. સી. ચટ્ટોપાધ્યાય. | ગેસ જેનેરેટરમા સુધારા. |
| પી એ. એચ. મુસે, એચ સી. ઇ. જેટોબી અને ચેન્ફલોઇ મોટર કું. લી. | ડાઇનેમો ઇલેટ્રીક મશીન ઠંડું કરવામા સુધારા. |
| જે. એન. વૅાકર. | રેલ્વેનાં સ્લીપરમાં સુધારા. |

---

આ બાબતનો સઘળો પત્રવ્યવહાર "કન્ટ્રોલર ઑફ પેટન્ટ્સ એન્ડ ડીઝાઈન્સ, ૧ કાઉન્સિલ હાઉસ, કલકત્તા" એ પ્રમાણે કરવો. દરેક અરજી કરનાર ઉમેદવારે પેટન્ટ ઑફીસ હેન્ડબુક (કે જેમાં ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન ઍક્ટ, ૧૯૧૧, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ રૂલ્સ, ૧૯૧૨, ઇન્ડીયન પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ, ૧૯૧૫ આપેલા છે) વાંચીને પછી અરજી કરવી. અરજીને માટેના પ્રીન્ટેડ સ્પેસીફીકેશન્સ તેમજ પેટન્ટ ઑફીસનાં બીજાં પુસ્તકો નીચેને ઠેકાણે વિના મૂલ્યે જોવા દેવામાં આવશે:—

| ગામ. | ઠેકાણું. |
|---|---|
| મુંબાઇ... | રેકૉર્ડ ઑફીસ. |
| | વિક્ટોરીયા જ્યુબિલિ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, ભાયખલા. |
| | બોમ્બે ટેકસટાઇલ એન્ડ એન્જીનીયરીંગ એસોસીએશન, નં. ૧, એ, સસેક્સ રોડ, પરેલ. |
| અમદાવાદ | આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ. |
| અલ્હાબાદ | પબ્લીક લાયબ્રેરી. |
| બેંગલોર | ઇન્ડીયન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ. |
| કલકત્તા... | પેટન્ટ ઑફીસ, નં. ૧, કાઉન્સિલ હાઉસ સ્ટ્રીટ. |
| | સીવીલ એંજીનીયરીંગ કૉલેજ, સીબપૂર. |
| કાનપૂર... | ઑફીસ ઑફ ધી ડીરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ, યુનાઇટેડ પ્રોવિન્સીસ. |
| ઢક્કા ... | ઑફીસ ઑફ ધી ડીસ્ટ્રીક્ટ બૉર્ડ. |
| દીલ્હી ... | ઑફીસ ઑફ ધી ડેપ્યુટી કમીશનર. |
| હૈદ્રાબાદ | ના. નિઝામના રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| કરાંચી ... | ઑફીસ ઑફ ધી સીટી ડેપ્યુટી કલેક્ટર. |
| લાહોર .. | પંજાબ પબ્લીક લાયબ્રેરી. |
| લન્ડન ... | પેટન્ટ ઑફીસ, નં. ૨૫, સાઉથેમ્પટન બીલ્ડીંગ્ઝ, ડબલ્યુ. સી. |
| મદ્રાસ ... | રેકૉર્ડ ઑફીસ એગમોર, કૉલેજ ઑફ એંજીનીયરીંગ. |
| માઇસોર | ઑફીસ ઑફ ધી સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ, જનરલ એન્ડ રેવન્યુ ડીપાર્ટમેન્ટ. |
| નાગપૂર... | વિક્ટોરીયા ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ. |
| પુના ... | કૉલેજ ઑફ એંજીનીયરીંગ |
| રંગૂન ... | ઑફીસ ઑફ ધી રેવન્યુ સેક્રેટરી, ગવર્નમેન્ટ ઑફ બરમા. |
| રૂરકી ... | થૉમસન કૉલેજ. |
| શોલાપૂર | ઑફીસ ઑફ ધી કલેક્ટર. |

---

ઉંચી પોલીસી કરેલા ટેબલટોપ ખરીદ કરવા ક્યાં જશો?




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની જીવનશકિત વધારનાર એક ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત દાકતરો અને વૈદ્યો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાંઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં મોટી થઈ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિસાબ કરવાની શંકા થાય છે; આવી સ્થિતિમાં સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્ત્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિસાબ ઘણીજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમા બહુ ફળદાયક છે. વળી નાનાં બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામાં પિસાબ કરી નાંખે છે તે રોગમાં ઘણુ ઉપયોગી છે, તથા સ્ત્રી પુરૂષને પિસાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે. આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુર્બળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશક્ત અને વિર્યહિન થયેલી ઇંદ્રિને તાકાદ આપી સ્ત્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઇ પણ માણસ પરસેવા અથવા તો આતરડાની હીલચાલ વગર થોડા વખત સુધી જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુજ દુઃખ અને ઇજા થઇ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્ર વાટે નીકળી જવો જોઇએ તે રહી જાય છે; અને તેથી જનનેંદ્રિયના મગજના અગત્યના કામ કરતા કણજીઆતથી છુટા થવાને અને આંતરડાની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતાં ઓછી વખત નીકળે; જો મુત્રમાં કાંઇ કચરો હોય અથવા ભુરાસ પડતુ અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય; જો મુત્રથી તણખ મારતી હોય કે ઇજા થતી હોય અથવા ટીપાં પડતા હોય; જો મુત્રાશયની કોથળી આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શક્તિ નહિ હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતુ હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામાં જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુતા વખત મળી ત્રણચાર વાર સાનમેટો લેવા ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમા ઇજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી થીમી ફરી સિસ્ટમને દુર કરશે.

સાનમેટો ફકત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપૈયા અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઇપણ કારણથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

**ઓડી. કેમીકલ કંપની, બૅરો સ્ટ્રીટ, ન્યુ યૉર્ક—અમેરિકા.**

**Od. CHEM. CO., 61 Barrow Street, NEW YORK U. S. A.**

---

સરક્યુલર ના. ૪.

**ધી ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન.**

## હિંદી પ્રજાને અપીલ.

જોઇએ છે,

**દરેક હિંદી રેલ્વે ઉતારૂએ જાણવું:—**

૧. કે જ્યારે એક રેલ્વે કુંપનીનો નોકર અથવા રેલ્વે પોલીસનો માણસ ઉતારૂઓના વર્ગમાં ખીચોખીચ બેસાડવાને સખ્તાઇ વાપરે ત્યારે તેને તેમ કરતો અટકાવવાને કાયદા પૂર્વક હક છે.

૨. કે આ હકના જ્ઞાનનો અજાણ ઉતારૂઓમાં ફેલાવો કરવાની દરેક ભણેલા ઉતારૂની ફરજ છે.

૩. કે પોતીકા ને પોતીકા કરતાં ઓછા નસીબદાર ઉતારૂ-ભાઇના સ્વાર્થને ખાતર આ હકનો ઉપયોગ કરવાનો દરેક ભણેલા ઉતારૂની ફરજ છે.

૪. કે હિંદ દરેક તેના બેટા, ને પછી તે પહેલા વર્ગનો કે બીજા વર્ગનો ઉતારૂ હોય, તે જોય કે તેના ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફ વાજબી રીતે વર્તવામાં નથી આવતું તો તેની મદદે જવા આશા રાખે છે.

૫. કે ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન નામની એક મંડળી છે તે કોઇ પણ ઉતારૂને રેલ્વે સામે ફરિયાદ કરવી હોય તો તેને ઉપલી મંડળીના ઓનરરી સેક્રેટરીને નં. ૨૯૧-૨૯૩ બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબાઇ લખી જણાવવું.

૬. કે દરેક ઉતારૂએ રેલ્વે કાયદાઓ મુસાફરી કર્યા પહેલાં જાણવાની જરૂર છે.

બોરા બજાર સ્ટ્રીટ,
કોટ, મુંબાઇ.

લી૦ સેવક,
**જીવરાજ ગોકલદાસ નેણશી.**
ઓ. ન. સેક્રેટરી.

## મહુવા (કાઠિયાવાડ) ગૌરક્ષક સભાનો હેવાલ અને તેને મદદની જરૂર.

આ જીવદયાની સંસ્થામા સં. ૧૯૫૬મા ૧૨૩૮, સ. ૧૯૬૮મા ૨૧૭૪ ને સ. ૧૯૭૨ મા ૨૩૭૭ ગાયોનું સંરક્ષણ થયું છે ને આ વરસે પણ ઘાસ–ચારાનો ભયંકર દુષ્કાળ પડવાથી એક રૂપીયાનું ત્રીશ રતલ ઘાસ મળવાથી આસપાસના ગામોની હમેશા દિવસે પાચ સાત ગાયોની આવક શરૂ છે, અને પ્રાતઃકાળે ગૌશાળાનો દરવાજો ઉઘાડવામા આવે છે ત્યા નજીકમા કુંમકુંમના ચાદલા કરેલી, શીંગડે લીલા કૂટકા બાધેલી ગામડાની પ્રજા મુકી ગયેલી દશ પદર ગાયો બેઠેલી હોય છે તે સર્વે સંભાળી લેવામાં આવે છે તેને લીધે અત્યારે ત્રણ હજાર ગાયો એકઠી થઈ છે ને હજુ ઉનાળાની ખરી મોસમ બાકી છે તે મુદતના દરમીયાન કેટલી સંખ્યા વધશે તેનુ પ્રમાણ બાંધી શકાતું નથી તેના સરંક્ષણાર્થે કાયમી ઉપજ કે કેપીટલ નહીં હોવાથી હાલના કટાકટીના વખતમાં તેના કાર્યવાહકો પૂર્ણ ગમગીની ને મુશ્કેલીમા આવ્યા છતા જાહેર હિંમત રાખી કંમર કસી જુવાર બાજરાની પુષ્કળ કડબ ખરીદ કરવા તથા દાનેશ્વરીની મદદ મેળવવા સ્તુતિપાત્ર પ્રયાસ શરૂ રાખ્યો છે તે ઘણુંજ ચાહના ધરાવનારૂં છે. આવા દેશહિતેષી પરમાર્થિક ખાતાને લક્ષ્મીવાનો પોતાની લક્ષ્મી મદદમા મોકલવાનો સદ્વ્યય કરશે તો પરમાર્થ થવા સાથે દેશો દ્ધાર થશે.

# ધાતુ ક્ષિણતાના રોગનાં
# લક્ષણ તથા તેની દવા.



અંગનુ થાકી જવું, મનનું ઉદાસ રહેવું, છાતીમાં ધબકારા થવા ઉંઘ ન આવવી માથામા વેદના થવી, ચકરી તથા આખે અંધારા આવવા, કંટાળો આવવો, વિચાર શકિતનું ગુમ થવું સ્વભાવ ચીડો થવો, જરા જરામા ઉશ્કેરાઇ જવું, ઓપર અભાવો ધાતુનું તુરત સ્ખલીત થવુ. શરીરનું તવાઇ જવું તથા હમેશ ગરમ રહેવું, પ્રિયવસ્તુ તરફ અણગમો:—આમ જ્યારે થાય ત્યારે સમજવું કે ધાતુ ઓછી થઇ ગઇ છે. અથવા થાય છે, ત્યારે નિરાશ ન થવાં અમારી બનાવેલ ગેરેન્ટીવાળી

## રાજ રાજેશ્રી ગોળીઓ

નું સેવન કરવા ભલામણ કરીએ છીએ. આ ગોળીઓ તમામ દર્દો મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવી લોહી તથા વિર્યને સુધારી વધારી શરીર તેજસ્વી બનાવે છે, મર્દાઈ વધારે છે અને ખોરાકી વધારી દુધ પચાવી વિર્ય સ્તંભન કરે છે. ક્ષય સંગ્રહણી ઇત્યાદિ રોગ મટાડી તવાઇ ગયેલ શરીરને હૃષ્ટપુષ્ટ બનાવે છે કીં ગોળી ૩૦ ની ડબીના રૂા. ૨૫) ફાયદો ન થાય તો એક પણ શબ્દ પુછયા શિવાય પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી મળે છે.

ખાસ સ્ત્રીઓ માટે ગેરેન્ટીવાળી

## કાન્તામૃત ગોળીઓ.

આ ગોળીઓનું સેવન કરવાથી સ્ત્રીઓને સ્વરૂપવાન બનાવે છે. ચિમાયેલ શરીરનો બાંધો સ્તન વિગેરે અવયવોને ફરી દૃઢ કરે છે, ધાસણી ધુપણી અને રૂતુદોષથી થતા રોગ મટાડે છે ગર્ભાશયને સુધારે છે અને ગર્ભધારણ કરવા યોગ્ય બનાવે છે. સુવારોગ અને તે પછીની નબળાઇ પાચન શક્તિનો નાશ થવો, ઝાડા વિગેરે રોગને મટાડી શરીર હૃષ્ટપુષ્ટ બનાવે છે. કીં. ગોળી ૩૨ ની ડબીના રૂા. ૫.

એક ડબી સાથે ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની લેખીત ગેરેન્ટી આપવામાં આવે છે.

---

## વૈદ્ય કલ્યાણજી હરીકૃષ્ણ ઠાકર,

જુની હનુમાન ગલીને નાકે, કાલકાદેવીનાં મંદીર સામે,
કાલબાદેવી રોડ—મુંબઇ.

જગ્યા ભાડે આપવાની છે.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

Registered No. B. 810.

પુસ્તક ૧૧ મુ VOL. XI APRIL 1919. એપ્રીલ ૧૯૧૯. અંક ૧૦ મો No. 10

## જાહેર ખબરની અનુક્રમણીકા. — INDEX.




# અમૃતાંજન.

અમૃતાજન એ દેશી દવામાથી હિંદુસ્તાનમાં તૈયાર કરવામાં આવેલું છે. તેનો ઉપયોગ માત્ર શરીરમાં જ્યાં દુખાવો હોય ત્યાં લગાડવામાંજ કરવાનો છે. એમ કરવાથી દરદ જલદીથી મટી જશે.

માથાનો દુખાવો, માથાનું શુળ, ગળાંનો સર્વ જાતનો દુખાવો, લચક, છાતીની ઠંડીનો વિકાર, સંધીવા, કમરનો દુખાવો, ઠેસ, ઘા, વગેરેનો દુખાવો એ સર્વ રોગ ઉપર આ ઔષધનો લેપ ચોપડવાથી તરત આરામ થશે

**કિંમત માત્ર આઠ આના.**

## ટુથ પાઊડર.

**કિંમત માત્ર બે આના.**

## દાદરની દવા.

સુકી ખરજ, દાદર વગેરે ચામડીનાં દરદો આ મલમથી સારાં થાય છે.

**કિંમત માત્ર છ આના.**

અમૃતાંજન ડીપો.
૧૦૯, ફ્રીઅર રોડ—મુંબઈ.

---

## સુપરટેક્ષ તથા ઈનકમટેક્ષના નવા ફૉર્મ માટે.

**તાકીદે મળો ચોખી સલાહ સાથે કાયદેસર ફ્રૉર્મ ભરી આપવામાં આવશે.**

વ્યાપારીઓની ચિન્તા દૂર થાય એવી ચોખ્ખી સલાહ આપનારી એકજ શાખા છે. જેની ખાત્રી એકજ વખત ઓફીસમાં પધારવાથી થઈ જશે માટે જલદી મળો.

# ધી ઇન્ડીયન ક્લેમ એજન્સી

જે કે

**ઈનકમટેક્ષના** કામ માટે એકજ વખતે જે સલાહ હીસાબના અને લખાપટી કરવા માટે આપવામાં આવશે તે બાબત શીખવાથી તમોને બીજી વખતે કોઇની પાસે જવાની જરૂર પડશે નહી અને દરેક વરસે તમો પોતે કામ કરી શકશો. આ બાબતમાં ગેરંટી સાથે સંતોષ આપવાને એજન્સી બંધાએલી છે.

રેલ્વે, સ્ટીમર કંપની, પાસેથી નાણાં વસુલ કરવાનુ અથવા નોટીસો વિગેરે બીજી કોઈ પણ જાતની કાયદેસર લખાપટી કરવાનું અને કોર્ટીને લગતાં કામ તથા અહીંયાં અથવા બહાર ગામની ડીક્રીઓના નાણાં વસુલ કરી આપીએ છીએ અને તેનુ કમીશન પણ પાછળથી લેવામાં આવશે.

જે કે કોર્ટનુ તથા ખટપટી કરવાનો ખર્ચ થશે તે અગાઉથી લેવામાં આવશે, માટે આપ તાકીદથી મળો નીચેના સરનામે.

ઠેકાણું:—મુસ બીલ્ડીંગ પહેલે માળે નં. ૧૮
એડવર્ડ સીનેમાની બાજુમાં. ધોબી તળાવની પાસે કાલબાદેવી રોડ—મુંબઈ.

# નબળાં બૈરાં માટે.

—:o:—

આલટ્રેઝ કોરડીયલ રીયો એજ સ્ત્રીના તમામ દરદોપર અકસીર અને રામબાણ ઇલાજ છે. ખાસ કરીને સ્ત્રીના ગરભાશયના તમામ દરદો દુર કરવાને અચુક શક્તિ ધરાવે છે. બઇરાંના ગરભાશયના થતા તમામ દરદો જેવાં કે મેનારીયા, લ્યુકોરીયા, એમનોરીયા અને એવાંજ દરદો દુર કરવાની તેમાં અદભુત શકિત છે. નબળી પડેલી અને લોહી વગરની ફીક્કી છોકરીઓ અને ગરભવંતી સ્ત્રીઓને ઉપલી ગયેલી શકિત પાછી લાવી આપે છે. આલટ્રેઝ કોરડીયલ રીયો ગરભાશયના ક્રમને બરાબર ઠેકાણે લાવે છે, અને કસુવાવડ થતી અટકાવે છે. પીઠમાંનો દુખાવો, પેઢુમાં થતું દરદ અને કમ્મરમાં થતું અસહ્ય દુઃખ જે બૈરાંને થતું હોય તેને ઉપલી દવા આપવી. વૈદો તથા ડોકટરોને ઉપલી દવા ગરભાશય સંબંધી દરદોને દુર કરવાને ઘણી અકસીર થઇ પડશે.

જે બાળાઓ ૧૧ થી ૧૮ વર્ષની ઉમ્મરની અંદર હોય છે અને જેઓ બાળા મટીને સ્ત્રીની અવસ્થામાં આવતી હોય તો તેને ઉપલી આલટ્રેઝ કોરડીયલ રીયો તેઓના અવયવને બરાબર ખીલવવામાં ઘણી ઉપયોગી થઇ પડશે. દવા લેવાની રીતઃ— દહાડામાં ત્રણ વખત ચાના એક ચમચાભર.

—:o:—

# શકિતની દવા.

સલેરીન જેઓ ઘણાં નબળા હોય, જેઓને ઉંઘ આવતી ન હોય, જેને હિસ્ટીરીયા લાગુ પડયો હોય, જેને પચતું ન હોય અને જેઓ નબળાઇથી તવાઇને ક્ષીણ થઇ ગયા હોય તેઓએ ઉપલી દવા જરૂર લેવી. દવા લેવાની રીતઃ— જમવા પહેલા અને સુવા જવા એક કલાક આગમજ એક ચાના ચમચાભાર દવા લેવી

સેલેરીના લગભગ ૪૦ (ચાલીસ) વર્ષ થયાં નબળા પુરૂષોને માટે શકિતને માટે જગ જાહેર થયેલી છે.

ઉપલી આલટ્રીઝ કોરડીયલ રીયો અને સેલેરીના હિંદુસ્તાનમાં કોઇ બી આબરૂદાર કેમીસ્ટ, ગાંધી અથવા દવા વેચનાર પાસેથી છુટક અથવા જથ્થાબંધ મળી શકશે. ઉપલી દવાની ઉપર જણાવેલા દરદો દુર કરવાની અચળુચ શકિતને લીધે ઘણાં ધંધાદારી એની નકલ કરવા લાગ્યા છે; માટે જે કોઇબી ઉપલી દવા જ્યારે બી લે ત્યારે એનાપર લગાડેલું લેબલ જેના પર 'રીયો કેમીકલ કું.' નામ લખેલું છે તે વાંચવું.

ઉપલી દવાનો જેને બી અજમાયેશ કરયો હોય તેને નીચે ઠેકાણેથી મફત મોકલવામા આવશે.

THE RIO CHEMICAL Co.
79, BARROW STREET,
New York, U. S. A.

રીયો કેમીકલ કું.
૭૯, બારો સ્ટ્રીટ,
ન્યુ યોર્ક સીટી યુનાઇટેડ સ્ટેટસ, અમેરિકા.

---






BOMBAY

Registered No. B. 810.

# THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી

# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૧મું. VOL. XI. APRIL 1919. No. 10. એપ્રીલ ૧૯૧૯. અંક ૧૦ મો.

અનુક્રમણિકા.



CONTENTS.





---

## અમે પોતે,

આ માસિકમા બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ ૩-૮-૦ તથા બહાર ગામના ઘરાકો માટે વાર્ષિક રૂ. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામા આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી



આ માસિકમા જે જાહેર ખબરો છે તેમા કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલા આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં



અમારા જૂના કૉન્ટ્રેકટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમા અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનતિ કરવામા આવે છે કે હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી.

---

અમોને તા ૧૦-૭-૧૯૧૮ના રોજ માસિકના લવાજમ પેટે રૂ ૩-૬-૦ મનીઓર્ડરથી મળેલ છે પરંતુ તેમા નામ બરાબર ચોકખુ નહિ લખેલ હોવાથી તે માસિક કોને મોકલવું તે અમો સમજી શકતા ન હોવાથી જે ગૃહસ્થે ઉપરનો મનીઑર્ડર મોકલાવ્યો હોય છતા માસિક ન મળ્યું હોય તેને તે વિષે અધિપતિને જણાવવા વિનંતી કરવામાં આવે છે.

## EDITORIAL STUDY.

## અધિપતિની નોંધ.

### (૧) વાવટા.

વાવટાઓ, મકાનની શોભા માટે, અથવા અમુક સરકાર કે રીજમીટ, કે મંડળ પ્રત્યેનો સબધ બતાવવા માટે વપરાય છે તેના સબધમા ૧૯૧૮ મા ૮૩૦૭ નબરનુ પેટ ટ મેળવનાર ગૃહસ્થે અમારી ઉપર લખેલો પત્ર આ અંકમા ૪૮૦ મે પાને છાપ્યો છે જે વીષે વાંચનારનું ધ્યાન ખેંચવામા આવે છે એનો નમુનો અમારી ઓફીસમા જોઇ શકાશે

### (૨) મુબઇ ઇલાકાના દરયાઈ વેપારમાં થયલા નોંધવા જેવા ફેરફારો

આ વેપાર ૧૯૧૭-૧૮ ના વરસમા કેટલો હતો તે વીશેનો સરકારી રીપોર્ટ હમણા મળ્યો છે તેમાથી કેટલુક ધ્યાન ખેચવા જેવુ મળી આવે છે દાખલ તરીકે કેટલીક ચીજોની આયાત વધી હતી પણ એનો લાભ ઇંગ્લંડ મેળવ્યો ન હતો તેના દૃષ્ટાંત નીચે પ્રમાણે છે -

---

| માલ. | વધારો લાખ રૂા. | એ માલના વેપારના યુનાઈટેડ કીંગ્ડમના હીસ્સાનું પ્રમાણ ૧૯૧૬-૧૭ | ૧૯૧૭-૧૮ |
|---|---|---|---|
| ૧ કાપડ સુતર | ૩૭ | ૭૯.૬ | ૭૮.૭ |
| ૨ ખનીજ પદાર્થ તથા ધાતુઓ | ૧૩ | ૫૯ | ૩૫ |
| ૩ રસાયણી પદાર્થો | ૪૬.૬૮ | ૬૯ | ૬૪ |
| ૪ દીવાસળી | ૭૨.૯૦ | .૮ | ૦ |
| ૫ કાગળો અને પુઠા. | ૫.૭૬ | ૩૮ | ૨૦ |
| ૬ ઓજારો ... | ૧૫.૬૫ | ૭૦ | ૩૬ |
| ૭ દવાઓ . | ૭.૭૪ | ૩૯ | ૨૯ |
| ૮ રબર .. ... | ૯ | ૭૬ | ૬૬ |
| ૯ કાજી અથવા ખેળ | ૧૦.૭૮ | ૫૧ | ૧ |
| ૧૦ દોરડા .. | ૧.૯૮ | ૪૧ | ૩૩ |
| ૧૧ ચપ્પુ વીગેરે .. | ૧.૬૭ | ૫૫ | ૩૦ |
| ૧૨ સાયકલો .. | .૫૫ | ૭૪ | ૫૩ |

આ વસ્તુઓના સંબંધમા ઇગ્લંડ બીજા દેશોની હરીફાઈમાં પહોંચી વળતું ન હોય એમ આ ઉપરથી જણાય છે એમ ખરે ખર હોય તો આપણા દેશમાં એ વસ્તુઓ બનાવવાના ઉદ્યોગોને વધારે સારા પાયા ઉપર મૂકવામા આપણે હીંદનો તથા ઇંગ્લંડનો બેઉનો સામાન્ય હરીફને નબળો પાડવામાં ભેગો સ્વાર્થ છે. ઉદ્યોગ ધંધાની બાબતમા ઈગ્લંડનો સ્વાર્થ હીંદના હીત વીરૂદ્ધ છે એવો અભિપ્રાય હોય તેમણે આ હકીકત ધ્યાનમા લેવા જેવી છે

હીંદમા આયાત થતી કેટલીક ચીજો એવી છે કે જેને માટે હીંદને ઇગ્લંડના ઉપર બહુજ થોડો આધાર રાખવો પડે છે તેના દષ્ટાંતો

| માલ | આયાત લાખ રૂ. | કુલ આયાતનાં કેટલા ટકા. | તેમા ઇંગ્લંડથી કેટલા ટકાં |
|---|---|---|---|
| ૧ ખાંડ | ૪૮૯ | ૮.૬૨ | ૨ |
| ૨ ધાતુ અને ખનીજ પદાર્થો | ૩૨૯ | ૫.૮૧ | ૩૫ |
| ૩ રેશમનું કાપડવીગેરે | ૨૩૫ | ૪.૧૮ | ૩.૫ |
| ૪ રેશમ કાચુ | ૧૦૫ | ૧.૮૬ | ૧ |
| ૫ તેલ ... | ૧૪૦ | ૨.૪૭ | ૬.૪ |
| ૬ લાકડ કામ | ૯૫ | ૧.૬૮ | ૧.૩ |
| ૭ કાચ અને કાચનુ કામ. | ૯૦ | ૧.૫૯ | ૧૬.૪ |
| ૮ બીયા | ૨૯ | .૫૧ | ૧.૪ |
| ૯ ગુંદર. | ૧૫ | .૨૭ | ૩.૯ |
| ૧૦ ઘડીયાળ | ૧૧ | .૨૧ | ૧.૮ |

ટપાલ મારફતે આયાત થયેલી ચીજોની કીંમત ૧૧૬ લાખ રૂપીયા જેટલી ૧૯૧૬-૧૭ મા હતી તે વધીને ૧૯૧૭-૧૮ માં ૨૦૭ લાખ રૂપીયા જેટલી થઇ હતી તેનું કારણ એ હતુ કે બીજી રીતે એ માલ મોકલવાની સગવડ બહુ થોડી હતી એ રકમ આટલી મોટી હોવાથી એ પેકેટોમાં કયો માલ હતો તે જાણવામા આવે એવી વ્યવસ્થા કરવાની જરૂર છે.

---

## ૩ સુખડના તેલનો વેપાર.

જરમનીના હાથમાંથી માઇસોરની સરકારે આ વેપાર પડાવ્યો છે લડાઇ અગાઉ દર વરસે એક લાખ પાઉંડ જેટલી કીંમતની સુખડ નીકાશ કરવામાં આવતી હતી લડાઇ પછી માઇસોરમાં સુખડનું તેલ બનાવવા માટે કારખાના કાઢવામાં આવ્યા છે, જેમા હાલ દવા માટે વાપરી શકાય એવું ઉત્તમ પ્રકારનું તેલ વીસ હજાર

રતલ જેટલું દર વરસે બનાવવામાં આવે છે. કારખાનું સ્થપાયાને અઢાર માસ થયા ત્યાં સુધીમાં તેમાંથી ત્રણ લાખ રૂપીયાની કીંમતનો માલ બહાર મોકલવામાં આવ્યો છે. સુખડની નીકાસ માટે જે નુર ખરચવું પડે તેના દસમા ભાગ જેટલું નુર આ તેલની નીકાસ માટે બસ થઇ પડે. તેથી એમ આશા રાખી શકાય કે લડાઇ પછીનાં વરસોમાં પણ આ ઉદ્યોગ હીંદમાં ચાલુ રહેશે.

## (૪) ઓજારો ને સંચા.

ખેતીના કામમાં ઉપયોગી થઈ પડે વાંએ સંચાઓ અને ઓજારોનો ખપ હીંદમાં વધતો જાય છે એ ખુશી થવા જેવી બાબત છે. ખેતીના પાકનો મુખ્ય આધાર વરસાદ ઉપર હોવાથી પાણીની અછત એટલે દુકાળ એવી માન્યતા આપણે રાખવી પડે છે પણ વરસાદ ઓછો હોય તે વેળા પાણી પુરૂં પાડી શકે એવી નેહેરો હોય તો દુકાળની ભીતી ઓછી રહે. સરકાર એટલા માટે નેહેરો વધારવા તરફ પણ ધ્યાન આપે છે. પંજાબમાં નેહેરોના વીસ્તારમાં ઘણો વધારો કરી શકાયો છે. ૧૯૧૬–૧૭ ના વરસમાં હીંદનાં લોકોની સ્થીતીમાં થયેલા સુધારા વીશેના સરકારી રીપોર્ટ ઉપરથી માલમ પડે છે કે નેવું લાખ એકર જમીનને નેહેરોથી પાણી પુરૂં પાડવામાં આવ્યું હતું. એવી નેહેરો કે નદીઓ કે કુવાઓ હોય તેમાંથી પાણી ખેંચવા માટેના પંપ અને પાવરની મદદથી ચાલે એવા સંચાઓનો ઉપયોગ વધતો જાય છે. ચણ જ્યુટ, શેરડી, તથા બીજા કેટલાક પાકનો વીસ્તાર જેમ વધતો જાય છે તેમ તેને અંગે મદદગાર થઇ પડે એવા ખેતીનાં ઓજારો માટેનું ક્ષેત્ર પણ વધતું જાય છે. હવે એવો વખત આવી લાગ્યો છે કે હીંદના કયા ભાગમા જમીન તથા હવા પાણી કેવાં છે તેનો વિચાર કરીને તેને અનુકુળ અને ઉપયોગી થઇ પડે એવાં ઓજારો બનાવવાનું અથવા તેને આયાત કરવાનું કામ સંભાળથી કરે તો તેને સારો નફો થયા વગર રહે નહીં. એવા ઓજારો તથા સંચાઓ બનાવનારા બ્રિટીશ લોકોને એ ધંધામાં થતો લાભ દર વરસે વધતો જાય અને તેથી તે બનાવવાનો ઉદ્યોગ કોઇ પોતાના હાથમાંથી પડાવી ન લે તે માટે તેઓ હવે સંભાળ લે છે. બ્રિટીશ સામ્રાજ્યને લડાઇ દરમ્યાન હીંદે પુષ્કળ અનાજ પુરૂં પાડ્યું હતું તેથી લડાઇ પછી પણ અનાજ માટે બ્રિટીશ સામ્રાજ્યના ભાગોએ પરદેશ ઉપર આધાર ન રાખવો પડે માટે હીંદમાં અનાજના પાકનો વીસ્તાર વધારવાના પ્રયત્નો ચાલુ છે. દર વરસે હિન્દમાં છથી સાત કરોડ પાઉંડની કીંમતનો બ્રીટીશ માલ આયાત થાય છે અને હવે પછીનાં વરસોમાં એ રકમ વધતીજ રહેવાનો સંભવ લાગે છે. એ વધારો જે ઉદ્યોગોને આભારી હશે તેને માટેના સંચાકામ તથા ઓજારો માટેનું ક્ષેત્ર પણ તેટલા પ્રમાણમાં વધતુંજ જશે માટે હીંદી વેપારીઓએ પણ તે તરફ ધ્યાન પહોંચાડવું ઘટે છે.

---

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

## ખાંડના ઉદ્યોગ સંબંધી હીંદી ઔદ્યોગીક કમીશનનું વીવેચન.

હીંદી ઐદ્યોગીક કમીશને રીપોર્ટના પરીશીષ્ટ તરીકે રજુ કરેલી વીગતોમા એક બાબત ખાંડના ઉદ્યોગની છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ૧૯૧૩-૧૪નાવરસમાં ૨૬,૫૯,૮૦૦ એકર જેટલા વીસ્તારમાં શેરડીના પાક માટે વાવણી કરવામાં આવેલી હોવાનો રીપોર્ટ મળ્યો હતો. એટલા પાકમાથી સાધારણ રીતે ૩૪,૨૮,૦૦૦ ટન ગોળ બની શકે. એ શીવાય ખજુરી નાળીએરી વગેરેની જાતનાં "પામ" (palm) ઝાડમાંથી પણ કેટલાંક ભાગમાં ગોળ લગભગ ૧,૫૦,૦૦૦ ટન જેટલો બનાવવામાં આવે છે પણ એ પેદાશમાં બહુ ફેરફાર પડતો નથી અને લડાઇના સંજોગોથી એ પેદાશને અસર પહોંચી નથી. ૧૯૧૩-૧૪ ના વરસમાં ખાંડ તથા ગોળની આયાત ૮,૯૬,૮૦૦ ટન જેટલી થઇ હતી. હીંદમા બનાવવામા આવતી ખાંડમાં વધારો કરીને આયાતમાં ઘટાડો કરવાનું કેટલે દરજ્જે શકય છે એ પ્રશ્નનો અત્યારે વીચાર કરીશું.

૨ લડાઇનાં ત્રણ વરસ દરમ્યાન ખાંડની સરેરાશ વાર્ષિક આયાતમાં ૨,૫૬,૦૦૦ ટન જેટલો ઘટાડો થયો હતો. એજ મુદ્દત દરમ્યાન તે માટેની ખેતીનો વીસ્તાર જેટલો વધ્યો તેટલાથી ગોળની પેદાશમાં ૩,૫૦,૦૦૦ ટન જેટલો વધારો થઈ શકે.

| પાકનો વીસ્તાર. | ૧૯૧૩-૧૪ એકર. | ૧૯૧૭-૧૮ એકર. |
|---|---|---|
| બ્રીટીશ હીંદમા... | ૨૫૪૧૬૦૦ | ૨૮૧૮૦૦૦ |
| દેશી રાજ્યોમા... | ૧૧૮૨૦૦ | આકડા મળ્યા નથી. |
| પેદાશ. | ટન. | ટન. |
| બ્રીટીશ હીંદમાં.. | ૩૧૫૮૭૦૦ | ૩૫૭૬૭૦૦ |
| દેશી રાજ્યોમા... | ૧૭૭૩૦૦ | આંકડા મળ્યા નથી. |

આ આંકડાઓ ઉપરથી જણાય છે કે બ્રીટીશ હીંદમા ગોળની પેદાશમાં ૪,૨૬,૦૦૦ ટન જેટલો વધારો થયો છે. દેશી રાજ્યોની પેદાશમાં પણ ૧૩ ટકા જેટલો વધારો થયો હશે એમ માનવામા આવે છે. એ રીતે લેતા કુલ હીંદુસ્તાનમાં ૪૫,૦૦૦૦ ટન જેટલી ગોળની પેદાશ વધી છે. હૈદરાબાદ, વડોદરા, બલુચીસ્તાન તથા સીકીમના દેશી રાજ્યોમાથી વીગત મળી નથી. છેલ્લાં પાચ વરસમા થયેલી ખાંડની આયાત તથા તેની કીંમત નીચે પ્રમાણે હતી:—

| વરસ. | આયાત ટન | કીમત પાઉંડ. |
|---|---|---|
| ૧૯૧૨-૧૩ | ૭,૭૨,૧૫૩ | ૯૫,૧૯,૧૭૨ |
| ૧૯૧૩-૧૪ | ૮,૯૬,૮૬૯ | ૯૯,૭૧,૨૫૧ |
| ૧૯૧૪-૧૫ | ૫,૫૦,૧૨૦ | ૭૦,૧૪,૯૯૦ |
| ૧૯૧૫-૧૬ | ૬,૪૨,૭૪૪ | ૧,૧૦,૭૮,૫૩૧ |
| ૧૯૧૬-૧૭ | ૫,૪૨,૨૧૮ | ૧,૦૩,૦૦,૨૧૦ |

આ ઉપરથી જણાય છે કે આયાત ઘટી અને તેની ખુટ ગોળથી પુરી પાડવામા આવી. ખાંડના ભાવ વધ્યા એટલે આયાત ઓછી

હોવા છતાં તેની કુલ કીંમત લગભગ અગાઉના જેટલીજ રહી છે. એમ આશા રાખવાને કારણ છે કે સરકાર જે પ્રયત્નો કરે છે તેને પરીણામે શેરડીના પાકનો વીસ્તાર તથા એકર દીઠ પેદાશ બેઉમાં વધારો થશે. એને માટે પાણીની બહુ જરૂર પડે છે તેથી ગંગા તથા સીંધુ નદીની આસપાસના મુલકમાં તેનો પાક સારો થાય છે. તેથી વધારે ઉત્તરના મુલકનાં હવાપાણી શેરડીની જે જાત ત્યાં ઉગાડવામાં આવે છે તેને અનુકુળ નથી. કુવામાંથી પંપ મારફતે પાણી ખેંચવામા આવે તો દક્ષીણ તરફના પ્રાંતોમાં શેરડીના વીસ્તારમાં ઘણો વધારો કરી શકાય. બળદ ખેંચે એવા કોશથી બહુ વધારો નહીં થઇ શકે. સંયુકત પ્રાંતોમા અને પંજાબમાં હવાપાણી અનુકુળ નથી તો પણ નેહેરોની સગવડ ઘણી છે એટલે શેરડીના પાકનો વીસ્તાર વધારે રહે છે. બંગાલ અને બીહારમાં તથા સંયુક્ત પ્રાંતોમાં નેહેરોની મદદ વગર ઉગાડવામાં આવતા શેરડીના પાકનો વીસ્તાર ઘણો મોટો છે. મુંબઈ અને મદ્રાસ એ બે ઇલાકામાં અને કેટલેક અંશે મધ્યપ્રાંતોમાં ખેતીવાડીખાતું ખેડુતોને વીશેશ ઉપયોગી થઇ શક્યું છે.

૩. હવે જે સુધારો ખાંડના ઉદ્યોગને માટે જરૂરનો છે તે ખેતીની સુધારણાનો છે. મુંબઇ તથા મદ્રાસ ઇલાકામાં હાલ થાય છે એવા પ્રયત્નો ચાલુ રાખવા જોઇએ. ઉત્તર તરફના પ્રાંતોમાં શેરડીની જુદી જુદી જાતના પાક ઉગાડવા પ્રયત્નો કરવાથી વધારે લાભ થશે. ત્યાંના ખેડુતોને સમજાવવા જોઇએ કે શેરડીની જાત વધારે ઉંચી પસંદ કરાય અને વધારે સારી જાતનું ખાતર વાપરી વધારે સંભાળથી ખેતી કરવામાં આવે તો શેરડીનો પાક સારો થઇ શકે. દક્ષીણના પ્રાંતોમાં નેહેરો એવી રીતે વધારવા પ્રયત્નો કરવા કે જેથી ખરચ જેટલો થાય તેટલાનો સઉથી સરસ બદલો ખેડુતોને મળી શકે. એવી નેહેરો વધશે તે શેરડીનો પાક કરનારને પણ લાભકારી થઇ પડશેજ. મુંબઇ ઇલાકામાં કેટલેક સ્થળે એકરદીઠ સાઠ રૂપીઆ જેટલી રકમ પણ પાણી માટે આપવામાં આવે છે એટલે ત્યાં શેરડીના પાકને માટે વધારે સંભાળ લેવા બાબદ વીશેશ કહેવું પડે તેમ નથી. મદ્રાસ ઇલાકામાં શેરડીના પાકને રોગ થઇ બગડી જતો અટકાવવાની બાબદમાં ઘણું કરવામાં આવ્યું છે. તેને પરીણામે ત્યાં એ પાકનો વીસ્તાર ઘટતો અટકયો છે. ખેતી કરવાની સુધારેલી રીત લાભકારક જણાયાથી કેટલેક ઠેકાણે એ પાકનો વીસ્તાર વધ્યો પણ છે. પાકના વીસ્તારમાં અથવા એકર દીઠ ઉતરમાં કેટલો વધારો હજુ કરી શકાશે તે દર્શાવનારી વીગત મળી શકી નથી. ખેતીવાડીખાતાનો વડો આગાહી કરે છે કે મુંબઇ ઇલાકામાં જે ભાગમાં ખેતીનો વીસ્તાર વધવાનો છે તેમાંથી એંશી હજાર એકર જેટલી જમીનમાં શેરડીનો પાક કરવામાં આવશે. 'વળી ખેતીવાડી ખાતાંએ પ્રયોગોથી સાબીત કર્યું છે કે હાલ વપરાય છે તે કરતાં ઓછું ખાતર વાપર્યા છતાં એકર દીઠ પાકની ઉતર વધારી શકાય. એવો વધારો એકર દીઠ ગોળની પેદાશમાં પચાસ ટન જેટલો ૧૯૧૫-૧૬ માં થયો હતો. એમોનીયમ સલ્ફેટ અને તેલનાં બીયાંનો ખોળ જો ઢોરનાં છાણ વગેરેની સાથે મેળવીને ખાતર તરીકે વપરાય તો શેરડીના પાકને બહુજ લાભકારી થાય છે [illegible] અનુભવ થયો હતો. સલ્ફેટ ઓફ એમોનીયા ખાંડના ઉદ્યોગ માટે હીંદના ઘણા ભાગોમાં ઉપયોગી છે એમ અનુભવે બતાવ્યું છે અને કોલસાની ખાણોવાળા ભાગમાં કોક-ઓવન રીકવરી પ્લેંટ નામથી ઓળખાતા સાંચાકામનો ઉપયોગ વધતો જશે તેમ તેમ સલ્ફેટ ઓફ એમોનીયા ઓછે ખરચે મળી શકશે એટલે તેથી શેરડીના પાકને ઘણો લાભ થશે.

મધ્ય પ્રાંતોમાં શેરડીના પાકનો વીસ્તાર થોડો છે અને તેમાં બહુ વધારો થવાની આશા નથી. મહા નદીની નેહેરો મારફતે

વધારે પાણી પુરૂં પાડી શકાશે અને મધ્ય-પ્રાંતોના દક્ષીણ વીભાગમાં મુંબઇ કે મદ્રાસના જેવાંજ હવાપાણી હોવાથી ત્યાં પાકની ઉતર ઘણી વધારી શકાય. સંયુક્ત પ્રાંતોમાં શેઝા ફેક્ટરીવાળાઓએ જાવામાં થાય છે તેની જાવની શેરડી ઉગાડી જોતાં તેમાંથી વધારે પ્રમાણમાં ખાંડ મળી હતી. એ જાતના પ્રયોગો વધારે કરી જોયા છે અને બધે સ્થળે તેનાં પરીણામ આશાજનક નીવડયાં છે. હવે માત્ર ખેડુતોમાં એ વીશેની માહીતી જલદી ફેલાવવાની જરૂર છે. ઢોરનાં છાણ વીગેરે રૂપમાં જે ખાતર પ્રાપ્ત થાય તેનો જથો વધારવાનાં સાધન નથી તેથી તેલનાં બી-યાનો ખોળ વધારે મોટા જથામાં મેળવવો પડશે. મહુઆફેકનો ઉપયોગ કરવા તરફ લોકો ખેંચાય તો ફોરમોસા ટાપુમાં શેરડીના પાકને લાભ થયો તેવોજ લાભ આપણા ખેડુનો પણ મેળવે એ હેતુથી તે માટે સંયુક્ત પ્રાંતની સરકાર પ્રયત્ન કરે છે; પણ એવી રીતના પાકને કીડ પડવાથી કે જાનવરોથી નુકશાન ન થઇ શકે એવી વ્યવસ્થા કરાય એમ છે કે નહીં તે જાણવાની વધારે જરૂર છે. હીંદની વાવ્ય સરહદ તરફના પ્રાંતમાં નદીનાં પાણીથી ૩૧,૦૦૦ એકર જેટલા ભાગમાં શેરડીનો પાક કરવામાં આવે છે અને તેમાં એકર દીઠ ૨૮ ટન શેરડી ઉતરે છે જેમાંથી બે ટન કરતાં વધારે ગોળ મળે છે ત્યાંના લોકોને ગોળ બનાવવામાં મુશ્કેલીઓ નડે છે તે દુર કરવા માટે ત્યાં પ્રયોગો માટેનું સરકારી કારખાનું કહાડવામાં આવે તો યોગ્ય થઇ પડે. પાચ હજાર એકર જેટલા ભાગમાંથી તેને શેરડી મળી શકે. બીટ-માંથી ખાંડ બનાવી શકાય કે કેમ તે વીશે તપાસ કરતાં તેમાથી પણ એટલાંજ સારાં પરીણામ લાવી શકાય એમ લાગ્યું છે. જો નવશેરાની પાસે કારખાનું કહાડવામાં આવે તો તેને બેઉ પ્રકારનાં કામ મળે અને વરસમાં સાતથી આઠ માસ કારખાનું ચલાવી શકાય આવું એક કારખાનું એક સ્થળે નીકળે તો બીજાં સ્થળોએ બીજાં કારખાનાં પણ નીકળે અને પાકનો વીસ્તાર વધારવાનો પણ પ્રયત્ન થાય. માત્ર નેહેરોદ્વારા જેટલી સહાયતા આપી શકાય તેટલે સુધી એવી રીતનો વધારો ખાંડના ઉ-દ્યોગ માટે થઇ શકે. પાણી મેળવવા માટે પંપનો ઉપયોગ પણ વધારી શકાય.

નેહેરોની મદદ વગર પણ શેરડીનો પાક ઉગાડી શકાય એવી ઘણી જમીન આસામ અને બરમામાં છે. વરસાદથી જે પાણી મળે તેમા વધારો કરવો પડે ત્યાંજ નેહેરો બનાવવી લાભકારી થાય. આ ભાગોમાં હમેશાં પાણી પુરૂં પાડી શકે એવા ઝરા અને નદીઓ ઘણી છે, જેમાથી પંપદ્વારા પણ પાણી ખેંચી શકાય. ત્યાં શેરડીનો પાકનો વીસ્તાર ૩૫૦૦૦ એકર જેટલો છે અને એકર દીઠ ૯ ટન ગોળ બનાવી શકાય છે. આ ઉતર ઘણી થોડી કહેવાય તેથી તેમાં વધારો કેવી રીતે થઇ શકે તે શોધવા માટે કામરૂપ ખાતે એક પ્રયોગો માટેનું ખેતર સ્થાનિક સરકારે સ્થાપ્યું છે અને ત્યાં કારખાનું કહાડી સફેદ ખાંડ બનાવવા માટેની પણ ગોઠવણ પણ કરવી ધારી છે. સંચાકામ આવતાં ઢીલ થઇ છે. ૭૦૦ એકર જેટલી જમીન વરાળથી ચાલે એવાં હળ મારફતે ખેતીને લાયક બનાવવામાં આવી છે અને તેમાંથી ૫૩૦ એકરમાં શેરડીના પાકની વાવણી કરી છે કારખાનું થશે ત્યારે પછી આ સર્વ પ્રયત્ન કેટલા ફાયદાકારક છે તે જણાશે અત્યાર સુધી એ સર્વ પ્રયત્નોનાં પરિણામ આશાજનક નીવડ્યાં છે. બરમામાં શેરડીના પાકનો વિસ્તાર ૧૫,૧૦૦ એકર જેટલો છે. ત્યાં મધ્ય સ્થળે કારખાનું નીકળે એવી ગોઠવણ થતી હતી. રંગુનની એક પેઢી રૂ. ૨૦,૦૦૦ ને ખરચે એ કારખાનું કહાડે અને સરકાર અરધી થાપણ પુરી પાડે વગેરે શરતો પણ તે માટે નકી કરવામાં આવી હતી પણ એટલામાં લડાઇ જાગી એટલે

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

વાત તેટલેથીજ અટકી છે ત્યાં સરકારી ખેતર માથી ખાતરના ઉપયોગ વગર એકર દીઠ ત્રીસ ટન જેટલો પાક ઉતારી શકાયો છે. ત્યાં કારખાના કહાડવા લાયક સ્થળો છે; પણ મજુરો મેળવવાની મુશ્કેલી બહુ છે. જમીનની માહે સુલને લગતા સાધારણ ધોરણથી મુકત હોય એવી ઘણી જમીન આ ઉદ્યોગ માટે બરમા તથા આસામમાં ફાજલ પાડી શકાશે, માટે ત્યા કારખાના કહાડે એવી જાણીતી પેઢીએ પાસે અરજીએ સરકારે માગવી જોઇએ અને તેમને સગવડ પડતી જગા સરકારે આપવી જોઇએ એવો અભિપ્રાય ડાકટર બારબરે જાહેર કર્યો છે. એ કારખાનાંઓની પાસે નાના નાના ખેતરો રહે અને તેમાં શેર ડીનો પાક કરાય એવી વ્યવસ્થા રાખવી પડશે

આ શીવાય એક સવાલ એ પણ છે કે શેરડીના પાકની વાવણી આપણી સગ વડ પ્રમાણે વ્હેલી કે મોડી કરાય અને તેને પરીણામે પાકની ઉતર લણવાનો સમય વહેલો કે મોડો લાવી શકાય એવી અને તેમા પણ રસપણ બહુ હોય એવી શેરડીની જુદી જુદી જાત કેવી રીતે મેળવવી. આ વીશે પ્રયત્નો થાય છે અને જુદે જુદે સ્થળે હવાપાણી ભીન્ન પ્રકારનાં હોવાથી પરીણામ પણ ભીન્ન પ્રકારનાં આવે છે.

૪. ઢોરનાં છાણ વગેરે ખાતરની અછત હોવાથી બીજા કોઇ પદાર્થ ખાતર માટે ઉપયોગમાં લઈ શકાય એવા મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. તેલનાં બીયાંને ઘાણીમાં પીલીને તેલ કાઢી લીધા પછી જે ખોળ રહે છે તે શેરડીના પાક માટે ખાતર તરીકે એમોનીયમ સલ્ફેટની સાથે વપરાય તો ઘણો લાભ આપે છે. માટે તેલનાં બીયાંને પીલવાના ઉદ્યોગને ઉત્તેજન આપવું ઠીક થઇ પડશે.

લડાઈની અગાઉ ૧૯૧૩ ના જુનમા સલ્ફેટ ઓફ એમોનીયા હીંદમાં ટન દીઠ રૂ. ૨૫૭ ને ભાવે વેચાતું હતું. હવે પરદેશથી આયાત થાય તે કરતા ઓછે ખર્ચે એ વસ્તુ હીંદમા બનાવી શકાય.

૫. ઉતર હીંદના પ્રાંતોની શેરડીના જે ભાવ રહે છે તે કરતા મુંબઇ અને મદ્રાસની શેરડીના ભાવ બહુ વધારે રહે છે. મુંબઇ તથા મદ્રાસની શેરડી ઉતર તરફના પ્રાંતો કરતાં વધારે રસપણ વાળી હોય છે એ વાત ખરી છે પણ તે તફાવત એટલો મોટો નથી કે ભાવમાં રહેલા તફાવતનો સંપૂર્ણ ખુલાસો થયો એમ ગણી શકાય. મુંબઈ તથા મદ્રાસમા જેવી જાતની શેરડી ઉગાડવામાં આવે છે તેવીજ જાતની શેરડી ફીજી અને મોરીશ્યસમાં પણ ઉગા ડવામા આવે છે. ફીજીમાં કારખાનામા શેરડી ત્રણ આને મણ પડે છે. વાવવાનો, કાપવાનો અને ગાડીમા લઇ જવાનો ખરચ પણ એમા સમાઈ જાય છે. મોરીશ્યસમાં શેરડી સવા પાચ આને મણ મળે છે. ફોર-મોસાના ટાપુમા સાડાચાર આને મણ શેરડી મળે છે. તેમાં ખાંડ અગ્યાર ટકા જેટલી હોય છે એટલુંજ પ્રમાણ વાવ્ય પ્રાંતોમાં હોય છે. એ રીતે સરખાવી જોતા મુંબઇમા શેરડી છ આને મણ અથવા એથી માત્ર સ્હેજ વધારે ભાવે મળી શકે તોજ ત્યા એ માટેનું કારખાનું સારૂં કામ કરી શકે. તે વગર કારખાનું ફાવી નહીં શકે. શેરડીના રસમાથી જેટલી ખાંડ ઉતરે તેના પ્રમાણમાં એ શેરડીના માલેકને કીંમત આપવી એવી રીતનો વહેવાર પાડવાનો પ્રયત્ન વાવ્ય પ્રાંતોમાં કરવામાં આવ્યો પણ તેમાં ફતેહ મળી નથી. જો સારી જાતની શેરડી પસંદ કરીને એ ધોરણ ઉપર કામ લેવામાં આવે તો હલકી જાતની શેરડીની પેદાશમાં ઘટાડો થઇને પાકની જાત સુધારવા તરફ લક્ષ જશે.

---

હીંદના દક્ષિણ વિભાગમા શેરડીની જાત સુધારવાના સવાલ કરતાં પણ વધારે અગત્યનો સવાલ તો એ પાકનો વિસ્તાર વધારવાનો છે. એ ભાગમાં ગોળનો ખપ વિશેષ છે તેની બજારની માગણીને પહોંચી વળવા પછી પણ વધે એટલી પેદાશ થાય અને તેને પરિણામે ગોળનો ભાવ ઘટે તોપણ શેરડીનો પાક ઉતારવામાં ખેડુતને લાભ રહે તો મોટા જથ્થાને માટે કારખાનુ કહાડ્યું પરવડે; પણ જો ગોળનો ભાવ ઘટવાની સાથે ખેડુતને શેરડીનો પાક કરવો પોસાય નહી એવી સ્થીતી ઉભી થાય તો કારખાનુ ચાલી શકે નહીં. તેથી થોડી જગાસા જેમ બને તેમ વધારે પાક કેવી રીતે કરવો અને તે માટેનો ખરચ કેમ ઓછો કરવો તે વીશે માહીતી આપવાની ફરજ સરકારનાં ખેતીવાડી ખાતાએ બજાવવી જોઇએ. બીજી મુશ્કેલી જીતવાની છે તે એકે જો શેરડીનો પાક કરવાની જગા છુટી છુટી હોય તો તે પાકને મધ્યસ્થ સ્થળે લઇ જવાનો ખરચ વધી જાય. તે ખરચ ઘટાડવા માટે શેરડીનો પાક પાસે પાસેના ખેતરોમા કરવામાં આવે એવી યોજના કરવી જોઇએ.

૬. આ રીતે જોતાં દક્ષીણહીંદમા નેહેરોવાળા ભાગમાં પાકનો વીસ્તાર વધારી શકાશે અને ઉત્તર ભાગમા એકર દીઠ પાકની ઉતર વધારી શકાશે જેને પરીણામે કદાચ એ પાક વધારે લાભકારક લાગવાથી તેનો વીસ્તાર પણ વધશે. એ આ સંજોગોમાં અત્યાર સુધી જે જે માર્ગ લાભકારી લાગ્યા છે તે માર્ગે આગળ વધવું એજ ઉત્તમ રસ્તો છે એમાં મુદલ બેદરકારી કરવી ન જોઇએ. બીહારનો જે ભાગ ગંગાનદીની ઉત્તરે છે ત્યાં શેરડીના પાક માટેનું સરકારી ખેતર સ્થાપવાની બાબદમાં મુદ્દલ વાર લગાડવી ન જોઇએ. આસામ તથા બરમામા પણ ખાંડ બનાવવા માટેનાં કારખાનાં કહાડવામાં આવે તો લાભકારી નીવડવાનો સારો સંભવ દેખાય છે. આ ઉપાયો ખંતથી લેવાય તો અત્યારે જેટલી ખાંડ આયાત કરવી પડે છે. તે કરવા પણ વધારે જથો ગોળ અને ખાંડની હાલની પેદાશમા વધારી શકાય

૭. બીજા પાકના ભાવની અસર શેરડીના પાક ઉપર કેવી થાય તે ,પણ વીચારવા જેવી બાબદ છે. ખાસ કરીને બંગાળમા જુટના પાક સાથે એને બહુ સબંધ છે. બંગાળ અને આસામમા શેરડીના પાકનો વીસ્તાર ૧૯૦૫ થી ૧૯૧૨ સુધીના વરસોમા એકંદર ૨૬ ટકા ઘટયો અને એજ મુદતમાં જુટ માટેના પાકનો વીસ્તાર ૨૨ ટકા વધ્યો. શેરડીના ભાવમા એ મુદત દરમ્યાન ૧૮ ટકા જેટલો વધારો થયો અને જુટનો ભાવ ૬૧ ટકા વધ્યો હતો.

૮ એટલુ છતા શેરડીના ભાવમાં અને પાકના વીસ્તારમા થયેલી વધઘટ ઉપરથી ગોળની પેદાશ બાબદ અથવા ખુલા બજારમાં તેના ઉપજેલા ભાવ બાબદ કાંઇ પણ ચોકસ નીર્ણય ઉપર આવી શકાતુ નથી શરદ હવામા ગોળ સારો રહેતો નથી એટલે શેરડીનો પાક ઉતાર્યા પછી થોડાજ સમયમાં માલ બજારમાં વેચાવા જાય છે કારણ કે ખેડુતો તેને પોતાના કબજામા લાંબો સમય રાખી શક્તા નથી. આ એક કારણથી ભાવમા વધઘટ બહુ રહે છે અને ઘણી વાર સસ્તે ભાવે માલ વેચાઇ જાય છે ખેડુતના ઘરમાં કેટલા નાણાં ગયાં તે વીશે અટકળ કરવી વદન ભુલાવો ખવડાવનારી થઇ પડે છે. ગોળનો ખપ ઘટયો એમ માનવાને કારણ નથી; તેમ છતા આયાત કરવામાં આવતી ખાંડના ભાવ વધ્યા છે અને શેરડીના પાકના વીસ્તારમાં વધારો થયો છે જેની અગત્ય દર વરસે વધતી જશે. આ સર્વ ધ્યાનમા લેતાં ખાંડના ભાવમા થયેલા વધારાનું કારણ એકજ માની શકાય અને તે એ કે ખાંડના જેવી ગળપણવાળી ચીજોનો ખપ લોકોમાં વધ્યો છે અને તેનું કારણ એ છે કે લોકો વધારે

કાઢવાનું બની શકશું. હવે લોખંડના સંચા ખેડુત વેચાતા અથવા ભાડે મેળવી શકે છે અને તેને ચલાવવા માટે પોતે મેળવેલા ઢોર અથવા મજુરોથી કામ લેછે.

૧૩ નવી જાતના સંચાથી ૬૮ કે ૭૦ ટકા જેટલો રસ કાઢી શકાય છે. જ્યાં શેરડી બહુ જાડી અને બહુજ રસદાર હોય ત્યાંજ આટલું ઉંચું પ્રમાણ આવે છે. તેમાં પણ સારા બળદોને રાખીને તથા તેમને નીયમીત રીતે બદલીને સંભાળથી કામ લેવું પડે છે. જો શેરડીની જાડાઇ આધારણ હોય તો ૬૨ ટકા જેટલો રસ કઢાય છે. શેરડીની જાત, સંચાની જાત, તથા તેને ગોઠવવાની રીત એ ઉપર આ પ્રમાણનો મોટો આધાર છે પણ ખેડુત પુરતાં ઢોર ન મળવાથી કામમાં ધીમો પડે છે અને પરીણામે રસ સુકાઇ જવાથી ઘણું નુકશાન થાય છે.

૧૪ જગ્યા પસંદ કરીને તેની આસપાસ શેરડીના પાકનો જેટલો વીસ્તાર હોય તેનો તથા ખેડુતોની શક્તિનો અને સંચા ચલાવનાર મજુરોની કુશળતાનો વિચાર કરીને કામ લેવામાં આવે તો શેરડી પીલવા માટેના વીજળીથી અથવા વરાળથી ચાલે એવા સંચાનો ઉપયોગ ઘણો લાભકારી થઇ પડે. એવા સંચા જ્યાં દાખલ કરવામાં આવ્યા છે ત્યા શેરડીનો પાક છુટાં છુટાં ખેતરોને બદલે પાસે પાસેના ખેતરોમાં કરવાની વૃત્તી ખેડુતોમા ફેલાઇ છે. "ઓઇલ એન્જીન કે "ગેસ એન્જીન" થી કામ લેવાય તો બળદથી કામ લેવાતા સચા કરતા પંદર ટકા જેટલો વધારે રસ કાઢી શકાય છે. ત્રણ બળદથી કામ લેતા એક કલાકમાં ૪૫૦ રતલ અને આર બળદથી ૭૫૦ રતલ શેરડી એક કલાકમાં પીલી શકાય તો ૨૦"×૧૪" નાં રોલરવાળા એક ઓઇલ એન્જીનથી કલાકના ૪૫૦૦ રતલ શેરડી પીલી શકાય છે. જો ૧૨ ઇંચ વ્યાસ અને ૧૮ ઇંચ લંબાઇનાં ત્રણ રોલરવાળી મીલથી કામ લેવાય તો દર કલાકે ૨૦૦ થી ૨૫૦ રતલ ગોળ માટે જોઇએ તેટલો રસ કાઢી શકાય. કેટલાક સંજોગોમાં એ પ્રમાણ વધારીને કલાકે ૩૦૦ રતલ જેટલું પણ લાવી શકાયું છે. એવી એક મીલ ૨૪ થી ૩૦ જોડી બળદોની જેટલું કામ આપી શકે અને મીલ ૨૪ કલાક ચાલુ રાખી શકાય જ્યારે બળદની પાસે માત્ર પાચ કે છ કલાકથી વધારે કામ લઇએ તો તેની તંદુરસ્તી નબળી પડે. ૪૦ થી ૫૦ એકર જેટલા ભાગમા શેરડી પીલવા માટે જેટલું કામ બળદોથી લેવું પડે તેટલું કામ ઢોરની મદદ વગર આવી એક મીલથી થઇ શકે અને વીસ્તાર ૨૫ એકર જેટલો નાનો હોય તો તેને અનુકુળ નાની મીલ પણ બનાવી શકાય જ્યા આવી મીલ કઢાડવામાં આવી છે ત્યા શેરડીની કીંમત ૨૫ થી ૩૦ ટકા જેટલી વધી છે. એનું એક કારણ એ છે કે જે વેળા શેરડીમાં ગળ્યા રસનું પ્રમાણ સઉથી વધારે હોય તેજ વેળા તેને પીલવાનુ કામ આવી મીલ હોવાથી સહેલું થઇ પડે છે. માઇસોરમાં જ્યાં મોટાં ખેતરો હોય છે ત્યા શેરડી ઉગાડનારાઓએ આવી મીલો ગોઠવી છે બીજે કેટલેક ઠેકાણે એવી મીલો સરકારી ખરચે સ્થપાઇ છે. હેલાં થોડાક વરસો દરમ્યાન કેટલીક એવી મીલો સરકાર પાસેથી નાણાં ઉછીના લઇને સહાયકારી સંસ્થાઓએ સ્થાપી છે. એમાથી એક પણ મીલ એટલું સંતોષકારક કામ મેળવી શકી નથી કે જેથી મોસમ દરમ્યાન તેને રાતદીવસ ચાલુ રાખીને કામ લેવાય. પણ દર વરસે એ સ્થીતીમા સુધારો થાય છે અને ખેડુતો હવે એવી મીલો ઉપર વધારે આધાર રાખવા લાગ્યા છે.

૧૪ માઇસોરમાં મળેલા અનુભવ ઉપરથી નીચે પ્રમાણે ટીકા થઇ છે:—"આવી મીલો વધારે સ્થપાય એ માટે સઉથી સરજ ઇલાજ શો છે તે માલમ પડ્યું નથી. મોટા ખેતરવાળાં કેટલાક ખેડુતોએ એવી મીલો સ્થાપી

છે. સહકારી મંડળો સ્થપાય અને તેમની દેખરેખ નીચે આવી મીલો ચલાવવા માટે તાલીમ મેળવેલા અનુભવીઓ દ્વારા કામ લેવાય એ સઉથી સરસ માર્ગ છે સરકારે અખતરા તરીકે સ્થાપીને પાછળથી નાની થાપણવાળા વેપારીઓને સોપીદીધેલી મીલોમા કેટલીકવાર એવા વાધા પડે છે કે જેથી બેઉ પક્ષકારોને નુકશાન થાય છે અત્યાર સુધી આવી મીલોમા બહુજ થોડું કામ થયું છે પણ તેથી એટલુ સારૂ પરીણામ લાવી શકાયુ છે કે હવે ઘણા મોટા પાયાપર એજ રીતે કામ લેવુ યોગ્ય છે એમ કહી શકાય. ”

આટલા ઉપરથી એમ કહી શકાય કે જો શેરડીના પાકનો પીસ્તાર વધારવો હોય, જો પાકની જાત સુધારવી હોય, અને હાલની પદ્ધતીથી કામ લેવાથી માલની જે બરબાદી થાય છે તે અટકાવવી હોય તો આવી મીલો સ્થાપવી જોઇએ એવી મીલો નફાકારક થઈ પડશે એમ બતાવવા માટે સરકારે તે કામ ઉપાડી લેવુ જોઇએ માઇસોર અને મદ્રાસ શીવાયના ભાગોમા આ ઉદ્યોગની ઉન્નતી બહુ મંદ છે તકાવીની પદ્ધતી, સહકારી મંડળો, અને જાગીરદારોની મદદ એ સર્વનો જેટલો ઉપયોગ થઇ શકે તેટલો કરવો જોઇએ પણ નાની થાપણવાળાઓ સ્થાનીક માગણીને પહોચી વળવા જેટલી શેરડી પીલવામા માટે યોગ્ય ગોઠવણ કરે એમને ઉત્તેજન આપવુ એજ હાલ થોડા સમય સુધી તો સઉથી સારો ઉપાય છે.

૧૫ શેરડીનો રસ કાઢયા પછી તેનું શુ કરવુ ને પ્રશ્ન હવે તપાસીએ હાલમા જ્યા ગોળ બનાવવામા આવે છે ત્યા (૧) બળતણનો ખર્ચ ઘટાડવાના (૨) ગોળની જાત સુધારવાના અને (૩) રસને ઉકાળતી વેળા ને ઉભરાઈ જાય ને બળી જાય છે તેવી બરબાદી ઘટાડવાના એ ત્રણુ પ્રકારના પ્રયત્નો થાય છે. બળતણની બાબદમાં પુનાની ભઠ્ઠી અગાઉની રીત કરતા વધારે લાભકારી જણાઈ છે. મદ્રાસમા પણ ભઠ્ઠીની ગોઠવણમા સુધારા કરવાના પ્રયત્નો ચાલુ છે અને જેટલા સુધારા કરાયા છે તેટલાથી ઘણો લાભ થયો છે. ગોળની જાતમા સુધારો ઘણો કરી શકાય પણ તે સ્થાનીક લોકોને પસંદ પડવાની ખાતરી રાખી શકાતી નથી છતા હાલના કરતા વધારે સારી જાતનો ગોળ બનાવવાનું તો બધે સ્થળે ખેડુતોને પોસાય એમ છે બીહારનો અને સંયુક્ત પ્રાતોના પુર્વ ભાગનો પોચો ગંદો ગોળ ચાર રૂપયે મણ વેચાય છે, જ્યારે તેથી ઉત્તરે આવેલા ભાગનો ગોળ પાચ રૂપયે મણ વેચાય છે એ બેમાથી પહેલાનો ઉપયોગ ઘણે ભાગે ખાડ બનાવવા માટેજ હોય છે એટલે જો ત્યા વધારે સારી જાતનો ગોળ બનાવવામા આવે અને તે રીતે એના ભાવ વધારવામા આવે તો તેની ઉત્તર તરફના ભાગમા આવેલા ખાડ બનાવનારા કારખાનાઓને નુકશાનકારક થઇ પડે. એમ થાય તો દલગીર થવા જેવુ નથી કેમ કે હાલની રીતથી ખેડુતને ઓછો ભાવ મળે છે અને કારખાનાવાળાઓ શેરડીનો રસ લેવાને બદલે ગોળ લઇને એ માહેલા ગળપણની બરબાદી કરે છે જો તેઓ શેરડીનો રસ લઇને તેમાથી ખાડ બનાવે તો ૭ થી ૮ ટકા જેટલી ખાડ બનાવી શકે તેને બદલે હાલ હલકી જાતનો ગોળ લઇને બનાવે છે તે માત્ર ૪ ૪ થી ૬ ટકા જેટલીજ બને છે. વળી ખાડ સાફ કરવાનો ઉદ્યોગ મંદો પડવાથી ગોળના ભાવ વધી ગયા છે અને જાતવારી ગોળ બધુ આવવા લાગ્યો છે, જ્યારે જાતાની ખાડની ફરીફાઇ તો ચાલુ છે અને વધારે લાભ મેળવી જાય છે ગોળને બનાવા માટેના મોટા કારખાના હોય તો વરસમા બધા દહાડા ચાલુ કામ કરી શકે અને ખરચમા કેટલોક બચાવ થાય પણ એ બાબતમા કોઇને ખાસ ઉત્તેજન આપવુ અત્યારે સલાહકારક નથી.

૧૬. આ સંબંધી જે ભલામણો કરી શકાય તેમા ઘણીક તો ઉપર કરેલી છે. વિશેષ ભલા-

મણો નીચે પ્રમાણે છે:—આ ઉદ્યોગને અંગે વપરાતા સચા કામની વારવાર તપાસી લેવાવી જોઇએ, જેથી એને જ્યારે ઇચ્છા થાય ત્યારે કામમાં લઇ શકાય એવી સ્થીતીમા રાખવામાં આવે. વળી જ્યારે જોઇએ ત્યારે તેને ચલાવવા માટે મીસ્રી પણ મળી શકે એવી વ્યવસ્થા થવી જોઇએ વાન્ય પ્રાતોમાં ખેડુતો વધારે સારૂં ખાતર વાપરે અને સારી જાતની શેરડી ઉગાડે તે માટે તેહાવીની પદ્ધતીથી અથવા ફોરમોઝા ટાપુમા ત્યાની સરકારે ધારણ કરેલી રીતી યોગ્ય લાગે તેવા ફેરફાર સાથે સ્વીકારીને ખાસ પ્રયત્ન કરવો જોઇએ. એરી તી એવી છે કે જો ૨૪ એકર જેટલા ખેતરમા અમુક પ્રકારનુ ખાતર વાપરવા માટે ખેડુત ૨॥ પોંડ ખર્ચે તો સરકાર તેને બે પોંડ કીમત જેટલું ખાતર પોતાની તરફથી ઉછીનું આપે બરમા તથા આસામમાં કારખાનાં કહાડનારને ખાસ મદદથી ઉત્તેજન આપવું જોઇએ. એ ભાગમાથી એટલી ખાડ બનાવી શકાય કે જેથી હાલ આયાત થતી ખાડના મોટા ભાગ જેટલો જથો એ પ્રાતોમાથી મળી શકે અત્યાર સુધી વર્ણવેલા ઉપાયોથી ખાંડ બનાવવાના કારખાના વધશે યુરોપીયનોના વહીવટવાળાં કારખાનાંઓ માટે કાંઇ વધારે મદદની જરૂર નથી. જે નાના કારખાનાંઓ યુરોપીયન દેખરેખ માટેનો ખરચ કરી ન શકે તેમને માટે સંયુક્ત પ્રાતોમાં તથા બીહાર અને ઓરીસામા સરકારે કાબેલ સલાહકારો પુરા પાડવાની વ્યવસ્થા કરવી જોઇએ ઢોર વગર પણ ચલાવી શકાય એવી પાવરમીલો કહાડવા માટે લોકોને સમજાવવાનું કામ એ કાબેલ સલહકારોને સોંપવું નહીં કેમકે એ કામ ઓછા પગારવાળા પણ એવા કામના ખાસ અનુભવી એક અમલદારને થોડાક મદદનીશ આપી તેમની મારફતે કરાવી શકાય. ખાડના ઉદ્યોગ માટેના કાબેલ સલાહકારોની મદદ ખાડનાં કારખાનાંવાળાઓને સંપૂર્ણ અને મફત આપવી જોઇએ અને એવા એવા સલાહકારો પોતાનુ કામ સારી રીતે કરી શકે તે માટે અખતરાઓ કરી જોવાની બાબદનાં પણ એમને સંપુર્ણ છુટ અને સરળતા કરી આપવી જોઇએ. આ કામ માટે તથા પ્રાંતમાં આવેલા કારખાનાંઓને જોઇએ ત્યારે મોકલી શકાય એવાં "ફોરમેન"ને કેળવી તૈયાર કરવા માટે ખાંડનું એક કારખાનુ એ ઉદ્યોગ સંબધી સરકારી સલાહકારના કાબુમા હોવું જોઇએ.

## હિંદમાં ઉદ્યોગ હુન્નરની ખીલવણીના માર્ગો.

### પ્રોફેસર એમ. જે આંટીયાનું ત્રીજું ભાષણ.

પ્રોફેસર એમ. જે. આટીયાએ તા. ૨૧-૧-૧૯ ને મંગળવારે સાજના વાહીદવે લેડલો બીલ્ડિંગમા, સીડનહામ કોલેજ ઓફ કોમર્સ એનડ ઇકોનોમીકસના હોલમા હિંદમા ઉદ્યોગ હુન્નરની ખીલવણીના માર્ગો" ના વિષયના ૬ ભાષણોની હારમાળાનું ત્રીજું ભાષણ આપ્યું હતુ, જે વેળા શ્રોતાજનોની મોટી સંખ્યા હાજર હતી ભાષણનો સાર નીચે મુજબ છે —

ઇંડસ્ટ્રીયલ કમીશનના રીપોર્ટમાં પંડિત મદન મોહન માલવીયાએ હિંદમાં હુન્નર ઉદ્યોગ ખીલવવાની કેટલી જરૂર છે એ વિષે જે વિવેચન કર્યું છે તે વીશે સારો કરવાથી, ઉદ ભાષણ કર્તાએ કહ્યુ કે આપણા દેશમાં મુંબઈ જેવા શહેરો ઘણા થોડાં છે. જો કોઇ મુંબઇ જોઇને હિંદના ઉદ્યોગ હુન્નરનો ખ્યાલ કરે તો તે ખોટો ખ્યાલ કહેવાય કારણ કે મુંબઇ શહેર હિંદના શેહરોમા એક અપવાદ સમાન છે. મુંબઇમાં વેપાર દેશીના હાથમાં છે, કલકત્તામાં વેપાર અંગ્રેજ વેપારીઓના હાથમા ઘણા પ્રમાણમાં છે. કલકત્તાની જુટ મીલો, કોલસાની ખાણો અને ઇજનેરી ઉદ્યોગો ઘણા ખરા

અંગ્રેજોના હાથમા છે. જો મદ્રાસ તરફ જોઇએ તો અંગ્રેજ વેપારીઓ અને પલાનંતરો છે, બીહારમાં ગળીની ઉપજ અંગ્રેજોના હાથમા છે હિંદ ભવિષ્યકાળમા કેવું થશે તેનો ભાસ મુંબઇ, આપે છે. એક જાણીતા અંગ્રેજ લેખકે કહ્યુ છે કે "Bombay is the presage of the future" પણ મુંબઇ શેહર કંઇ હિંદ દેશ નથી અને મુંબઇના સાહસીક હિંદી વેપારી ઓપરથી આપણે આખા દેશનો એકસરખો વિચાર બાધી શકાય નહી.

હીંદમા વસ્તી ઘણી છે અને મજુરી પણ સસ્તી મલે છે, પણ એક દેશની આબાદી કાંઇ તેની વસ્તીના પ્રમાણમા નથી જો વસ્તી થોડી હોય, પણ લોક કેળવાયલુ હોય અને તેઓ પાસે જોઇતી સામગ્રીઓ હોય તો તેઓ પોતાનો દેશ આબાદ કરી શકે હીંદ દેશમા વસ્તી ઘણી છે, પણ સામાન્યલોક અભણ છે, અને કામ કરવા માટે સાચાકામ, અને સામગ્રીઓ પુરતી નથી. હુન્નર ઉદ્યોગ વધારવા માટે સર્વથી અગત્યની ચીજ તો એ છે કે લોક શીખેલા જોઇએ.

આર્થીક વીદ્યાનુ એક મુળ તત્વ એ છે કે દેશની આબાદી ચાર ચીજો પર આધાર રાખે છે, અને તે land, labour, capital and organization યાને જમીન (સઘળી કુદરતી પેદાયશો સાથે), મજુર (આની અંદર મોટેથી તે નાને સુધીના કમાનાર) થાપણ, મુડી, અથવા પૈસો, અને કામ કરવાની રૂઢીઓ. આ ચાર બાબદોમા આપણો દેશ કેવી રીતે આગલ વધેલો છે તે આપણે જોઇએ

કુદરતે હીંદ દેશને સામટી રીતે જોતા ઘણી ફલદ્રુપ જમીન આપી છે, પણ વરસાદ બરાબર નહીં આવવાથી કોઇ કોઇ વરસોમા પાક થોડો ઉતરે છે. એ માટે આપણા દેશમા જે નેહરો (Irrigation Canals) છે તે કરતા ઘણી વધુ બાંધવાની અગત્ય છે. આપણી જમીનમા જે અનેક ધાતુઓ છે તેની બરાબર તપાસ અથવા સર્વે કરવી જોઇએ. આપણી નામદાર સરકારનો જીઓલોજીકલ સરવે ડીપાર્ટમેન્ટ (Geological Survey Department) તે દર પાચ વર્ષે ધાતુઓ કયા કયાં છે અને કેટલા પ્રમાણમાં છે તે વીશે એક ચોપડી બહાર પાડે છે અને તેમા ઘણી જાણવા જોગ વીગતો છપાય છે આ ડીપાર્ટમેટમા ઘણા બાહોશ અને હુશયાર જીયોલોજીસ્ટો છે અને ઉદ્યોગીક કમીશનના પ્રમુખ સર થોમસ હોલેંડ આગળ આ ડીપાર્ટમેટના વડા હતા. આપણે ત્યા વીવીધ જાતની ધાતુઓ કાચી સ્થીતીમા મળે છે અને પદાર્થો ઘણા છે ઉદ્યોગો હાલમા સંચાઓથી ચાલતા હોવાથી તેઓને કોલસાની બીજી બહુ જરૂર રહે છે અને જે દેશોમા કોલસો ઘણો મળે છે તે ઉદ્યોગમા ઘણા આગળ વધે છે. આપણે ત્યા બંગાળમા રાનીગંજ અને જેહેરીયા આગળ સારા જથામા કોલસો છે પણ તે ઘણોજ સરસ જાતનો નથી. બાળવાને માટે અને ગરમી પેદા કરવાને માટે તે ઇંગલંડના સ્ટીમ કોલસા જેવો ઉતમ જાતનો નથી દેશમા કોલસાની બીજી અણદીઠ ખાણો કેટલી છે તે શોધી કહાડવા આપણે પગલા ભરવા જોઇએ, કારણ કે હાલના વખતમા ઉદ્યોગો માટે કોલસો ઘણો જોઇએ છીએ અને આનાજ ચાલતા આપણને કોલસાની તાણ પડે એવો ભય ઉભો થાય છે અત્રે ભાષણ કર્તાએ કહ્યુ કે જ્યારે એક નવો હુન્નર સ્થપાય ત્યારે ઘણુંજ અગત્યનુ તો એ છે કે તે કઇ જગ્યાપર સ્થાપવો. કારખાનું એવી જગ્યાએ ઉભુ કરવુ કે જ્યાથી કાચો પદાર્થ અને ઉદ્યોગને કામ આવે એવી સઘળી ચીજો ઘણીજ કીફાયત ભાવે મળી શકે.

ઉદ્યોગીક કમીશન એવી ભલામણ કરે છે કે પાણીમાથી વીજળીક બળ ઉત્પન કરી શકાય એવી જગ્યાઓની પુરેપુરી શોધખોલ

કરવી મેસર્સ તાતા કુંપનીએ વીજળીક બળ પેદા કરવા લાનોલી આગળ ગંજાવર ખર્ચે હાઈડરોઈલેક્ટ્રીક વર્કસ ઉભાં કરીને મુંબઈના મીલ ઉદ્યોગને ઘણી સવલતા કરી આપી છે. એવી બીજી સ્કીમો અધરાવેલી અને કોયનાવેલીના પાણીમાંથી વીજળીક બળ ઉત્પન્ન કરવા માટે તૈયાર થઈ છે. માઇસોરમાં પણ એવીજ રીતે વીજળીક બળ વપરાય છે. કોલસો ખુટીબી જાય તોબી જો વીજળીક બળ મળે તો હુન્નર ઉદ્યોગોને ધોકો નહી લાગે કેટલાક ઉદ્યોગો જેવા કે મીશ્ર કરવામાં અને એલ્યુમીનમ બનાવવા માટે વીજળીક બળજ જોઇએ. આપણી નામદાર સરકારે વીજળીક બળ કયાંથી ઉત્પન્ન કરી શકાય તે શોધી કાહડવા એક કમીટી નેમી છે, તે કમીટીએ પોતાનું કામકાજ શરૂ કર્યું છે. આપણે ત્યાં કોલસો, લોઢુ, મેંગેનીઝ, અબરખ, સીસું, કલઇ, સોનું અને બીજું ઘણું છે, એ ઉપરાંત કેરોસીન તેલના ઝરાઓ પણ છે. બીજી જમીન ઉપર પેદા થતી ચીજોમા આપણે કપાયલાં અને મુવેલાં જાનવરોના ચામડાને પણ ગણી શકીયે અને તેની નીકાશમાં આખી દુન્યામા હીંદ પહેલું આવે. આપણે ત્યાંથી પરદેશ ચામડાંની બહુ મોટી નીકાશ થાય છે. પરદેશીઓ ચામડાં કેળવે છે અને તેમાંથી બુટ, શુ, હારનેસ અથવા જીન પટા વગેરે બનાવીને આપણે ત્યા મોકલાવે છે.

આ પછી ભાષણકર્તાએ કહ્યું કે લોખંડને પોલાદના ઉદ્યોગ બીજા સઘળા ઉદ્યોગોના એક પાયા મીસાલ છે. ઇંગ્લંડ, ફ્રાન્સ, અમેરીકા, જર્મની આ લોખંડ બનાવવાના ઉદ્યોગને લીધે ઘણા આગળ વધી ગયા છે. તે દેશોમાં મોટે ભાગે સાચાકામ બને છે, પણ આપણે ત્યાં બનતું નથી આપણે પરદેશથી સાંચાકામ આયાત કરીએ છીએ, અને વાપરીએ છીએ. સાચો ભાગે તો સમારી શકીયે છીએ, પણ નવા બનાવી શકતા નથી, હુન્નર ઉદ્યોગોમાં વધવા માટે આ એક ખોટ ખરેખરી માલમ પડી છે.

"Labour" યાને મોટેથી તે નાના સુધીના સઘળા કામ કરનાર અને કમાનારની સઘળા દેશોમાં જરૂર પડે છે કુદરતે આપણા દેશને ઘણી ચીજોથી બક્ષીસ કીધો છે અને સઘળી ચીજ માણસ જાતની મદદથી ઉપયોગમાં લઇ શકાય એમ છે. આપણે ત્યાં તેત્રીસ કરોડ લોક છે પણ તેનો મોટો ભાગ બીન કેળવાયલો છે. હીન્દીવાનો બીજા દેશોના લોક કરતાં કાંઇ ઓછી મેનશક્તી ધરાવતા નથી પણ જેમ એક ખેતરને પાણી નહીં મલે અને વેરાન થઇ જાય તેજ પ્રમાણે એક માણસને કેળવણી નહી મલે ત્યારે તેની મનશકતી મંદ થઇ જાય છે. આપણા લોકોને દરેક જાતની કેળવણીની ઘણીજ જરૂર છે પણ અમસ્થું વાંચતાં લખતાં આવડયું એટલે કેળવણી લીધેલી કહેવાય નહી. બીજા દેશોમાં પ્રાથમીક કેળવણી ફરજ્યાત છે, તેઓની મનશકતી આગળ પાળના વાતાવરણથી ખીલે છે. હીંદનો મજુર ગામડે રહેતો, બાપદાદા જેમ કરતા આવેલા તેમ કરતો, અને બીનકેળવાયલો હોયછે અને તેનું મગજ ખીળવણી વગરનું છે. આ કારણોને લીધે તેનું કામ તેને બોજા સમાન લાગે છે, ઉદ્યોગિક કમીશન ભલામણ કરે છે કે દેશના લોકોને ફરજીયાત પ્રાથમીક કેળવણી આપવી. મજુરોને કામે હોય તે વેળા ઉદ્યોગિક કેળવણી આપવી, એક શીખેલો માણસ ઘણુંજ સરસ કામ કરી શકે છે. જો આપણા મજુરોને પ્રાથમિક કેળવણી આપીયે, અને સારો પગાર આપીયે તો તે લોકો સારો ખોરાક ખાઇ શકે, પુરતાં વસ્ત્ર પહેરી શકે, પોતાના બચ્ચાંઓને કેળવણી આપી તેઓની દરકાર કરે, પોતાના ઘેરનાં માણસ સાથ સંતોષી રહે અને પોતાનું કામ જલદીથી અને કુશળતાથી કરે. મજુરીના દર જો વધે તો ગરીબ લોકોને એક આશી-

ચોક થાય પણ તેની અસર તરત નહી પણ ધીમે ધીમે માલમ પડે. થોડો પગાર આપવાથી સરસ કામ થતું નથી. શેઠો એમ સમજે છે કે જો મોટો પગાર આપીએ તો કમાણી ઓછી થઇ જાય, પણ એમ વિચારવામાં ભૂલ છે. જો સારો પગાર આપે તો કમાણી ઘટવાને બદલે વધે છે. એકદમ નહી પણ આસ્તે આસ્તે કમાણીમાં વધારો થાય છે.

અમેરીકાના લોકોના વિચાર એવા હોય છે કે કાંઇ નવું કરી દેખાડવું અને એવી હોંસ જેઓ રાખે છે, તેઓ અને બીજાં દેશોના લોકોપર જો વેપારી સંકટ આવે તો પણ હંમેશ આશા રાખી પોતાના ધંધાને વધારવાની કોશેશ કરે છે. મુંબઇના શેઠો આવી જાતની હીંમત ધરાવે છે અને તે હિંદવાનો માટે સરસ દાખલો છે. હિંદના વેપારીઓ ઉદ્યોગ હુન્નરને ઉતેજન આપતા નથી, દીકરો બાપનો ધંધો એકજ રીતે ચલાવ્યા કરે છે, તે કાંઇ નવું નવું દાખલ કરવાને બીહે છે.

---

પ્રોફેસર એમ. જે. આંટીયાનુ ચોથું ભાષણ.

પ્રોફેસર એમ. જે આંટીયાએ તા૰ ૨૮–૧–૧૯ ને મંગળવારે સાંજે બ્હાઇટવે લેડલો બીલ્ડીંગમા, સીડનહામ કોલેજઓફ કોમર્સ એંડ ઇકોનોમીક્સનના હોલમાં "હીંદમા ઉદ્યોગ હુન્નરની ખીલવણીના માર્ગો" ના વિષયનાં ૭ ભાષણોની હારમાળાનું ચોથું ભાષણ આપ્યું હતું, જે વેળા શ્રોતાજનોની મોટી સંખ્યા હાજર હતી ભાષણનો સાર નીચે મુજબ છે:—

પ્રોફેસર આંટીયાએ ભાષણ કરતા જણાવ્યું કે છેલ્લી વખતે આપણે દેશની આબાદીના ત્રણ મૂળ કારણો તપાસ્યા હતા હવે હું આગળ બોલતાં જણાવીશ કે દેશના કાચા પદાર્થોનો આપણા દેશમાજ ઉપયોગ કરવો જોઇએ. ખેતીકારો અને મજુરોને આધગીક કેળવણી આપવાથી ખેતીની સ્થિતિમાં હાલ કરતાં ઘણો સુધારો થશે. હાલમાં સાહિત્ય અને કાયદાની કેળવણી પાછળ ઘણું ધ્યાન આપવામાં આવે છે, તેને બદલે વેપાર અને હુન્નર ઉદ્યોગની કેળવણીનો ફેલાવો વધુ થવો જોઇએ. આવી કેળવણી લીધેલા દેશની પ્રજા ઘણી આગળ વધેલી છે. દુનીઆના વેપાર ઉપર તે સર્વોપરિ લાગવગ ધરાવે છે આપણા લોકો હુન્નર ઉદ્યોગના રક્ષણ માટે સરકારને પરદેશી માલપર જકાત નાખવા જણાવે છે, પણ જો આપણા સરકાર આપણા ઉદ્યોગોને જકાતનું રક્ષણ આપવા માટે પ્રયત્ન કરે તો તેથી પરદેશના લોકો માલ અત્રે મોકલવાને બદલે અત્રેજ કારખાનાં ઉભા કરીને આ દેશમા ઘુસી જશે. તેથી આપણા દેશમા કેટલીક વખત સુધી હુનરો ઉભા કરીને પછી જો તે માટે આપણે રક્ષણ માગીયે તો તેથી આપણા સ્થપાયલા ઉદ્યોગો સામે પરદેશીઓને અત્રે કારખાના કદાચ સ્થાપે તો પણ હરીફાઇ કરવી પડે. બીજા દેશોમાં આગળ વધેલા ઉદ્યોગો આપણા દેશમા સ્થપાય નહી ત્યાં સુધી આ રક્ષણ આપણને લાભદાયક નીવડે નહી. હું તો તેવી જગાતની તરફેણમા મત ધરાવું છું પણ વસ્તુ સ્થીતી આ પ્રમાણે છે. આગળ વધવાનો રસ્તો પોતાની ખામીની પીછાણ કરવામા છે. બીજી તરફ જો આપણ એમ માનીએ કે આપણે પછાત છીએ અને તેથી આપણે આગળ વધી શકીએ તેમ નથી, તો તે પણ ખોટું છે આપણા હીંદ બીજા દેશોના જેવાજ અકલવાન પુરૂષો ધરાવે છે પણ તેઓની સંખ્યા ઘણી થોડી છે. આપણા દેશમા સાહીત્યની કેળવણી, કાયદાનો અભ્યાસ વગેરે હાલમાં ચાલે છે, તેને બદલે જો હવે વેપાર ઉદ્યોગની કેળવણી લેવા જાય તો તેથી ઘણો ફાયદો છે. ઉદ્યોગીક કેળવણી પણ કેવી જાતની હોવી જોઇએ અને તે

બંધ કેવી સુચનાઓ કમીશનને કરી છે તે બીજે વખત જણાવીશ.

ઉદ્યોગીક કેળવણી કેટલી જરૂરની છે તે ટીચલા દાખલાઓ સાબીત કરી આપશે. આપણા દેશના લોકો ઉદ્યોગીક કેળવણી લીધા વગરના છે. આપણે કેટલાક ચીજોને માટે અજાણ્યા છીએ. આપણો દેશ અગાઉ ખાંડ બનાવતો હતો અને પરદેશ મોકલતો હતો. અને સારા ભાવ આવતા હતા. આગળ ચાલતા જરમનીએ (બીટ. Beet) કંદ મુળમાંથી ખાંડ, સાકર બનાવવાનું સોધી કાઢયું અને તેથી આપણા ખાંડના વેપારને ધોકો લાગ્યો ગુળીનો ઉદ્યોગ (Indigo Industry) બીહાર અને ઓરીસા અને પટના આગળ હતો, જરમન શાસ્ત્રીઓએ સીનથેટીક ઈન્ડીગો અથવા કૃત્રીમ ગુળી બનાવવાનું શોધી કહાડી આપણા દેશના વેપારને ધોકો પુગે એમ કર્યું. પરદેશીઓ એકને બદલે બીજી તેવીજ ગરજ સારે એવી વસ્તુઓ શોધી કહાડે છે. રસાયણ શાસ્ત્રની મદદ વીના દીવાસળી, સાબુ, તેલ, સ્પીરીટ અને બીજા ઘણા હુનર ઉદ્યોગો ચાલી શકે એમ નથી. આપણે ત્યાં ઘણીજ મોટી ખોટ તો જ્ઞાનની છે. પચાસ વરસની વાત ઉપર દેશી હુન્નર ઉદ્યોગો હાથથી થતા હતા, હાલમા સંચાકામથી સઘળુ કામ થાય છે અને વીજળીક બળ વપરાય છે. બીજા દેશોમાં છેલ્લામાં છેલ્લી શોધના ઉંચા સરસ સાંચા વપરાય છે, ત્યારે આપણા દેશમાં લોકો ઘરે સાંચા વગર હાથે કામ કરે છે, કારણ કે તેઓએ જ્ઞાન લીધું નથી, તેમને સાંચા વાપરતાં આવડતું નથી, તેઓ ભાગફોડ સમારી જાણતા નથી; મોટો ભાગ આ ચીજો જાણતુ નથી. આપણે ત્યા આવી જાતનું જ્ઞાન મેળવવાની જરૂર છે. હાલમા તો થોડાં લોકો (વસ્તી પ્રમાણે સરખાવતા થોડાજ કહેવાય) મશીન મંગાવે છે અને તે વાપરે છે.

હીંદના લોકોને પરદેશીઓનાં કારખાનામા દાખલ થવા દેતા નથી તેથી આપણે જે કોઇ કામ જાણતુ હોય તેને ઘણોજ મોટો પગાર આપવો પડે છે. આપણા દેશમાં હુન્નર ઉદ્યોગો સારા પાયાપર ઉભા કરી સરકાર પાસે મદદ માંગવી જોઇયે, પણ તે પહેલા ઉદ્યોગીક કેળવણી લઇ હુન્નર ઉદ્યોગ સ્થાપવાને લાયક થવું જોઇયે.

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૧૧ ૭-૧૯૧૯ ના રોજ ૨ ( મું. ટા ) કલાકે મળી હતી જે પ્રસંગે નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ—

ઑન. શેઠ ચુનીલાલ વી. મહેતા (પ્રમુખ)
,, જહાંગીરજી બી. પીટીટ
,, મોતીલાલ કાનજી
,, મોતીલાલ વલ્લભજી
,, ફીરોઝ જે. ખીલીમોરીઆ
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી
,, હંસરાજ પ્રાગજી ઠાકરશી
,, લક્ષ્મીદાસ રવજી તેરસી
,, વસનજી ટી. હાલાઇ
,, રેવાશંકર જગજીવન
,, નારાયણદાસ પુરૂષોત્તમ
,, વિઠ્ઠલદાસ ડી. ગોવિંદજી

(૧) ગઇ વખતની કમીટીની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામા આવી હતી તે પસાર કરવામા આવી હતી

(૨) પોર્ટટ્રસ્ટને માટે ચેમ્બર તરફથી ૧૯૧૯ ના એપ્રીલની ૧ લી તારીખથી શરૂ થતી બે વરસની મુદત માટે પ્રતિનિધિ નીમવા માટે ચેમ્બર ઉપર નામદાર મુંબઇ સરકાર તથા પોર્ટટ્રસ્ટના સેક્રેટરી તરફથી પત્રો આવ્યા હતા, જે ઉપર વિચાર ચલાવવામા આવતાં ચુંટણી માટે તા. ૩ જી અને ૪ થી માર્ચના દિવસો ઠેરવવામાં આવ્યા હતા.

(૩) પોર્ટટ્રસ્ટના ડૉક સ્કેઇલ ઑફ રેટસની અંદર જે ફેરફાર કરવામા આવ્યો હતો તે બાબે કમીટીએ ઠરાવ કર્યો કે એ પ્રમાણે લખી જણાવવું કે કરવામાં આવેલ ફેરફારથી વેપારી વર્ગને મુશ્કેલી અને હેરાનગતી નડશે તેથી તે સુધારો રદ કરવો.

(૪) ડીરેક્ટર ઓફ સ્ટેટીસ્ટીક્સે આ કમિટી તરફથી સુતરના વિભાગ પાડવાના સંબંધમા જે પત્ર લખવામાં આવ્યો હતો તે માટે આભાર માન્યો હતો. જેની નોંધ લેવામાં આવી હતી.

(૫) ડીરેક્ટર આફ કૉમર્શ્યલ ઇન્ટેલીજન્સનો પત્ર આવ્યો હતો. જેમા જણાવવામા આવ્યું હતું કે ટેરીફ વૅલ્યુએશનના સંબંધમા આ કમિટીને જૂદા મળવાની જે સૂચના કરવામાં આવી હતી, તે સ્વીકારી શકાય તેમ નથી તેના જવાબમા લખી મોકલવાનો ઠરાવ થયો હતો કે યા તો તેઓએ આ કમિટીને જૂદી મુલાકાત આપવી નહિતર આ ચેમ્બરની આખી કમિટીની મુંબઇ ચેમ્બરના મકાનમા સાથે મુલાકાત લેવાની ગોઠવણ કરવી.

(૬) ઇન્ડીઅન રેલ્વે કૉન્ફરન્સ એસોસીએશનનો પત્ર આવ્યો હતો જેમાં જણાવવામાં આવ્યુ હતું કે કમિટીએ મોકલાવેલ બાબત ટૅરીફ કમિટી વિચાર કરી શકે એમ નથી, પણ તે બાબત જે રેલ્વેને લગતી છે તે રેલ્વેના સત્તાવાળાઓજ હાથ ધરી શકે. તે ઉપરથી કમીટીએ તે પત્ર જી આઇ પી રેલ્વે ઉપર મોકલવાનો ઠરાવ કર્યો હતો.

(૭) મેસર્સ આનીક એન્ડ કું૦ તથા મેસર્સ ગોવિંદજી માધવજીની કું૦ની આ ચેમ્બરના સભાસદ થવા માટે અરજી આવી હતી, તેને માટે સ્ક્રુટીનીયર તરીકે શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરીને નીમવામાં આવ્યા હતા.

(૮) નવા રાજકીય સુધારા પ્રમાણે દરેક ઈલાકાને વડી સરકારને નાણાંનો શું ફાળો આપવો પડશે તે સંબધમા વિચાર કરવાને નીચેના ગૃહસ્થોની સબ કમીટી નીમવામા આવી હતીઃ—

ઑ. શેઠ ચુનીલાલ વી. મહેતા
,, એમ સુબેદાર
,, ,, લલ્લુભાઈ સામળદાસ.
સર વિઠ્ઠલદાસ. ડી. ઠાકરશી.
શેઠ જહાંગીરજી બી. પીટીટ.
ઑ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી.

(૯) કોન્ટ્રોલના સવાલ ઉપર વધુ વિચાર કરતાં એક રેપ્રીઝેન્ટેશન મોકલવાનો ઠરાવ થયો હતો.

---

ધી ઈંડીયન મર્ચંટસ ચેમ્બર એંડ બ્યુરોની કમીટીના એક સભા બુધવાર તા. ૨૬ મી ફેબ્રુઆરી ૧૯૧૯ ને દીને બપોરના ૨॥ વાગે (સ્ટા. ટા.) ચેમ્બરની ઑફીસમાં મળી હતી જે વેળા નાચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

૧ ઑ. શેઠ ચુનીલાલ વી. મેહેતા, (પ્રમુખ).
૨ શેઠ જહાંગીર બી. પીટીટ
૩ ,, મનુ સુબેદાર
૪ ,, મોતીલાલ વલભજી
૫ ,, મોતીલાલ કાનજી
૬ ,, વીઠ્ઠલદાસ ડી. ગોવીંદજી
૭ ,, લક્ષ્મીદાસ રવજી તેરસી
૮ શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી
૯ ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી
૧૦ ,, પીરાજ જે. બીલીમોરીયા
૧૧ ,, સોરાબજી એદલજી વારડન
૧૨ ,, નારણદાસ પુરૂશોત્તમ
૧૩ ,, વસનજી ઠાકરસી હાલાઈ
૧૪ ,, મથુરાંદાસ વસનજી

(૧) પોર્ટ ટ્રસ્ટમા આ ચેમ્બર તરફના પ્રતીનીધીની ચુંટણી માટે શેઠ મોતીલાલ વલભજી તથા શેઠ વીઠ્ઠલદાસ દામોદર ગોવીંદજીને સ્કૃટીનીયર નેમવામા આવ્યા હતા અને બુધવાર તા. ૫ મી માર્ચની સાંજે ૪ વાગે (મું ટા) બેલટ બોક્ષ ખોલવાનો વખત નક્કી કરવામાં આવ્યો હતો.

(૨) રૉલેટ બીલોની સામે ચેમ્બરની કમીટીએ પોતાનો વાંધો રજુ કરવાની સુચના શેઠ વસનજી ઠાકરસી હાલાઇએ કરી હતી તે ઉપર વીચાર ચલાવવામા આવ્યો હતો. આ સુચના રાજદ્વારી બાબદને લગતી હોઇ ચેમ્બરના નીયમ પ્રમાણે કમીટી તે વીશે વીચાર ચલાવી શકે કે કેમ તે વીશે શેઠ જહાંગીર બી. પીટીટે પ્રમુખનું રૂલીંગ માગ્યું હતું. પ્રમુખે રૂલીંગ આપ્યું કે આ બાબદ ઉપર કમીટી વીચાર ચલાવી શકે નહીં.

(૩) મેશર્સ મયાશંકર ઠક્કર એન્ડ કંપની તરફથી આવેલા પત્રમાં જણાવેલું હતું કે ગ્રેટબ્રીટનના કારખાનાંવાળાઓ કબાલામાં મુકરર થયેલા ભાવે માલની ડીલીવરી આપવાની ના પાડે છે અને હાલમાં ચાલતા બજાર ભાવેજ ડીલીવરી આપવા જણાવે છે. તે વીશે એમ લખવા ઠરાવ થયો કે આ બાબદ ધારાશાસ્ત્રીઓની છે પણ જો મેશર્સ મયાશંકર ઠકર એન્ડ કંપની કોઇ પણ એવો માર્ગ સુચવે કે જેથી કમીટી તેમને મદદરૂપ થઇ પડે તો તે પ્રમાણે કરવાને કમીટી ખુશી થશે.

(૪) ડૉકસ રેકેલ ઑફ રેટસમાં એટલે કે બંદર ઉપરના કામકાજના સંબંધમાં પોર્ટ-ટ્રસ્ટ તરફથી લેવામાં આવતી ફીના દરના નીયમોમાં થયેલા એક સુધારા બાબે ચેમ્બરની કમીટીએ જે વાંધો દર્શાવ્યો હતો તે બાબદ પોર્ટટ્રસ્ટના સેક્રેટરીનો પત્ર આવ્યો હતો જેમા જણાવવામાં આવ્યું હતું કે તે સુધારો આગેવાન વેપારી મંડળોની સલાહ લઇનેજ કરવામાં આવ્યો હતો અને જો તે બાબદ ચેમ્બરના કોઇપણ સભાસદને મુશ્કેલી નડે તેમ હોય તો તેવા દાખલા મોકલી આપવા. આ પત્ર વીશે વધુ વીચાર ચલાવવાનું મુલતવી રાખવા ઠરાવ થયો હતો.

(૫) સોમાલીલૅંડના ટેન્ડરબોર્ડના પ્રમુખ તરફથી માંગવામાં આવેલાં એક ટેન્ડર સંબંધી તેમનો એક પત્ર મળ્યો હતો. તે ટેન્ડરની વીગત ચેમ્બરના માસિકમાં છપાવવા ઠરાવ ઠરવામા આવ્યો હતો.

(૬) નામદાર સરકાર તરફથી છપાતાં પરદેશ સાથેના હીંદના વેપાર વીશેનાં આંકડાઓ સંબંધી પુસ્તકોમાં દર્શાવવામાં આવતી ચીજોમાં વધારાનાં નામો સુચવવા માટે ડાઇરેક્ટર ઑફ સ્ટૅટીસ્ટીકસ એટલે કે સરકારી આકડા ખાતાંના વડા તરફથી પત્ર આવ્યો હતો, જે ઉપરથી એ બાબદ રીપોર્ટ તૈયાર કરવાને માટે શેઠ મોતીલાલ વલભજી અને શેઠ નારણજી હરીભાઇની સબ કમીટી નેમવામાં આવી હતી.

(૭) મેડીકલ સર્વીસ કમીટી તરફથી પત્ર આવ્યો હતો. જેમાં કેટલાક સવાલો અપેલા હતા અને તે વીશે કમીટીનો મત માગવામાં આવ્યો હતો તથા તે કમીટી મુંબઇમાં આવે તે વેળા તેમની સમક્ષ જુબાની આપવા માટે ચેમ્બરના પ્રતીનીધીનું નામ માગવામાં આવ્યું હતું. તે બાબદ રીપોર્ટ ઘડવા માટે એક કમીટી નીમવામાં આવી હતી અને તેને કેટલાક જાણીતા ડાકટરોનો અભિપ્રાય લેવાની સત્તા આપવામાં આવી હતી. પ્રમુખ ઑ. શેઠ ચુનીલાલ વી. મેહેતા ઉપરાંત શેઠ જહાંગીર બી પીટીટ શેઠ મનુ સુબેદાર, શેઠ મોતીલાલ વલભજી અને પોવેલ કંપનીવાળા ડોક્ટર નાયર એટલા ગૃહસ્થોને એ કમીટીમાં નેમવામાં આવ્યા હતા અને જુબાની આપવા માટે પ્રતીનીધી તરીકે ઑ. શેઠ ચુનીલાલ વી. મહેતાની નેમણુંક ઠરવામા આવી હતી.

(૮) શેઠ હીરાલાલ એમ. શાહ તથા શેઠ નાનાભાઇ તલકચંદે આ ચેમ્બરના સભાસદ થવા માટે અરજી કરેલી છે તે બાબદ સ્ક્રુટીનીયર તરીકે શેઠ મોતીલાલ વલભજીની નેમણુક કરવામાં આવી હતી.

(૯) નેગોશીયેબલ ઇન્સ્ટ્રુમેન્ટસ એક્ટ યાને હુંડીપત્રીને લગતા કાયદામાં સુધારો કરનારૂ જે બીલ ઑ. શેઠ વીઠ્ઠલભાઇ જે. પટેલ તરફથી વડી સરકારની ધારા સભામાં દાખલ કરવામાં આવ્યું છે તે વીશે ઠરાવ કરવામાં આવ્યો કે વડી સરકારના ધારાસભાને લગતા ખાતાના ઉપર તાર કરવો કે આ બીલને કમીટી પુર્ણ ટેકો આપે છે અને આ સેશન્સમાં એને પસાર કરવાની વીનંતી કરે છે.

બાદ કમીટી બરખાસ્ત થઇ હતી

---

આ ચેમ્બરની કમીટીની એક સભા તા. ૧૩ મી માર્ચ ૧૯૧૯ને ગુરૂવારે સ્ટા. ટા ૨-૪૫ કલાકે ચેમ્બરની ઑફીસમાં શેઠ જહાંગીરજી બમનજી પીટીટના પ્રમુખપણાં હેઠળ મળી હતી. તે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

શેઠ જમનાદાસ દ્વારકાદાસ.
,, દેવીદાસ માધવજી ઠાકરસી.
,, રેવાશંકર જગજીવન.
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી.
,, ફીરોઝ જે. બીલીમોરીયા.
,, મનુ સુબેદાર.
,, વીઠ્ઠલદાસ દામોદર ગોવીંદજી.
,, મથુરાદાસ વસનજી.
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી.

કામકાજ નીચે પ્રમાણે કરવામાં આવ્યું હતુંઃ—

૧ આગલી મીટીંગની મીનોટો સભાસદોમાં ફેરવવામાં આવેલી હતી તે વાંચેલી તરીકે ગણી બહાલ રાખવામાં આવી હતી.

૨ મેડીકલ સર્વીસીઝ કમીટી માટેની લેબીવ જુગાની માટેનો મુસદ્દો સુધારા વધારા કરી મોકલી આપવા માટે, અગાઉ એ સંબંધમાં નીમાયલી સબકમીટીને પાછો સોંપવા ઠરાવ કરવામાં આવ્યો હતો.

૩ ચેમ્બર તરફથી થતી જુદી જુદી ચુંટણીઓની રૂઢીના સંબંધમાં શેઠ અંબાલાલ સારાભાઇ તરફથી આવેલો પત્ર રૂલ્સ સબ કમીટી ઉપર મોકલી આપવા ઠરાવ કરવામાં આવ્યો હતો.

૪ પરદેશીઓને મ્યુનીસીપલ ચુંટણીમાંથી બાતલ રાખવા બાબદ નામદાર મુંબઈ સરકાર તરફથી પત્ર આવ્યો હતો તે ઉપર વીચાર કરતા એવો ઠરાવ થયો કે પરદેશીઓની નાલાયકવાને લગતા કાયદામાં નામદાર સરકારે સુચવેલા ફેરફારો બાબે કમીટીને કાંઇ વાંધો નથી.

૫ કંટ્રોલના સવાલ બાબે તૈયાર કરવામાં આવેલો ખરડો કમીટીએ પસાર કર્યો હતો.

૬ દક્ષીણ આફ્રિકામાં દેશી વ્યાપારીઓને ભોગવવી પડતી નવી હાડમારીઓ બાબદ કમીટીનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. એ વીશે વધુ વીગત મેળવી સેક્રેટરીએ કમીટી પાસે તે રજુ કરવી એમ ઠરાવવામાં આવ્યું હતું.

૭ નફાના વધારાના કર બાબદ ઑા. સર ફાઝલભાઈ કરીમભાઇ તરફથી ચેમ્બરના પ્રમુખ ઉપર તાર આવ્યો હતો તેની નોંધ લેવામાં આવી હતી.

૮ ચેમ્બરના સભાસદ થવા માટે નીચે જણાવેલા ગૃહસ્થો તરફથી આવેલી અરજીઓ કમીટી પાસે રજુ કરવામાં આવી હતીઃ—

(૧) મેશર્સ હરીદાસ માધવદાસ અમરસી અને અમરસી દામોદર (૨) મેશર્સ કેશવલાલ બ્રધર્સ એંડ કું. (૩) મેશર્સ કે. સી. વોહોરા એંડ કું (૪) શેઠ કેખશરૂ માણેકજી કુપર (૫) શેઠ ભગવાનદાસ ગોવર્ધનદાસ (૬) શેઠ મથુરાદાસ કાનજી મટાણી. એ છ અરજીઓ વીશે ચેમ્બરના નીયમો મુજબ સભાસદોના મત માગવા ઠરાવી તે માટેના સ્કુટીનીયર તરીકે કમીટીએ શેઠ મોતીલાલ વલભજીને નીમ્યા હતા.

૯ વાવટા માટે ૧૯૧૮ ના વરસમા પેટંટ મેળવનાર લેફ્ટેનંટ ગોસનીનો એ વાવટાઓ બાબદનો પત્ર આવ્યો હતો તે કમીટી પાસે રજુ કરવામાં આવતાં ચેમ્બરના સભાસદોની જાણ માટે માસીકમાં તે છાપવાનો ઠરાવ થયો હતો.

૧૦ મુંબાઇની ધારાસભાના વધારાના સભાસદો એ જગા ઉપર ચાલુ રહે એવી મુદત વધારીને તા. ૨૮ મી એ ૧૯૨૦ સુધીની કરવામાં આવી છે એ વીષેની ખબર આપનારો પત્ર નામદાર સરકાર તરફથી આવ્યો હતો. કમીટીએ તેની નોંધ લીધી હતી.

૧૧ ટેરીફ વેલ્યુએશનની બાબદમાં ડાયરેક્ટર જનરલ ઑફ્ કમર્શીયલ ઇન્ટેલીજન્સ, મી૦ લીંડસેનો એક પત્ર આવ્યો હતો જે વીશે વીચાર કરતાં એવો ઠરાવ થયો કે આ સંબંધી સઘળો પત્રવ્યવહાર વેપાર અને ઉદ્યોગખાતાંના વડા ઉપર મોકલી આપવો અને તેમને વીનંતી કરવી કે કમીટીએ દર્શાવેલાં કારણોને ધ્યાનમાં લઇને કમીટીએ કરેલી માગણી તેમણે અહેરબાની રાહે કબુલ રાખવી.

૧૨ મેન્ચેસ્ટર શીપ કેનાલને લગતી કેટલીક વીગત ડાઇરેકટર જનરલ ઑફ્ કમર્શીયલ ઇન્ટેલીજન્સ તરફથી મળી હતી. કમીટીએ તેને માસીકમાં છપાવવા ઠરાવ કર્યો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## Reviews ( અવલોકન )

**શ્રી સયાજી સાહીત્યમાળા—પુષ્પ ૧૭ મું—ઉદ્ભિજ્જ વિદ્યાનું રેખાદર્શન–અનુવાદ રા. લલિતાપ્રસાદ શ્રીપ્રસાદ દવે બી. એ; બી. એસ. સી., એલ. એલ. બી., વડોદરા, ૧૯૧૮ પાકું પુઠું પાનાં ૧૮૧ કીંમત રૂ. ૧–૦–૦**

સ્ટ્રૅાસ્બર્ગર "બોટૅની" નો આ અનુવાદ છે. હાલનો યુગ વિજ્ઞાનનો છે. અને આવા આવા પુસ્તકો સંગીન મદદ કરનાર નિવડવાનો સંભવ રહે છે. વિજ્ઞાનના વિષયો આવાં પુસ્તકોમાંથી વાંચી ગુજરાતી બંધુવર્ગ અંગ્રેજી નહિં જાણવા છતાં અમુક દરજ્જે શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરી શકશે. એમ આ પુસ્તક બનાવવાનો જે મુખ્ય હેતુ તે પાર પડવામાં વાંધો લાગતો નથી આ જાતિના ગ્રંથો બનાવતી વખતે ગુજરાતી ભાષાનો ઉદ્ધાર કરવાનો આશય અમલમાં મુકવા જતાં કેટલાક નવા શબ્દો યોજવાની જરૂર રહે છે; અને ગ્રંથકર્ત્તા પોતે લખે છે તેમ "કાર્યના પ્રવાહની સાથે જેમ જેમ આપણી સમાજની પ્રગતિ થતી જશે તેમ તેમ વૈજ્ઞાનિક દૃષ્ટિએ વ્યવહારોપયોગી ગણાતા આવા પુસ્તકોનું મૂલ્ય અધિકાધિક અંકાતું જશે અને એવો પણ સમય આવશે કે વખતે આપણા ભાષાપ્રેમીબંધુઓ આવા પ્રકારના પુસ્તકને સાનંદ સ્વીકારી લેશે." શબ્દો ઘણા નવીન અને વિચિત્ર લાગે તેવા હોય તેમાં નવાઇ જેવું નથી; પરંતુ વડોદરા રાજ્યમા ભાષાંતર શાખા પારિભાષિક શબ્દો પુરા પાડે છે તેમને ખાસ મોટી ખામી પૂર્ણ કરવાને કારણે અભિનંદન આપવાની અગત્ય છે. કપિશાક ( કોબીજ ) વગેરે શબ્દો મૂળ સ્વરૂપે મુકી તેનો અપભ્રંશ હાલ શું છે તે બતાવ્યો છે, પરંતુ "કણેર" શબ્દ તે કર્ણિકારનો અપભ્રંશ છે કે તદન બન્ને જુદા છોડ છે, તેને માટે સમજણ પડવાનું સાધન નથી. ટુંકામાં વનસ્પતિને લગતા બધા શબ્દોને ગુજરાતી ભાષામાં ઉતારવામાં આવે ત્યાર સંસ્કૃત મૂળ શબ્દોની સહાય લેવી ઇષ્ટ ગણાય તે સાહજીક ક્રમ પ્રયોગમાં મુકાતો હશે; એટલે તે વિષે અધિક વિવેચનનો અવકાશ નથી.

---

પી ઓરજો રાયલ માર્ટ ૨૧ મેડ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

શ્રી સયાજી સાહીત્યમાળા-પુષ્પ ૧૮મું—બ્રીટીશ રાષ્ટ્રીય સંસ્થાઓ-અનુવાદક પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ બી. એ. વડોદરા ૧૯૧૯; પાકું પુઠું પાનાં ૧૩૫ કીંમત રૂા. ૦-૧૨-૦

એના બકુલેંડના પુસ્તક ઉપરથી આ રચવામાં આવ્યું છે તેના કર્તા અધ્યાપક હરિલાલ માધવજી ભટ્ટના શબ્દોમાં લખતાં;-" વર્તમાન સમયમાં રાજ્યતંત્રના અને રાજ્યસત્તાના મહત્વના અનેક મુશ્કેલ સવાલો હિંદી પ્રજાનું ધ્યાન રોકી રહ્યા છે તેને સમયે જે રાજ્યસત્તાની બાંહેધરી નીચે હિંદ રાજ્યકીય શિક્ષણ લે છે તે રાજ્યસત્તાની ખુબીખામીઓ સમજવી એ આવશ્યક છે. લોક શાસનની સફળતા લોક શિક્ષણ ઉપર આધાર રાખે છે. એ શિક્ષણના એક અંગ તરીકે આ લઘુ પુસ્તકની યોજના કરવામાં આવી છે"

આ પુસ્તકમાં બ્રિટીશ શબ્દ કદાચ ગુજરાતીમાં ઉતારી નહિં શકાય તોપણ ઇંગ્લીશને માટે તો આપણી પાસે આંગ્લ રાજ્ય બંધારણ એમ કહેવાનું જે સાધન છે, તેનાથી કોઇ રીતે ભિન્નાર્થતા આવતી નથી, તો એ ફેરફાર કુચીકર શા માટે નહિં ગણ્યો હોય તે સમજમાં આવતું નથી. તેર મથાળાં નીચે વિષયો ચર્ચાયા છે અને તે સર્વે અંગ્રેજી રાજ્યનું ધોરણ તથા બંધારણ સમજાવવાને બસ થઇ પડે તેવા છે મૂળ ગ્રંથને આધારે આ ગ્રંથ છે એટલે જરૂર જોગી બાબતો મુદ્દ તત્ત્વ રૂપે ઠીક ગોઠવાઇ છે એમ કહેવું જોઇએ.

# WAR AND TRADE

## GOVERNMENT NOTIFICATIONS

# વિગ્રહ અને વેપારઃ સરકારી જાહેરનામાં.

તાર મોકલવા માટે ટેસ્ટ વર્ડઝનો ઉપયોગ કરવાની છુટ નીચે જણાવેલી અમેરીકન બે કોને પણ હવે આપવામાં આવી છેઃ—

(૧) બેંક ઑફ અમેરીકા—ન્યુ યોર્ક

(૨) વીલ્યમ સેલીગમેન એંડ કો ,,

(૩) ઝીમરમેન એંડ ફોર્શે ,,

(૪) લેરેડો નેશનલ બેંક-લેરેડો ટેકસસ

---

સર્વ પ્રકારના ઑઈલ કેક (તેલનાં ગી યાંનો ખોળ)ની નીકાશ કરવાની મનાઈ હતી તે હવે રદ કરવામાં આવી છે

---

હીંદથી યુનાઈટેડ કીંગડમ ખાતે ચાની નીકાશ કરવાની રજા આપવામાં આવી છે

---

મસુરની દાળ હીંદમાંથી નીકાશ કરવાની મનાઈ કરવામા આવી છે.

---

કેટલીક ચીજોની નીકાશ કોઈપણ પર દેશ ખાતે કરવા માટે મનાઈ હતી તથ કેટલીક ચીજો બ્રીટીશ સામ્રાજ્ય શીવાયના કોઈપણ મુલક ખાતે મોકલવાની મનાઈ કરવામા આવી હતી તે બેઉ પ્રકારની ચીજોની ટીપ સુધારવામા આવી છે અને તેમાથી ઘણીક ચીજો માટે માત્ર દુશ્મનોના મુલકો માટે તથા તેની આસપાસના ભાગો માટે નીકાશ કરવાની મનાઈ ચાલુ રાખી બાકીના કોઈ પણ દેશમા તે મોકલવાની રજા આપવામા આવી છે એ યાદીઓ લાંબી હોવાથી અત્રે છાપી નથી. આ રોજગારની ઓફીસમા તે જોવા મળી શકશે

---

નીચે જણાવેલી સાત ચીજોની નીકાશ માટે લાઇસન્સ આપવામા આવશે અને તેવા લાઇસન્સ વગર તેની નીકાશ કરવાની મનાઈ કરવામા આવી છે —

૧ એરંડી અથવા દીવેલીના બી
૨ અળસી
૩ દીવેલ
૪ કોપરેલ
૫ કપાસીયાનું તેલ
૬ સીંગદાણાનું તેલ
૭ અળસીનું તેલ

---

ચીનના જે વેપારીઓ માલ માલની આયાત નીકાસનો સબંધ રાખવાની સરકારે પરવાનગી આપેલી છે તેમના નામની યાદીમા નીચે પ્રમાણે સુધારાવધારા કરવામા આવ્યા છેઃ-

વધારા.

આરેન્ડોર્ફ, એંકર,—શેંગહાઇ.
એશ્યાટીક કમર્શીયલ કુાં૦—શેંગહાઇ.
ડાર્લીંગ, જોસફ આર.
ફ્રૉક્સ શ્રીલ્મ કૉરપોરેશન.
શીબાકાવા એન્ડ કુાં૦ લીમીટેડ—શેંગહાઇ.
સુચીડા ટ્રેડીંગ કુાં૦ લીમીટેડ—શેંગહાઇ એંડ હેંકાઉ.
ચેબાગ એંડ કુાં૦—શેંગહાઇ.

સુધારા.

શાહમુન ઇ. ઇ. શેંગહાઇ } ને બદલે શાહમુન ઇ. ઇ. એંડ
તથા શાહમુન એસ. ઇ. „ } એસ. ઇ. વાંચવું.

સુસમાન પૉલ એંડ કંપની, સ્વાટોને બદલે સુસમાન પૉલ એંડ કંપની શેંગહાઇ વાંચવું.

હેન્ડર્સન, જે. એંડ કંપનીનું તથા લીગેશન ફાર્મસીનું ઠેકાણું "પેકીન" છે ત્યાં "પેકીન અને ટીન્ટસીન" વાંચવું.

"નોરડીસ્ક જેન-ફેબ્રીક લીમીટેડ કેન્ટન" ને બદલે "નોરડીસ્ક જેરફેબ્રીક લીમીટેડ, કેન્ટન" વાંચવું.

ઘટાડા.

મૉશીન એંડ કુાં૦ શેંગહાઇ.
યંગહેંગ કંપની ડીસ્પેન્સરી કેન્ટન

---

બેલ્જીયનના વેપારીઓએ મોકલાલે માલ માટેનાં નાણાંની આપલે સંબંધી સરકારે બહાર પાડેલી એક પ્રેસ નોટમાં જણાવવામાં આવ્યું છે કે એ નાણાં હજી સુધી મનાઇ હુકમને લીધે આપવાનાં બાકી હોય તો તે આપવાની હવે રજા આપવામાં આવી છે, પણ એવાં નાણાં દુશ્મન રાજ્યોના વેપારીઓ અથવા તેમની સાથે વેપાર કરનારી પેઢીઓ અથવા ખાસ કારણથી મનાઇ કરવામાં આવેલી હોય એવા વેપારીઓને આપવાં નહીં, નોર્વે વગેરે દેશોથી આવતા માલને માટે તે માલ કયાં બનેલો છે, તથા કોની માલેકીનો છે તે દર્શાવનારા પુરાવાની જરૂર રહે છે, તેજ પ્રમાણે બેલ્જ્યમથી આવતા માલને માટે પણ રહેશે. આ સંબંધી વધારે વીગત આ ચેમ્બરમાં પુછવાથી મળશે.

---

યુનાઇટેડ કીંગડમમાં કાફી આયાત કરવા માટે ત્યાંની સરકારે જે વેપારીઓને તા. ૧ લી જુલાઇ ૧૯૧૯ સુધીની મુદત માટે લાઇસન આપ્યાં છે તેમની ઉપર એ તારીખ સુધીમાં પહોંચી શકે એવી રીતે મોકલવામાં આવેલી કૉફી કોઇ કારણથી મોડી પહોંચશે તો પણ તેને માટે લાઇસન આપેલું ગણવામાં આવશે એમ ત્યાંની સરકારે જાહેર કર્યું છે. મુંબઇ સરકારનાં કસ્તમ ખાતાં તરફથી એમ પણ જણાવવામાં આવ્યું છે કે આવોજ નીયમ ચામડાંની આયાત માટે પણ ત્યાંની સરકાર પાળશે એમ માની લેવામાં આવે છે અને જો એ માન્યતા ખોટી છે એવી માહીતી મળશે તો તે મુજબ જાહેર કરવામાં આવશે.

---

ફેરોમેંગેનીઝ, તથા મેંગેનીઝ ઓર, અને મેંગેનીઝની નીકાશ માટે રજા આપવામા આવી છે.

---

મોતીની નીકાશ માટે હવે સરકારે રજા આપી છે. માત્ર જે દેશોખાતે કોઇ પણ પ્રકા-

રનો માલ મોકલવા માટે મનાઈ હશે ત્યાં તે મોકલવાની મનાઈ રહેશે.

---

પરદેશ સાથે વેપાર કરવા માટે લાઇસન આપવામાં આવ્યાં હોય તેવા પ્રસંગે નીચે જણાવેલાં નાણાં કે માલ આપવા માટે રજા આપવામા આવેલી ગણવામાં આવશે નહી એમ હીંદી સરકારે જાહેર કર્યું છેઃ—

(૧) કોઇપણ ધંધામાં આવેલો નફો, વ્યાજ, અથવા નફાનો હીસ્સો કે વહેંચવામા આવેલું ડીવીડંડ યાને ફાળો દુશ્મનને આપવાનો હોય તે, અથવા દુશ્મનને એવાં નાણાં જેણે આપ્યા હોય તેને તેના બદલા તરીકે આપવાની રકમ, અથવા દુશ્મનને હીસાબે કોઇને આપેલી કે આપવાની રકમ.

(૨) દુશ્મનના હીસાબે ત્રસ્ટમાં રાખવા કાજે બેંક પાસે અથવા બીજા કોઇ પણ માણસ પાસે જમા રાખવા માટે આપવામાં આવેલી રકમ

(૩) હીંદમા અથવા હીંદની બહાર બ્રિટીશ સામ્રાજ્યના કોઇ પણ ભાગની અથવા કોઈ પણ પરદેશની સરકારે કે ત્યાની કોઈ કોરપોરેશને કે મ્યુનીસીપાલીટીએ કે બીજા કોઇ સત્તાવાળાએ કહાડેલી લોન ઉપરના વ્યાજની રકમ.

(૪) જે સીક્યુરીટીઓની મુદત પાકી હોય અથવા જેમાંથી આપવા માટે અથવા બીજા કોઇ કારણથી ઉપાડ કરી શકાય એમ હોય તેવી સીક્યુરીટીઓ.

(૫) દુશ્મનને હીસાબે અથવા દુશ્મનની વતી કબજે રાખવામાં આવેલી અથવા મેનેજ કરવામા આવેલી કોઇ પણ પ્રકારની મીલકત અથવા હક.

(૬) દુશ્મનના કાબુમાં હોય અથવા તેના લાભ માટે હોય એવા કોઇ પણ કંપનીના શેર, સ્ટૉક, ડીબેન્ચર અથવા બીજાં દસ્તાવેજો,

(૭) કંપનીમાં અગાઉ ભાગીદાર હતા એવા દુશ્મનનો નફામાં કે વ્યાજમા જે ફાળો આવે તે.

(૮) દુશ્મનના ખાતામાં બેંકમાં જે રકમ બાકી હોય, તે તેના હીસાબે અનામત મુકાયલી હોય તે અને દુશ્મનને આપવાની દેવાની રકમ પચાસ પૌંડ અથવા તે કરતાં વધારે હોય તે

યુનાઇટેડ કીંગડમમાંથી જે ચીજોની નીકાશની બંધી કરવામાં આવી હતી તેમાંથી કેટલીક ચીજોની નીકાશ માટે છુટ મેલવામા આવવાથી તે ચીજોની ટીપ હીંદી સરકારે તા૦ ૮ મી ફેબરવારીએ પ્રગટ કરી છે તેની એક નકલ મુંબઇ સરકારે તા૦ ૨૪ મી ફેબરવારી ૧૯૧૯ના પત્ર નં. ૨૨૧ W માર્ફતે આ ચેમ્બરને મોકલી આપી છે. એ ટીપ બહુ લાંબી હોવાથી અત્રે છાપી નથી.

---

સ્પેનમાં કોઇ પણ સ્થળે રૂ મોકલવાની છુટ મેલવામા આવી છે. બીજી કોઇ જાતના વાધા વગર વેપાર કરી શકાય એવા કોઇ પણ વેપારી ઉપર સ્પેનમા રૂ મોકલી શકાશે. એમ મુંબઇ સરકારના કસ્ટમ ખાતા તરફથી જણાવવામાં આવ્યુ છે

---

એશીયાઇ તુર્કસ્તાનમાં આવેલા પેલેસ્ટાઇન તથા સીરીયા પ્રાંતના અમુક ભાગ સાથે વેપાર કરવાની રજા આપવામાં આવી છે. એ ભાગની હદ એવી રાખવામાં આવી છે કે એલેકઝાંડ્રાથી એલેપ્પો સુધીની લાઇન દોરીયે તો તે ઉત્તર તરફની હદ ગણાય અને તેમાં એ બંદરો સમાઇ જાય તથા પુર્વે હજાઝ રેલ્વે સુધીની હદ ગણાય તથા એ રેલ્વે તેમાં સમાય

---

જવ, ચણા, મકાઇ, દાળ, તથા કઠોલની નીકાશ કોઇપણ પરદેશ ખાતે કરવાની મનાઇ કરવામાં આવી છે.

---

ટેલીગ્રાફ તથા ટેલીફોન માટે વપરાયલી વસ્તુઓ તથા છાપાં અને ચોપડીઓની નીકાશ માટે રજા આપવામા આવી છે.

---

ખાસ મનાઈ ન હોય એવી ચીજો નીકાશ કરવા માટે લાઇસન્સ આપવામા આવશે એમ સરકાર તરફથી અમને જણાવવામાં આવ્યું છે.

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## તંગીના વખતમાં ઘાસચારા તરીકે મકાઇના પાક વીષે મુંબઇ સરકારનાં ખેતીવાડીખાતાનું હસ્તપત્રક નં. ૧૦

જ્યારે વરસાદની અછતને લીધે ઘાસચારો મળવો વધારે ને વધારે મુશ્કેલ થાય છે ત્યારે જેટલું પાણી મળી શકે તેમ હોય તેટલા પાણીના મદદથી જેનો સૌથી વધારે અને વહેલો માલ ઉતરે એવો પાક ઉપજાવો એ ઘણું અગત્યનું છે. કેવો પાક સર્વેમાં વધારે ફાયદાકારક થઇ પડશે તે રૂતુપર આધાર રાખે છે. પણ પશ્ચિમ હિંદુસ્થાનના ઘણાખરા ભાગમાં મકાઇનો પાક ઘણો ચારો આપી શકે છે. તે ઘણો વહેલો ઉગી નીકળે છે અને વરસની કોઇએ રૂતુમાં થઇ શકે છે; તોપણ જાનેવારીના અથવા ફેબ્રુવારીના પહેલા પખવાડીઆમાં પશ્ચિમ હિંદુસ્તાનના ઘણા ખરા ભાગમાં તે વાવવા માટે વિશેષ ભલામણ કરવામાં આવે છે. જ્યારે એવી રીતે તંગીના વખતમાં ઘાસચારા તરીકે મકાઇ વાવવામાં આવે છે ત્યારે તેનાં બીયાં જમીનમાં વાવણી વતી નવથી બાર ઇંચ પહોળી હારોમાં નજીક નજીક વાવવાં અને તેમાં પચાસથી સાઠ રતલ સુધી દર એકરે બીયાં વાપરવાં. વાવતાં પહેલા જમીન સારી પેઠે ખેડવી અને ઢેરનું અગર ઉકરડાનું ખાતર નાખી તૈયાર કરવી. વધુમા વધુ ચારો મેળવવા સારૂ એ પાકને ઉપરા ઉપરી પાણી આપવું જોઇએ, અને હારો વચ્ચેની જમીનમા એકવાર બળદની કરપી ફેરવવી જોઇએ. મકાઇનો ચારો ગમે તે વખતે કાપીને ઢોરોને ખવડાવી શકાય છે. પણ સામાં વધુ પાક જોઇતો હોય તો દોડાં બેસવા દેવાં અને તેમાં કુમળા દાણા થતાંમાજ પાક કાપી લેવો. આવી રીતે પાક તૈયાર થવાને લગભગ બેથી અઢી મહિના જોઇએ છે. સારી રીતે ખેડેલી અને ખાતર આપેલી જમીનમાં જો એ પાક કીધો હોય અને ઉપર જણાવેલા વખતે કાપી લીધો હોય તો તે દર એકરે પંદરથી વીસ હજાર રતલ લીલો ચારો આપશે ફકત જમીન સારી અને નિચરા મણવાળી હોવી જોઇએ. ગુજરાતમા તેમજ દક્ષિણમાં ફેબ્રુવારીના પહેલા પખવાડીઆ સુધી, તંગીના વખતમાં આજ પાક કરવો ઘણો સારો એવી ભલામણ છે. તે પછી કોઇ જાતની ઉન્હાળુ જુવાર વધારે સરસ થઇ પડશે.

---

## ઘાસચારા તરીકે થોરીના ઉપયોગ વીષે મુંબઇ સરકારનાં ખેતીવાડીખાતાનું હસ્તપત્રક નં. ૭.

ઢોરને ખવડાવવા સારૂ બીજા ઘાસચારાની સાથે થોરીનો પણ ઉપયોગ થઇ શકે, અથવા થોડા કપાસના બી સાથે ભેળવીને તેનો એકલીનો પણ ઉપયોગ થઇ શકે. જો થોરી બરાબર રીતે તૈયાર કરી હોય અને ભેળવી હોય તો તે જીંદગીને ટકાવશે એટલુંજ નહિ પણ ખોરાકની તંગીને લીધે અર્ધ ભૂખ્યા રહેવાથી મહાજ દુર્બલ થએલા ઢોરોને પ્રથમના જેવા

પણ બનાવી શકશે એ હવે ખુલ્લી રીતે જણાઇ ચુક્યું છે. થોરીને નીચે બતાવ્યા પ્રમાણે તૈયાર કરવી જોઇએ:—

થોરીની ડાળીઓ ધારીઆ કે વાસી વતી કાપીને એકઠી કરવી. પછી બાળીને સઘળા કાંટા દુર કરવા. એક કે બે ફાફડાવાળા નાના ટુકડા સખ્ત તાપણીપર બે ત્રણ મીનીટ સુધી રાખવાથી આ થઇ શકે (ધીમી આંચવાળી તાપણી થકી કાંઇ ઉપયોગ થતો નથી) અથવા સ્પીરીટ લેમ્પપર કે સ્ટોવપર ધરી કાંટા બાળી નાખવાથી વધારે ઠીક થશે. જો સ્ટોવ મળી શકે તો છેલ્લી રીત સૌથી સરસ છે. પ્રાયમસ સ્ટોવ સારૂં કામ કરે છે અને તે એક કલાકમાં ત્રીસથી ચાળીસ રતલ થોરી તૈયાર કરી શકે છે. એવી જાતનો મ્હોટો જેવો કે "ઇફેકટીવ સ્ટોવ" અલબત્ત વધારે અને સરસ કામ આપશે. એક પ્રાયમસ સ્ટોવ મોટા કાઠાના ત્રણ બળદની જોડીને પુરી પડે એટલી થોરી તૈયાર કરશે, ખવડાવતા પહેલાં સર્વે કાંટા નીકળી ગયા છે કે નહીં એ તપાસી જોવું જરૂરનું છે નહીં. તેમ થાય તો જનાવર થોરી ખાશે નહી. બળ્યા પછી ઘાસ કાપવાના સંચા વડે અથવા લાકડાના ટીંબલાપર મુકી છરી વડે થોરીના ફાફડાના ન્હાના ન્હાના કકડા કરવા. છેલ્લી રીત પ્રમાણે કકડા કરવા હોય તો કડબી કાપવાની સાધારણ કુહાડી સારી રીતે કામ આપશે. સાધારણ થોડું સુકું ઘાસ અથવા કડબી સાથે જો થોરીનો ખોરાક આપવાનો હોય તો નીચે બતાવ્યા પ્રમાણે તે ત્રણ ટંક મળીને આપવો. ¼ સવારે, ½ બપોરે અને ¼ સાંજના:—

આખા દિવસનો ખોરાક—

| | ન્હાના જનાવર માટે. | મોટા જનાવર માટે. |
|---|---|---|
| સુકો ચારો (ઘાસ અગર કડબો)... | ૯ રતલ | ૧૨ રતલ. |
| થોરી ... ... ... | ૧૫ રતલ | ૨૧ રતલ। |
| પાણીમાં પીગળાવેલું ગોહું ... | ૩ અધોળ | ૩ અધોળ. |
| હાણો ... ... ... | ½ રતલ | ½ રતલ |

જો થોરી એકલીજ ખવડાવવી હોય તો પહેલાં તેના બારીક કકડા કરી કાપેલી કડબી અથવા સુકા ઘાસ સાથે ભેળવીને ૬ (છ) ટકા કપાસના બી સાથે આપવી. થોડા દિવસ પછી કડબી અથવા ઘાસની જરૂર રહેશે નહીં અને જનાવર થોરી અને કપાસની બીની મેળવણી સહેલાઇથી લેશે. દરેક જનાવરને દરરોજ ત્રીસથી ચાળીસ રતલ સુધી થોરી અને લગભગ ૨ રતલ સુધી કપાસના બીનો ખોરાક આપી શકાશે. સઘળા કાંટા બરાબર રીતે કાઢી નાખ્યા હોય તો, બેમાંથી ગમે તે રીતે થોરીનો ખોરાક જનાવરને સારી સ્થિતિમાં રાખશે અને વળી તેના વજનમા વધારો પણ કરશે.

---

## ઉન્હાળા માટે ઘાસચારાના પાક-વીશે મુંબઇ સરકારનાં ખેતીવાડી-ખાતાનું હસ્તપત્રક નં. ૧૧.

ચાલુ દુકાળના વરસે દક્ષિણમાં અને ગુજરાતમાં મે માસની શરૂઆતથી જુનની આખર લગણ ઘાસચારાની ઘણીજ તંગી પડવાનો સંભવ છે. તેથી જે પાક ઉન્હાળામા ઉપર કહેલા વખતસર કાપવાને તૈયાર થાય તેવા ઘાસચારાના પાક વાવવા ઘણું અગત્યનું છે.

ધી આરમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

એવા પાક માટે જુવારની કેટલીક જાત ખાસ માફક છે. સુંધીઆ જુવાર ગુજરાત માટે સરવેમા સરસ છે; હુંડી કાળખોડી અને ખોડી એ જાત મહારાષ્ટ્ર માટે ઘણી ઉત્તમ છે. સુંધીઆનુ બી ગુજરાતમા ઘણે ઠેકાણે અને મુખ્યત્વે કરીને નડીઆદની આસપાસ ઘણા મોટા પ્રમાણમાં મળે તેમ છે દક્ષિણમા માફક આવતી જાતનું બી, જેમને પોતાને મળી શકે તેમ નથી તેમના માટે તે મેળવી આપવાની કોશેશ ખેતીવાડી ખાતા તરફથી થાય છે. હમેશા જુવાર માટે જમીન જે રીતે તૈયાર કરવામાં આવેછે તેજ રીતે આ પાક માટે કરવી; માત્ર પાણી પાવા સારૂ વગ રાખવી જોઇએ. ઢોરનું છાણ અને બીજુ ઉકરડાનું ખાતર જેટલું મળી શકે તેટલુ જમીનમાં નાખવું અને દાતાલા વતી નવ નવ ઇંચને છેટે હારેથી બી વાવવું. બી ઘણુંજ ઘાડું નાખવુ એટલુ કે તે દર એકરે ચાલીસ રતલ કરતા ઓછુ ખપવું ન જોઇએ પાકને પાણી ઉપરાઉપરી પાવુ જોઇએ ગુજરાતની હલકી જમીનને ચાર અગર પાચ દિવસના અંતરે અને દક્ષિણમા આઠથી દસ દિવસના અંતરે તે પાવુ જોઇએ. જુવારની ઉપર લખેલી કોઇપણ જાત ડુંગ બેસતા પહેલાં ચારા તરીકે વાપરવી જો ખમ ભરેલું છે. પણ ડુંડા બેઠા પછી એ પાકનો ઘાસચારો ઘણોજ સારો બને છે. સુંધીઆ જુવાર કાપવા જેવી લગભગ બે મહિનામાં તૈયાર થાય છે અને બીજી ઉપર લખેલી જાતની જુવારો તૈયાર થતા અઢીથી ત્રણ મહિના લાગે છે. સાધારણ સારી જમીનમા સુંધીઆ જુવારનો લીલો ચારો એક દીઠ ૧૦,૦૦૦ થી ૧૨,૦૦૦ રતલ ઉતરશે અને જુવારની ઉપર કહેલી બીજી જાતનો પાક તેથી પણ થોડો વધારે ઉતરશે.

## ચોખાનો પાક વીશે ૧૯૧૮-૧૯ નો છેલ્લો વર્તારો.

ચોખાનો પાક બ્રિટીશ હિંદુસ્તાનમાં જે જે સ્થળે કરવામા આવ્યો છે તેમાથી ૯૯ ટકા જેટલા વીસ્તાર માટેના રીપોર્ટ મળ્યા છે. તે ઉપરથી માલમ પડે છે કે કુલ ૭,૫૮,૬૪,૦૦૦ એકર જેટલા વીસ્તારમા એને માટે વાવણી કરવામા આવી છે ગયે વરસે એ વિસ્તાર ૮,૦૧,૪૧,૦૦૦ એકર જેટલો હતો. એ રીતે જોતા ૧૯૧૭-૧૮ ના વરસ સાથે સરખાવતા પાચ ટકા જેટલો ઘટાડો જણાય છે. એ પાકની ઉતર ગયે વરસે ૩,૬૨,૪૯,૦૦૦ ટન છડેલા ચોખા જેટલી થઇ હતી તેમા ૩૪ ટકા જેટલો ઘટાડો થઇ ૨,૩૮,૨૨,૦૦૦ ટન જેટલી ૧૯૧૮-૧૯ મા થશે એમ અડસટો છે. એ ઘટાડો મુખ્યત્વે કરીને બીહાર અને ઓરીસા, મદ્રાસ તથા વાવ્ય પ્રાંતોમાં વરસાદની અછત હોવાથી થયો છે. ૧૯૧૦-૧૧ ના વરસમા દર એકરે ૧૦૭૭ રતલ જેટલી ઉતર થઇ હતી. તે પછી અત્યાર સુધીમાં સઉથી ઓછી ઉતર આ વરસે એકર દીઠ ૭૦૩ રતલની છે. જે ભાગોને માટેની આ વીગત આપી છે તે સિવાયના જે ભાગમા એ માટે વાવણી કરવામાં આવે છે ત્યા તેનો વિસ્તાર સરેરાશ ૮,૭૦,૦૦૦ એકર જેટલો હોય છે અને ઉતર ૨,૭૩,૦૦૦ ટન જેટલી હોય છે એ વીશે આ વરસે કશો અડસટો મળ્યો નથી તેથી ઉપર જણાવેલા ૨,૩૮,૨૨,૦૦૦ ટન જેટલા ચાડમટ્ટામા એને ગણવામાં આવ્યો નથી

---

# ઇંડીયા ઑફીસના નવા કૉન્ટ્રેકટસ નવેંબર ૧૯૧૮.

| | |
|---|---|
| કેબલ્સ—ડબલ્યુ.ટી. ગ્લોવર એંડ કું. | મેન્ચેસ્ટર. |
| સેલ્સ—જનરલ ઇલેકટ્રીક કું. | લંડન ઇ. સી. |
| કલોરાઇડ ઇલેકટ્રીકલ સ્ટોરેજ કું. | લંડનએસ. ડબલ્યુ. |
| મોટાં ઘડીયાળો—જે. એચ. અગરબાથ | લંડન ઇ. સી. |
| કાપડ—(૧) બ્રીટીશ ફ્લુવીયુસીન કું. | મેન્ચેસ્ટર. |
| (૨) વીંટર બોટમ બુક કલોથ કું. | મેન્ચેસ્ટર. |
| કોપર પ્લેટસ—જે. બીબી. એંડ સન્સ. | લીવરપુલ. |
| કોપર ટયુબીંગ—યોર્કશાયર કોપર વર્કસ, કું. | લીડસ |
| ડાઇનેમો—જે. સ્ટોન એંડ કું. | બ્રેન્ટફર્ડ. |
| ધ્રુ કપાઉડર—પી એંડ જે. આર્નોલ્ડ | લંડન. |
| આયર્ન બાર—ડારલીંગ્ટન રોલીંગ મીલ્સ | ડાર્લીંગ્ટન. |
| લીનન—નોર્ટન એંડ શેગરી | લંડન. |
| કાગળ—(૧) રેનાયો લીમીટેડ. | હોલબોર્ન. |
| (૨) ડબલ્યુ. જોઇન્સન એંડ સન | કેન્ટ. |
| (૩) સ્પાઇસર બ્રધર્સ લીમીટેડ. | લંડન. |
| (૪) કારીઓનમ કું | ” |
| (૫) જે. સ્પાઇસર એંડ સન | ” |
| (૬) ડબલ્યુ એંડ આર બાલ્સ્ટન. | મેડસ્ટોન. |
| (૭) ઇલામ્સ ડુપ્લીકેટર કું. | લંડન |
| પેન્સીલ—જી. રેની એંડ કું. | ” |
| ફ્રેન્ટોફોન્સ—ઓટોમેટીક ટેલી. મેન્યુફેકચરીંગ કું. | ” |
| ટાયણીઓ—ફ્રીચલી બ્રધર્સ. | બ્રીમ્સ્કોમ્બ. |
| સ્ટીલ—ડીસ્ટ્રીકટ આયર્ન કું. | સ્મીથવીક |
| પથર ભાગવાના સંચા તથા તેના ભાગ—બાસ્લે એંજીનીયરીંગ કું. | લીડસ. |
| ટેલીફોનના સેટ—પીલ કૉનર ટેલી. વર્કસ. | સાલ્ફોર્ડ. |
| ટાયર્સ—(પૈડા)—વર્કીંગ્ટન આયર્ન કું. | વર્કીંગ્ટન. |
| વાર્નીશ—(૧) આર. આઇ કલાર્ક એંડ કું. | વેસ્ટ હેમએબી. |
| (૨) ક્રીઅસ્લે એંડ કું. | રીપન. |
| (૩) વીલકીન્સન હેવુડ એંડ કલાર્ક | લંડન. |
| વ્હીલ્સ (પૈડા)—મીલર એંડ કું. | એડીનબરો. |

## ડીસેમ્બર ૧૯૧૮.

| | |
|---|---|
| એકસલબોકસીઝ—(૧) પેટંટ એકસલ બૉકસ એંડ ફાઉંડ્રી કું. | વુલ્વરહેમ્પ્ટન. |
| (૨) વલ્કન ફાઉંડ્રી લીમીટેડ | ન્યુટન લીવાલાઝ. |
| બ્રાસ ટયુબ્ઝ—(૧) મ ટ્ઝ મેટલ કું | બરમીંગહામ. |
| (૨) યોર્કશાયર કૉપર વર્કસ | લીડઝ. |
| (૩) જે. વાલ્કીન્સ સન એંડ મેપલબેક | બરમીંગહામ. |
| (૪) બરમીંગહામ બેટરી એંડ મેટલ કું. | સેલીઓક. |
| (૫) બાલ્ટન કૉપર કું. | મેન્ચેસ્ટર. |

# SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઈ. સ. ૧૯૧૮ ના ડીસેમ્બર માંસમા હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યા હતા.

| | સુતર | (રતલ) |
|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૭ | ૧૯૧૮ |
| મુંબઇ | ૪,૦૭,૬૬,૯૬૪ | ૩,૭૯,૫૯,૫૩૧ |
| મદ્રાસ | ૩૫,૯૧,૫૫૪ | ૨૯,૭૫,૦૫૫ |
| બંગાળા | ૩૦,૮૪,૭૦૦ | ૨૯,૮૦,૮૮૩ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | ૩૫,૪૬,૬૮૨ | ૨૪,૧૬,૧૮૪ |
| અજમેર મેવાડ | ૧,૩૫,૮૨૭ | ૧,૫૯,૪૩૫ |
| પંજાબ | ૩,૫૮ ૪૧૭ | ૨,૫૫,૧૮૬ |
| દીલ્હી | ૨,૦૬,૬૨૬ | ૨,૪૨,૬૬૯ |
| મધ્ય પ્રાંતો તથા બિરાર | ૨૭,૫૫,૦૯ | ૨૯,૭૭,૦૧૫ |
| બ્રિટીશ ઇંડીયામા કુલ | ૫,૪૪,૩૫,૮૬૯ | ૪,૯૯,૬૫,૯૫૮ |
| દેશી રાજ્યો | ૨૯,૩૧,૫૬૨ | ૨૪,૬૧,૮૭૧ |
| એકંદર કુલ | ૫,૭૩,૬૭,૪૩૧ | ૫,૨૬,૦૭,૮૨૯ |

| | | કાપડ | |
|---|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૭ | ૧૯૧૮ |
| મુંબઇ | રતલ | ૨,૬૪,૬૪,૮૩૪ | ૩,૨૨,૯૮,૮૭૫ |
| | વાર | ૧૧,૭૧,૧૪,૨૬૪ | ૧૪,૦૯,૦૧,૯૯૩ |
| મદ્રાસ | રતલ | ૧૦,૩૩,૮૭૬ | ૧૨,૬૬,૫૯૫ |
| | વાર | ૨૮,૦૩,૦૬૫ | ૩૨,૯૨,૫૮૨ |
| બંગાળ | રતલ | ૪,૬૨,૩૧૪ | ૪,૬૮,૫૩૫ |
| | વાર | ૨૨,૬૯,૮૪૨ | ૨૪,૬૨,૪૮૧ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | ૧૨,૫૬,૭૧૫ | ૯૯,૯,૯૮૨ |
| | વાર | ૩૬,૩૭,૪૭૧ | ૨૭,૬૧,૪૬૨ |
| અજમેર મેવાડ | રતલ | ૩૭,૮૮૭ | ૧,૩૫,૨૯૫ |
| | વાર | ૧,૫૦,૮૦૮ | ૩,૯૮,૨૫૮ |
| પંજાબ | રતલ | ૩[illegible],૮૫૮ | ૪૪,૯૬૦ |
| | વાર | ૧,૪૧,૫૦૪ | ૧,૩૪,૩૮૯ |
| દીલ્હી | રતલ | ૬૨,૭૬૬ | ૮૦,૩૨૯ |
| | વાર | ૧,૦૪,૮૩૨ | ૧,૧૪,૯૪૫ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૨૮,૭૦૨ | ૧૩,૬૮,૬૭૦ |
| | વાર | ૪૧,૦૪,૪૬૭ | ૫૪,૫૫,૦૯૪ |
| બ્રિટીશ હિંદુસ્તાનમા કુલ | રતલ | ૩,૦૩,૮૫,૯૫૨ | ૩૬,૬,૬૩,૨૪૧ |
| | વાર | ૧૩,૦૩,૨૬,૨૮૩ | ૧૫,૫૫,૧૯,૨૦૪ |
| દેશી રાજ્યો | રતલ | ૨૦,૧૪,૪૩૨ | ૨૦,૨૯,૬૩૨ |
| | વાર | ૭૫,૦૦,૯૬૩ | ૭૪,૨૭,૯૬૦ |
| એકંદર ટોટલ) | રતલ | ૩,૨૪,૦૦,૩૮૪ | ૩,૮૬,૯૨,૯૭૩ |
| | વાર | ૧૩,૭૮,૨૭,૨૪૬ | ૧૬,૨૯,૪૭,૧૬૪ |

# JOINT-STOCK COMPANIES.

## જૉઇન્ટ–સ્ટૉક કંપનીઓ.

### ટેબલ પહેલું.

માઇસાર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમા જોડાઇ ગયેલી કંપનીઓ અને જે જાનેવારી ૧૯૧૯ની સાલમાં રજીસ્ટર થઇ હતી. જેની વીગત નીચે લખવામાં આવી છે.

| જાત. | જાનેવારી ૧૯૧૮ સંખ્યા. | જાનેવારી ૧૯૧૮ થાપણ રૂ. ૧,૦૦૦ | જાનેવારી ૧૯૧૯. સંખ્યા. | જાનેવારી ૧૯૧૯. થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| બેંકીંગ અને લોન ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૩ | ૧,૭૦ | ૨ | ૧,૦૧ |
| ઇન્સ્યુરન્સ. | ૧ | ૫૦,૦૦ | ... | ... |
| ટ્રેડીંગ:— | | | | |
| ૧. નેવીગેશન. | ૧ | ૩,૫૦ | ... | ... |
| ૨. બીજાઓ. | ૮ | ૧૪,૪૧ | ૧૫ | ૧,૩૧,૯૫ |
| મીલો અને પ્રેસો:— | | | | |
| ૧. કોટન મીલો. | ... | ... | ૨ | ૧૬,૨૫ |
| ૨. કોટન અને જ્યુટસ્ક્રો અને પ્રેસો | ... | ... | ૧ | ૭૫ |
| ૩. ચોખાની મીલ. | ... | .. | ૧ | ૭૫ |
| ૪. શો અને ટીમ્બર મીલ | ... | ... | ૧ | ૨,૫૦ |
| ચા અને બીજી વાવેતર કુાં:— | | | | |
| ૫. ચા. | ૨ | ૫,૫૦ | ૧ | ૧,૦૦ |
| ૬. ખાણો અને પત્થરની ખાણો કોલસો. | ૨ | ૩,૦૦ | ૮ | ૩૬,૮૦ |
| ૭. બીજીઓ. | ૧ | ૧,૦૦ | ૧ | ૩,૦૦ |
| ૮. ઉપર લખ્યા ઉપરાંત બીજી કુાં: | ૩ | ૪૫,૨૦ | ... | ...... |
| કુલે. | ૨૧ | ૧,૨૪,૩૧ | ૩૨ | ૧,૯૬,૭૫ |

### ટેબલ બીજું.

માઇસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્થાનમાં જોડાઇ ગયેલી કંપનીઓ અને જે સાત મહિનાની અંદર રજીસ્ટર થઇ હતી એટલે કે એપ્રીલથી ડીસેમ્બર ૧૯૧૮ અને ૧૯૧૭ ના આગલા વર્ષ સરખાવતાં જેની વીગત નીચે મુજબ આપવામાં આવી છે.

એપ્રીલથી જાનેવારી ૧૯૧૮, અને એપ્રીલથી જાનેવારી ૧૯૧૯.

| જાત. | સંખ્યા. | થાપણ. રૂ. ૧,૦૦૦ | સંખ્યા. | થાપણ રૂ. ૧,૦૦૦ |
|---|---|---|---|---|
| બેંકીંગ લોન અને ઇન્સ્યુરન્સ. | | | | |
| ૧. બેંકીંગ અને લોન. | ૩૨ | ૧૨,૨૬,૭૫ | ૧૯ | ૩૧,૧૪ |
| ૨. ઇન્સ્યુરન્સ. | ૧ | ૫૦,૦૦ | ૨ | ૧૦,૨૦ |
| ટ્રેડીંગ. | | | | |
| ૨. નેવીગેશન. | ૧ | ૩,૫૦ | ૧ | ૩,૦૦ |
| ૩. રેલ્વેઝ અને ટ્રામો. | ૩ | ૨૮,૦૦ | ...... | ...... |
| ૪. કોઓપરેટીવ એસોસીએશન | ૧ | ૨,૫૦ | ૧ | ૨૦ |
| ૫. શીપીંગ, લેન્ડીંગ અને વેર હાઉસીંગ. | ૧ | ૫,૦૦ | ...... | ..... |
| ૬. પ્રાન્ટીંગ, પબ્લીશીંગ અને સ્ટેશનરી. | ૧૨ | ૨૦,૩૦ | ૯ | ૮,૬૯ |
| ૭. બીજાઓ. | ૭૬ | ૫,૭૨,૫૧ | ૯૭ | ૪,૮૪,૪૫ |
| મીલો અને પ્રેસો. | | | | |
| ૮. કોટન મીલો. | ૨ | ૪૭,૦૦ | ૫ | ૭૦,૨૫ |
| ૯. ઉન, રેશમ, અને શણની મીલો વગેરે. | ૧ | ૧,૦૦ | ...... | ..... |
| ૧૦. કોટન અને જ્યુટસ્ક્રો અને પ્રેસો | ૩ | ૬,૫૦ | ૩ | ૧૧,૭૫ |
| ૧૧. પેપર મીલો. | ૧ | ૨,૦૦ | ...... | ... |
| ૧૨. રાઇસ મીલો. | ૨ | ૧,૭૦ | ૩ | ૯૦,૭૫ |
| ૧૩. સો અને ટીમ્બર મીલ | ...... | .... | ૨ | ૧૨,૫૦ |
| ૧૪. બીજી મીલો અને પ્રેસો. | ૩ | ૧,૧૬,૬૦ | ૫ | ૧૧,૦૦ |
| ચા અને બીજી વાવેતર કંપનીઓ. | | | | |
| ૧૫. ચા | ૨૭ | ૭૨,૬૩ | ૨૧ | ૫૦,૬૦ |
| ૧૬. કોફી અને સીકોના. | ૧ | ૩,૦૦ | ...... | ...... |
| ૧૭. બીજાઓ. | ૬ | ૬,૯૮ | ૭ | ૨૫,૯૦ |
| ખાણો અને પથ્થરની ખાણો | | | | |
| ૧૮. કોલસો. | ૮ | ૧૯,૫૦ | ૨૨ | ૭૨,૮૦ |
| ૧૯. બીજાઓ. | ૭ | ૫૯,૫૦ | ૧૧ | ૪૧,૧૮ |
| ૨૦ જમીન અને બાંધકામ. | ૨ | ૧,૧૦ | ૧ | ૬,૦૦ |
| ૨૧. જવનો દારૂ. | ૧ | ૬,૮૮ | ૨ | ૧,૭૨ |
| ૨૨. બરફ બનાવવાનું કારખાનું. | ૧ | ૬૦ | ...... | ...... |
| ૨૩. શાકર બનાવવાનું કારખાનું. | .. ... | ...... | ૨ | ૧૯,૦૦ |
| ૨૪. ઉપર જણાવ્યા શીવાયની બીજી કંપનીઓ. | ૧૨ | ૧,૦૪,૦૫ | ૬ | ૩૮,૫૫ |
| કુલ. ... ... | ૨૦૪ | ૨૩,૫૭,૬૦ | ૨૧૯ | ૯,૮૯,૬૮ |

## ટેબલ ત્રીજું.

માઈસોર સ્ટેટ અને બ્રિટિશ હિંદુસ્તાનમાં સંયુક્ત થયેલી જોઈન્ટ સ્ટોક કંપનીઓ ૧૯૧૮ ડીસેમ્બર મહિનામાં રજીસ્ટર થઈ હતી જેની સંપૂર્ણ વિગત નીચે પ્રમાણે છે.

| નં૦ નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧. બેકીંગ, લોન, અને ઇન્સ્યુરન્સ | | | |
| (અ) બેંકીંગ અને લોન. | | | |
| ૧. ક્ષત્રીયાનું ફન્ડ ... ... | મદ્રાસ. | નાણા સંબંધી ધીરધાર. | ૧,૦૦૦ |
| ૨. નારાયણી બેન્ક ... ... | મેનુપલાયમ, જીલ્લો કોઇમ્બતુર મદ્રાસ | ,, | ૧,૦૦,૦૦૦ |
| | | બેન્કીંગ લોન અને ઇન્સ્યુરન્સ કુલ .. | ૧,૦૧,૦૦૦ |
| ૨. ટ્રેડીંગ. | | | |
| ૩. ઇંગ્લીશ ઇલેક્ટ્રીક કું. ... | ૬ હેસ્ટીંગ સ્ટ્રીટ કલકત્તા. | ઇલેક્ટ્રીકલ અને મીકેનીકલ એનજીનીયરીંગ વગેરે. | ૧,૦૦,૦૦૦ |
| ૪. નૈનીતાલ મોટર ટ્રાન્સપાર્ટ કું. | ૮, સ્ટ્રેન્ડરોડ, કલકત્તા. | મોટરકાર દોડાવવાનું કામકાજ કરવા વગેરે | ૨,૦૦,૦૦૦ |
| ૫. ઇન્ટરનેશનલ એનજીનીયરીંગ અને મોટર વર્કસ ... | ૪૮–૩ બેન્ટીક સ્ટ્રીટ કલકત્તા. | સામાન્ય ધંધો કરનાર. | ૭૦,૦૦૦ |
| ૬ બુકસ ફોરેસ્ટ બાઇ પ્રોડકસ .. | ૮–૧ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ કલકત્તા. | રંગનું કામ કરનાર | ૧૦,૦૦,૦૦૦ |
| ૭ જી. એ. એસ. ... ... | ૧૫, કલાઇવરોડ કલકત્તા. | ઇંટ, લાદી અને પાઇપ બનાવનાર. | ૩,૦૦,૦૦૦ |
| ૮. ગુર્જર ફ્રાઇબ્રે કું. .. | ૩ ફેરલીપેલેસ કલકત્તા. | રેસા બનાવનાર | ૧,૦૦,૦૦૦ |
| ૯. ઇન્ડસ્ટ્રીયલ એનેલીટીકલ લેબોરેટરી. ... | બંગાલ. | લેબોરેટરીનુ કરનાર | ૨,૦૦૦ |
| ૧૦. કેન્ડરોઝ એન્ડ કું. .. | કલકત્તા. | કેમીસ્ટ ડ્રગીસ્ટસ | ૫,૫૦,૦૦૦ |

SEA-BORNE TRADE OF INDIA.

# હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૮ ના ડીસેમ્બર માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports. | આયાત. ૧૯૧૭ માં રૂ. | ૧૯૧૮ મા રૂ. |
|---|---|---|
| જીવતા જનાવરો ... ... ... ... | ૮૨,૮૨૫ | ૧,૬૮,૦૦૦ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... ... | ૮૧,૮૧૫ | ૧,૩૧,૬૩૬ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... ... | ૩,૩૬,૧૯૭ | ૩,૭૯,૧૭૦ |
| બુટસ અને શુઝ ... ... ... ... | ૨,૪૦,૪૫૫ | ૨,૬૨,૪૮૫ |
| ઘર બાંધવાનો સામાન ... ... ... | ૧૩,૪૯,૩૩૪ | ૪,૫૪,૦૫૦ |
| ચીણબત્તી ... ... ... ... | ૧,૦૫૧ | ૨૨૦ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... ... | ૮૬,૬૪૨ | ૧,૫૯,૪૮૪ |
| રસાયણિક પદાર્થો ... ... ... ... | ૨૩,૭૯,૭૧૩ | ૧૬,૫૭,૦૩૫ |
| ઘડીયાળો ... ... ... ... | ૩૪,૯૨૨ | ૩,૮૧,૬૬૭ |
| કોલસા ... ... ... ... | ૨૧,૮૬૭ | ૧,૭૨,૮૫૧ |
| કૉફી ... ... ... ... ... | ૨૪,૨૯૧ | ૮૦ |
| કાથો (સીંદરી) ... ... ... ... | ૬૮ | ૨૪૪ |
| દોરડા ... ... ... ... ... | ૨,૦૮,૧૨૯ | ૧,૫૮,૮૩૫ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... ... | ૧,૨૩,૫૩૬ | ૧,૦૯,૦૧૭ |
| સાઇકલો ... ... ... ... | ૧,૫૯,૬૦૫ | ૧,૧૧,૨૭૦ |
| કપુર ... ... ... ... | ૩,૩૭,૯૫૬ | ૭૬,૯૦૭ |
| બીજી જાતની દવા મળી કુલ ... .. | ૧૩,૩૨,૧૨૩ | ૧૩,૦૨,૯૭૨ |
| લુગડાં રંગવાની ચીજો ... ... ... | ૫,૩૨,૫૦૫ | ૩,૮૪,૦૬૮ |
| ફટાકડા ... ... ... ... | ૧૫,૧૨૦ | ૯,૧૪૮ |
| ફરનીચર ... ... ... ... | ૧,૩૫,૭૩૭ | ૧,૭૫,૯૪૭ |
| કાચનો સામાન ... ... ... ... | ૧૩,૮૬,૯૬૯ | ૮,૩૫,૩૧૮ |
| ચોખા ... ... ... ... | ૯,૬૩૮ | ૧,૬૮૩ |
| ઘઉં ... ... ... ... | ......... | ...... |
| ઘઉંનો લોટ ... ... ... ... | ૧,૦૮૯ | ૩૫૧ |
| હાર્ડવેર ... ... ... ... | ૨૦,૩૧,૯૭૪ | ૨૯,૪૬,૧૧૦ |
| ધુપ ... ... ... ... | ૬૬,૦૧૫ | ૨૩૮ |
| ચામડા બિન કેળવાયલાં ... ... ... | ૮૬,૦૨૦ | ૪૫,૮૬૦ |
| ઇલેક્ટ્રીસીટીને લગતાં હથીઆરો ... ... | ૯,૨૪,૮૫૧ | ૧૦,૦૦,૧૭૯ |
| સંગીત વિગેરેને લગતા હથીઆરો ... ... | ૧૨,૨૮,૩૦૯ | ૧૭,૩૬,૭૫૮ |
| હાથીદાંત ... ... ... ... | ૨,૯૫,૧૪૫ | ૧,૫૦,૪૮૩ |
| ઝવેરાત ... ... ... ... | ૩૫,૪૪૫ | ૯૩,૭૫૧ |

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે!

| ચીજનું નામ. | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલા ચામડાં... ... ... ... | ૨,૯૨,૮૪૪ | ૨,૪૪,૩૨૮ |
| દારૂ ... ... ... ... ... | ૫,૩૩,૧૫૩ | ૭,૦૦,૩૧૨ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... ... | ૨૭,૫૯,૨૪૨ | ૩૭,૫૪,૨૭૯ |
| દીવાસળી . . ... ... ... ... | ૨૪,૫૨,૭૫૬ | ૭,૬૭,૭૮૯ |
| પીત્તળ ... ... ... ... ... | ......... | ......... |
| ત્રાંબુ ... ... ... ... ... | ૬,૯૬,૯૧૨ | ૩,૭૦,૬૬૧ |
| જર્મન સીલ્વર ... ... ... ... | ૪૪૮ | ... . ... |
| લોઢું .. ... ... ... ... | ૪૮,૩૯૦ | ૩,૮૩,૫૪૩ |
| લોઢું અને સ્ટીલ ... ... ... ... | ૩૯,૫૩,૭૫૫ | ૧૦,૭૧,૯૯૮ |
| સ્ટીલ ... ... ... ... ... | ૧,૫૨,૯૯૩ | ૧૭ ૫૨,૪૬૪ |
| સીસું ... ... ... ... ... | ૨,૫૫,૫૪૮ | ૫,૩,૩૯૯૭ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... ... | ૮,૯૪૮ | ૩,૬૪,૦૬૭ |
| કેરોસીન તેલ ... ... ... ... | ૭,૬૮,૨૪૮ | ......... |
| અળશીનું તેલ ... ... ... ... | ૧,૧૯૨ | ૬૦ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... | ૮૨,૦૩૧ | ૨૦,૯૭૬ |
| રંગ રોગાન વિગેરે... ... ... ... | ૭,૨૩,૯૫૪ | ૯,૩૬,૮૭૧ |
| કાગળો ... ... ... ... ... | ૧૦,૦૫,૨૧૪ | ૨૩,૨૫,૮૬૦ |
| રેલ્વે ગાડીઓ તથા સામાન મળી કુલ ... | ૭૦,૪૬૭ | ૧૦,૨૫,૯૮૩ |
| રબર ... ... ... ... | ૪,૭૮,૯૪૩ | ૨,૭૬,૦૭૮ |
| મીઠું ... ... ... ... ... | ૩૨,૭૩,૮૧૭ | ૫ ૬૬,૩૧૬ |
| સાબુ .. ... ... ... ... | ૧૦,૫૮,૫૫૨ | ૬,૩૩,૮૬૪ |
| સોપારી ... ... ... ... ... | ૩,૫૭,૫૬૯ | ૪,૨૩,૬૨૫ |
| તેજાનો કુલ ... ... ... ... | ૮,૭૦,૧૨૨ | ૧૬,,૯૬,૪૫૪ |
| સ્ટેશનરી ... ... ... ... ... | ૫,૫૮,૯૩૭ | ૪,૭૮,૫૯૦ |
| ખાંડ . . ... ... ... ... | ૧,૫૬,૨૯,૯૩૫ | ૨,૨૮,૦૫,૨૫૬ |
| સુતર કાચું .. ... ... ... | ૬,૩૭,૨૮૫ | ૨,૨૪,૯૬૦ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... . | ૧૬,૪૫,૦૭૭ | ૭૮,૮૮,૫૮૧ |
| વગર ધોએલા પીસ ગુડઝ ... ... ... | ૧,૫૨,૪૫,૮૫૨ | ૧,૮૯,૪૦,૯૩૧ |
| ધોયેલા પીસ ગુડઝ... ... ... ... | ૭૭,૯૬,૨૬૯ | ૬૧,૮૨,૪૫૧ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... ... | ૯૮,૧૦,૯૦૫ | ૫૮,૮૪,૦૭૨ |
| શીવવાના દોરા ... ... ... ... | ૨,૭૩,૩૯૭ | ૩,૩૮,૬૩૮ |
| સુતર એકંદર ... ... ... ... | ૩,૧૮,૫૮,૭૯૧ | ૪,૧૭,૫૨,૧૦૬ |
| રેશમ કાચું ... ... ... ... | ૬,૨૫,૮૬૯ | ૬,૭૧,૮૭૪ |
| રેશમના પીસ ગુડઝ... ... ... ... | ૧૪,૬૬,૧૮૮ | ૧૬,૧૬,૦૭૯ |
| કાચું ઉન ... .. ... ... | ૩૦,૫૫૯ | ૧,૧૧,૨૮૭ |
| હોઝીઅરી ... ... ... ... | ૯૫,૮૬૦ | ૧,૩૭,૦૭૭ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... ... | ૧૦,૮૪,૦૮૯ | ૧૨,૯૮,૦૬૨ |
| ઉન કુલ ... ... . | ૧૩,૩૮,૩૭૦ | ૧૯,૭૦,૦૯૨ |
| તંબાકુ ... ... ... ... | ૮,૦૫,૪૯૩ | ૧૭ ૯૬,૭૮૧ |

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

| ચીજનું નામ. | ૧૯૧૭ રૂ. | ૧૯૧૮ રૂ. |
|---|---|---|
| | ૫,૫૨,૫૯૦ | ૪,૯૩,૦૨૭ |
| ાકડા ... ... ... | ૨,૧૮,૧૨૮ | ૨,૫૮,૬૩૫ |
| મકડાં ... ... ... | ૮૩,૫૮૯ | ૫૬,૦૮૯ |
| છત્રીઓ ... ... ... | ૭૭,૪૮૪ | ૬૫,૬૫૯ |
| છત્રીઓનો સામાન ... .. ... | | |
| કુલે આયાત | ૧૧,૩૪,૦૦,૦૪૧ | ૧૩,૧૯,૯૭,૦૩૫ |

## Exports.

નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૭-રૂ. | ૧૯૧૮-રૂ. |
|---|---|---|
| | ૨,૨૧,૪૭૫ | ૨,૧૦,૫૦૨ |
| જીવતાં જનાવરો ... .. ... | ૨,૭૪૭ | ૪૫,૯૦૪ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૫,૫૯,૭૬૪ | ૧,૨૧,૯૪૩ |
| મીણબત્તી ... ... ... | ૪,૦૬,૬૬૧ | ૨,૦૯,૨૩૨ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૧,૯૪,૮૪૬ | ૧,૩૫,૪૮૦ |
| કોલસા ... ... ... ... | ૩,૮૬,૬૭૮ | ૧,૫૩,૨૧૯ |
| કૉફી ... ... ... ... | ૩,૧૩,૯૫૯ | ૨,૭૯,૫૧૭ |
| કાથો, (સીંદરી) ... ... ... | ૭૩,૯૦૧ | ૪૬,૧૪૬ |
| દોરડાં ... ... ... ... | ૯૦,૧૬૩ | ૨,૮૦,૫૭૦ |
| દવાઓ ... .. ... ... | ૫,૮૧,૭૭૫ | ૫,૩૧,૮૧૧ |
| ગળી ... ... . ... | ૧૦,૮૧,૩૫૦ | ૯,૫૬,૨૧૭ |
| હરડાં બેડાં .. ... | ......... | .. ..... |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ ... | ૨,૮૬,૭૩૩ | ૫,૦૨,૭૩૬ |
| ફળ ને શાક .. ... / ડાંગર ... ... ... / ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ / ઘઉંની સરકારી ચઢત ... .. (કુલ) | ૧,૧૮,૮૨,૨૫૯ | ૧,૪૬,૮૯,૯૮૯ |
| ઘઉંનો લોટ .. ... | ૩,૨૫,૭૪૫ | ૬,૪૮,૨૨૧ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૩,૫૫૦ | ૭,૫૪૫ |
| લાખ ... ... ... ... | ૩૯,૮૪,૦૪૩ | ૮૨,૩૧,૪૧૬ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ......... | ......... |
| દારૂ ... ... ... ... | ......... | ......... |
| ઊન ... ... ... ... | ૩,૨૪,૯૫૪ | ૮,૫૨,૩૧૯ |
| ખાતર ... ... .. ... | ૯,૧૮,૮૦૦ | ૩,૮૭,૫૧૨ |
| મેંગેનીઝ ... ... ... ... | ૩,૬૪,૯૪૯ | ૩,૧૮,૧૨૮ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૨૭,૧૦,૮૦૫ | ૨૦,૪૯,૯૦૪ |
| ધાતુ કુલ ... ... .. ... | ......... | ......... |
| મીણ ... ... ... ... | ૭,૨૬,૪૭૬ | ૨,૦૭,૨૦૨ |
| અબરખ ... ... ... ... | ૧,૧૯,૪૧૮ | ૭,૯૨,૮૩૩ |
| દીવેલ ... ... ... ... | ૨૫,૮૮૮ | ૧,૧૪,૮૭૨ |
| કોપરેલ ... ... ... ... | | |

| ચીજનું નામ. | ૧૯૧૭ | ૧૯૧૮ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ ... ... ... ... | ૧,૮૩,૫૬૭ | ૬૦,૨૦૦ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૮,૧૨,૨૨૨ | ૬,૦૪,૨૦૩ |
| ખોળ ... ... ... ... ... | ૮,૪૯,૧૮૩ | ૫,૩૯,૨૧૫ |
| અફીણ ... ... ... ... . | ૧૧,૦૪,૭૦૦ | ૪૦,૭૨,૮૭૫ |
| દીવેલ ... ... ... ... ... | ૯,૭૬,૩૪૫ | ૨૪,૯૭,૦૭૪ |
| કોપરાં ... ... ... ... ... | ૭,૯૪૫ | ૧૪,૭૭૧ |
| ટપામીયા ... ... ... ... ... | ૪,૮૧૮ | ૧૪,૩૭૯ |
| ભોંયસીંગ ... ... .. ... | ૩,૫૦,૭૬૭ | ૩,૯૪૩ |
| અળસી ... ... ... ... .. | ૧૪,૨૧,૮૯૫ | ૧,૦૧,૯૭,૨૬૫ |
| અસબાસ ... ... ... ... ... | ૨,૫૯૮ | ૧૦,૩૯૦ |
| સરસવ ... ... ... . .. | ૧,૧૧૭ | ૧,૮૬૫ |
| તલ ... ... ... ... .. | ૩,૫૫,૭૮૭ | ૨૮,૬૫૮ |
| નેજાનો ... ... ... ... ... | ૭૩૬,૦૯૦ | ૯,૭૯,૩૬૮ |
| ખાંડ .. ... ... ... .. | ૧,૭૯,૧૬૩ | ૨,૭૮,૮૯૪ |
| ચા ... ... ... ... ... | ૧,૭૧,૯૨,૪૮૨ | ૭૦,૯૪,૧૦૯ |
| કાચું રૂ ... ... ... ... ... | ૨,૩૩,૭૭,૭૮૯ | ૧,૩૯,૬૭,૧૧૭ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૭૩,૧૬,૪૨૬ | ૬,૧૭૯,૭૬૧ |
| રૂમાલ અને શાલો ... ... ... . | ૪૭,૪૦૭ | ૬૬,૩૪૮ |
| પીસ ગુડઝ ... ... .. .. | ૩૦,૫૮,૮૩૬ | ૪૨,૦૧,૧૨૪ |
| ગ્રાણુ ... ... ... ... ... | ૧,૯૦૦ | ......... |
| જ્યુટ કાચું ... ... .. ... | ૬૦,૨૫,૭૧૪ | ૧,૦૯,૪૪,૪૫૦ |
| રેશમ ( કાચું ) ... ... ... . | ૧૨,૧૮,૭૫૧ | ૭૨,૭૨૦ |
| રેશમ કુલ ... ... .. . | ૧૩,૩૧,૯૦૦ | ૧,૮૩,૮૫૫ |
| ઊન કાચું ... ... ... ... | ૧,૭૫,૮૯૦ | ૧,૧૩,૪૬,૦૦૩ |
| ઊનની ધાબળીઓ ને ગાલીચા વગેરે .. ... | ૨,૮૪,૨૫૭ | ૧,૧૫,૦૦,૭૬૦ |
| તંબાકુ બીડી વિગેરે ... ... ... | ૩,૩૩,૪૦૬ | ૪,૦૧,૩૫૪ |
| લાકડાં પાટીયાં વિગેરે ... .. . | ૧,૩૧,૮૧૫ | ૪,૯૨,૯૦૦ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ... | ૧૬,૨૬,૭૧,૧૮૬ | ૧૬,૨૦,૯૮,૧૮૧ |

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# વેપારી ખાતમી.

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી ખાતમીઓ આપીશું. અત્રેના કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇપણ જાતના વેપાર બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમા દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે |
|---|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | | |
| એચ. | ૨૨૯ | આસ્ટ્રેલીયામાં, ન્યુ સાઉથ વેલ્સમાં એક પેઢી. | ધાતુ તથા ખનીજ પદાર્થોની ખરીદી કરવા માગતી હોય તેવી હીંદની પેઢીઓ તરફથી ખરીદી માટેની એજન્સી મેળવવા માગે છે. |
| ,, | ૨૩૦ | જીનોઆની એક પેઢી. | તેલ, સાબુ, તેલના બીયાં, કોપરાં વગેરે કમીશનથી ખરીદ કરવા માગે છે. |
| ,, | ૨૩૧ | જીનોઆની પેઢીનો પ્રતીનીધી. | કોઇપણ ઉદ્યોગ માટેના કાચા પદાર્થો અને ખાસ કરીને તેલ, ચરબી તથા સામાન્ય રીતે રસાયણી પદાર્થો નીકાશ કરે એવી ખાત્રી રાખવા લાયક પેઢીની એજન્સી મેળવવા માગે છે |
| ,, | ૨૩૨ | માલ્ટાની એક પેઢી | જે હીંદી પેઢીઓ રેશમ, કાપડ, રૂમાલ, રેશમી માલ, કારમીગ, ભરતનું કામ, ચા, કાફી, તબાકુ વગેરે નીકાશ કરતી હોય તેમની સાથે સંબંધ બાંધવા માગે છે અને માલ્ટાના બજારમા હીંદી વેપારીઓના પ્રતીનીધી તરીકે કામ કરવા ઇચ્છે છે. |
| ,, | ૨૩૪ | ઇંગ્લંડમાં લુટન ખાતેથી નીકાશ કરનાર એક વેપારી. | કાપડ, રસાયણી પદાર્થો વગેરે જે ચીજો સાધારણ રીતે યુનાઇટેડ કીંગડમથી આયાત કરવામાં આવે છે તેને ખરીદનાર હીંદીઓ સાથે સંબંધમાં આવવા માગે છે. |
| ,, | ૨૩૬ | શીકારપુર ( સીંધ )ની એક પેઢી | અંબરની નીકાશ કરનારા સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે. |

દીવાલના માટે ફેન્સી ટાઇલ્સની છેલ્લી ડીઝાઇનો જોઇ?

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ. | | |
| એ. ૨૩૭ | ન્યુયોર્કની પેઢી | મીણ, ઝેંગકચોલા, ખસખસ, સવા ધાણા, સગ્સી, તથા સર્વ પ્રકારના મસાલા અને દવાને માટે કામ લાગે એવી ચીજો નીકાશ કરનારી હીંદી પેઢીઓ સાથે સંબધ બાંધવા માગે છે. |
| " ૨૩૯ | કાનપુરની એક પેઢી | રાઇ, સરસી, દીવેલી, મહુડા, અળસી, ખસખસ, તલ વગેરે બીયા તથા તેના તેલ તથા ચણા, મકાઈ, જવ, ઘઉ, જુવાર, બાજરો વગેરે દાણાના ખરીદનારાઓ સાથે કામ પાડવા માગેછે |
| " ૨૪૧ | ચીકાગોની એક પેઢી | ખાંડની ચકતીઓ, મીઠાઇ ચોકલેટ, મુરબ્બા વગેરેની આયાત કરનારાઓ સાથે સબધમા આવવા માગે છે |
| " ૨૪૬ | કેનેડાની એક પેઢી (જે ત્યા વાસવગરનાં તેમજ સુવાસીત દુર્ગંધનાશક પદાર્થો, જંતુનાશકપદાર્થો વગેરે બનાવેછે) | હીંદમાં સારી પેઢીઓ સાથે સંબંધ બાંધવા માગે છે, કેનેડાનાં બંદરથી એફ. ઓ. બી ની રીતે માલ ચઢાવાય માલના ડોકયુમેંટ લેતી વેળા નાણા આપવાના, રોકડ માટે બેટકા ડીસ્કાઉંટ અને જથાબધ માલ લેનારને વેપારી ડીસ્કાઉંટ ૨૫ ટકા—આ શરતોએ માલ ચઢાવે છે |
| " ૨૪૭ | કેનેડાની એક પેઢી (જે કાર્બન તથા હાઇસ્પીડ ડ્રીલ બનાવે છે) | લડાઇ પુરી થયા બાદ કામ પાડવા માટે હીંદી વેપારીઓ સાથે સંબંધમા આવવા માગે છે. |
| " ૨૪૯ | પેરીસની એક પેઢી. | ફ્રાન્સ અને બાલ્કન મુલકોમા આડત્યા રાખવા માગતી હીંદી પેઢીઓ સાથે કામ પાડવા માગે છે |
| " ૨૫૦ | એક અંગ્રેજ અમલદાર (જે થોડા વખતમા લંડન પાછો ફરનાર છે અને ત્યાં ઓફીસ તથા શોરૂમ ઉઘાડનાર છે તથા માલ બનાવનારાઓના આડત્યાં તરીકે પોતાનું કામ પાછું ચાલુ કરનાર છે.) | જાજમ, રેશમી માલ, પીતળના વાસણ, વગેરે બનાવનારાઓ તરફથી યુનાઈટેડ કીંગડમમા કમીશનથી માલ વેચવા માટેના એકલા આડત્યા તરીકેનું કામ માગે છે. |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| એચ. ૨૫૧ | લંડનની એક પેઢી. | હીંદમાંથી કૉફી, મધ, મશાલો વગેરે નીકાશ કરનાર તરફથી કમીશને માલ વેચવા માટે યુનાઇટેડ કીંગડમમા એકલા આડત્યા તરીકેનું કામ મેળવવા માટે હીંદી પેઢીઓના સબંધમા આવવા માગે છે. |
| ,, ૨૫૪ | મારસેલ્સની પેઢી. | અળસી, સરસી, દીવેલી વગેરે બીઆ, કોપરા, ચામડા, લાખ વગેરે ચીજો હીંદમાંથી નીકાશ કરનારી જે હીંદી પેઢીઓને ફ્રાન્સમા આડયા ન હોય અને આડત્યા કે દલાલ રાખવા માગતા હોય તેમની સાથે સમાગમમા આવવા માગે છે. |
| ,, ૨૫૬ | મદ્રાસ ઇલાકાના દક્ષીણ કાનરા જીલામા એક વેપારી. | નેતર ખરીદનાર સાથે કામ પાડવા ઇચ્છે છે. |
| ,, ૨૫૭ | શેંગાહીની એક પેઢી | રેશમી માલ વગેરે ચીનાઇ વસ્તુઓની આયાત કરવા ઇચ્છતી હીંદી પેઢીઓ સાથે સબંધ પાડવા ઇચ્છે છે |
| ,, ૨૬૩ | સુરતની એક પેઢી | રકરપત, બનારસ, મુરગા ગૃતકુમારી, મુસાબ્બર વગેરે દેશી નામોથી ઓળખાતા પદાર્થો જેને અંગ્રેજીમા એલો ( Aloe ) કહે છે તે દવા માટે પુરા પાડનાઓ સાથે સંબંધ બાંધવા માગે છે. |
| ,, ૨૬૫ | હીંદનાં એક દેશી રાજ્યનો એક અમલદાર | સાબુદાણા તથા તેના લોટને ખરીદ કરનારા સાથે કામ પાડવા માગે છે |
| ,, ૨૬૭ | વાવ્ય પ્રાતોમા આલ્મોરા ખાતેની એક પેઢી. | મધ, ટંકણખાર, નાગકેશર, શીલાજીત, તથા કસ્તુરી ખરીદનાર સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે. |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ. | | |
| એચ. ૨૬૯ | ન્યુયોર્કની એક પેઢી. | બરૂ, બાબુ, છીપો, રેટેન નામથી ઓળખાતા ઉનના જાડા કપડા, ઘાસના વેણી, રંગો, છરીઓ માટેના હાથા વગેરે ચીજો નીકાશ કરનાર સાથે કામ પાડવા ઇચ્છે છે |
| ,, ૨૭૩ | કલકત્તાની એક પેઢી. | બાવળની છાલ હીંદના ઉત્તર વિભાગમાં પુરી પાડનાર સાથે સંબંધ બાંધવા માગે છે. |
| ...... | *કાઠીઆવાડની એક કંપની. | જેઠીમધના (લીકોરાઇસ) તાજા મૂળીઆં જથાબંધ ખરીદનારાઓ સાથે સંબંધ જોડવા ઇચ્છે છે. સસ્તા ભાવે પૂરા પાડવામા આવશે. દેશાવર ખાતેથી જેઠીમધની બનાવટો આ દેશમાં લાખો રૂપિયાની આવે છે અને મોટે ભાગે બગદાદ તરફના મુલકોમાંથી અમેરીકા અને બીજા દેશમા જેઠીમધ જાય છે તેથી જો કોઇ પણ સધ્ધર પેઢી બહાર દેશાવર આ માલ ચડાવવા તૈયાર હશે તો જથાબંધ પૂરો પાડવા બનતું કરવામા આવશે |
| ... | †એક વેપારી જ્ઞાનવાળો ટેરીટોરીઅલ. | ઇગ્લંડ જવા માગે છે માટે કોઇ વેપારી ગૃહસ્થોની એજન્સી આપવા ઇચ્છા હોય તો લખી જણાવવુ. |
| | વાવટા બનાવનાર | નીચે છાપેલા અંગ્રેજી પત્ર જણાવ્યા પ્રમાણે કામ પાડવા માગે છે. |

* આ બાતમીના સંબંધમા X c/o સેક્રેટરી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર, મુંબાઇ એ સરનામે પત્રવ્યવહાર કરવો.

† આ બાતમીના સંબંધમા Y c/o સેક્રેટરી, ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર મુંબઇ એ સરનામે પત્રવ્યવહાર કરવો.

ઉપરની બાતમીઓમા જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલુ છે તેના સંબંધમા સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવું).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેવી બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ.

---

## *INDUSTRIAL INQUIRY.*

The following letter has been received from an army officer stationed at Bangalore. If any member of the Chamber desires to enter into correspondence with him this Army officer's name and address will be forwarded on the member's writing to the Secretary:—

Dear Sir,

Following the suggestion of the local Manager, The Commercial Information Bureau, I am enclosing a rough sample Pennant for which I am the Proprietor of Registered Design No. 6307, 1918, for India.

*GENERAL IDEA :—The general idea is a Pennant made of suitable material* bearing a Municipal or Regimental Crest followed by the name of a City, Town, Village or Locality suitable for wall decorations etc.

PARTICULAR IDEA —Sizes approximately 27", 30", 33" & 36" long from base to apex apart from ribbon connections. 10"–11" wide at base tapering to 1" wide at apex. The length of Pennant would be governed by amount of lettering.

COLOURS. Any *colour of material may be used for* Pennant and connections but where Regimental Crest is used Connections running along base and from apex should be Regimental colours.

CREST OR BADGE. The approximate size of Crest, Badge or any other device which may be used or omitted altogether, would be 6" high x 4" wide.

LETTERING. The lettering used may be of any character and of any language. It may be painted on, sewn on or in any other way fixed on so as to become part of the finished article.

CONNECTIONS. The connections can be made of ribbon or any other suitable material, about 8" wide, sewn or fixed side by side commencing from and parallell with left edge of base of Pennant and extending six inches beyond top and bottom of base of Pennant also sewn of fixed at apex of Pennant and extending about six inches.

I am desirous of entering into working arrangements under license for manufacturing these articles and should be glad if you could suggest the names of any manufacturers in your district that you think might be approached with a view to putting such Pennants on the market.

Your reply in course of post will greatly oblige.

Yours faithfully.

---

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

Registered No. B 91

પુસ્તક ૧૧ મું. VOL. XI. MAY 1919 સં ૧૯૭૫. અંક ૧૧મો. No. 11.

## અમે પોતે.

આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂ. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે છુટક નકલ એકના આના ૬ છ. નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

આ માસિકમા જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

અમારા જૂના કૉન્ટ્રેક્ટો પૂરા થયા બાદ, રીડીંગ મૅટરમાં અમે જાહેર ખબર લેવા માગતા નથી તેથી સર્વ જાહેર ખબર આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે હેમણે પોતાની જાહેર ખબરો મૅટરની આગળ યા પાછળ છપાવવા માટે આપવી.

# COMMERCIAL SUBJECTS.

# વ્હેપારી વિષયો.

## ખેતરો અને કારખાનાઓ.

લેખક:—પી. ક્રોપૉટકીન.

ભાષાન્તર કર્ત્તા ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા.

(ગતાંક ૧૦૭ થી ચાલુ)

એક પ્રજાને જો પોતાના શિક્ષિત વર્ગોની સહાય હોય તો શું કરી શકાય છે એ બાબતમાં એક ઉજ્વલ દૃષ્ટાંત ડેનમાર્ક છે ૧૮૬૪ માં એમને વિગ્રહ થયો અને પરિણામે પોતાનો એક ભાગ ગુમાવી બેઠા ત્યાર પછી ડેનમાર્કના લોકોએ ખેડુતોનાં બહોળા વિસ્તારમાં શિક્ષણનો પ્રચાર કર્યો અને જમીનમાંથી જેમ બને તેમ વધુ પાક કેવી રીતે ઉતરે તે પ્રશ્ન ઉપર ધ્યાન પહોંચાડવા માંડ્યું. આનું પરિણામ હવે સ્પષ્ટ જણાય છે. ડેનમાર્કની ગામડાની વસતિ શહેરોમાં ભરાવાને બદલે ગામડામાંજ રહે છે અને વધતી જાય છેઃ પાંચ વર્ષમાં ૧૯૦૬-૧૯૧૧ માં,

નના ૨૫,૨૫,૫૮૫ ઉપરથી ૧૬,૪૭,૩૫૦ માણસોની થઇ. ૨૭,૭૫,૧૦૦ માણસોની કુલ વસ્તિમાંથી ૯,૯૦,૯૦૦ માણસો ખેતીવાડી ડેરી વિગેરે કામ ઉપર નિર્વાહ ચલાવે છે. જમીન ખરાબ હોવાથી ત્યાં ૭૦,૦૦,૦૦૦ એકર જમીન ખેડવાના કામમાં વપરાય છે, તેમાથી ૨૭,૭૩,૩૨૦ એકર અનાજને માટે વપરાય છે. ઘઉંનો પાક એક એકર દીઠ ૪૦૨/૬ બુશલની સરેરાશે ઉતરે છે, અને દેશમાં પાકેલા દાણાની કિંમત ૪,૦૦,૦૦,૦૦૦ પૌંડ થવા જાય છે એટલે એક એકર દીઠ ઉપજ ૬ પાૈંડથી કાંઈક ઓછી આવે છે. તેમની આયાત કરતાં નિકાસ ૧,૪૪,૮૩,૦૦૦ પોંડની વધારે છે. આ ફત્તેહના મુખ્ય કારણો નીચે પ્રમાણે છે: ખેતીવાડી વિશે બહુ સારૂં જ્ઞાન, દરેક ખેડુતને શહેરોની બજારમા જવાનું સાધન, અને સહકાર. ૧૮૬૪-ના કમનસીબ વિગ્રહ પછી કેળવાયેલા વર્ગે કરેલી મહેનતનું આ ' સહકાર ' પરિણામ છે.

લંડન બજારમા ડેનમાર્કનું માખણજ સાવ બાંધી શકવાની સ્થિતિમા છે અને તેની જાત બહુ ઉંચી છે આ જાતનું માખણ સર્વ ડેરીઓમા સહકારવૃત્તિ હોય અને સહુ કોઇ સરખી રીતેજ માખણ બનાવતા હોય તોજ બની શકે એ હકીકત સર્વ કોઇ જાણી શકે તેમ છે. પણ હમણા મોટા જથ્થામા ઇંગ્લંડમાં આવતું સાઇબીરિયન માખણ પણ ડેનીશ માખણ બનાવનાર સહકારવૃત્તિથી કામ કરનાર માણસોનીજ મહેનતનું પરિણામ છે એ બિના થોડાજ જાણતા હશે. જ્યારે ડેનમાર્કના લોકો માખણ નિકાસ કરતા હતા ત્યારે પોતે પોતાના વપરાશને માટે પશ્ચિમ સાઇબીરિયામાના ટોબોલસ્ક અને ટૉમસ્કના ઇલાકાઓમાંથી માખણ મગાવતા હતા. ટોબોલસ્ક અને ટૉમસ્ક નેડાના વિનિપેગના જેવા જંગલોથી ભરપૂર છે. આ માખણ શરૂઆતમાં બહુ હલકા પ્રકારનું આવતું હતુ કારણકે દરેક ખેડુત પોતાને ઘેર પોતાની રીતે તે બનાવતો હતો. ડેન્સલોકો તેમને પોતાની સહકારની રીતો શિખવવા લાગ્યા અને તે પેલા ખેડુતોએ પણ હોંશથી અખત્યાર કરવા માંડી. આ જાતની માખણ બનાવવાની ડેરીઓની સંખ્યા જોતજોતામાં પુષ્કળ વધી ગઇ અને આપણામાંથી કોઇપણ એનું મુળ શોધી શકયા નહિં. હમણા દરેક અઠવાડીએ એક એક સ્ટીમર બાલટિકના બંદરોથી માખણ લઇને લંડન આવે છે અને એ પ્રમાણે સાઇબીરિયન માખણના હજારો પીપ લંડન ઉતરે છે. જો હું ભુલતો નહિં હોઉં તો ફીનલેંડ પણ હમણાં હમણા માખણ મોકલતું જાય છે.

ચીન સુધી નહિં જઇએ તોપણ આપણને આવાજ દ્રષ્ટાંતો બીજે ઠેકાણેથી અને મુખ્યત્વે કરીને લોંબાર્ડીથી પણ મળી આવે. પણ ૭૮,૦૦૦,૦૦૦ એકર જમીનમાંથી ૪૬,૦૦૦,૦૦૦ માણસોને અનાજ નહિંજ પુરૂં પડી શકે એવી માન્યતા એકદમ સ્વીકારી લેવાની રીતિમાં રહેલો ભય આગળ ઉપરથીજ વાંચનારને સ્પષ્ટ જણાશે વળી ઉપર જણાવેલ હકીકત ઉપરથી નીચે જણાવેલ પરિણામ પણ પ્રતિપાદન કરી શકાશે.

(૧) જે પ્રમાણે ઇંગ્લંડમાં ૪૫ વર્ષ પહેલા જમીન ખેડાતી હતી તેમ જો હવે ખેડવામાં આવે તો ૧૭,૦૦૦,૦૦૦ માણસોને બદલે ૨૪,૦૦૦,૦૦૦ માણસો દેશમાંજ ઉગાડવામાં આવેલ અનાજ ઉપર ગુજરાન કરી શકે; અને આ પ્રમાણેની ખેતીવાડી ૭૫૦,૦૦૦ વધારે માણસોને રોજી અપાવે એટલુંજ નહિં પણ ૩,૦૦૦,૦૦૦ નવાં દેશનાજ માણસો તેના ગ્રાહક તરીકે તૈયાર થાય.

(૨) જે પ્રમાણે ખેડી શકાય તેવી જમીન માથી અનાજને માટે બેલજીયમમાં રોકવામા આવે છે તે પ્રમાણમાં જો યુનાઇટેડ કીંગડમમાં જમીન ખેડવામા આવે તો ૩૭,૦૦૦,૦૦૦ માણસોને ખોરાક પુરો પડી શકે; તેમજ બીજા ધંધામા ખલલ નહિં પડતા ખેતીવાડીની ઉત્પ-

સ્તિમાંથી થોડુંક નિકાસ પણ કરી શકે અને એવીરીતે પૈસાદાર પ્રજાની સર્વ જરૂરીઆતો પુરી પાડી શકે.

(૩) જો અહિંની વસતિ બમણી થઇ જાય તો જેમ હાલ લોંબાડી અને ફ્લાંડર્સમાં થાય છે તે પ્રમાણે જમીન ખેડવી પડે અને જેમ ફ્રાંસમાં આસપાસની વાડીઓ ઉપયોગમાં લેવામાં આવે છે તેમ અહિં અમસ્થાં પડી રહેલાં મેદાનો અને ઘાસની જમીનો ખેડવી પડે.

આ બધા તરંગો માત્ર નથી પણ વ્યવહારૂ વિગતો છે; જે વસ્તુસ્થિતિ આપણે આપણી આસપાસ જોઇએ છીએ તે ઉપરથી બાંધેલાં મધ્યમ પ્રમાણના અનુમાનો છે; આપણે હજી ભવિષ્યની ખેતીવાડીનો તો વિચાર પણ કરતા નથી.

પણ જો આપણે એજ જાણવા માંગતા હોઇએ કે ખેતીવાડી કેવા પાયા ઉપર રચી શકાય અને કેવી સ્થિતિએ લઇ જઇ શકાય અને અમુક જમીનના વિસ્તારમાં કેટલું અનાજ ઉગાડી શકાય તો તો આપણે પુર્વ ફ્લાન્ડર્સ કે જરસી કે લોંબાડીના નહેરોથી ભરપુરો મેદાનો કે પારિસની આસપાસના બગીચાઓ વિગેરેના દૃષ્ટાંતો લેવાં જોઇએ. જ્યારે વિજ્ઞાન પોતાનું લક્ષ બહુધા ઔદ્યોગિક કાર્યોમાંજ આપે છે ત્યારે કેટલાક કુદરતના શોખીનો અને જેના નામ પણ કોઇ જાણતું નથી એવા બીજા કેટલાક કામ કરનારાઓએ એક નવીજ જાતની ખેતીવાડી ઉત્પન્ન કરેલી છે જે આપણી હાલની ખેતીવાડી કરતાં ઘણીજ ચઢીઆતા પ્રકારની છે. વિજ્ઞાને કોઇપણ વખત એમને માર્ગ બતાવ્યો નથી અને ઘણીવાર અવળે માર્ગે ચઢાવી દીધા છે. આ કામ કરનાર શોધમાં મંડી રહ્યા અને જેમ ઢોરોની ઉત્પત્તિના કાર્યમાં રસ લેતા હતા તેમણે-વનસ્પતિશાસ્ત્રને માટે નવા માર્ગો ખુલ્લા કર્યા તેમ આપણે ઝાડપાનને લગતાં માનસિકશાસ્ત્ર ઉપર ઘણો પ્રકાશ પાડયો. તેમણે તદ્દન નવીજ જાતની ખેતીવાડી ઉભી કરી છે. આપણે એક જમીનના ટુકડા ઉપર એક બે કે ત્રણ પાક ઉતારીએ છીએ તે તરફ એઓ ફકત હસે છે; કારણ કે બાર માસમાં છથી નવ પાક ઉતારવાની અભિલાષા તેમને છે. ખરાબ જમીન જેવું તો એ લોકો જાણતા નથી કારણ કે એઓ પોતેજ જમીન બનાવે છે અને તે એવી રીતે બનાવે છે કે દરવર્ષે એમાંથી થોડી મટોડી વિગેરે કહાડી નાખવું પડે. એક એકર ઉપરથી તેમને પાંચ કે છ ટન ઘાસ ઉતારવું નથી પણ એકજ જમીનના ટુકડા ઉપરથી ૫૦ કે ૧૦૦ ટન જુદી જુદી શાકભાજી ઉતરાવી જોઇએ છીએ. પાંચ પૌંડની કિંમતનું ઘાસ ઉગાડવાની તેમની ઇચ્છા નથી પણ ૧૦૦ પૌંડની શાકભાજી ઉગાડવાની તેમની ઇચ્છા છે અને 'હોર્ટીકલચર' પદ્ધતિ પ્રમાણે ૨૦૦ પૌંડની કિંમતની શાકભાજી ઉગાડવાની તેમની અભિલાષા છે. ખેતીવાડીની સ્થિતિ હમણા આ છે.

આપણા બધા ખોરાકમાં માંસ એ સૌથી મોંઘો ખોરાક છે તે આપણે જાણીએ છીએ; અને જે લોકો માંસાહારી ગમે તે કારણને લઇને છે તે લોકો સરેરાશ વર્ષ દિવસે એક બળદનો ¼ ભાગ એટલે ૨૨૫ શેર માંસ ખાઇ જાય છે; અને અહિં તેમજ બેલ્જીઅમમાં એક ગાય કે બળદને માટે બે થી ત્રણ એકર જમીન જોઇએ છીએ. એટલે ૧૦,૦૦,૦૦૦ માણસોની વસતિવાળા ભાગમાં ૧૦,૦૦,૦૦૦ એકર જમીન તો એજ કામને માટે અલગ રાખવી જોઇએ. પણ મો. ગોપાર્ટના ખેતરમાં જઇને જોશો તો જણાશે કે એક એકર જમીનમાથી ૧,૨૦,૦૦૦ શેર લીલું ઘાસ એટલે ૩૦,૦૦૦ શેર સુકું ઘાસ ઉત્પન્ન કરવામાં આવે છે એટલે કે એક એકર જમીનમાંથીજ એક પ્રાણીને ચાલી રહે તેટલું ઘાસ ઉત્પન્ન થાય છે—આ પ્રમાણે ઉત્પત્તિ ત્રણગણી થઇ ગઇ.

ઢોરોને ખવાડવામાં આવતાં બીટરૂટ, ખ્હીટબી ખાતે મી. ચેંપીઅન ખાતર વિગેરેની મદદથી ક એકરમાંથી ૧,૦૦,૦૦૦ શેર ઉત્પન્ન કરે છે અને કોઇ કોઇ વાર તો ૧,૫૦,૦૦૦ શેર અને ૨,૦૦,૦૦૦ શેર પણ ઉગાડી શકે છે. આ પ્રમાણે તેણે એક એકરમાંથી બે થી ત્રણ ઢોરને ચાલે એટલો ખોરાક ઉગાડયો હતો. અને મા જાતની હકીકત છુટી છવાયી બનતી નથી. ટન ખાતે મો. થોસ એક એકર જમીનમાંથી ,૦૦,૦૦૦ શેર બીટ અને ગાજર ઉગાડી કે છે એટલે કે એક એકરમાંથી ચાર ઢોરને માટે ખોરાક પુરો પાડી શકે છે. એક એકરમાંથી બીટના ૧,૦૦,૦૦૦ શેરની ઉત્પત્તિ ાંસમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે અને મ કરવામાં માત્ર સારો ખાતરની અને સંભાળનીજ જરૂર પડે છે. આ ઉપરથી મ ચોખ્ખું જણાયછે કે ૧,૦૦૦,૦૦૦, ઢોરને માટે આપણને ૨,૦૦૦,૦૦૦ એકર જમીન જલ પાડવી પડે છે ત્યારે એનાથી અડધી જમીનમાંથી બમણા ઢોરને ચાલી શકે તેટલો ખોરાક ઉત્પન્ન કરી શકાય છે.

ફ્રેંચ વાડીઓમાં કામ:—

ઉપર જણાવેલ દ્રષ્ટાંતો સંચોટ છે છતાં પણ બજારમાં વેચવા માટે વાડીઓમાં રોપાણ કરવામાં આવે છે તેના દ્રષ્ટાંતો લઇએ તો આના કરતાં પણ અદભૂત પરિણામ આવેલું જણાય, ખાસ કરીને પારિસની આસપાસ વાડીઓનાં કરવામા આવતાં કામનો દાખલો લેવો જોઇએ. આમા દરેક રોપાના વર્ષ પ્રમાણે તેની સંભાળ લેવામાં આવે છે અને તેની માવજત કરવામાં આવે છે.-બિયાં રોપવા માટે અને તેના પ્રથમ પીલા ફુટે તે વખતે ધરતી બહુજ સારી અને રસાળ બનાવવામાં આવે છે. પછી આ પીલાઓને ઉખાડીને સારી જગ્યા ઉપર લઇ જવામાં આવે છે અને તેની અચ્છી માવજત કરવામાં આવે છે આ પ્રમાણે કર્યા પછીજ તેને ખુલ્લી જમીનમાં રોપીને ખીલવા દેવામા આવે છે. પાણી વગેરેની સગવડ સ્ટીમ એંજીનથી પુરી પાડવામાં આવે છે અને નબળા રોપાઓની જગ્યાએ સારા રોપા તરતજ રોપી દેવામાં આવે છે; આ પ્રમાણે દરેક રોપાની છુટી માવજત લેવામાં આવે છે.

પણ આ જાતના વાડીના રોપાણ સંબંધે એક ગેરસમજુતી પ્રસરેલી જોવામાં આવે છે એ દૂર કરવી જોઇએ. તે એ છે કે મોટી બજાર પાસે હોય તોજ આ જાતના રોપાણ થઇ શકે. અલબત, કાંઇક અંશે, અને કાંઇક પ્રમાણમાં આ કહેવું અને આ માન્યતા સાચી છે અને સાચી રહેવાની છે પરંતુ, સર્વાંશે તેમ નથી. પારિસમાં એવી કેટલીક વાડીઓ પારિસના મોટાં બજારની પાસેજ છે; પણ તેમ છતાં પણ તે વાડીઓ પોતાની બધળી ઉત્પત્તિ ઇંગ્લંડ નિકાસ કરે છે. શહેરો પાસે હોવાથી સારૂં ખાતર મળી શકે એટલા કારણને લઇનેજ માળીઓ શહેર પાસે આ જાતના રોપાણ કરવા લલચાય છે. રૂતુ કરતા વહેલી જે શાકભાજી થાય તેનો પૈસો બહુ સારી રીતે ઉપજે અને એવી રીતે શાકભાજી ઉત્પન્ન કરવા માટે ગરમીની ઘણી જરૂર છે; આ ગરમી ઘણા જથ્થામાં ખાતર નાખવાથી થઇ શકે છે. પણ અર્વાચીન જમાનામાં આ જાતની ગરમી ગરમ પાણીના નળો રાખવાથી વધુ સહેલાઇથી તથા વધુ સસ્તામાં મળી શકે તેમ છે. પરિણામે ફ્રેંચ માળીઓ આવા નળો તેમજ "થરમૉસિફોન" (Thermo siphon) નો ઉપયોગ કરવા લાગ્યા છે. આ થરમૉસિફોનથી બહુ સારાં પરિણામ આવ્યાનું સિદ્ધ થઇ ચુકેલું છે.

ખેતીવાડી વિષે લખનાર પુરૂષોને જુદી જુદી જાતની જમીન અને તેમની જુદા જુદા પ્રમાણની ફળદ્રુપતા એ બહુ મોટી મુશ્કેલી છે પણ તેમણે એટલું યાદ રાખવું કે વાડીઓનાં બધી જમીન સરખી બનાવાય છે, પછી અસલ તે ગમે તે પ્રકારની હોય. આથી ફ્રાંસમાં વાડીઓના ભાડાંના કોંટ્રાકટોમાં એવો કરાર હોય

છે કે જ્યારે માળી વાડી ખાલી કરી જાય ત્યારે પોતાનુ ખાતર, પોતાની ઉના પાણીની નળીઓ અને થરમૉસિફોન વગેરે બધુ' બીજે ઠેકાણે લઇ જઈ શકે. આ પ્રમાણેના કરારનામાંથી, ખરે-ખર, ઘણાને આશ્ચર્ય જ ઉત્પન્ન થતું હશે!*

પરંતુ, આ સ્થળે વાડીની ખેતીવાડીના બધા દાખલા આપી શકાય તેમ નથી પણ જેમને જીજ્ઞાસા હોય તેમને નીચે જણાવેલ કેટલાંક પુસ્તકો વાંચવાની ભલામણ કરવામા આવે છે:—

1. La culture maraishere: Ponce: 1869.

2. Le potager modome: 7th edition in 1886: Gressent.

3. Manuel pratique de culture maraishere Courtois-Gerard, 1863.

4. Cours pratique de culture maraishere: L G. Gillekens, 1895.

5. Le bon Jardinier (almanac) Vilmorin.

6 Le Repartition metrique des impots: a Tableau, 2 Vols, 1880.

7. French gardening: Thomas Smith, London, Utopia press, 1909

8. The Profitable culture of Vegetables for market gardeners, Small holders and others: Thomas Smith, London (Longmans, Green) 1911.

આપણે અહિં એકજ દાખલો લઇએ: મો. પૉંસની વાડી ૨ ૭/૮ એકર વિસ્તાર માત્ર રોકતી હતી આ વાડીના રોપાણમાં (સ્ટીમ એંજીન સહીત) કુલ્લે ખર્ચ ૧,૧૩૬ પોંડ આવ્યો. મો. પૉંસ સહીત આઠ માણસો આ વાડીમાં કામ કરવા અને બજારમાં માલ લઇ જતા. આ કામમાં મદદમાં તેમને એક ઘોડો હતો. બજારમાંથી પાછા આવતાં તેઓ ખાતર લઇ જતા અને ખાતરમાં વાર્ષિક ૧૦૦ પોંડ ખર્ચતા. ભાડામા અને કરમાં બીજા ૧૦૦ પોંડ જતા પણ આ ત્રણ એકરથી પણ ઓછા વિસ્તારવાળી વાડીમાં વર્ષ દિવસે જે જે વસ્તુઓ, જે જે પ્રમાણમાં ઉત્પન્ન થતી એનું વર્ણન કરવું પણ અશક્ય છે. એ સઘળું વાંચવા માટે તો મો. પૉંસનું પુસ્તકજ વાંચવું જોઇએ પણ અહિં તો માત્ર થોડાક આંકડાજ આપવામાં આવ્યા છે.

| | | |
|---|---|---|
| ગાજર | ... | ૨૦,૦૦૦ શેર. |
| કાંદા વગેરે | .. | ૨૦,૦૦૦ ,, |
| કોબીચ | ... | ૬,૦૦૦ નંગ |
| કૉલીફ્લાવર.. | | ૩,૦૦૦ ,, |
| ટમેટાં | ... | ૫,૦૦૦ ટોપલી. |
| ફળફળાદી | . | ૫,૦૦૦ ડઝન નંગ. |
| સેલેડ | ... | ૧,૫૪,૦૦૦ નંગ |

* પણ આ પ્રમાણે જમીન ખસેડી લઇ જવાની ગોઠવણ ખેતીવાડીમા છેલ્લામા છેલ્લી શોધ ગણાતી નથી તે સ્થાન તો હમણા જુદી જુદી જાતના પ્રવાહિ પદાર્થો જમીન ઉપર રેડીને તેમાંથી જુદા જુદા જંતુઓ ઉત્પન્ન કરવાની રીતને મળે તેમ છે કેટલાક જંતુઓ કેટલાક રોપાને બહુ સારૂ પોષણ આપે છે આમ જણાયાથી એ જાતના રોપાઓ આવી રીતે દવાદ્વારા ઉત્પન્ન કરવામા આવે છે અને તેના વડે કરીને જમીનને રસાળ અને ફળદ્રુપ બનાવી દેવામાં આવે છે આ જાતના અખતરાઓ જરમનીમાં હમણા ઘણા થાય છે

ટુંકામાં ૨૫૦,૦૦૦ શેર શાકભાજી ઉતારવામા આવે છે! આ પરિણામમાં કાંઇપણ અતિશયોક્તિ નથી એ એટલા ઉપરથીજ સાબિત થશે કે લંડનની આસપાસની વાડીઓના માલિક એક એકર દીઠ લગભગ ૧૦ થી ૧૫ પાંઉ ભાડું આપે છે અને તેટલીજ જગ્યાના, પારિસની આસપાસની વાડીઓના માલિક ૩૨ પાંઉ ભાડું આપે છે. પારિસની આસપાસ આ પ્રમાણે ૨,૧૨૫ એકર જમીન આ પ્રમાણે વાપરવામા આવે છે અને તેને લઇને ૨,૦૦૦,૦૦૦ પારિઝિઅનોને વનસ્પતિ પુરી પડે છે એટલુજ નહિં પણ ઇંગ્લંડમાં પણ મોટો જથ્થો નિકાસ કરવામાં આવે છે.

ઉપર જણાવેલ પરિણામ ફ્રેમ અને કાચના ટોપ વગેરેની મદદથી નિપજાવવામા આવે છે પણ આવા કિંમતી અસબાબ વિના પણ, ખુલ્લી હવામાં વનસ્પતિ ઉગાડવાથીજ એક એકર ઉપરથી ૨૦૦ પાંઉની કિંમતની શાકભાજી ઉત્પન્ન કરી શકાય છે.

વળી અહિં મારે એટલું ઉમેરવું જોઇએ કે આ સઘળો વિકાસ ૧૯ મી સદીના ઉત્તરાર્ધમા થયો હતો. તે પહેલાં તો એ દિશામાં કાંઇજ થયું નહોતું અને તદ્દન જંગલી સ્થિતિમાંજ એ કાર્ય કરવામા આવતું હતું. પણ હવે તો પારિસનો માળી જમીનની જાત ઉપર બિલકુલ આધાર રાખતોજ નથી અને હવાની પણ દરકાર કરતો નથી. પવન અટકાવવાને માટે તેણે દિવાલો ચોજી છે, અજવાળું આપવા માટે તેણે તે દિવાલોનેજ રીફ્લેક્ટર તરીકે કામમા લીધી છે, કાચના આચ્છાદનોથી તોફાનોને તેણે દુર કર્યાં છે અને એવીજ જાતના સાધનોથી તેણે પોતાની પારિસની આસપાસની વાડીઓને ફળદ્રુપ દક્ષિણ પ્રદેશની વાડીઓ જેવીજ બનાવી દીધી છે. તે પારીસને ગમે તે રૂતુમાં દ્રાક્ષ પુરી પાડે છે અને ગમે તે રૂતુમાં શાકભાજી આપી શકે છે, અને જુદી જુદી જાતના ફુલો પણ અનેક સંખ્યામાં પુરાં પાડી શકે છે; અને સીન નદીની આસપાસના પ્રદેશમાંની વસ્તી આશરે ૪,૫૦૦,૦૦૦) ને પણ જો ધારવામા આવે તો એટલીજ જમીનમાંથી ફળફળાદી, શાકભ૭ી વગેરે બધું પુરૂં પાડી શકાય એમ તે બાબતના વિદ્વાનો કહી શકે છે અને ખાત્રી આપી શકે છે.

અને તેમ છતાં પણ પારિસનો માળી એજ અર્વાચીન ખેતીવાડીનું લક્ષ્ય નથી એ તો માત્ર એ દિશામાં માર્ગસૂચકજ છે; તેને માટે તો આપણે અન્ય દિશામાંજ જોવું જોઇએ એ બિચારો માળી સવારથી ત્રણ વાગ્યાથી કામ શરૂ કરે છે અને છેક મધ્યરાત્રિ સુધી કામ કર્યાં છે. ફુરસદ શું છે તે તો તે જાણતોજ નથી. મનુષ્યજીવન કેવું છે અને કેવી રીતે ગાળવું જોઇએ તેની તો તેને ખબરજ નથી. પોતાની વાડી તેજ માત્ર તેની દુનિયા છે—તેનું સર્વસ્વ છે. તે માળી આપણે ઉત્તમ દૃષ્ટાંત તરીકે નહિં સ્વીકારી શકીએ, તેજ પ્રમાણે તેની કામ કરવાની રીત પણ આપણે નહિં સ્વીકારી શકીએ. તે માળી આથી પણ ઘણું વધારે ઉત્પન્ન કરી શકે અને તે પણ આથી બહુ ઓછી મહેનતે; અને સુખી જીવન ગાળીને, મનુષ્ય તરીકેના પોતાના સર્વ હક્કોનો ઉપભોગ કરી શકે તેવી આપણી ઇચ્છા છે, તે આપણું લક્ષ્ય છે અને આ સર્વ શક્ય છે —

(અપૂર્ણ.)

---

ધી એંગ્લો ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.